॥ श्रीकृष्णाय नमः ॥



॥ श्रीमद्गोस्वामी श्रीहरिरायजी (महाप्रभुजी) ॥

विरचित

# * ४१ बृहत् शिक्षापत्र *

मूल श्लोक सहित श्रीगोपेश्वरजी कृत व्रजभाषा
टीकानुसार गुर्जरगिरानुवाद संवलितम्
श्रीहरिरायजी तथा श्रीगोपेश्वरजीना सुन्दर चित्रो समेत.

प्रथमावृत्ति — अनुवादकः— — प्रत १०००

श्रीकृष्णाब्द ५१४५ — **मुन्दरलाल मणिलाल** बी. ए. एल एल. बी. वकील-भरूच. — श्रीवल्लभाब्द ४४४

संवत १९७८ — सने १९२२

प्रकाशकः—

**लल्लुभाई छगनलाल देसाई**
व्यवस्थापकः—" श्रीभक्तिग्रन्थमाला " कार्यालय.
[illegible]गपोल, खत्रीपोल.
ऑफिस, रीचीरोड, नं. ११०
अमदावाद.

न्योछावर रू. ४—०—०

ધી ગુજરાત પ્રીં. પ્રેસમાં—શાહ [illegible] મગનદાસે છાપ્યું.
પાંચકુવા, [illegible] - અમદાવાદ.

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ. ભાગ ૧ લો. ૧—૪—૦

૨ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ. ભાગ ૨ જો. ૧—૦—૦

૩ નિત્યનિયમના પાઠ તથા ધોળ (આવૃત્તિ ૪ થી) ૦—૪—૦

૪ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત. (ગુજરાતી) ૦—૪—૦

૫ બ્રહ્મસંબંધ કાવ્ય (આવૃત્તિ ૨જી) ૦—૬—૦

૬ શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ. ૧—૦—૦

૭ શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર (મુળ શ્લોક સાથે ગુ. ટીકા) ૦—૧૨—૦

૮ ૮૪ વૈષ્ણવની વાર્તા. (ગુજરાતી ભાષામાં મોટા અક્ષરથી) ૩—૦—૦

૯ શ્રીપુરૂષોત્તમ સહસ્ર નામ સ્તોત્ર. (મુળ શ્લોક સાથે ગુજરાતી ટીકા.) ૨—૦—૦

૧૦ શ્રીમદ્ ભગવદ્ગીતા.
(તત્વદિપિકા, અમૃતતરંગીણીના આશય સાથે) ૧—૮—૦

૧૧ શ્રીયમુનાસ્તોત્રરત્નાકર. ૦—૮—૦

૧૨ શ્રી સ્વરૂપદર્શન (૧૦૪ ફોટાવાળું) ૩—૦—૦

૧૩ શ્રી ગોવર્ધનનાથજીનું પ્રાગટ્ય. ૦—૬—૦

૧૪ શ્રીષોડશ ગ્રન્થો—સરળ ગુજરાતી ટીકો. ૧—૪—૦

૧૫ કીર્તન સંગ્રહ ભા. ૧ લો વર્ષોત્સવ કે કીર્તન. ૧૦—૦—૦
(ઘણા મોટા અક્ષરથી)

૧૬ શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તી. ૦—૫—૦

૧૭ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત વ્રજભાષામાં ૦—૫—૦

૧૮ શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ ગુજરાતી ૦-૧-૦, વ્રજભાષા ૦—૨—૦

૧૯ શ્રીયમુનાજીનાં ૪૦ પદ. (વ્રજભાષા) ૦—૨—૦

૨૦ વનયાત્રાનું ધોળ. ૦—૧—૩

૨૧ શ્રીભટ્ટજી મહારાજ કૃત ૩૨ વચનામૃત (વ્રજભાષા.) ૦—૬—૦

૨૨ શ્રી ગિરિરાજભૂષણ ગ્રન્થ સટીક. ૦—૧૦—૦

૨૩ નિત્યનિયમના ૨૪ પાઠ (મૂળ સંસ્કૃત) ૦—૬—૦

૨૪ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર (બે ભાગમાં, સંપૂર્ણ માળાપ્રસંગ સાથે ૪—૦—૦

૨૫ શ્રીહરિરાયજી કૃત બડે શિક્ષાપત્ર (મૂળ શ્લોક સાથે વિસ્તાર પૂર્વક ગુજરાતી ટીકા) ૪—૦—૦

૨૬ ભાવાસન્ધુ વ્રજભાષા. ૧—૮—૦

૨૭ તીર્થયાત્રાનો હેવાલ. (આખા હિન્દુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સમ્પ્રદાયનાં સઘળાં તીર્થોની સંપૂર્ણ માહીતી વાળું) ૩—૦—૦

છપાય છે ! છપાય છે !

૧ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠકચરિત્ર
(શ્રી મહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી આદિ બાળકોની બેઠક ચરિત્ર)

૨ શ્રીગિરિધરલાલજી (કાંકરોલીવાળા)નાં ૧૨૦ વચનામૃત.

૩ ૮૧ ગ્રન્થનો ગુટકો (નિત્યનિયમમાં પાઠ કરવાનો મોટા અક્ષરથી)



# પ્રસ્તાવના.



શ્રીહરિરાયજી કૃત બૃહત્ શિક્ષાપત્ર અર્થાત્ બડે શિક્ષાપત્ર નામનો ગ્રન્થ સર્વ વૈષ્ણવોની જાણપર લાંબા સમયથી આવેલો છે. એ ગ્રન્થ ભગવદ્વાર્તામાં અતિશય ઉપયોગી છે. કારણ કે એમાં શ્રીપુષ્ટિમાર્ગના સર્વ સિદ્ધાન્તો, વેદ, શાસ્ત્ર, પુરાણ, શ્રીમદ્ ભાગવત તથા શ્રીમદ્ ભગવદ્ગીતાના પ્રમાણ સહિત દર્શાવવામાં આવ્યા છે. એ સિદ્ધાન્ત પણ એવી સરલ ભાષામાં તેમજ એવા સચોટ દૃષ્ટાન્તથી સમજાવવામાં આવ્યા છે કે તેથી વિદ્વજ્જનો તેમજ સામાન્ય બુદ્ધિના વૈષ્ણવવર્ગને રસ પડયા વિના રહેતો નથી. શ્રીહરિરાયજી શિક્ષાપત્રમાં સરલ, મૃદુ તથા રસિક ભાષાનો ઉપયોગ કરે છે અને પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રમેયની દૃષ્ટિથી પ્રકટ કરે છે. શ્રીહરિરાયજી જાણે પોતાના ઘરમાં આવતા અન્તરંગ ભગવદીયોને બોધ ન કરતા હોય એવું પ્રત્યેક પત્રના શ્લોકો વાંચતાં માલમ પડી આવે છે. આ શિક્ષાપત્રના ૪૧ પત્રમાંથી ગમે તે કોઇ પત્ર વાંચો તો પણ પુષ્ટિમાર્ગીય ભાવાત્મક માર્ગની છાપ વાંચકના મન પર પડયા વિના રહેશે નહિ, અને તેથીજ ગ્રન્થનું નામ શિક્ષાપત્ર અર્થાત્ 'શિક્ષણ આપે એવા પત્રો' એમ સર્વ પ્રકારે યોગ્યજ છે. જો કે શ્રીહરિરાયજીનો ઉદ્દેશ પ્રચલિત દન્તકથા પ્રમાણે પોતાના નાના ભાઇ શ્રીગોપેશ્વરજીને ગૃહભંગનાં તીવ્ર દુઃખમાં શિક્ષાપત્ર મોકલી આપી આશ્વાસન આપવાનો હતો. અને ખરેખર શ્રીગોપેશ્વરજીએ ગૃહભંગના દુઃખમાં જ્યારે એ પત્રોમાંના પ્રથમ પત્રનું મનન કર્યુ ત્યારે પોતાને ગૃહભંગ રૂપી ખેદનું વિસ્મરણ થયું. અર્થાત્ પોતે પ્રપંચનું વિસ્મરણ કરી ભગવત્સેવામાં આસક્ત થયા. એજ પ્રકારે આધુનિક જીવોપર તો સાંસારિક-પ્રાપચિંક દુઃખો વારંવાર આવી પડે છે. એમાં આશ્ચર્ય નથી તેવા સમયમાં પણ વૈષ્ણવો પણ જો શ્રીહરિરાયજીના શિક્ષાપત્રોનું મનન કરે તો નિશ્ચય પોતાનું દુઃખ ભૂલે અને પ્રભુ સેવામાં તત્પર થઇ રહે. એમાં સંશય નથી.

શ્રીગોપેશ્વરજીને આ પત્રોથી આશ્વાસન મળ્યું એટલુંજ નહિ પણ એ શિક્ષાપત્રોના સંસ્કૃત શ્લોક પર વ્રજભાષામાં વિવેચન કરી સર્વ વૈષ્ણવ સૃષ્ટિને લાભ આપ્યો છે. લાંબા સમયથી શ્રીહરિરાયજીના શિક્ષાપત્રો, ચોરાશી વૈષ્ણવોની વાર્તા, ૨૫૨ વૈષ્ણવોની વાર્તા સાથે ભગવદ્વાર્તા તરીકે, વૈષ્ણવોની મંડલીઓમાં વંચાય છે. પ્રાચીન સમયથી વૈષ્ણવોની સમાજમાં શિક્ષાપત્રની લિખિત પ્રત માલમ પડયા વિના રહેતી નથી. એ જ સૂચવે છે કે વૈષ્ણવવૃન્દમાં આ ગ્રન્થ કેવો અમૂલ્ય અને પ્રિય થઇ પડયો છે.

શ્રીહરિરાયજીના ૪૧ શિક્ષાપત્રો છે. પ્રત્યેક પત્રમાં આશરે ૨૫-૩૦ સંસ્કૃત શ્લોક છે. એ પ્રત્યેક શ્લોકના ભાવાર્થ તથા એના રહસ્ય ઉપર લંબાણથી વિવેચન શ્રીગોપેશ્વરજીએ વ્રજભાષામાં કર્યું છે. મૂળ સંસ્કૃત શ્લોક તથા વ્રજભાષા ટીકાની આવૃત્તિનું મુદ્રણ શ્રીમદ્

ગોસ્વામિ શ્રીમન્નૃસિંહલાલજી મહારાજે શ્રીસુબોધિની સભાદ્વારા કરાવ્યું છે. આધુનિક સમયમાં વૈષ્ણવવૃન્દનો ઘણો ભાગ સંસ્કૃત તથા વ્રજભાષા સમજી શકતો નથી. એવા વૈષ્ણવો મૂલ સંસ્કૃત શ્લોક તથા વ્રજભાષાનું વિવેચન સમજી શકે એવા ઉદ્દેશથી ગુર્જરી ભાષામાં અનુવાદ આ ગ્રન્થમાં કરવામાં આવ્યો છે. પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજવામાં શ્રીહરિરાયજીના ગ્રન્થોનું નિયમપૂર્વક પર્યાલોચન થવું જોઇએ એટલું જ નહિ પણ શ્રીહરિરાયજીના ગ્રન્થથી જિજ્ઞાસુઓએ પ્રારમ્ભ કરવો જોઇએ એ સરલ માર્ગ છે. આવો પ્રચલિત મત મ્હને સત્ય લાગે છે.

ગ્રન્થના કર્ત્તા શ્રીહરિરાયજીનું જીવનચરિત્ર તથા વિવેચન કરનાર શ્રીગોપેશ્વરનું જીવનચરિત્ર તૈયાર કરવાના સાધનો પ્રાપ્ત થતાં નથી. શ્રીહરિરાયજી જેવા પવિત્રમહાનુભાવી ગોસ્વામિશ્રીનું સમ્પૂર્ણ જીવનચરિત્ર લખાય તો આપણને અલભ્ય લાભ થાય. આ સ્થિતિમાં વે. શા. સં. શાસ્ત્રીજી. મગલાલ ગણપતરામ, એમ. એ, ડેક્કન કોલેજના સંસ્કૃતના પ્રોફેસર સાહેબ તરફથી મ્હને શ્રીહરિરાયજીના જીવનચરિત્રની રૂપરેખાના સમ્બન્ધમાં જે કંઇ હકીકત પ્રાપ્ત થઇ તે માટે હું તેમનો સર્વથા આભારી છું.

આ અનુવાદના ઉત્તેજક રા. રા. મૂલચન્દ્ર તુલસીદાસ તેલીવાળા, બી. એ. એલ. એલ. બી. વકીલ તથા પ્રકાશક રા. રા. લલ્લુભાઇ છગનલાલ દેસાઇને પણ ધન્યવાદ ઘટે છે.

| | |
|---|---|
| નારાયણ દહેરાની ખડકી:<br>ભરૂચ.<br>ચૈત્ર કૃષ્ણ એકાદશી, સંવત ૧૯૭૮.<br>( શ્રીવલ્લભજયન્તી ) | લી. દાસાનુદાસ,<br>સુન્દરલાલ મણીલાલ વકીલ,<br>બી. એ. એલ. એલ. બી. વકીલના<br>સપ્રેમ ભગવત્સ્મરણ. |

---



# ઉપોદ્‌ઘાત.

## (૧) આ શિક્ષાપત્રો કેમ લખાયા.

એક સમય શ્રીહરિરાયજી પરદેશ પધાર્યા હતા. ત્યારે એમના નાના ભાઈ શ્રીગોપેશ્વરજી ઘરમાં વહુજીસહિત ભગવત્સેવા કરવામાં નિમગ્ન હતા. એવી આખ્યાયિકા પ્રચલિત છે કે શ્રીગોપેશ્વરજીના વહુજી થોડાક સમયમાં લીલામાં પધારશે એમ શ્રીહરિરાયજીએ પ્રથમથી જાણ્યું, શ્રીગોપેશ્વરજી ગૃહભંગની તીવ્રવેદનારૂપી લૌકિકદુઃખથી ભગવત્સેવાથી બહિર્મુખ થશે અને તેમ થાય તે યોગ્ય નહિં એમ સમજી શ્રીહરિરાયજીએ એક પછી એક શિક્ષાના પત્રો શ્રીગોપેશ્વરજી ઉપર પરદેશથી મોકલવા માંડ્યા. શ્રીગોપેશ્વરજી તો એ પત્ર વાંચતા જ નહિ. ભગવત્સેવા કર્યા કરતા. જેવા પત્રો આવે કે તુરતજ ગોખમાં નાખી મુકતા. આખરે શ્રીગોપેશ્વરજીના વહુજી લીલામાં પધાર્યા અને શ્રીહરિરાયજી ધારતા હતા તેમ શ્રીગોપેશ્વરજીનું ચિત્ત ભગવત્સેવામાં ન રહ્યું. ત્યારે એક સેવક વૈષ્ણવ હરજીવનદાસે શ્રીગોપેશ્વરજીને કહ્યું કે જો આ સમય શ્રીહરિરાયજી પાસે હોત તો શ્રીગોપેશ્વરજીને સમજાવત. આ સાંભળી શ્રીગોપેશ્વરજીએ તુરત પૂછ્યું કે શ્રીહરિરાયજીના પત્રો આવે છે કે કેમ? ત્યારે હરજીવનદાસે ગોખમાં ધરેલા પત્રો કહાડ્યા અને શ્રીગોપેશ્વરજીએ એક પત્ર કહાડ્યો તે પ્રથમ પત્ર નીકળ્યો. એ પ્રથમ શિક્ષાપત્ર વાંચતાં જ શ્રીગોપેશ્વરજીના ચિત્તને આશ્વાસન મળ્યુ, લૌકિક દુઃખ ભૂલ્યા, અને પ્રભુની સેવા કરવામાં તત્પર થયા. એમ પોતે ૪૧ પત્રો શ્રીહરિરાયજીના આવ્યા હતા તે વાંચ્યા, તેનું મનન કર્યું અને વ્રજભાષામાં પ્રત્યેક પત્રના પ્રત્યેક શ્લોક ઉપર વિવેચન કર્યું. શ્રી હરિરાયજી પ્રત્યેક પત્રના પ્રારમ્ભમાં પુષ્ટિમાર્ગીય સમ્પ્રદાયનું ગૂઢ રહસ્ય સમજાવે છે અને અન્તના શ્લોકમાં ક્વચિત્ પોતાના ઘર સમ્બન્ધી અંગત બાબતો લખે છે. શ્રીહરિરાયજીએ ૪૧ શિક્ષાપત્રો પરદેશથી શ્રીગોપેશ્વરજીને મોકલ્યા પણ જ્યારે એમને એમ માલમ પડ્યું કે શ્રીગોપેશ્વરજીતો એક પણ પત્ર વાંચતા નથી ત્યારે ૪૧ પત્રો લખી વધુ પત્રો લખવાનું બંધ કર્યું. જો વધુ પત્રો લખ્યા હોત તો તેમાંથી પણ આપણને વધુ જાણવાનું મળત, આ આખ્યાયિકા કેટલેક અંશે સત્ય હશે પણ ખરી. છતાં એટલું તો સિદ્ધ થાય છે. કે શ્રીગોસ્વામિ બાલકો પરદેશથી સંસ્કૃત ભાષામાં ઘરના કામકાજના પ્રસંગમાં પત્રો મોકલતા અને તેમાં શિક્ષા–બોધદાયક વચનામૃતો લખતા. શ્રીગુસાંઇજી નિજ વૈષ્ણવોને પણ પરદેશ પત્રો લખતા અને તેમાં ધાર્મિક બોધ થાય એવા વચનો લખતા. એ પત્રોમાંના કેટલાક હાલ વિરાજિત છે. શ્રીગુસાંઇજીની વિજ્ઞપ્તિ પણ આ પ્રકારની છે. ફક્ત એ વિજ્ઞપ્તિમાંથી પોતાના ગૃહ સમ્બન્ધી અંગત બાબતો જતી રહી છે અને ધાર્મિક રહસ્યના વચનામૃતો રહ્યાં છે. ગોસ્વામી મહારાજશ્રીના અંગત પત્રોમાંથી પણ ધાર્મિક રહસ્યનો ઉપદેશ થાય છે એમ આ ૪૧ શિક્ષાપત્રો સૂચવે છે.

## (૨) શિક્ષાપત્રમાંથી પ્રાપ્ત થતો સંક્ષિપ્ત ઉપદેશઃ—

આ ગ્રન્થમાં પ્રત્યેક સ્થલે દૈન્યભાવ, નિંઃસાધનતા, શ્રીવલ્લભાધીશના ચરણકમલનો દૃ

આશ્રય, શરણ ભાવના, તથા નિવેદનનું અનુસન્ધાન-વારંવાર ઉપદેશેલાં છે. શ્રીહરિરાયજી આ શિક્ષાપત્રો લખતાં લખતાં ભગવદ્વિપ્રયોગરૂપી અગ્નિમાં એવા તો નિમગ્ન થઇ જાય છે કે પોતે વિપ્રયોગનાજ ઉદ્ગારો કહાડ્યા જાય છે. ચાળીશમા શિક્ષાપત્ર લખતાં લખતાં પોતે કહે છે કે 'ક્યાં છે તે વ્રજભૂમિ! ક્યાં છે તે કૃષ્ણદાસવર્ય ગોવર્ધનપર્વત! ક્યાં છે તે શ્રીયમુનાજીના નિકુંજો! વ્રજભક્તોને આકર્ષતા તે વેણુરવો ક્યાં છે! ક્યાં છે તે લીલાધાર દ્રુમો! ક્યાં છે તે વેણુરવનું શ્રવણ કરનારા પક્ષીઓ! ક્યાં છે તે 'શ્રીયમુનાજીની રમણરેતી!' ઇત્યાદિ વચનો પ્રભુમિલનને અર્થે શ્રીહરિરાયજીની કેવી તીવ્ર આર્તિ હતી તે સિદ્ધ કરે છે. શ્રીહરિરાયજી પોતે વિપ્રયોગનો–તાપક્લેશનો અનુભવ કરતા. પ્રભુનો વિપ્રયોગ એ પરમફલ છે એમ પણ પોતે ઉપદેશ કરે છે. કલિકાલમાં શ્રીવલ્લભાચાર્યજીના અનન્ય તદીયો દુર્લભ છે. સર્વત્ર દુઃસંગ તથા અન્યાશ્રય બાધક થઈ પડે છે. જીવોનો બધો સમય કેવલ ઉદરપોષણ કરવામાંજ ચાલ્યો જાય છે. એ જોઇને પોતે ખિન્ન થઇ ઉપદેશ કરે છે કેઃ—

**केवलोदरनिष्ठत्वं तु तदीयानां नचोचितम्।**
**नपूरयेत् किमुदरं सेवकानां कृपानिधिः ॥** **(पत्र. १३-१)**

**અર્થ:**—તદીયો કેવલ ઉદરપોષણમાં જ તત્પર થઇ રહે છે તે યોગ્ય નથી. શું કૃપાનિધિ પ્રભુ નિજસેવકોનું ઉદર પોષણ નહિ કરશે! આ શ્લોકમાં પોતે ઉપદેશ કરે છે કે 'હે જીવો તમારા ઉદર પોષણ સમ્બન્ધી ચિન્તા મા કરો, પ્રભુ નિજસેવકોનું ઉદરપોષણ તો કરશે જ કરશે!' આમ પ્રભુમાં અતિ વિશ્વાસ રાખવાનું કહે છે. વળી પોતે કહે છે કે 'આ કરાલ કાળ આવી પહોંચ્યો છે કે જેણે સજ્જનોની સર્વ મતિ પણ હરી લીધી છે. આસ્થિતિમાં શ્રીવલ્લભાચાર્યજીના આશ્રિત જીવોએ કાલના પણ કાલ એવા શ્રીવ્રજાધીશને શરણ જવું.' આ પ્રકારે પોતે કલિકાલમાં શક્ય એવા શરણમાર્ગનો ઉપદેશ કરે છે. વળી પોતે કહે છે કે 'ભક્તિમાર્ગમાં પ્રભુકૃપા એ જ પરમ કારણ છે,' 'સ્વકીયોનું–સ્વકીય-નિજ ભક્તોનું ઐહિક તેમજ પારલૌકિક પ્રભુજ કરતા આવ્યા છે, કરે છે તથા કરશે એમાં સંશય નથી, છતાં પણ જીવ નિજદોષથી પ્રયત્ન કરે છે એ અજ્ઞાનની પણ પ્રભુ ક્ષમા આપે છે. (જુઓ શિક્ષાપત્ર ૨૬-૧) આમાં ભક્તના લૌકિક તથા પારલૌકિક કાર્યો પણ પ્રભુ સિદ્ધ કરશે એવો દૃઢ વિશ્વાસ પોતે ઉપદેશે છે. વિષયાદિકનો અનાદર કરવો, ઇન્દ્રિય રૂપી અશ્વનો નિગ્રહ કરવો, સમર્પણનું અનુસન્ધાન કરવું, દુઃસંગ તથા અન્યાશ્રયનો ત્યાગ કરવો, તથા સત્સંગ કરવો એમ સ્થલે સ્થલે પ્રતિપાદન કરે છે. ભગવદ્ભાવરૂપી નિધિનું સંરક્ષણ કરવા લૌકિક દુઃસંગ તથા અન્યાશ્રયનો ત્યાગ કરવાનું કહે છે. ભગવદ્ભાવ રૂપી અગ્નિને લૌકિક દુઃસંગરૂપ વા અન્યાશ્રયરૂપ જલનો સમ્બન્ધ થાય તો તે અગ્નિ શાન્ત થઇ જાય છે—અર્થાત તે ભગવદીય બહિર્મુખ થાય છે. તેથી દુઃસંગથી બચવા કેવા પ્રકારના ભગવદીયનો સત્સંગ કરવો તેના ગુણ તથા દોષનું વિવેચન પોતે કરે છે. (જુઓ શિક્ષાપત્ર ૩). એવા તદીયો જો દુર્લભ હોય તો શ્રીભાગવતનું સેવન કરવાનો ઉપદેશ કરે છે. તેમજ શ્રીઆચાર્યજી, શ્રીગુસાંઇજી તથા શ્રીગોકુલનાથજીના ગ્રન્થોનું પરિશીલન કરવાનું કહે છે. પ્રભુ રસરૂપ છે. એ રસ દ્વિવિધ છે સંયોગરસ તથા વિપ્રયોગ રસ—એવા સમય સંયોગ રસનો અનુભવ કરવો તથા અનો-

મરમાં વિપ્રયોગનો અનુભવ કરવો. જેમ વ્રજભક્તોને ગોચારણ સમય પ્રભુના તીવ્ર વિપ્રયોગનો અનુભવ થતો તેમ વિરહભાવના કરવાનું પોતે કહે છે. એ પણ કૃપા સાધ્ય છે. આધુનિક સમયમાં તો સેવા એ કેવલ ક્રિયારૂપ થયલી જોઇ પોતે ખિન્ન પામે છે. લૌકિક કાર્યોમાં અતિશય વ્યાવૃત્ત ન થવું. એવી વ્યાવૃત્તિમાં પણ ચિત્ત શ્રીહરિને વિષે રાખવાનું કહે છે. અર્થાત્ ભગવાન્‌થી બહિર્મુખ ન થવાય. કોઇ પણ પ્રકારે ભગવત્સમ્બન્ધ સાચવી રખાય તેને માટે સાવધાન થવાનો ઉપદેશ કરે છે. વળી પોતે કહે છે કે પ્રભુની પાસે લૌકિક કાર્યની સિદ્ધિને માટે પ્રાર્થના ન કરવી. કારણ કે પ્રભુ તો સંસારના વૈરી હોઇ લૌકિક નિજ ભક્તોનું ચિત્ત આસક્ત થવા દેશે નહિ. નિજભક્તોને સંસારમાંથી નિવૃત્ત કરવા એમનું લૌકિક કાર્ય તો પ્રભુ સિદ્ધ કરશે નહિ. આથી અતિશય લૌકિકાસક્તિ પ્રભુને રુચતી નથી એમ સમજી વૈષ્ણવે લૌકિકમાં આસક્ત થવું નહિ. અશક્ય કાર્યમાં વા સુશક્ય કાર્યમાં, સુખમાં વા દુઃખમાં, ભગવદિચ્છાનુંજ અવલમ્બન કરવું. ( જુઓ શિક્ષાપત્ર ૩૨ ) પ્રભુને વિષે શુદ્ધ ભાવ રાખવો. અષ્ટાક્ષર મન્ત્રનો જપ કરવો. વૈષ્ણવોનું સમાધાન કરવું. પ્રભુપ્રપત્તિ તથા શ્રીવલ્લભાધીશના ચરણકમલનો દૃઢ આશ્રય કરવો. આ ઉપદેશ આપણને શિક્ષાપત્ર તેમજ એમના અન્ય ગ્રન્થો વાંચતાં પ્રાપ્ત થાય છે.

## (૩) શ્રીહરિરાયજીનું જીવનચરિત્ઃ—

સંવત્ ૧૬૪૭–૧૭૬૭. શ્રીહરિરાયજી શ્રીવલ્લભાચાર્યજીથી પાંચમી પેઢીએ પ્રકટ થયા. શ્રીવલ્લભાધીશના દ્વિતીયકુમાર શ્રીવિઠ્ઠલનાથજી થયા. તેમના દ્વિતીય લાલજી શ્રીગોવિન્દરાયજી થયા. તેમને ત્યાં શ્રીકલ્યાણરાયજી થયા અને શ્રીકલ્યાણરાયજીના સુનુ-પુત્ર શ્રીહરિરાયજી થયા, આ પ્રકારે વંશ પરંપરાથી સેવારસ તથા કથારસનો અવિચ્છિન્ન પ્રવાહ શ્રીહરિરાયજીને વિષે સિદ્ધ થયો હતો. એટલું જ નહિ પણ શ્રીહરિરાયજીને બ્રહ્મસમ્બન્ધ પણ શ્રીગુસાંઇજીના ચતુર્થ લાલજી વયોવૃદ્ધ તથા મહાનુભાવી શ્રીગોકુલનાથજી દ્વારા થયું હતું. શ્રીગોવિન્દરાયજીનો વંશ અન્ય લાલજીના વંશ કરતાં ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો હતો અને તેથી શ્રીહરિરાયજીને સમ્પ્રદાયના ધુરન્ધર વિદ્વાન વયોવૃદ્ધ તેમજ ભાવનિમગ્ન એવા ચતુર્થ રાજકુમાર શ્રીગોકુલનાથજી દ્વારા બ્રહ્મસમ્બન્ધ પામવાનો લાભ પ્રાપ્ત થયો હતો. શ્રીગોકુલનાથજી એક વિરલ મહાનુભાવી, ભગવદ્‌ભાવ નિમગ્ન તેમજ શ્રીઆચાર્યજી તથા શ્રીગુસાંઇજીના ગ્રન્થોનું નિરન્તર પરિશીલન કરતા એવા ગોસ્વામીશ્રી હતા (જુઓ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર) અને એમના સમ્બન્ધમાં આવેલા તત્કાલીન શ્રીહરિરાયજી પર એમની છાયા હોય એ સંભવિત છે. શ્રીહરિરાયજીના ગ્રન્થમાં જે અતિશય પ્રમેય દૃષ્ટિ માલમ પડે છે તેનું આ પણ એક કારણ હોઈ શકે.

શ્રીહરિરાયજીનો પ્રાદુર્ભાવ સંવત્ ૧૬૪૭ ના ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષની પંચમીને દિવસે થયો હતો. એઓશ્રી લગભગ ૧૨૦ વર્ષ ભૂતલપર વિરાજ્યા એવો મત પ્રચલિત છે. આ મત પ્રાયશઃ સત્ય હોવો જોઇએ કારણ કે શ્રીહરિરાયજીનું જીવન અતિશય સરલ હતું. ઉચ્ચ ભગવદ્‌ભાવના, ભગવદ્વિપ્રયોગાગ્નિમાં પોતે નિમગ્ન હતા. એમની બેઠકો પણ નગર તથા ગ્રામની બહાર લૌકિક વાતાવરણ બાધ ન કરે એવા સ્થાન પર જલાશય પાસે આવેલી છે. હાલ એમની સાત બેઠકો પ્રકટ છે. (જુઓ "વિવિધ ધોળ તથા પદસંગ્રહ

ભાગ ૧ લો.) એક શ્રીગોકુલમાં, એક શ્રીનાથદ્વારમાં, અને એક જેસલમેરમાં આવેલી છે. ગુજરાતમાં એક બેઠક સાવલી ગામમાં છે, બીજી ડાકોરમાં છે અને ત્રીજી જંબુસરથી થોડેક દૂર ભાનુક્ષેત્રમાં છે. એમની એક બેઠક મેવાડમાં શ્રીનાથદ્વારથી થોડેક દૂર ખીમનોર નામના ગ્રામ નજીક આવી છે. શ્રીહરિરાયજીના સમયમાં કદાચ શ્રીગોવર્ધનનાથજીને વ્રજમાંથી શ્રીનાથદ્વારમાં-મેવાડમાં યવનોના ઉપદ્રવને લીધે પધરાવેલા હોવા જોઇએ. પોતે એક ગ્રન્થમાં યવનના ઉપદ્રવનો નિર્દેશ કરે છે તે ઉપદ્રવ મોગલ બાદશાહનો વ્રજમાં પણ કયાં ન થયો હોય? વળી પોતે વ્રજમાં વિરાજતા **શ્રીગોવર્ધનધર** એવા રૂઢ નામનો ઉપયોગ વારંવાર કરે છે. તેથી એમની પૂર્વ વયમાં શ્રીગોવર્ધનનાથજી વ્રજમાં વિરાજેલા હોવા જોઇએ અને એમની ઉત્તરાવસ્થામાં શ્રીનાથદ્વારામાં પધારેલા હોવા જોઇએ.

## (૪) શ્રીપુરૂષોત્તમજી શ્રીહરિરાયજીના સમકાલીન હતા.

શ્રીહરિરાયજીની ઉત્તરાવસ્થા તે શ્રીપુરૂષોત્તમજીની પૂર્વ અવસ્થા હતી. શ્રી હરિરાયજીમાં ભગવદ્વિરહની ભાવના એવી તો તીવ્ર થઇ રહેતી હતી કે એમનું દર્શન થતાં જ જીવને સાક્ષાત શ્રી ગોવર્ધનધરણના દર્શનનો અનુભવ થઇ જતો. એમ કહેવાય છે કે શ્રીગોવર્ધનનાથજી–શ્રીનાથજી જો પોતાને સ્વલ્પ પણ શ્રમ થયો હોય તો તે શ્રીહરિરાયજીને જતાવતા (નિવેદિત કરતા) શ્રીહરિરાયજી વૃદ્ધાવસ્થામાં ખિમનોર વિરાજતા. તે સમય દશદિગન્ત વિજયી પણ તરૂણ એવા શ્રીગોસ્વામી શ્રીપુરૂષોત્તમજી શ્રીનાથદ્વાર પધાર્યા. ત્યારે ઉષ્ણકાલનો સમય હતો તેથી શ્રીનાથજીને ગ્રીષ્મઋતુના નિયમાનુસાર મોજડીઓ ધરી શકાય એમ નહતું. પરન્તુ શ્રીપુરૂષોત્તમજી જે પ્રથમ જ શ્રીજીને સેવા સિંગાર કરવા પધાર્યા હતા તેમણે બહુ ભાવથી ગજમોતીથી ભરાવેલી મોજડીઓ શ્રીજીને ધરવા દેવા તે સમયના તિલકાયિતશ્રીને આગ્રહ કર્યો. તિલકાયિતશ્રીએ મોજડીઓ રાજભોગ પર્યન્ત ધરવા દેવાની આજ્ઞા આપી. પરન્તુ શ્રીપુરૂષોત્તમજીએ ગજમોતીની હલકી મોજડીઓ રાજભોગ પછી પણ ઉત્થાપનપર્યન્ત ધરી રાખવા મુખ્ય પરિચારકને સમજાવ્યા અને તેમ થયું. સુકુમાર શ્રીનાથજીને આવા લાંબા સમય સુધી મોજડી ધરાવવાથી પરિશ્રમ પડશે એવા વિચાર બાલપણ્ડિત શ્રીગોસ્વામીને ન આવ્યો. તેથી શ્રીનાથજીએ, થોડેક દૂર ખિમનોરમાં વિરાજતા, અને માનસી સેવાદ્વારા પ્રભુનો સાક્ષાદાનન્દાનુભવ કરતા એવા શ્રીહરિરાયજીને આ વાર્તા જણાવી. શ્રીહરિરાયજી પોતે પ્રભુને પરિશ્રમ ન પડે તેને માટે સ્વારી સદા તૈયાર રાખતા. શ્રીહરિરાયજીએ અશ્વારૂઢ થઇ સત્વર ત્યાં પધારી મોજડીઓ વિજય કરી. શ્રીપુરૂષોત્તમજીમાં અગાધ પાણ્ડિત્ય હતું છતાં શ્રીનાથજી એમને શ્રીહરિરાયજીના જેવી સાનુભાવતા જણાવતા ન હતા.

બીજી આખ્યાયિકા એવી છે કે, શ્રીહરિરાયજી શ્રીસુબોધિનીજીનું રહસ્ય સમજતા તેમજ સમજાવતા. એક સમય શ્રીપુરૂષોત્તમજીને શ્રીસુબોધિનીજી ઉપર પ્રકાશ લખતાં સંદેહ પડયો અને તેથી પોતે ખિન્ન થયા. એમને ખિન્ન થયલા જોઇ એક વૃદ્ધ બાઇએ પૂછયું કે 'લાલ આજ ખિન્ન કેમ છો?' શ્રીપુરૂષોત્તમજીએ ખેદનું કારણ જણાવ્યું એટલે તે વૃદ્ધબાઇએ કહ્યું કે 'જો આપની આજ્ઞા હોય તો શ્રીહરિરાયજી પાસે મ્હેં જે એનું શ્રવણ કર્યું છે તે હું આપને નિવેદિત કરૂં!' તે નિવેદનથી શ્રીપુરૂષોતમજીનો સન્દેહ નિવૃત્ત થયો અને પોતે એ

બાઇને ધન્યવાદ આપ્યો. આ ઉભય આખ્યાયિકાથી એટલું તો સિદ્ધ થાય છે કે જે નિગૂઢભાવ શ્રીહરિરાયજીમાં હતો તે શ્રીપુરૂષોત્તમજીમાં ન હતો. શ્રીહરિરાયજી નિજગૃહસ્થિત અન્તરંગ ભગવદીયોને સરલભાષામાં માર્મિક બોધ કરતા. જ્યારે શ્રીપુરૂષોત્તમજી નિજ સમ્પ્રદાય પર અન્ય સમ્પ્રદાયના ધુરન્ધર પણ્ડિતો જે જે આક્ષેપો કરતા તેનો પરાજય કરવામાં બદ્ધપરિકર થતા. શ્રીપુરૂષોત્તમજીમાં અગાધ પાણ્ડિત્ય તથા સાક્ષરત્વ છે જેની શ્રીહરિરાયજીને આવશ્યકતા માલૂમ પડતી નથી.

શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી તથા શ્રી હરિરાયજી આ સર્વ ગોસ્વામીશ્રીએ ઉત્તરોત્તર પુષ્ટિમાર્ગની વિજયપતાકા ભારતવર્ષમાં ફરકાવી. શ્રીહરિરાયજીએ ૧૨૦ વર્ષ જેવા દીર્ઘાયુષ પર્યન્ત ભૂતલપર વિરાજી શુધ્ધ પુષ્ટિનું દાન સ્વશરણાગત જીવોને કર્યું. શ્રીહરિરાયજીની કૃપાથી અનેક વૈષ્ણવોને પ્રભુકૃપાનું ફલ મલ્યું. શ્રીગોકુલનાથજી તથા શ્રીહરિરાયજીના હૃદય એટલા તો ઉદાર હતાં કે નીચ વા ઉચ્ચનો ભેદ રાખ્યા વિના સર્વને ભજનાનન્દનો અનુભવ કરવાનો અધિકાર પોતે આપ્યો. એ ભજનાનન્દના રસિક ભક્તો બ્રાહ્મણ વા અન્ય ત્રૈવર્ણિકથી ઉતરતા નથી—એમ તેઓશ્રી માનતા. શ્રીહરિરાયજી તથા શ્રીપુરૂષોત્તમજીએ આચાર્યત્વની અભિલાષા રાખી નથી. શ્રીહરિરાયજીની દીનતા તો એટલી બધી હતી કે પોતાંના ગ્રન્થની ઇતિશ્રીમાં **'इति श्रीहरिदास विरचितम्'** એમ પોતે હરિના **દાસ** એવું નામ ધારણ કરે છે. શ્રીહરિરાયજી તેમજ શ્રીપુરૂષોત્તમજી વિગેરે ગોસ્વામી-પોતાને 'ગુરૂ' ન કહેતાં 'ગુરૂદ્વાર' કહે છે. પોતે ગુરૂદ્વાર તરીકે રહી શરણાગત જીવને બ્રહ્મસમ્બન્ધના ઉપદેશથી આચાર્યશ્રીમહાપ્રભુજીની સમીપ લઇ જવામાં જ પોતાનું કર્તવ્ય સમજતા હતા. ગુરૂ તો શ્રીવલ્લભાધીશ છે અને તેથી એમનો અનન્ય આશ્રય કરવાનો ઉપદેશ પ્રત્યેક શિક્ષાપત્રના અન્તમાં કરે છે.

શ્રીહરિરાયજીના જીવનના ત્રણ ભાગ થઇ શકે એમ છે. એક ભાગમાં પોતે કેવલ ભગવત્સેવા કરી છે. બીજા ભાગમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, તથા શ્રીગોકુલનાથજીકૃત ગ્રન્થોનું પર્યાલોચન કર્યું અને એ ગ્રન્થો પર ટીકા કરી. કેટલાક સ્વતન્ત્ર ગ્રન્થો પણ લખ્યા અને ત્રીજા ભાગમાં નિદિધ્યાસન વા શ્રીવ્રજાધીશના વિપ્રયોગમાં નિમગ્ન થઇ રહ્યા.

શ્રીહરિરાયજીએ શિક્ષાપત્ર ઉપરાન્ત બહુ ગ્રન્થો લખ્યા છે. તેમાંના મુખ્ય ગ્રન્થો નીચે પ્રમાણે છે:—

(૧) **प्रातःस्मरणम्**
**श्रीगुरुदेवाष्टकम्**
**श्रीमानप्रीत्याष्टकम्**
**कामाख्यदोषविवरणम्**
ઇત્યાદિ ૩૧ સ્તોત્ર
(अ) ષોડશ ગ્રન્થ પરની ટીકાઓ.

(૨) વિજ્ઞપ્તિઓ.
(૩) કીર્તનો.
(૪) અષ્ટપદીઓ.
(૫) વાદ ગ્રન્થો જેવા કે **ब्रह्मवाद**
(૬) શ્રીમદ્ ભાગવતના કેટલાક શ્લોક પર સ્વતન્ત્ર વિવરણ
(૭) શ્રીસુબોધિનીજીના કેટલાક ભાગ પર સ્વતન્ત્ર વિવરણ.

**(૮) गवां स्वरूप वर्णनम्, स्वमार्ग मूलस्वरूप वर्णनम् ।**
**श्रीकृष्णशब्दार्थ निरूपणम्, मार्गस्वरूपनिर्णयः ॥**

ઇત્યાદિ સ્વરૂપ નિર્ણયના ગ્રન્થો.

(૯) ભક્તિ દ્વૈવિધ્ય, શરણ દ્વૈવિધ્ય, દુઃસંગવિજ્ઞાન પ્રકાર.

(૧૦) રસાત્મક ભાવસ્વરૂપ નિરૂપણ, ભગવચ્ચરણ ચિહ્ન વર્ણન, શ્રીમધુરાષ્ટક તાત્પર્ય, શ્રીવૈશ્વાનરાષ્ટકમ્, શ્રીષોડશસ્તોત્રમ્, ભાવના સાહસ્ર

આ પ્રકારે એમના મુદ્રિત તથા અદ્યાપિ અમુદ્રિત ગ્રન્થો એટલા બધા છે કે જો એમનો વિષયપૂર્વક વિભાગ કરીએ તો શ્રીહરિરાયજીના ગ્રન્થનો એક મોટો ગુટકો (set) તૈયાર થાય એમ છે. એવો ગુટકો વૈષ્ણવોને અલભ્ય લાભ આપી શકે એમ છે. આશા છે કે શ્રીમાન્ વૈષ્ણવવૃન્દ તથા શ્રીગોસ્વામિ આચાર્યશ્રીનું ધ્યાન શ્રીહરિરાયજીના માર્મિક ગ્રન્થોનું મુદ્રણ કરવા તરફ આકર્ષાશે.

---

# कीर्तनसंग्र. भाग १लो.

## (वर्षोत्सवके पद.)

આ ગ્રન્થમાં શ્રીઠાકોરજી સન્મુખ કીર્તન કરવાનાં બારમાસિક ઉત્સવનાં અસંખ્ય કીર્તનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રથમ આ ગ્રન્થ મુંબઇના "વૈષ્ણવ ઠાકોરદાસે" છપાવ્યો હતો. છેલ્લાં પાંચ વરસથી તે વૈષ્ણવોને અપ્રાપ્ય થઇ પડેલો હોવાથી, વૈષ્ણવોની સતત્ માગણી થવા લાગી અને કેટલાક મારા મિત્રોએ ફરી છપાવવાની મને ભલામણ કરી તેથી અમોએ આ કામ ખાસ એક વૈષ્ણવ કીર્તનીઆજીને સોંપ્યું. તેમણે મુંબાઇ. ઉમરગામ, સુરત, ભરૂચ, વડોદરા, નડિઆદ, અમદાવાદ, મહુધા, ખેડા, આદિ સ્થળોએ જઈ, અનુભવી વૈષ્ણવોને મળી, તેમની સુચના મુજબ સુધારો વધારો કર્યો છે. પુસ્તકનું કદ રોયલ ૪ પેજી સાઇઝ. (ગુજરાતી પેપર જેવી મોટી સાઈઝ) અને ઘણા મોટા અક્ષરથી.

# (अक्षर आ लाइन जेवा ज मोटा)

છપાવ્યું છે. આવાં પુસ્તકો વારંવાર છપાતાં નથી, પછીથી આવો લાભ નહિ મળે, વહેલો તે પહેલો માટે આજેજ મંગાવી લ્યો.

સારા ઉંચી જાતના જાડા ચીકણા કાગળ, મજબુત કંતાનનું પાકું પુઠું લગભગ ૬૫૦ પાનાં, ઉપરાંત **શ્રીનાથજી, શ્રીમહાપ્રભુજી, શ્રીયમુનાજી, શ્રીગુસાંઇજી,** રાજનગર (અમદાવાદ) વાળા **શ્રીવ્રજરાયજી, શ્રીમધુસુદનલાલજી, શ્રીરણછોડલાલજી** મહારાજના ઉત્તમ ફોટા સારા આર્ટપેપર ઉપર છપાવી આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યા છે.

આટલું છતાં ન્યોછાવર માત્ર રૂ. ૧૦-૦-૦ રૂપિઆ રાખવામાં આવ્યું છે. (પુસ્તક જોતાં અને કામના પ્રમાણમાં તો ઓછીજ કીમત છે એમ દરેક વૈષ્ણવ કહેશેજ)

# વૈષ્ણવબન્ધુઓને વિજ્ઞપ્તિ.

વૈષ્ણવ બન્ધુઓ ! સામ્પ્રદાયિક ગ્રન્થો પુનઃ પુનઃ નિહાળીયે તેને મુદ્રિત કરી કરાવી પ્રકાશ કરીએ તોજ શુદ્ધાદ્વૈત સમ્પ્રદાયના તત્ત્વો સમજીએ અને અન્ય જીજ્ઞાસુઓને સમજાવીએ. ખરૂં કાર્ય સિદ્ધ કરવાનું શ્રમસાધ્ય છે. "શ્રમ વિના શ્રેય નથી." જ તેઃ અપ્રકટીત ગ્રન્થોની શોધખોળ કરી તેને મુદ્રિત કરી જેમ બને તેમ વધુ પ્રમાણમાં તેનો ફેલાવો થાય તેવું કરવા કટિબદ્ધ થાઓ અને શ્રીવલ્લભાચાર્યજીના સત્ય સિદ્ધાન્તોનો આખા ભૂમંડળમાં પ્રસાર કરો એવી અભિલાષા રાખો. ખરેખર ! આ જમાનામાં આજ કાર્ય સર્વને રૂચિકર ને અનુકુળ થઈ પડે તેમ છે. આ જ ગ્રન્થમાં મહાનુભાવી શ્રીહરિરાયજીએ અનેક વખત સદુપદેશ આપ્યો છે કેઃ—

**એતન્માર્ગીય ગ્રન્થોનો અભ્યાસ કરો, વાંચો ને વંચાવો એથીજ કલ્યાણ છે, એજ ખરો સત્સંગ છે, બાકી સર્વત્ર દુઃસંગ છે તેનાથી બચો અને બચાવો.**

વૈષ્ણવ બન્ધુઓ ! એ દૃષ્ટિબિન્દુ લક્ષમાં રાખશો તો ઘણું સાહિત્ય બહાર આવશે.

ધનિક, ગૃહસ્થ વૈષ્ણવો ! "સ્વઉપાર્જીત દ્રવ્ય" થી આવાં પુસ્તકો પ્રકટ કરાવવામાં યત્કીંચિત્ યથાશક્તિ પોતાની ઔદાર્યતા દર્શાવે તો ઉત્તરોત્તર ઘણા ગ્રન્થો બહાર આવતા જાય.

આ સ્થળે મારે જણાવવું જોઇએ (કેટલાક વૈષ્ણવોને ખબર પણ હશેજ) કે ગત વર્ષમાં મારા તરફથી "કીર્તન સંગ્રહ ભાગ ૧ લો" (વર્ષોત્સવકે—બાર માસિક કીર્તનનાં પદ) ન્યો. રૂ. ૧૦) નાં પુસ્તકો ૨૫૦ નકલો શ્રીમંદિરોમાં તથા શ્રીબેઠકોમાં વગેરે સ્થળે વિના મૂલ્યે આપવાની ગોઠવણ એક પરમભાગ્યવાન્ વૈષ્ણવ બાઈ અ. સૌ. રૂક્ષ્મણી તે શેઠ બાલાભાઈ દામોદરદાસનાં ધર્મપત્ની દ્વારા થઇ હતી. તેવીજ રીતે આ વર્ષે આ પુસ્તકની ૨૫૦ નકલો અર્ધી કીંમતે (રૂ. ૨–૦–૦ થી) મંદિરોમાં તથા જ્યાં હમેશાં ભગવદ્ વાર્તા થતી હોય ત્યાં ભેટ આપવા માટે પરમ ભાગ્યવાન્ શા. માણેકલાલ છોટાલાલ (ગેઝેટ) માંડવીની પોળ, અમદાવાદવાળાદ્વારા ગોઠવણ થઇ છે (ઇચ્છા હોય તેમણે અમારે ત્યાંથી મંગાવી લેવું) તેથી આવા સ્વધર્મનિષ્ટ પરોપકારી વૈષ્ણવ (જો કે તે સાધારણ પંક્તિના છે—ધનાઢ્ય નથી.) ને કોટિશઃ ધન્યવાદ આપી આભાર માનવો તે અસ્થાને નહિજ ગણાય.

એવીજ રીતે ધનિક વૈષ્ણવો પ્રત્યે મારી વિનંતિ છે કે તેમણે મોજશોખમાં પોતાના દ્રવ્યનો બને તેટલો ઓછો ઉપયોગ કરી કરકસર કરી આવા ગ્રન્થ મુદ્રણમાં સહાયતા આપશે. મુંબાઇ, કલકત્તા, મદ્રાસ, કરાંચી, અમદાવાદ એમ હિંદુસ્તાનના ચારે છેડે ઘણા પરમભાગ્યવાન્ ને ઉત્સાહી વૈષ્ણવો બિરાજે છે તેઓ ઉપર્યુક્ત દૃષ્ટાન્તોનું અનુકરણ કરે અને પોતાના દ્રવ્યનો આવાં પુસ્તક મુદ્રણ કરાવવામાં ઉપયોગ કરી વૈષ્ણવોને ઓછા ખર્ચે પુસ્તકો મળે એવી ગોઠવણ કરે તો સાંપ્રદાયિક વાચનનો વધારે ફેલાવો થાય જેથી વૈષ્ણવો ઉત્તમોત્તમ સિદ્ધાન્તો સમજી પોતાનું જીવન કૃતાર્થ કરે. અસ્તુ.

### શ્રીમદ્ વિઠ્ઠલનાથજીના ચતુર્થ લાલજી ( માળા પ્રસંગવાળા. )

# શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર

**બે ભાગમાં-સચિત્ર-તેમના બાલ, કુમાર અને આચાર્ય સ્વરૂપના ત્રણ ઉત્તમ ફોટા સાથે, એમની બાલ, પૌગંડ, કીશોર અને વૃદ્ધાવસ્થાની અપ્રાકૃત લીલા, માળા પ્રસંગ વખતે ચિદ્રૂપ સંન્યાસી સાથે કરેલો માળા તીલકનો સપ્રમાણ શાસ્ત્રાર્થ વગેરે.**

આ શ્રીગોકુલેશજીએ માળા તિલકનો વિજયધ્વજ ફરકાવવા ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરવા પોતાની ૭૦ વર્ષની વૃદ્ધવયે જહાંગીર જેવા બાદશાહ સામે, કાશ્મીર જેવા વિકટ પ્રદેશમાં પર્યટન કરી મહાન્ પરિશ્રમ અને અત્યન્ત કષ્ટ સહન કરી વિજયધ્વજ ફરકાવી પોતાની અડગ ટેક ટકાવી રાખી હતી જે સર્વ કોઇ વૈષ્ણવના જાણવામાં છે અને જેને આપણે ટુંકામાં માળા પ્રસંગ કહીએ છીએ તેનું સવિસ્તર વૃતાન્ત ૩૦૦ વર્ષના પ્રાચિન હસ્ત લીખીત ગ્રન્થોમાંથી શ્રીગોકુલેશ પ્રભુની સૃષ્ટિનાં ઘણાં ગામોમાં ફરી મહાન્ પરિશ્રમે સાત વરસના સતત્ પ્રયત્ને નીચેનાં પ્રકરણો મુજબ બે ભાગમાં છપાવી બહાર પાડયો છે.

**ભાગ ૧ લોઃ**—પ્ર. ૧, કુટુંબની પૂર્વપીઠીકા, પ્ર. ૨. શ્રીગોકુલેશજીનું પ્રાકટ્ય. પ્ર. ૩. શ્રીમદાચાર્યજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલેશજીના પ્રાકટ્ય સમ્બન્ધમાં વેદ પુરાણાદિકનાં પ્રમાણો. પ્ર. ૪ પ્રાકટ્ય ઉત્સવ, પ્ર. ૫ વર્ષગાંઠનો ઉત્સવ, પ્ર. ૬ બાળલીલા, પ્ર. ૭ કૌમારલીલા, પ્ર. ૮ પૌગંડલીલા, પ્ર. ૯ ઉપનયન સંસ્કાર, પ્ર. ૧૦ વિદ્યાભ્યાસ, પ્ર. ૧૧ અડેલથી ગઢા, પ્ર. ૧૨ ગઢામાં નિવાસ, પ્ર. ૧૩ ગઢાથી મથુરા પ્રવાસ, પ્ર. ૧૪ જન્માષ્ટમી નિર્ણય અને શ્રીગોવર્ધનનાથજીનો અરોગાચાર. પ્ર. ૧૫ શ્રીજીનો વિવાહ ઉત્સવ, પ્ર. ૧૬ શ્રીજીનો ગૃહસ્થાશ્રમ અને શ્રીગુસાંઇજીનું પરોક્ષ. પ્ર. ૧૭ કુટુંબની વહેંચણી, પ્ર. ૧૮ ગુજરાતનો પરદેશ, પ્ર. ૧૯ પિતૃઋણ, પ્ર. ૨૦ કુરૂક્ષેત્રની યાત્રા.

**ભાગ ૨ જોઃ**—**માળાપ્રસંગની** સમ્પૂર્ણ હકીકત, પ્ર. ૧ માળાના મામલાનો હેતુ, પ્ર. ૨ ચિદ્રૂપની શીખવણીથી જહાંગીરે કરેલો માળા ઉતારવાનો હુકમ, પ્ર. ૩ ચિદ્રૂપ અને શ્રીગોકુલેશજીની મુલાકાત તથા તેમણે કરેલો માળા–તિલકનો શાસ્ત્રાર્થ, પ્ર. ૪ જહાંગીર સાથે શ્રીજીની માલાના રક્ષણ માટે પ્રથમ મુલાકાત, પ્ર. ૫ ચિદ્રૂપે મથુરામાં વર્તાવેલો કેર તથા શ્રીજીની માલા ઉતરાવવાના ઉપાયો. પ્ર. ૬ સંપ્રદાયમાં માલા–તિલકનું સ્થાન, પ્ર. ૭ શ્રીજીનું મથુરાગમન અને માળા નહિ ઉતારવાનો દૃઢ સંકલ્પ, પ્ર ૮ સંન્યાસીની ગુફાએ શ્રીજીનું પધારવું, પ્ર. ૯ ભક્તોનો વિરહાનલ, પ્ર. ૧૦ કાશ્મીરનો પ્રવાસ, પ્ર. ૧૧ બાદશાહની મુલાકાત, પ્ર. ૧૨ કાશ્મીરથી શ્રીગોકુલ, પ્ર. ૧૩ શ્રીગોકુલથી સોરમજી. પ્ર. ૧૪ સોરમમાં વાસ. પ્ર. ૧૫ ચિદ્રૂપની કપટજાળ ખુલ્લી થઈ અને બાદશાહે શ્રીજીને શ્રીગોકુલ પાછા બોલાવ્યા, પ્ર. ૧૬ શ્રીગોકુલ પુનરાગમન, પ્ર. ૧૭ શ્રીમદ્ ગોકુલ દૃઢ વાસ.

ઉપર પ્રમાણે પ્રકરણો સાથેનો આ ગ્રન્થ જાડા ચીકણા કાગળમાં છપાવી સુશોભીત ત્રણ ફોટા સાથે. શુદ્ધ સ્વદેશી ખાદીનું પાકુ પુઠું ( ફાટવાની ધાસ્તી વગરનું ) સાથે તૈયાર કર્યો છે. આટલું છતાં ન્યોછાવર માત્ર રૂ. ૪–૦–૦ ચાર રૂપીઆજ રાખી છે. આ પુસ્તકની અમારી સાત વરસની મહેનતના પ્રમાણમાં કીંમત વધારે નથી એમ પુસ્તક જોતાંજ વાચક બન્ધુઓની ખાતરી થશે. આશા છે કે આ ગ્રન્થ તો જરૂર દરેક વૈષ્ણવો ખરીદ કરી વાંચશે. માળાપ્રસંગની હકીકત દરેકે વાંચવા જેવી છે. માટે તરતજ મંગાવી વાંચો.

॥ શ્રીકૃષ્ણાય નમઃ ॥

આખા હિન્દુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સમ્પ્રદાયનાં સઘળાં તીર્થયાત્રાનાં સ્થળોની સમ્પૂર્ણ માહીતીવાળું અતિ ઉત્તમ ને ઉપયોગી પુસ્તક

# "તીર્થયાત્રાનો હેવાલ"

(ખાસ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને માટે)

સમસ્ત આર્યાવર્ત (ભારતવર્ષ–હિન્દુસ્તાન)માં આવેલાં વૈષ્ણવ સમ્પ્રદાયનાં સઘળાં તીર્થયાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં ઉતરવાનું સાધન, રેલ્વે સ્ટેશન, સ્ટીમર, પગ રસ્તાની માહીતી, ત્યાં યાત્રાનાં સ્થળો, મંદિરો કેટલાં છે. ક્યાં ક્યાં છે તેની હકીકત, શાસ્ત્રો–પુરાણોમાં આપેલું તેનું માહાત્મ્ય, પ્રાચીન ઐતિહાસિક ને પૌરાણિક હકિકત, હાલની જાણવા જેવી માહીતી, તીર્થોનાં ચમત્કારિક વૃતાન્ત, ત્યાં મંદિરોમાં બિરાજતા શ્રી ઠાકોરજી ક્યાંથી પ્રાપ્ત થયા, કોણે સેવ્યા, કોણે સેવા કરેલી, કોને માથે બિરાજે છે, ત્યાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી આદિની બેઠકો છે તેની સમ્પૂર્ણ માહીતી, યાત્રાળુઓને માટે પ્રત્યેક સ્થળમાં કેટલી સગવડ છે, પડતી અગવડ માટે શું ઉપાય શોધવા, ત્યાં ગયા પછી યાત્રાળુઓનું કર્તવ્ય, ચોબા–ગોર–બ્રાહ્મણો સાથે કેવી રીતે વર્તવું, ખાસ કરીને વૈષ્ણવ બન્ધુઓનો **શ્રીનાથજી અને વ્રજચોરાશી કોશની પરિક્રમા કરવાનો હેતુ,**

વ્રજયાત્રા, ૮૪ કોશની પરિક્રમાનાં સઘળાં નાનાં મોટાં તીર્થો, સ્થળો–કુંડો વગેરેની ઉત્પત્તિ–માહાત્મ્ય, ભાવના, વગેરે સમ્પૂર્ણ માહીતી અમોએ ત્રણ વખત પરિક્રમા કરી શોધન કરી દાખલ કરી છે.

વગેરે હકીકત અમોએ પાંચ વરસથી સતત પ્રયત્ને મેળવી શોધન કરી દાખલ કરી છે.

આ પુસ્તકમાં નીચે મુજબ પ્રકરણો રાખવામાં આવ્યાં છે.

મંગલાચરણમાં–બોધદાયક ભક્તિની વૃદ્ધિ–પ્રીતી ઉત્પન્ન થાય તેવા શ્રીમદ્‌ભાગવત, ગીતા, પુરાણોમાંના શ્લોકો તેની ટીકા સાથે આપ્યા છે.

પ્ર. ૧૧ માવલીથી મથુરાં ( પુષ્કરરાજ કીસનગઢમાં શ્રીમહાપ્રભુજીના પ્રાચીન ચિત્રજી બિરાજે છે તેનો ઇતિહાસ ).

પ્ર. ૧૨ કાઠીયાવાડ અને કચ્છ,

પ્ર. ૧૩ ઉજ્જન, બુંદી, કોટા, જોધપુર, બિકાનેર, જેસલમેર, સિંધ, પંજાબ ને હરદ્વાર

પ્ર. ૧૪ મથુરા–વ્રજપરિક્રમા–વ્રજભુમીનો ભાવ, શ્રીહરિરાયજી વિરચિત બહિર્લક્ષ્ય ને પત્રગ્રન્થ ટીકા સાથે "બહિર્મુખત્વનિ ત્તિઃ ટીકા સાથે, વ્રજયાત્રાનું માહાત્મ્ય, ૮૪ કોશ પરિક્રમાનાં ધામો. ગિરિરાજ, કામવન, બરસાના, નંદગામ, વૃન્દાવન, શ્રીદાઉજી, શ્રીગોકુલ વગેરે દોઢ મહીનાની પરિક્રમા કરવામાં આવતાં તમામ સ્થળોની સંપૂર્ણ માહીતી.

પ્ર. ૧૫ ઉત્તર હિન્દુસ્તાનની યાત્રા.

પ્ર. ૧૬ મથુરાથી કાશી, અયોધ્યા અને કલકત્તા.

પ્ર. ૧૭ મુંબાઇથી નાશક, ત્રંબક, શ્રી ચંપારણ્ય થઇ શ્રીજગન્નાથપુરી.

પ્ર. ૧૮ શ્રીજગન્નાથજીથી રામેશ્વર.

પ્ર. ૧૯ રામેશ્વરથી મુંબાઇ તામ્રપર્ણી, તોતાદ્રિ, પદ્મનાભ જનાર્દન, મલયાચલ, શ્રીરંગજી, પંપાસરોવર, વિદ્યાનગર, કૃષ્ણાનદી, પંઢરપુર, શ્રીવિઠ્ઠલનાથજી, પુના, મુંબાઇ,

પ્ર. ૨૦ ઉપસંહારમાં યાત્રાનાં સ્થળોએ જવાને માટે રેલ્વે સ્ટેશનનો રસ્તો જંકશન વગેરેની સમ્પૂર્ણ માહીતી આપી છે.

આ ગ્રન્થ ૫૦૦ ઉપરાંત પૃષ્ટનો તેના લેખક ઠાસરાનિવાસી, ચંદુલાલ કેશવલાલ શાહ બી. એ.એ પણ પોતે મુસાફરી કરી બને તેટલી હકીકત શોધી દાખલ કરી છે. સઘળાં તીર્થોની માહીતીવાળો અપૂર્વ ગ્રંન્થ આવા પ્રકારનો આ એકજ છે. માટે દરેક વૈષ્ણવ બન્ધુઓએ અવશ્ય ખરીદી લેવા ચુકવું નહિ. ઉપરાંત શ્રીમદ્દવલ્લભાચાર્યજીનો ઉત્તમ ફોટો પણ આપ્યો છે. છતાં કીંમત રૂ. ૩–૦–૦ ત્રણ રૂપીઆજ રાખી છે. પુસ્તક જોતાં કામના પ્રમાણમાં કીંમત વધારે નથી એમ પ્રતિત–ખાતરી થશેજ.

---

## श्रीमद्गुंजीमहाराज कृत ३२ वचनामृत.

આ શ્રીમદ્‌ગુંજીમહારાજે વૈષ્ણવોના કલ્યાણને માટે પોતાના સ્વમુખે જીવને શીક્ષાર્થે પરમ કૃપા કરી ૩૨ વચનામૃત બનાવ્યાં છે. આ પુસ્તક અત્યાર સુધી અપ્રગટીત હતું તે મહાન્ પરિશ્રમે શોધી લાવી શુદ્ધ કરી છપાવ્યું છે. વળી મહારાજશ્રીએ ઘણા છપ્પનભોગ કર્યા છે તે પૈકી શ્રીદ્વારકાના છપ્પન ભોગના વર્ણનનું ધોળ ગાવાના રાગમાં બનાવ્યું છે તે પણ આપ્યું છે. આવું અપ્રગટીત સાહીત્ય વૈષ્ણવોના કરકમલમાં મુકવાથી અદ્વેય લાભ સમજી તાકીદે ખરીદવું જોઇએ. કીંમત માત્ર ૦–૬–૦ છ આના.

# स्वरूप [illegible] शन.

(આવૃત્તિ ૩ જી)

આ પુસ્તક શ્રીનાથજી આદિ સાત સ્વરૂપ, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, સાતલાલજી, આદિ ઘણા પ્રાચીન અને હાલ ભૂતળ ઉપર બિરાજતા ઘણા શ્રીગોસ્વામી બાળકોના ઉત્તમોત્તમ, સુંદર, દેદીપ્યમાન, ચીત્રો મળી લગભગ ૧૦૪ સ્વરૂપના ચીત્રોનું એક સુંદર પુસ્તક યાને આલ્બમ સારા ઉંચી જાતના આર્ટપેપર ઉપર છપાવી મહાન્ ખરચે, અને અત્યન્ત પરિશ્રમે તૈયાર કરવામાં આવ્યું છે. આ પુસ્તકની પ્રથમાવૃત્તિ થયા પછી શ્રીમદ્ ગોસ્વામી શ્રીગિરિધરલાલજી મહારાજ શેરગઢવાળાની આજ્ઞાનુસાર ને તેમણે કરેલી સૂચના મુજબ ખૂટતાં ચીત્રો મહાન ખરચે તૈયાર કરાવી પોતે બતાવેલા અનુક્રમ પ્રમાણે ચીત્રો ગોઠવી તૈયાર કરવામાં આવ્યું છે. જેથી દરેક વૈષ્ણવોએ આ પુસ્તક મંગાવી તેમાં આપેલા ચીત્રજીનાં દર્શનનો લાભ લેવા ચુકવું નહિ. આ પુસ્તક સારી રીતે સાચવી શકાય માટે તેને સુંદર દેદીપ્યમાન્ સુશોભીત છીંટનું પાકું પુઠું કરવામાં આવ્યું છે. છતાં ન્યોચ્છાવર માત્ર નહી જેવીજ ફક્ત ૩-૦-૦ ત્રણ રૂપીઆ રાખવામાં આવી છે.

# षोडषग्रन्थ.

[ આવૃત્તિ ૨ જી ]
[ ઘણા સુધારા વધારા સાથે ]

## સટીક, ગુજરાતી ભાષામાં વિસ્તૃત વિવેચનપુર્વક કરેલું શુદ્ધ ભાષાન્તર.

આ ગ્રન્થમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ રચેલા શ્રીયમુનાષ્ટક આદિ ૧૬ ગ્રન્થો કે જેને વૈષ્ણવો "ષોડશગ્રન્થ" એ નામથી ઓળખે છે તે ગ્રન્થોના મુળ શ્લોક સાથે લંબાણ ટીકા ને વિસ્તૃત વિવેચન, તેમજ ભાગવત, ગીતા, શ્રુતી, સ્મૃતિ, આદિ ગ્રન્થોના પ્રમાણો સાથે અતિ ઉત્તમ પ્રકારે ટીકા કરવામાં આવી છે. વૈષ્ણવો હંમેશા ષોડશગ્રન્થનો પાઠ કરે છે. તેથી આ ગ્રન્થ દરેક વૈષ્ણવે પુરૂષો તેમજ સ્ત્રીઓએ અવશ્ય ખાસ વાંચવા લાયક છે. વળી ભગવદ્વાર્તામાં પણ નિત્ય નિયમપૂર્વક વાંચવાં માટે ખાસ ઉપયોગી છે. તેમજ શ્રીબાલકૃષ્ણલાલજીનો ઉત્તમ ફોટો પણ આપવામાં આવ્યો છે. કાગળો વગેરેની સખત મોંઘવારી હોવા છતાં કીંમત માત્ર રૂ. ૧-૪-૦ સવા રૂપીઓ રાખવામાં આવી છે.

# श्रीमद्भगवद्गीता.

શ્રીમદ્ ભગવદ્ગીતા એ શ્રીકૃષ્ણ ભગવાને વેદ અને ઉપનિષદોમાંથી દોહન કરી કાઢેલો ભક્તિ રસામૃત કલશ,સર્વ વેદાનુયાયી આચાર્યોને પ્રમાણ અને વેદવિરોધીઓના પણ તત્વ વિચારને સંમત, નિરંતર પઠનીય છો વળી હજારો પંડીતોએ આ ગીતા ઉપર અનેકવિધ ભાષ્યો કર્યા છતાં પણ તત્વ વિચારનો પાર પમાયો નથી એવો મહાસમર્થ આ ગ્રન્થ છે તેનો ઉપર પૂર્વે થઇ ગયેલા શ્રીગોસ્વામી બાલકોએ તત્વ [illegible]પિકા અને અ[illegible]તતરંગિણી" એમ બે ટીકાઓ સંસ્કૃતમાં કરેલી છે. તેથી ઉક્ત ટીકાઓના આશય સાથે લંબાણ વિવેચન પૂર્વક આ ગીતાના તત્વોનું ભાષાન્તર સુપ્રસિદ્ધ લેખક રા. રા. નાનુલાલ ચમનદાસ ગાંધી એમ. એ. એલ. એલ. બી. ની કસાયલી કલમથી લખેલું છે. કીં. રૂ. ૧-૮-૦

## શ્રીગોવર્ધનનાથજીના પ્રાકટ્યની વાર્તા.

શુદ્ધ ગુજરાતી ભાષામાં. તેમજ શ્રીનાથજીનાં કેટલાંક ધોળ અને શ્રીમદ્‌ગોસ્વામી **શ્રીગોવર્ધનલાલજી (ટીકેત) મહારાજશ્રીના** ઉત્તમ ફોટા સાથે, સારા ગ્લેઝ, ચીકણા કાગળમાં છાપી છે. કીંમત છ આના.

## વૈષ્ણવોના નિત્યનિયમના પાઠ તથા ધોળ.

આ પુસ્તકમાં શ્રીવલ્લભાખ્યાન, મુળપુરૂષ, શ્રીયમુનાષ્ટક, ૪૦ પદ, ધોળ, ષોડશ ગ્રન્થો બધા; શ્રીસર્વોત્તમ પાઠ તથા ધોળ, શ્રીનવરત્ન ધોળ, શ્રીગોપીગીત વગેરે આપવામાં આવ્યું છે છતાં કીંમત માત્ર ૦-૪-૦ **ચાર આના.**

## श्रीकृष्णस्तोत्ररत्नाकर.

આ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુંસાંઇજી, શ્રીગિરિધરજી, મહાનુભાવી શ્રીહરિરાયજી મહારાજે શ્રીકૃષ્ણ ભગવાન (શ્રીઠાકોરજી) નું વિજ્ઞપ્તિદ્વારા કરેલાં સ્તોત્રનું મુળ શ્લોક સાથે અક્ષરશઃ ભાષાંતર(કે જે અત્યાર સુધીમાં કોઈ પણ ઠેકાણે પ્રકટ થયું નથી) આપવામાં આવ્યું છે. જેઓએ "बृहत् स्तोत्रसाररत्नागर" નામનો ૨૩૭ ગ્રન્થનો પાઠ કરવાનો ગુટકો વાંચ્યો હશે તેઓને તો આ ગ્રન્થ લેવા માટે ખાસ ભલામણ કરીએ છીએ. કારણ કે તેમાંથી ૨૫ સ્તોત્ર ગ્રન્થોની ટીકા આ ગ્રન્થમાં આપવામાં આવી છે. તેથી આ ગ્રન્થ દરેક વૈષ્ણવે ખાસ કરીને વાંચવા જેવા છે. તેથી તેમની ધાર્મિક વૃત્તિ દઢ થશે. ઉંચા ગ્લેજ ચીકણા કાગળ, છીંટનું મજબુત પાકું પુઠું, છતાં કીંમત ૦-૧૨-૦ બાર આના રાખી છે.

## श्रीयमुनास्तोत्र रत्नाकर.

આ ગ્રન્થમાં શ્રીયમુનાષ્ટક મુળ તથા તે ઉપરની સંસ્કૃત ટીકા તેના ગુજરાતી ભાષાન્તર સાથે, શ્રીરઘુનાથજીકૃત શ્રીયમુનાષ્ટક ટીકા સાથે, શ્રીહરિરાયજીકૃત શ્રીયમુના વિજ્ઞપ્તિ ગુજરાતી ટીકા સાથે વગેરે તથા શ્રીયમુનાજીનાં ૪૦ પદ, પરચુરણ અપ્રકટિત પદ, વધાઇ, આરતિ, ધોળ વગેરે સહિત શ્રીયમુનાજીના નામ સ્મરણનું સંપૂર્ણ સાહિત્ય.

શ્રીયમુનાજીના સુંદર ફોટા સાથે—આપવામાં આવ્યું છે. આવું પુસ્તક અત્યાર સુધીમાં કોઇ પણ ઠેકાણે પ્રકટ થયું નથી. આ ગ્રન્થ એક વખત વાંચ્યા પછી તેને હાથમાંથી મુકવાનું મન થશેજ નહિ આટલું છતાં કીં. ફક્ત ૦-૮-૦ આઠ આનાજ રાખવામાં આવી છે.

### શ્રીગુસાંઇજીકૃત વિજ્ઞપ્તી.

આ વિજ્ઞપ્તીમાં શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીના વિપ્રયોગમાં દર્શાવેલી દીનતાનું સ્વરૂપ સર્વે વૈષ્ણવોએ અવશ્ય ભાવના કર્તવ્યરૂપ છે. કીં. ૦-૫-૦.

॥ श्रीमद्‌गोस्वामी श्रीहरिरायजी ( महाप्रभुजी ) ॥



प्राकट्य सं. १६४७ भाद्रपद कृष्ण ५

A 2647—Lakshmi Art Bombay, 8.

॥ श्रीमद्गोस्वामी श्रीगोपेश्वरजी ॥



प्राकट्य सं. १६४९ ज्येष्ठ शु. १२.

A 2647—Lakshmı Art, Bombay, 8.

॥ श्रीकृष्णाय नमः ॥



॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥ श्रीगुसांईजी परमदयालवे नमः ॥

# अथ श्रीहरिरायजीविरचित

# ॥ बृहत् शिक्षापत्र ॥

## શિક્ષાપત્ર ૧ લું

मूलम्ः—सदोद्विग्नमनाः कृष्णदर्शने क्लिष्टमानसः ।
लौकिकं वैदिकं चापि कार्यं कुर्वन्ननास्थया ॥ १ ॥

निरुद्धवचनो वाक्यमावश्यकमुदाहरन् ।
मनसा भावयेन्नित्यं लीलाः सर्वाः क्रमागताः ॥ २ ॥

**શબ્દાર્થઃ**—જેનું મન નિરન્તર (અહન્તા મમતાના અસહ્ (દુષ્ટ) પ્રાપ્યકર્શી) ઉદ્વેગ યુક્ત—ગ્લાનિ યુક્ત છે, જેનું મન શ્રીકૃષ્ણના દર્શન નિમિત્ત કલેશ યુક્ત (ક્યારે મને પ્રભુનાં દર્શન થશે એમ આર્ત્તિવાળું) હોય છે. જે લૌકિક તથા વૈદિક કાર્ય પણ અનાસ્થાથી—કોઇ પણ જાતની આસ્થા રાખ્યા વિના (કેવલ લોકોમાં દેખાડવાને માટે જ, લૌકિક અપકીર્ત્તિ દૂર કરવાને જ)—કરે છે, તથા જે વચનને નિયમમાં રાખે છે. અને જે આવશ્યક (જરૂર હોય

એટલા જ ) વાક્યોનો ઉચ્ચાર કરે છે એવા વૈષ્ણવે ક્રમપ્રાપ્ત પ્રભુની સર્વ લીલાની નિત્ય ભાવના કરવી. (૧-૨)

**अनास्थया:**—લૌકિક વૈદિક કાર્યો લોકમાં દેખાડવાને જ કરવાં. એમાં ચિત્તની અતિ આસક્તિ વૈષ્ણવે થવા ન દેવી. શ્રીમહાપ્રભુજી પુષ્ટિ ભક્તોનું લક્ષણ આપતાં કહે છે કે:- " **वैदिकत्वं लौकिकत्वं कापट्यात्तेषु नान्यथा । वैष्णवत्वं हि सहजं ततोऽन्यत्र विपर्ययः** " અર્થ:- ' તે પુષ્ટ ભક્તોમાં લૌકિકત્વ તથા વૈદિકત્વ ( વૈદિક કાર્યો કરવાપણું ) કપટથી લોકમાં બતાવવાને અર્થેજ હોય છે. કેવલ વૈષ્ણવપણું એમનામાં સહજ ( કુદરતી ) હોય છે. એ વૈષ્ણવત્વ વિના અન્ય સર્વનો વિપર્યય છે. ' **अनास्थया**- ' લૌકિક વૈદિક કાર્યો ફલાશા ત્યજી કરવાં ' એમ અર્થ ' શબ્દાર્થમાં ' કવચિત્ થાય છે પણ ઉપરનો અર્થ લેવા યોગ્ય છે.

**વિવેચન:**—અહન્તા- હું કંઇક છું એવું અભિમાન-અને મમતા-આ લૌકિક વસ્તુઓ મ્હારી છે એવું અભિમાન-આ બન્ને આગ્રહ દુષ્ટ છે. એ અહન્તા મમતાનો આગ્રહ, મનને લૌકિક વૈદિક કાર્યમાં આસક્ત કરી પ્રભુનું વિસ્મરણ કરાવે છે. આમ લૌકિક વૈદિક કાર્યોમાં ચિત્તને આસક્ત થવા દઇએ તથા એ કાર્યોની અસિદ્ધિમાં કલેશ યુક્ત ચિત્તથી શ્રી કૃષ્ણના દર્શનાર્થે જઇએ તો આપણું ( જીવોનું ) કિલષ્ટ મુખ જોઇ, આનન્દરૂપ પ્રભુ ઉદાસીન થઇ જાય છે તેથી અંતરિક કાર્યો સિદ્ધ ન થાય વા બગડી જાય તો પણ મનમાં કલેશ ન કરવો. લૌકિક વૈદિક કાર્યોને મનમાં તુચ્છ ગણવા. પ્રભુની સેવા સમ્બન્ધી કાર્યો સિદ્ધ થાય તેમાં જ પ્રસન્ન રહેવું. જો કદાપિ સેવા ન થાય તો મનમાં કલેશ રાખવો કે હું કેવો દુષ્ટ છું કે મ્હારાથી આજે પ્રભુની સેવા ન થઇ શકી ? પુષ્ટિમાર્ગની એવી રીત છે. કે વ્રજભક્તો જે રીતે શ્રી ઠાકોરજીની સેવા કરતા તે પ્રમાણે પ્રભુની સેવા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે કરવી. વ્રજભક્તો શ્રી ઠાકોરજીના સંયોગમાં સેવા કરતા તથા શ્રી ઠાકોરજીના વિપ્રયોગમાં ( જયારે શ્રી ઠાકોરજી ગોચારણને અર્થે વનમાં પધારતા ત્યારે ) વેણુગીત, યુગલગીતમાં વર્ણવેલી પ્રભુની લીલાનું ગાન કરતા, ચિન્તન કરતા, તથા શ્રી ઠાકોરજી જ્યારે સન્ધ્યાસમય વનમાંથી વ્રજમાં પાછા ફરતા ત્યારે આનન્દથી એમનું ( પ્રભુનું ) દર્શન કરતા હતા તેજ પ્રકારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ પ્રભુની સેવાના સમયમાં સંયોગરસનો અનુભવ કરવો તથા અનોસરમાં શ્રી ઠાકોરજી સમ્બન્ધી કલેશ કરવો-વિયોગાર્ત્તિ કરવી, શ્રી ઠાકોરજીના મુખારવિન્દનું ધ્યાન કરવું તથા પ્રભુની લીલાનું ગાન કરવું. સેવાસમય ફલાત્મક પુરૂષોત્તમ શ્રી કૃષ્ણનું દર્શન અતિ આતુરતાથી કરવું. પછી ગૃહસ્થાશ્રમના ધર્મો-લૌકિક કાર્યો-લોકમા અપકીર્ત્તિ દૂર કરવા આચરવા, અને વૈદિક કાર્યો વૈદિક મર્યાદા પાલવા કરવા. પરન્તુ લૌકિક વૈદિકમાં મન આસક્ત ન થવા દેવું. મન એક શ્રી કૃષ્ણમાં જ રાખવું. સૂતકાદિ શાચ સમય મન્દિરની સેવા ન થઇ શકે ત્યારે ભાવથી માનસી

સેવા કરવી—એમ મર્યાદા છે, કારણકે સૂતકીથી મન્દિર છોવાઇ જાય છે. (૧)

સાર એ છે કે જ્યારે જ્યારે સેવા દર્શનાદિક ન બને ત્યારે પ્રભુના વિયોગથી આર્ત રહેવું, પ્રભુનું ચિન્તન, સ્મરણાદિક કરવા ચૂકવું નહિ. લૌકિક વૈદિક કાર્યમાં મનને એવું વ્યગ્ર ન થવા દેવું કે જેથી શ્રીકૃષ્ણનું વિસ્મરણ થાય. શ્રીકૃષ્ણસેવા સર્વથી પ્રધાન છે. અને અન્ય સર્વ—સ્ત્રી, પુત્ર, ગૃહ, વિત્ત, આત્મ, લૌકિક, વૈદિક કાર્યાદિક—શ્રીકૃષ્ણસેવાના અંગ છે. શ્રીકૃષ્ણ-સેવા મુખ્ય છે. લૌકિક વૈદિક કાર્યો ગૌણ છે.

આપણા વચનનો નિરોધ કરવો એટલે આવશ્યક વચનનો જ ઉચ્ચાર કરવો. વિના કાર્ય અતિશય બોલવું નહિ. મુખ્ય સિદ્ધાન્ત તો એ છે કે ભગવત્સમ્બન્ધ વિના સર્વથા ન બોલવું, પરન્તુ લૌકિક વૈદિક કાર્યાર્થે ગૃહસ્થાશ્રમમાં બોલ્યા વિના ચાલી શકે નહિ તેથી આવશ્યક વચનો જ બોલવાં. જો વાણીનો નિગ્રહ હોય તો મુખરતા દોષ ન થાય. બહુ બોલવાથી ભગવદ્ભાવ હૃદયમાં સ્થિર રહેતો નથી, વાણીદ્વારા બહાર જતો રહે છે. ભગવદ્ધર્મની આવી સૂક્ષ્મગતિ છે. તેથી ભગવત્પ્રસંગ વિનાના અન્ય સર્વ પ્રસંગોમાંથી વાણીનો નિરોધ કરવો.

અનેક સ્થળે ભટકવું એ મનનો ધર્મ છે. ભગવાન્ વિના અન્ય સર્વ સ્થાને ભ્રમણ કરતાં મનને શ્રી ઠાકોરજીની અનેક પ્રકારની અપૌરુષ લીલામાં ક્રમાનુસાર આસક્ત કરવું, મનનો વેગ વાયુના વેગ કરતાં અધિક છે, કોઈ ઉપાયથી પણ રોક્યું રોકાતું નથી. એવા ચંચલ મનને લૌકિક વૈદિક કાર્યોમાંથી ખેંચી લઇ શ્રી ઠાકોરજીની લીલામાં લીન કરવું શ્રી ઠાકોરજીની લીલા અનેક છે તેથી તેમાં એનો નિરોધ સત્વર થશે.

જન્માષ્ટમી, અન્નકૂટ, હોળી, હિંડોલા, ઇત્યાદિક વર્ષ પર્યન્તના ઉત્સવોની અનેક લીલાની પુષ્ટિમાર્ગીય રીત્યાનુસાર ભાવના કરવી. તેમજ નિત્ય લીલા એટલે શ્રી ઠાકોરજી પ્રાતઃકાલથી શ્રી નન્દરાયજીના ઘરમાં જાગે છે ત્યારથી તે શયનપર્યન્ત તથા શયન પછી પણ રાત્રીની લીલાની ભાવના કરવી. શ્રી ઠાકોરજી નન્દરાયજીને ઘેર પ્રાતઃકાલમાં જાગે છે, તેમજ કુંજમાં શ્રી સ્વામિનીજી સાથે જાગે છે એ લીલા તથા ખંડિતાં લીલા, મંગલા ભોગ, મંગલા આર્તિ, શૃંગાર (સિંગાર), ગ્વાલ, પારણા, રાજભોગ, ઉત્થાપન, ભોગ, સંધ્યા, શયન પર્યન્ત ઋતુઅનુસાર (લીલા), તેમજ શયન પછીની લીલા જેવી કે રાસલીલા, માન લીલા, જલ–સ્થળ વિહારાદિકની લીલાનો ભાવ શુદ્ધ મનથી વિચારવો. શ્રી આચાર્યજી, એમનું કુલ, તથા શ્રી ગુસાંઇજીના સ્વરૂપનો વિચાર કરવો. શ્રી ઠાકોરજીનું પ્રાકટ્ય, શા માટે થયું છે, લીલા, સામગ્રી તથા વાગા–વસ્ત્રનો શોભાજ છે, એ સર્વનો ભાવ મનમાં વિચારપૂર્વક ધારણ કરવો. અષ્ટપ્રહરની

લીલાનું સ્મરણ કરવું. એમ ક્રમસહિત લીલાનો વિચાર કરવાથી ભગવદાવેશ હૃદયમાં થાય છે.

ઉપર જે ભાવના કરવાની કહી છે તેના બે પ્રકાર છે. એક ઉત્તમ ભાવના અને બીજી મધ્યમ ભાવના છે. પ્રથમ તો સ્નાન કરી શુદ્ધ થઇ ગુરૂની પાસે જઈ તેમની સેવા કરી તેમની સાથે મંદિરમાં જઇ ગુરૂ આજ્ઞા વા વિનન્તિ કરે તે પ્રમાણે મંદિરમાં સેવા કરવી. એ પ્રકારની સેવા અને ભાવના ઉત્તમ કહેવાય છે કારણ કે આપણે આપોઆપ ( મંદિરમાં ) પ્રભુની સેવા કરવા જઇએ છીએ અને તેથી પ્રભુને શ્રમ થતો નથી. એમ આનન્દાત્મક પ્રભુ સત્વર પ્રસન્ન થાય છે. બીજો મધ્યમ પ્રકાર એ છે કે જેમાં પ્રભુને પોતાના હૃદયમાં પધરાવવાથી શ્રમ થાય છે તેથી જો કે પ્રભુ પરમ દયાળુ છે છતાં એમને શ્રમ થાય એ પુષ્ટિમાર્ગની રીત નથી. એ પ્રકારે ઉપર બતાવ્યા પ્રમાણે ક્રમપૂર્વક ભગવત્સેવા કરવી. (૨)

मूलम्ः—सेवापि कायिकी कार्या निरुद्धेनैव चेतसा ।
दैहिकं कर्म निखिलं प्रभुसेवोपयोगिनाम् ॥ ३ ॥
याथोपकरणादीनां रक्षा तद्वद्विधीयताम् ।
मार्यादिष्वनुरागोऽपि सेवाहेतुक एवहि ॥ ४ ॥

**શબ્દાર્થ**—કાયિકી સેવા પણ નિરોધયુક્ત ચિત્તથી જ કરવી. પ્રભુ સેવામાં ઉપયોગી પદાર્થોની જે રીતે રક્ષા થાય તે પ્રમાણે સમગ્ર દૈહિક કર્મો કરવાં. સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ પણ સેવાને નિમિત્તે જ રાખવો. ( સ્ત્રી પુત્રાદિ ભગવત્સેવામાં અનુકૂલ છે તેથી જ તેઓમાં સ્નેહ રાખવો. )

**વિવેચન**:—શ્રી ઠાકોરજીની સેવા પોતાના દેહથી કરવી, અન્ય કોઇની પાસે કરાવવી નહિ. જો કદાચિત્ આપણા દેહથી સેવા ન થાય, તથા શ્રી ઠાકોરજીને શ્રમ થાય તોજ અન્યની સહાય લેવી. એ સેવા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ અથવા આપણા કુટુમ્બના કોઇ સમર્પણી મર્યાદી વૈષ્ણવ પાસે કરાવવી. અવૈષ્ણવ પાસે સેવા સર્વથા ન કરાવવી. જેટલી સેવા આપણા દેહથી બને તેટલી તો અન્ય પાસે નજ કરાવવી. ( ભગવત્સેવામાં ) આલસ્ય કરવાથી લૌકિક આવેશ થાય છે. સેવામાં આલસ્ય ન કરતાં જો આપણે આપણી કાયાથી શ્રી ઠાકોરજીની સેવા કરીએ તો તો શરીર, ઇન્દ્રિય, મન ઇત્યાદિ સર્વ શ્રી ઠાકોરજીની સન્મુખ થઇ ભગવત્સમ્બન્ધથી બહિર્મુખ થતાં અટકે છે. તેથી અવશ્ય આપણા શરી-

રથી નિયમ સહિત ભગવત્સેવા કરવી. 'આટલી સેવા કર્યા પછી જ લૌકિક વૈદિક કાર્ય ખાનપાનાદિ હું કરીશ' એવો નિયમ રાખવો. જેમ ખાનપાનમાં પ્રીતિનો નિયમ છે. એટલે કે ખાનપાન કર્યા વિના ચાલતું નથી તેમ ભગવત્સેવા પણ પ્રીતિથી નિયમ પૂર્વક કરવી. વૈષ્ણવે એટલું નિશ્ચય સમજવું કે 'મ્હારો ધર્મ કેવલ ખાનપાનાદિ કરવાનો નથી. મ્હારો મુખ્ય ધર્મ તો ભગવત્સેવા છે, કારણ કે હું ભગવાનનો દાસ છું. હું ભગવાનનો દાસ હોઉં ભગવત્સેવા વિના રહું એ કેમ સમ્ભવે?'

બ્રહ્મસમ્બન્ધનો મંત્ર લેની વખતે વૈષ્ણવ પ્રભુને પોતાનું સર્વસ્વ સમર્પણ કરે છે. દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ, તેમના ધર્મો, સ્ત્રી, પુત્ર, ગૃહ, આપ્ત, વિત્ત, આલોક તથા પરલોક, તથા પોતાનો આત્મા-એ સર્વ ભગવાનને સમર્પવામાં આવે છે. અને જીવ પ્રભુ-શ્રીકૃષ્ણનો દાસ થઇ રહેવાની પ્રતિજ્ઞા કરે છે. એ પ્રતિજ્ઞાનુસાર જીવે પોતાનો દેહ ભગવત્સેવામાં વિનિયોજવો. જો પોતાના દેહથી ભગવત્સેવા ન કરે અને અન્ય પાસે કરાવે તો પ્રતિજ્ઞાનો ભંગ થાય છે. તેથી નિયમપૂર્વક સ્વશરીરથી જ ભગવત્સેવા કરવી એમ બતાવ્યું. હવે એ સેવામાં મનને વિનિયોજવા મનનો નિરોધ કરવો એમ કહે છે:

લૌકિક વૈદિક અનેક સ્થલે ભટકતાં મનનો નિરોધ કરી ભગવત્સેવા કરવી. જો મન લૌકિક વૈદિકમાં વ્યગ્ર થાય તો સેવામાં શ્રદ્ધા ન્યૂન થાય છે. તેથી મનનો નિરોધ કરવો. સેવા સમ્બન્ધી કાર્ય વિના બોલવું જોઇએ નહિ. લૌકિક વાણી બોલવાથી મુખરતા દોષ ઉદ્ભવે છે અને તેથી ભગવત્સેવામાં ભગવદ્ભાવરૂપી રસનું તિરોધાન થાય છે. તેથી ભગવત્સેવા સમયે મિથ્યા વાણી તથા ક્રિયાનો નિરોધ કરવો. ભગવત્સેવાસમય લૌકિક વૈદિક કાર્ય આવે તો પણ તે સર્વથા ન કરવું. એ પ્રકારે મન, વાણી તથા ક્રિયા એમ ત્રણે રીતે લૌકિક વૈદિકમાંથી નિરોધ-પૂર્વક ભગવત્સેવા કરવી. દૈહિક, લૌકિક, વૈદિક કર્મ બહુ છે. જો આ સંસારમાં રહીએ અને એ કર્મો ન આચરીએ તો સંસારમાં અપકીર્ત્તિ થાય છે. સંસારમાં એમ અપકીર્ત્તિ થવાથી ભગવત્સેવામાં ઉદ્વેગ થાય છે, તેથી એ ભગવત્સેવામાં પ્રતિબન્ધરૂપ અપકીર્ત્તિ દૂર કરવાને જ લૌકિક, વૈદિક કાર્યો પણ શ્રી ઠાકોરજીની સેવામાં પહોંચીને અનોસરમાં આસક્તિ રાખ્યા વિના કરવાં. એ લૌકિક વૈદિક કાર્યો વૈષ્ણવે એમાં તલ્લીન થઇને કરવાનાં નથી. કેવલ લોકમાં બતાવવાને માટે જ અનોસરમાં (સેવા થઇ રહ્યા પછી) કરવાનાં છે. (અનોસરમાં) પ્રભુને અંગીકાર યોગ્ય વસ્ત્ર સામગ્રી તૈયાર કરવાં. પાકાદિક સામગ્રીના રક્ષાર્થે અને શ્રી ઠાકોરજીની સેવા કરવાને અર્થે જ સર્વ કાર્ય કરવાનાં છે. એ પ્રમાણે સેવા કરવાથી પ્રભુ અનુભવ કરાવે છે. (૩)

અન્ય અવસરમાં-અનોસરમાં-સેવા પછીના સમયમાં લૌકિક, દૈહિક કર્મ યથાયોગ્ય કરવાં એમ કહ્યા પછી સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ કરવો કે નહિ? અને જો કરવો તો શા માટે કરવો? તે બતાવે છે.

જો ભગવત્સેવામાં સ્ત્રીની સહાય હોય તો સેવા સારી રીતે થઇ શકે તેથી જો સ્ત્રી ભગવત્સેવાર્થે અનુકૂલ હોય તો જ તેનાપર અનુરાગ–સ્નેહ રાખવો. પોતાના વિષયાદિક સિદ્ધ કરવા વૈષ્ણવે સર્વથા સ્ત્રી પુત્રાદિમાં સ્નેહ ન કરવો. આ સિદ્ધાન્તને અનુકૂલ સ્કન્દપુરાણ તથા રામાયણમાં દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છેઃ– “ મહાદેવજીની સ્ત્રી સતી પાર્વતિએ મહાદેવજીનું કહ્યું ન માન્યું, અને શ્રી રામચન્દ્રજીની પરીક્ષા કરવા જાનકીજીનું સ્વરૂપ ધારણ કર્યું. ભગવદ્ભક્ત મહાદેવજીએ આ વાત જાણતાં જ સતીનો ત્યાગ કર્યો. પછી સતી પોતાના પિતા દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં ભસ્મ થઇ હિમાચલના ગૃહમાં પ્રકટ થયાં. ત્યાં તેમણે અનેક તપશ્ચર્યા કરી તો પણ શ્રી મહાદેવજી પ્રસન્ન થયા નહિ ત્યારે શ્રી ઠાકોરજીએ ભક્ત મહાદેવજીને આજ્ઞા કરી કે ‘ તમે પાર્વતીનો અંગીકાર કરો. ’ ત્યારે જ મહાદેવજીએ પાર્વતીનું પાણિગ્રહણ કર્યું. પછી પાર્વતીએ ભગવાનની લીલા જાણવાની ઇચ્છા દર્શાવી ત્યારે જ મહાદેવજી પ્રસન્ન થયા. ” આ દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે કે જે વૈષ્ણવ હોય છે તે લૌકિક વિષયને અર્થે સ્ત્રીપર પ્રસન્ન થતા નથી, પણ ભગવત્સેવામાં સ્ત્રી અનુકૂળ થઇ સહાય આપે તો જ તેનાપર ( સેવા નિમિત્તે ) અનુરાગ રાખે છે.

તે જ પ્રકારે પુત્ર, બન્ધુ, આપ્ત, ઇત્યાદિક સર્વ દૈહિક સમ્બન્ધીઓ જો ભગવત્સેવામાં અનુકૂલતા આપી શ્રીઠાકોરજીના સુખમાં વૃદ્ધિ કરતા હોય તોજ તેમનાં પર અનુરાગ–સ્નેહ રાખવો. શ્રીમહાપ્રભુજી કહે છે કેઃ–“ पुत्रे कृष्णप्रिये रतिः ” ‘ તે જ પુત્ર પર રતિ–પ્રીતિ–સ્નેહ રાખવો કે જે શ્રીકૃષ્ણને પ્રિય વસ્તુ ગણે છે. ’ (૪)

**मूलम्ः–प्रातिकूल्ये यथा त्यागः प्रभ्वसम्बन्धिवस्तुनः ।**
**धनेषु निःस्पृहः सेवोपयोगित्वेन रक्षणम् ॥ ५ ॥**

**શબ્દાર્થ**:—જેમ શ્રી ઠાકોરજીના વિનિયોગમાં નહિ આવે એવી વસ્તુનો ત્યાગ ઉચિત છે ( તેમ ભાર્યાદિક જો સેવામાં પ્રતિકૂલ હોય તો તેમનો ત્યાગ યોગ્ય છે. ) ધનમાં ઇચ્છા ન રાખવી, પરન્તુ ધન હોય તો સેવા સારી રીતે થઇ શકે છે–એમ સેવામાં ધન ઉપયોગી છે તેથી તેનું રક્ષણ કરવું જોઇએ. (૫)

**વિવેચન**:—જે વસ્તુ પ્રભુ સમ્બન્ધી નથી તેનો પુષ્ટિમાર્ગમાં ત્યાગ યોગ્ય છે. તેથી ભાર્યાદિક જો ભગવત્સેવામાં પ્રતિકૂલ હોય તો એમનો ત્યાગ કરવો એ યોગ્ય છે. એ સ્ત્રીમાં અનુરાગ–સ્નેહ ન રાખવો. પ્રભુ સમ્બન્ધથી રહિત એવા ભાર્યાદિકના મનને ભગવદ્ભાવ પ્રતિ દોરવું. શ્રી ઠાકોરજીનો સ્પર્શ સર્વ કોઇ જીવને ન કરાવવો પણ જેને શ્રી આચાર્યજીના કુલદ્વારા પુષ્ટીમાર્ગમાં નામનિવેદન થયું છે અથવા જે મર્યાદી છે તેને શ્રી ઠાકોરજીનો સ્પર્શ કરવા

હેવે. જે ( વૈષ્ણવ ) મર્યાદી નથી પણ સેવક છે તેની પાસે બહારની ( ઉપર-ઉપરની ) સેવા કરાવવી.

પ્રતિબન્ધ કરનારનો શીઘ્ર ત્યાગ કરવો. ધનમાં આસક્તિ ન રાખવી. નિઃસ્પૃહ થઇ ધનની રક્ષા કરવી. જો હૃદયમાં પૂર્ણ વૈરાગ્ય દૃઢ થયો હોય તો ધનને રક્ષવું નહિ. પણ જો પૂર્ણ વૈરાગ્ય દૃઢ ન થાય તો ધનની રક્ષા સ્વસુખને અર્થે નહિ પણ ધન પ્રભુનું છે, પ્રભુ સેવામાં એનો વિનિયોગ કરવાનો છે, તેથી એની રક્ષા કરવી જ જોઇએ. જો ધનની રક્ષા આ કરાલ કલિકાલમાં થાય નહિ તો જીવનું ધૈર્ય જતું રહે છે, જીવને દુઃખ થાય છે, અને એનું ચિત્ત ભગવત્સેવામાં આસક્ત થતું નથી. તેથી ભગવત્સેવા તથા ભગવદુત્સવાદિકમાં ધનનો ઉપયોગ થાય એ ઉદ્દેશથી ધન રક્ષવું. લૌકિકમાં ધનનો વ્યય ન કરવો. ભગવાનના ઉત્સવાદિકમાં, ભગવત્સેવામાં, વલ્લભકુલમાં તથા વૈષ્ણવોમાં જે રીતે ભગવદ્ભાવ વૃદ્ધિ પામે તે રીતે ધનનો વ્યય કરવો. ભગવત્સેવાર્થે તેમજ ( વૈષ્ણવોમાં ) ભગવદ્ભાવની વૃદ્ધિને અર્થે ધનનો વિનિયોગ ન કરતાં લૌકિક કાર્યોમાં ધનનો વ્યય થાય તો મનમાં આસુરાવેશ થાય છે. આ પ્રકારે વૈષ્ણવે વિવેક રાખી ધનમાં આસક્તિ ન રાખવી.

વિવેકધૈર્યાશ્રયગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે:– प्राप्तं सेवेत निर्ममः 'પ્રાપ્ત ધનને નિઃસ્પૃહ થઇ રક્ષવું.' તેથી સિદ્ધ થયું કે વૈષ્ણવની પાસે જે ધન છે તે એનું પોતાનું નથી પણ ભગવાનનું છે અને તેથી જે પ્રકારે એનો વિશેષ વ્યય ભગવદર્થ થાય તેમ કરવું. જે દ્રવ્ય ભગવાનનું છે તેનો લૌકિકમાં વ્યય થતો અટકાવવો. હવે જો કોઇ એમ શંકા કરે કે લૌકિક, વિવાહાદિક કાર્યોમાં ધનનો વ્યય કર્યા વિના કેમ ચાલી શકે ? તો તેનું સમાધાન અગ્ર શ્લોકમાં કરે છે.

**मूलम्ः—विवाहादिषु कार्येषु वध्वाः सेवार्थमानसः ।**
**भगवत्साधिसङ्गोऽपि स्वप्राणप्रेष्ठवार्त्तया ॥ ६ ॥**

**શબ્દાર્થ**:—સ્ત્રીના વિવાહાદિક કાર્યમાં સેવાનિમિત્ત ચિત્ત રાખવું. આપણા પ્રાણપ્રેષ્ઠ શ્રી ઠાકોરજીની વાર્ત્તા ( ભગવત્કથા ) ને નિમિત્ત ભગવદ્ભક્તનો સંગ કરવો. (૬)

**વિવેચન**:—વિવાહાદિક લૌકિક કાર્યોમાં ધનનો વ્યય કર્યા વિના કેમ ચાલે ? એનો ઉત્તર આપે છે. વૈષ્ણવે પોતાના વિવાહ તથા પુત્રાદિકના વિવાહના પ્રસંગે ભગવત્સેવાનો જ વિચાર કરવો. ભગવત્સેવામાં જો અધિક સેવકો હોય તો સેવામાર્ગ સારી રીતે સેવી શકાય છે. 'સ્ત્રી, પુત્ર, પૌત્રાદિક જો ભગવત્સેવામાં સહાય આપે તો પ્રભુને શ્રમ થતો નથી, પ્રભુનું સુખ વધે છે.' એમ

વિવાહાદિક કાર્યો પણ ભગવત્સેવાના પોષક છે તેથી એ કાર્યો કરવાં. એ કાર્યોમાં જે કંઇ ધનનો વ્યય કરવો યોગ્ય હોય તે પણ શ્રી ઠાકોરજીની આજ્ઞા પ્રમાણે જ કરવો. શ્રી ઠાકોરજી જેટલું દ્રવ્ય ખર્ચવાની આજ્ઞા કરે એટલું (આવશ્યક) જ દ્રવ્ય વૈષ્ણવે પ્રભુ પ્રતિ દાસભાવ વિચારી ખર્ચવું. (લૌકિક પ્રતિષ્ઠાના લોભથી અધિક—અઘટિત દ્રવ્યનો વ્યય વિવાહાદિક કાર્યોમાં જો વૈષ્ણવ કરે તો પોતાના પ્રાણપ્રેષ્ઠ સ્વામી શ્રી ઠાકોરજીનો અપરાધ થાય છે.)

ભગવદીયનો સંગ પણ લૌકિક વૈદિક પ્રતિષ્ઠાને લીધે નહિ પણ પ્રાણપ્રેષ્ઠ શ્રી ઠાકોરજીની વાર્ત્તા કરવાને માટે જ કરવો. પોતાનું મહત્ત્વ સ્થાપવા કોઇ પણ ભગવદ્ધર્મ ન આચરવો. ભગવદ્ધર્મ જ સ્વધર્મ છે એમ વિચારી દૈન્યયુક્ત થઇ ભગવદ્ધર્મ પાલવો. (૬)

## मूलमः-वियोगा-मवं कुर्वन्सेवाऽनवसरे पुनः । मूर्त्तौ भगवतो दृष्टिर्भाव्या तत्तस्य दर्शनम् ॥ ७ ॥

**શબ્દાર્થ**:—સેવાના અનવસરમાં (અનોસરમાં) વિયોગાનુભવથી નિર્વાહ કરવો. 'આ સાક્ષાત્ શ્રી કૃષ્ણચન્દ્ર છે' એવી ભાવના શ્રી ઠાકોરજીના સ્વરૂપમાં કરનારને સાક્ષાત શ્રી પૂર્ણ પુરૂષોત્તમનાં દર્શન થાય છે. (જ્યાં સુધી સાનુભવ ન થાય ત્યાં સુધી જેવા ભાવ અને મર્યાદા શ્રી કૃષ્ણની સન્નિધિમાં રાખીએ તેવા જ ભાવ અને મર્યાદા શ્રી ભગવત્સ્વરૂપની સન્નિધિમાં રાખવા.) (૭)

**વિવેચન**:—ભગવત્સન્મુખ સેવામાં સંયોગાત્મક લીલારસનો અનુભવ કરવો. સામગ્રી તથા વસ્ત્રાદિક શ્રી પ્રભુને ધરી તેનો ભાવ વિચારવો. સેવામાંથી પહોંચી અનોસરમાં વિયોગાનુભવ કરવો. જેવી રીતે વ્રજભક્તોને વેણુગીત યુગલગીતમાં વિયોગાનુભવ થયો છે, તેમ વૈષ્ણવે પણ અનોસરમાં પ્રભુનો વિયોગ વિચારવો. 'પ્રભુ કઇ કુંજમાં પધાર્યા હશે? કઇ લીલા ભક્તોના સંગમાં કરતા હશે?' એમ વિચાર કરવો. 'હું કેવો દુષ્ટ છું કે મને પ્રભુનાં દર્શન થતાં નથી!' એમ વિકલ થવું. શ્રી ગુસાંઇજીના વચનનું અનુસન્ધાન રાખવું કે:—"चित्तेन दुष्टो वचसापि दुष्टः कायेन दुष्टः क्रियया च दुष्टः ज्ञानेन दुष्टो भजनेन दुष्टो ममापराधः कतिधा विचार्यः"—અર્થ:—હું ચિત્તથી દુષ્ટ, વચનથી દુષ્ટ, કાયાથી દુષ્ટ, ક્રિયાથી દુષ્ટ, જ્ઞાનથી દુષ્ટ, ભજનથી દુષ્ટ—એમ સર્વ પ્રકારે દુષ્ટ છું. મ્હારો અપરાધ કેટલા પ્રકારે વિચારશો!' એ પ્રકારે મન્દિરમાં દીનતાથી વિયોગાનુભવ કરવો. એમ કરતાં કરતાં સેવાનો સમય થાય કે તરત જ સ્નાન કરી શીઘ્ર

પુષ્ટિમાર્ગની રીતિ પ્રમાણે અસ્પર્શમાં મન્દિરે જઇ શ્રી ઠાકોરજીના આનન્દમય, રસાત્મક શ્રીમુખ તથા શ્રી અંગનાં આનન્દપૂર્ણ દર્શનથી સકલ વિરહને દૂર કરવો. જેમ વ્રજભક્તો શ્રી નન્દરાયજીને ઘેર આવી ભાવથી શ્રી ઠાકોરજીનાં દર્શન કરતા તેમ ભાવપૂર્વક દર્શન કરવાં. એ વ્રજભક્તોના ભાવનું સ્મરણ કરવું. એમ કરવાથી વ્રજભક્તોની કૃપા થઇ ભાવનું દાન થાય છે. (૭)

**मूलम्ः—स्पर्शस्तत्रैव भावेन सर्वास्तत्रैव तत्क्रियाः ।**
**भावात्मनोह्यनुभवः सर्वो भावेन नान्यथा ॥ ८ ॥**

**શબ્દાર્થ**:—ભગવત્સ્વરૂપનો સ્પર્શ ભાવથી જ કરવો. ભગવત્ સ્વરૂપમાં સર્વ દેહ સમ્બન્ધી ક્રિયા પણ ભાવથી જ કરવી, કારણ કે ભાવાત્માનો સર્વ અનુભવ ભાવથી થાય છે અન્ય પ્રકારે થતો નથી. (૮)

અત્યાર સુધી નેત્રેન્દ્રિયને સુખદાયક દર્શનનો પ્રકાર કહ્યો, અને તે પછી સ્નાન કરી સેવામાં સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ કરવો. એ પ્રકાર હવે બતાવે છે.

**વિવેચન**:—પ્રથમ મંગલાથી પરવારી શ્રી ઠાકોરજીને સ્નાન અભ્યંગ કરાવવું અને અંગવસ્ત્ર કરી ઋતુ અનુસાર વાગા વસ્ત્ર ધરાવવા. એ પ્રકારે સેવામાં ભગવત્સ્વરૂપનો સ્પર્શ ભાવથી કરવો. જો શુદ્ધ હૃદય હોય તો વ્રજભક્તોની ભાવના કરવી. વ્રજભક્તો પોતાને ઘેરથી વસ્ત્ર, આભૂષણ, ખિલોનાં લઇ શ્રી નન્દરાયજીને ઘેર પ્રાતઃકાલમાં આવી શ્રી ઠાકોરજીની સેવા કરે છે, એમને સ્નાન કરાવે છે, શૃંગારાદિક કરે છે અને ફૂલ તથા સામગ્રી આરોગાવે છે. એમ ભાવના કરવી. જો શુદ્ધ હૃદય ન થયું હોય તો શ્રી ઠાકોરજી પ્રતિ રાજા સમાન ભય રાખવો. 'શ્રી ઠાકોરજી પ્રભુ છે, રાજાના પણ રાજા છે, તેથી જો મ્હારો અપરાધ થશે તો નિશ્ચય દણ્ડ કરશે' એમ ભય સંયુક્ત થઇ અંગ સ્પર્શ કરવો. શ્રી ઠાકોરજીનું શ્રી અંગ અતિ કોમલ છે તેથી શીતકાલમાં આપણા હસ્ત અગ્નિના તાપથી ઉષ્ણ કરી શ્રી અંગનો ધીમે ધીમે સ્પર્શ કરવો. ત્યારે જ હૃદયમાં ભાવ પ્રકટે છે. આ પ્રમાણે મંગલાથી શયન પર્યન્ત સમગ્ર દૈહિક ક્રિયા ભાવસહિત કરવી. સેવાની સમગ્ર વસ્તુને ભાવથી સ્વરૂપાત્મક જાણવી. આમ સર્વાત્મકભાવથી શ્રી ઠાકોરજીની સેવા કરવાથી સ્વરૂપાનન્દનો અનુભવ થાય છે. (૮)

**मूलम्ः—हृदयस्यात्यशुद्धत्वान्न तत्रावेशसम्भवः ।**
**स्वरूपं वा तच्छायामाविश्यानुभवं हरिः ॥ ९ ॥**

**यावत्साधनसम्पत्तिः[1] [illegible] ।**
**शुद्धं विधाय हृदयं पश्चात्तत्राविशेत्स्वयः ॥ १० ॥ ॥**

**શબ્દાર્થ**:—હૃદય અતિ અશુદ્ધ છે તેથી તેમાં પ્રભુના આવેશનો સમ્ભવ નથી. હરિ પોતાના સર્વ ભક્તોને પોતાની અતિશુદ્ધ મૂર્ત્તિમાં પ્રવેશ કરી, જેટલી સાધન સમ્પત્તિ હોય તેટલો અનુભવ કરાવે છે. એમ ભક્તનું હૃદય શુદ્ધ કરી એમાં ( ભક્તના હૃદયમાં ) પોતે પ્રવેશ કરે છે.

**વિવેચન**:—ભગવત્સેવામાં આપણું હૃદય તથા ઇન્દ્રિયોને અતિ શુદ્ધ રાખવાં. લૌકિકાવેશથી વિષયની ભાવના ન કરવી. લૌકિક દેહ સમ્બન્ધિ સુખ દુઃખ મનમાં ન રાખવાં, કારણ કે લૌકિક વૈદિક સુખ દુઃખ આ દેહ સમ્બન્ધિ છે અને ભગવત્સેવાસમ્બન્ધિ સુખદુઃખ આત્માના સમ્બન્ધિ-જન્મ જન્મના છે. શ્રી ઠાકોરજીનું સ્વરૂપ અતિ શુદ્ધ છે તેથી લૌકિક માયાના ગુણ પ્રભુને વિષે કદાપિ ન વિચારવા. પ્રભુનું શ્રી અંગ, કર, પાદ, મુખ, ઉદરાદિ સર્વ આનન્દરૂપ* છે તેથી શુદ્ધ મનથી એનો અનુભવ થવો જોઇએ. પ્રભુ કામ, ક્રોધ, લોભ, મદ, મત્સરાદિથી રહિત છે, સર્વ દુઃખહર્ત્તા છે, તથા પરમાનન્દનું દાન કરનારા છે. એવા શ્રી ઠાકોરજીના અલૌકિક ગુણ સંયુક્ત સ્વરૂપની મનમાં ભાવના કરી, અન્ય સર્વ સ્થલેથી મનને ખેંચી લઇ, એક શ્રી ઠાકોરજીના ચરણ કમલમાં આસક્ત કરી, ભગવત્સેવા ભાવસહિત કરવી. ત્યારે પ્રભુ સ્વાનુભવ કરાવે છે.

---

૧ यावत्साधनसम्पत्ति कारयति अखिलां जनान् એવો પાઠભેદ પુસ્તકાન્તરમાં માલમ પડે છે. એ પાઠાનુસાર અર્થઃ—હૃદય અતિ અશુદ્ધ છે તેથી એમાં પ્રભુનો આવેશ સમ્ભવતો નથી. ત્યાં સુધી પ્રભુ પોતાના ભક્તોને સર્વ સાધનસમ્પત્તિ સિદ્ધ કરાવે છે ત્યાં સુધી પોતાની અતિ શુદ્ધ મૂર્તિમાં પ્રવેશ કરી અનુભવ કરાવે છે અને સાધનસમ્પત્તિથી ભક્તોનું હૃદય શુદ્ધ કરી પછી તેમાં પોતે પ્રવેશે છે.

* શ્રીઠાકોરજીનું શ્રીઅંગ આનન્દથી પૂર્ણ છે. એ શ્રીઅંગમાં માંસ, લોહી, મજ્જાદિ ભરેલાં નથી. એમનું શ્રીઅંગ અન્ય લૌકિક જીવના શરીર સમાન પ્રાકૃત–હેય પદાર્થોનું બનેલું નથી, પરન્તુ સર્વત્ર કર, પાદ, મુખ, ઉદરાદિ સર્વ અંગ આનન્દથી–રસથી પરિપૂર્ણ છે. પ્રભુનું શ્રીઅંગ તો અપ્રાકૃત છે. તેથી એમાં પ્રાકૃત કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરાદિ દોષ સમ્ભવતા નથી. શ્રી મહાપ્રભુજી નિબન્ધમાં પ્રભુનું સ્વરૂપ નીચેની કારિકામાં ઉપપાદન કરે છે:—

निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो निश्चेतनात्मकशरीरगुणैश्चहीनः ।
आनन्दमात्रकरपादमुखोदरादिः सर्वत्र च त्रिविध भेदविवर्जितात्मा ॥

અર્થ—'મહાપુરૂષોમાં તપ, શાન્તિ, જ્ઞાનાદિ ગુણ દોષરહિત જોવામાં આવે છે, પણ પ્રભુના સ્વરૂપમાં તેમ નથી. પ્રભુ તો નિર્દોષ–સર્વ દોષરહિત અને પૂર્ણ ગુણ છે. પ્રભુ ગુણને

આ સંસારમાં કેટલાક આસુરી પદાર્થ છે અને કેટલાક દૈવી પદાર્થ છે. દૈવી પદાર્થના બે પ્રકાર છે–એક મર્યાદા અને એક પુષ્ટિ–એમ દૈવીના બે પ્રકાર સહિત ત્રણ ભિન્ન પદાર્થો થયા છે. એ ભેદ હૃદયમાં વિચારી અજ્ઞાન જન્ય સુખ દુઃખ દૂર કરવા. જે દેહ ભગવત્સેવામાં તલ્લીન થઇ રહે છે તેને દૈવી જાણવો. જે દેહ ભગવત્સેવામાં આલસ્ય કરે, કદાચિત્ કોઇ વૈષ્ણવના સંગે સેવા કરે, અને જેને રોગાદિ પીડા આપે તેને આસુરી જાણવો. જો મન દૈવી હોય તો સેવા કરતાં કરતાં પ્રભુના સ્વરૂપનો અનુભવ કરી લે છે, અને જો આસુરી હોય તો સેવા કરતાં કરતાં પણ અનેક લૌકિકમાં ભ્રમણ કરે છે. એવા આસુરી મનને સ્વરૂપાનન્દનો અનુભવ પ્રાપ્ત થતો નથી. દેહ સમ્બન્ધી સ્ત્રી પુત્રાદિક જો દૈવી હોય તો ભગવત્સેવામાં સહાય વા અનુકૂલતા આપે છે, જો આસુરી હોય તો ભગવત્સેવામાં વિરોધ–પ્રતિબન્ધ કરે છે. એ જ પ્રકારે દ્રવ્ય પણ જો દૈવી હોય છે તો ભગવત્સેવામાં એનો વિનિયોગ થાય છે, અને જો તે આસુરી હોય છે તો તે લૌકિકમાં વપરાય છે, ચોરાઇ જાય છે, વા દણ્ડમાં જતું રહે છે. જે જીવની રૂચિ કર્મમાર્ગમાં એટલે દાન, હોમ, શ્રાદ્ધાદિક પ્રતિ પ્રવર્ત્ત છે તે જીવને મર્યાદા માર્ગીય જાણવો. એ પ્રકારે ભગવત્સેવામાં વિનિયોજાતા સર્વ કોઇ પદાર્થને શુદ્ધ જાણવા. અને એમ જ સમજવું કે મ્હારા ખરા ઉપયોગના તો આ જ પદાર્થો છે. અન્ય સકલ વસ્તુ મને બાધક છે. ત્યારે જ સ્વયં ભગવાન્ શુદ્ધ હૃદયમાં પ્રવેશ કરી સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે છે. એ પ્રકારે સેવાસમ્બન્ધી પદાર્થનો ત્યાગ ન કરવો તથા અન્ય સર્વ પદાર્થોને આસુરી જાણવા. (૧૦)

પુષ્ટિમાર્ગમાં પ્રભુ પોતે જ નિજ ભક્તોની પાસે સમગ્ર સાધનસમ્પત્તિ કરાવે છે. અને તેનું અશુદ્ધ હૃદય શુદ્ધ કરી પોતે તેમાં વિરાજે છે. પુષ્ટિમાર્ગના જીવો ભગવદ્રૂપની સેવાર્થે જ સર્જાયા છે. તેમને રોગ, પીડા વા ઉપદ્રવાદિ બાધ કરતા નથી. તેમના દેહ, ક્રિયા અને સ્વરૂપમાં ભગવાનથી કોઇ પણ પ્રકારનું તારતમ્ય નથી, છતાં જે સમયે જેટલી આવશ્યકતા તે પ્રમાણે તેમની પાસે તે તે કાર્યો રમણાર્થે કરાવે છે તે પુષ્ટિભક્તોમાં વૈષ્ણવત્વ સહજ છે. અને લૌકિકત્વ તથા વૈદિકત્વ કાપટયથી (લોકમાં બહારથી દેખાડવાને જ) હોય છે. તેઓ પાખણ્ડી થતા નથી. (૨) લૌકિક–પ્રવાહી સૃષ્ટિની રૂચિ કોઇ પણ સ્થળે સ્થિર થતી નથી, એ સૃષ્ટિ સદા ભગવદ્વિમુખ રહે છે, લૌકિક કાર્યોમાં અષ્ટ પ્રહર તલ્લીન થઇ રહે છે. (૩) મર્યાદામાર્ગની સૃષ્ટિ વૈદિક કર્મકાણ્ડ–યજ્ઞ, જપ, શ્રાદ્ધાદિક કાર્યો કરવામાં જ આસક્ત થઇ રહે છે. ( જુઓ પુ. પ્ર. મર્યાદા )

---

અધીન નથી પણ સર્વ તન્ત્ર પોતાને અધીન રાખનાર છે. લોકોના સમાન પ્રભુને દેહ તથા ઇન્દ્રિયો નથી. પ્રભુ તો જડ–નિશ્ચેતન શરીરના ગુણથી રહિત છે. પ્રભુના કર, પાદ, મુખ, ઉદરાદિ કેવલ આનન્દથી પૂર્ણ છે. એમ પ્રભુનું શ્રીઅંગ આનન્દપ્રચુર છે તેથી જ આકારયુક્ત છે. કારણકે આનન્દ જ બ્રહ્મવાદમાં આકારસમર્પક છે. પ્રભુ ત્રિવિધ ભેદસજાતીય, વિજાતીય અને સ્વગત–ભેદથી રહિત છે.' (૯).

मूलम्–दत्त्वा दैन्येन सन्तुष्टो नित्यं हमलौकिकं ।
स्वयं प्रविश्य भावात्माऽनुभवं कारयेत्स्वयम् ॥ ११ ॥

**શબ્દાર્થ**:—દીનતાથી પ્રસન્ન થયલા પ્રભુ નિત્ય અલૌકિક (સેવોપયોગી) દેહનું દાન કરી ભાવાત્મક આપ (પ્રભુ) એમાં પ્રવેશ કરી પોતાનો અનુભવ કરાવે છે. (૧૧)

**વિવેચન**:— ઉપર કહેલા પ્રકારે સેવા કરે પણ દૈન્ય મનમાં ન હોય તો શ્રીઠાકોરજી સન્તુષ્ટ થતા નથી. તેથી દીનતાથી સેવા કરી શ્રીઠાકોરજીને પ્રસન્ન કરવા. ભગવાન્ ષડ્ગુણ પૂર્ણ, ઈશ્વરના પણ ઈશ્વર છે. એમને કશાની અપેક્ષા નથી. એ પ્રભુ તો એક એમનામાં પ્રીતિ રાખવાથી અને દીનતા બતાવવાથી પ્રસન્ન થાય છે. એક ભગવદીયે ગાયું છે કે:–प्रीतम प्रीतहीतें पैए । यद्यपि रूप गुण शील सुधरता इन बातन न रीझैयें ।१। सत्कुल जन्म कर्म, शुभ लक्षण वेद पुराण पढैयें । गोविन्दप्रभु बिनस्नेह सुआलों रसना कहा नचैयें " એ પ્રકારે ભક્ત દીનતાથી તથા પ્રીતિથી જે કંઈ પ્રભુને સમર્પે છે તેનો પ્રભુ અંગીકાર કરે છે. પદ્મનાભદાસે એક સમય પ્રભુને પ્રીતિથી છોલા સમર્પ્યા તોપ્રભુએ તેનો અંગીકાર કર્યો. જીવના અત્યન્ત દૈન્યથી પ્રભુ સન્તુષ્ટ થઈ કૃપા કરે છે ત્યારે પોતે ભક્તને અલૌકિક, નિત્ય, સેવાયોગ્ય દેહનું દાન કરે છે. અને એના હૃદયમાં આપ પધારે છે. ત્યારે જ પ્રભુ પોતાના સ્વરૂપનો અનુભવ કરાવે છે. ત્યારે જ સમગ્ર જગત્ લીલામય દેખાય છે. પ્રાણીમાત્રમાં ઈર્ષ્યા ન થાય ત્યારે પુષ્ટિમાર્ગીય ફલ સિદ્ધ થાય છે. (૧૧)

मूलम्–एव विधं फलं नित्यं चिन्तयन् चेतसा सदा ।
कुर्यादत्यादरं कृष्णसेवायामेव सर्वथा ॥ १२ ॥

**શબ્દાર્થ**:—ઉપર કહેલા ભગવત્સેવામાં નિત્ય અવિનાશિ ફલના ચિત્તથી નિરન્તર વિચાર કરતાં કરતાં શ્રીકૃષ્ણસેવામાં જ સર્વથા અત્યાદર કરવો. (૧૨)

**વિવેચન**:—આવા ફલાત્મક પુરૂષોત્તમનું ચિન્તન સર્વદા કર્યાથી કદાપિ અન્ય સમ્બન્ધ થતો નથી. એનું નિત્ય ચિન્તન તથા સ્મરણ ન કરવાથી આસુરી બુદ્ધિને ઉત્પન્ન કરનાર અન્યસમ્બન્ધ થાય છે. તેથી ઉપર બતાવેલા પ્રકારે દીનતાથી આતુરતા–સંયુક્ત ચિન્તન કરવું. અતિ આદરપૂર્વક ભગવત્સેવા કરવી. લૌકિક પ્રતિષ્ઠાર્થ ભગવત્સેવા ન કરતાં, નિત્ય નિયમપૂર્વક દેહને અનિત્ય સમજી, દેહ તથા ઇન્દ્રિયોના સર્વ સુખનો ત્યાગ કરી ભગવત્સેવા કરવી. એ જ સર્વોપરિ સિદ્ધાન્ત છે. (૧૨)

**मूलम्–साक्षात्परोक्षरूपत्वात्सेवा पूर्वविलक्षणा ।**
**यथा गायन्त्य इत्यत्र भावः शबलितो मतः ॥ १३ ॥**

**શબ્દાર્થ**:—જેમ વ્રજભક્તોને પ્રથમ સ્વરૂપાનન્દનો અનુભવ ( સંયોગ રસનો અનુભવ ) થયો અને (પછીથી શ્રી ઠાકોરજીના અન્તર્ધાન સમય રાસપંચાધ્યાયીના ત્રીસમા અધ્યાયના ચતુર્થ) શ્લોક ' यथा गायन्त्य ' માં દર્શાવેલા પ્રકારે વિપ્રયોગનો અનુભવ થયો તેમ સેવા સાક્ષાત ( સંયોગાત્મક ) તથા પરોક્ષ રૂપ ( વિપ્રયોગાત્મક ) હોઇ અપૂર્વ છે. (૧૩)

**વિવેચન**:—સેવાનું સ્વરૂપ સાક્ષાત (સંયોગ) તથા પરોક્ષ (વિપ્રયોગ) થી સંવલિત (મિશ્ર) થવું જોઇએ. પ્રથમ સેવા સમય સાક્ષાત્સ્વરૂપ સેવાથી સંયોગરસનો અનુભવ કરવો. પછી અનોસરમાં (સેવા સમ્પૂર્ણ થયા પછીના અવસરમાં) કુંજની લીલા વિચારી વિયોગરસસ્વરૂપનો અનુભવ કરવો. રાસપંચાધ્યાયીમાં વ્રજભક્તો પોતાના ગૃહથી શ્રીઠાકોરજીની નિકટમાં આવી સંયોગરસનો અનુભવ કરે છે–સ્વરૂપાનન્દ અનુભવે છે. પછી ગોપીજનને મદ થવાથી પ્રભુ અન્તર્ધાન થઇ ગયા ત્યારે એ વ્રજભક્તોને અત્યન્ત વિપ્રયોગરસનો અનુભવ થયો. એ તીવ્ર વિપ્રયોગ અવસ્થામાં વ્રજભક્તો પ્રભુના વિયોગરૂપ તાપથી આકુલ વ્યાકુલ થઇ પ્રભુના ગુણગાન કરે છે, ઉન્મત્તવત (બાવરાની માફક) પ્રભુને એક વનથી બીજા વનમાં ખોળે છે. આમ કર્યા છતાં પણ પ્રભુ પ્રકટ થતા નથી ત્યારે પોતે કૃષ્ણની લીલા કરી બતાવે છે, અને અન્તે શ્રીયમુનાજીના તટ પર એકત્રિત થઇ, નિઃસાધન થઇ રૂદન કરે છે ત્યારે જ પ્રભુ પ્રકટ થઇ જલ-સ્થળ ક્રીડા કરી પુનઃ સ્વરૂપાનન્દનું યથેષ્ટ દાન કરે છે. આ પ્રકારે પુષ્ટિમાર્ગમાં સેવા સાક્ષાત્ તથા પરોક્ષ રૂપ છે. વૈષ્ણવે ભગવત્સેવાસમય સાક્ષાત્ સંયોગરસ અનુભવવો અને સંયોગરસનાં કીર્ત્તન કરવાં; તેમજ વિપ્રયોગમાં (અનોસરમાં) પરોક્ષ દશા જાણી વિપ્રયોગનાં કીર્ત્તન કરવાં–વેણુગીત, યુગલગીત, ગોપિકાગીતનું અતિ આતુરતાથી ગાન કરવું ( એ ગીતોનો અર્થ શ્રીસુબોધિનીજીના આધારે સમજવો ) એમ સંયોગ વિપ્રયોગના વિચારપૂર્વક સેવા કરે તો ભાવની વૃદ્ધિ થાય છે. (૧૩)

**मूलम्–तदुत्तरं यथा भावः केवलो विरहात्मकः ।**
**फलं तथैव चात्रापि फलता केवलस्य हि ॥ १४ ॥**

**શબ્દાર્થ**:—પૂર્વ શ્લોકમાં જે ભાવ નિરૂપણ કર્યો તે પ્રાપ્ત થયા પછી કેવલ વિરહાત્મક ભાવ સિદ્ધ થાય છે. આ કેવલ વિરહાત્મક ભાવ અત્ર (પુષ્ટિમાર્ગમાં) ફલ છે. નિશ્ચય કેવલ (વિરહાત્મક) ભાવની ફલતા છે. (૧૪)

**વિવેચન**:—ઉપર દર્શાવેલા ભગવત્સેવા તથા ગુણગાનમાં સંયોગ તથા વિપ્રયોગ મિશ્રિત છે. ત્યારપછી એક કેવલ વિરહાત્મક ભાવ પ્રકટે છે. જો પ્રભુ આ કેવલ વિરહાત્મક ભાવનું દાન કરે તો એ જ પુષ્ટિમાર્ગમાં સર્વોપરિ શુદ્ધ ફલ છે. અન્ય કોઇ ફલ નથી. જ્યાં શ્રીઆચાર્યજી આ અન્તિમ (ઉત્તરદલ) વિપ્રયોગાત્મક ભાવનું દાન કરે છે ત્યાં સર્વ ફલ સિદ્ધ થાય છે. આ વિપ્રયોગ—ફલરૂપ કેવલ વિરહાત્મક ભાવમાં સર્વ પદાર્થ પ્રભુ રૂપ જ દીસે છે. આ વિપ્રયોગ ભાવ સિદ્ધ થયે, ભગવત્સેવા સમયે એટલે સંયોગમાં પણ વિપ્રયોગ દીસે છે. પ્રભુના દર્શનમાં એક પલક પણ આડી પડતાં વિકલતા—વિરહતા આવે છે. પ્રેમ લહરીમાં પણ એવું ભાન થાય છે કે "પ્રભુ મ્હારો ત્યાગ કરી ક્યાં ચાલ્યા ગયા? અત્યારે પ્રભુ વનમાં ઉઘાડે પગે કેવી રીતે ગાયો ચરાવવા જશે? કદાચ દ્વારિકા તો નહિ ચાલ્યા જાય? હું પ્રભુ વિના કેવી રીતે કાળ વ્યતીત કરીશ?" આ પ્રકારે કોટયાન્ કોટિ વિપ્રયોગની લહરીઓ સંયોગસમય પણ મનમાં આવે છે. ત્યારે (કેવલ વિરહાત્મક ભાવ સિદ્ધ થયે) લૌકિક દેહસમ્બન્ધી સર્વ ભોગ છૂટી જાય છે, ત્યારે જ પ્રેમલક્ષણા ભક્તિરૂપ મુખ્ય રસની પ્રાપ્તિ થાય છે. [૧૪]

**मूलम्—फलाशायां फलं कृष्णव नं हृदि चिन्त्यताम् ।**
**फलं कृष्णः सदानन्दो भक्तभावात्मकत्वतः ॥ १५ ॥**

**શબ્દાર્થ**:—[કદાચિત્] જો ફળની આશા થાય તો 'શ્રીકૃષ્ણનું મુખારવિન્દ ફલરૂપ છે' એમ ચિન્તન હૃદયમાં કરવું. સદા આનન્દરૂપ શ્રીકૃષ્ણ ભક્તોના ભાવાત્મક છે તેથી ફલરૂપ છે. [૧૫]

**વિવેચન**:—પૂર્વશ્લોકમાં કહ્યું કે સેવા અને ગુણગાન શુદ્ધ ભાવથી કરતાં કરતાં—એટલે સંયોગ અને વિપ્રયોગ અનુભવતાં અનુભવતાં એક કેવલ સર્વોપરિ વિપ્રયોગભાવ સિદ્ધ થાય છે, જે ફલરૂપ છે. અત્ર કોઇ એમ શંકા કરે કે 'જો સદા વિપ્રયોગરૂપ દુઃખ જ રહે તો તેથી ફલ શું સિદ્ધ થયું? કંઇ ફલની આશા કરવી કે ન કરવી?' તો ત્યાં સમાધાન કરે છે કે 'એ વિપ્રયોગજ પરમ ફલ છે. કોટયાન્ કોટિ સુખ પણ એ કેવળ વિપ્રયોગની સમાન નથી. એ કેવલ વિરહાત્મક ભાવનો અનુભવ વ્રજભક્તો જ કરે છે. બ્રહ્મા, શિવાદિકને પણ એ ભાવ અગમ્ય છે. ગુણગાન કરવામાં, તથા સેવા કરવામાં, લૌકિક, વૈદિક ફલની આશા રાખનારને તેમજ પોતાનો ઉદ્ધાર ઇચ્છનારને પુષ્ટિમાર્ગીય મુખ્ય ફલ સિદ્ધ થતું નથી. તેથી 'શ્રીકૃષ્ણચન્દ્રના વદનકમલનું દર્શન મને ક્યારે થશે!' એ જ ફલની ચાહના કરવી. શ્રીઠાકોરજીનું મુખારવિન્દ શ્રીઆચાર્યજી છે તેથી શ્રી આચાર્યજીના દર્શનની અભિલાષા રાખવી. ભગવત્સેવામાં સાક્ષાત્ શ્રીજીના

મુખારવિન્દનું દર્શન વારંવાર કરવું અને એને જ સર્વોપરિ ફલ સમજવું. તેમ જ વિપ્રયોગમાં શ્રીકૃષ્ણના વદનકમલનું ચિન્તન કરવું, ત્યારે કેવલ ફલરૂપ વિપ્રયોગ સિદ્ધ થાય છે, ત્યારે જ શ્રીકૃષ્ણનું વદનકમલ સર્વત્ર દીસે છે. તેથી સિદ્ધાન્ત એ નીકળે છે કે વિરહ ફલરૂપ છે અને ફલાત્મક શ્રીકૃષ્ણ વ્રજભક્તોના ભાવાત્મક પરમતત્ત્વ છે. એમ સમજી એવા સ્મરણ વૈષ્ણવે કરવાં. [૧૫]

**मूलम्—न तत्र ज्ञानसम्बन्धो यतोऽत्रापि न वै चितिः ।**
**सच्चिदानन्दरूपस्तु प्रसिद्धः पुरुषोत्तमः ॥ १६ ॥**

**શબ્દાર્થ**:—ત્યાં જ્ઞાનસમ્બન્ધ નથી કારણકે ત્યાં ચિતિ=ચૈતન્ય=જ્ઞાન નથી. પૂર્ણ પુરૂષોત્તમ સચ્ચિદાનન્દ સ્વરૂપ [શ્રીકૃષ્ણ] શ્રુતિ સ્મૃત્યાદિમાં પ્રસિદ્ધ છે. [૧૬]

**વિવેચન**:—આવા રસાત્મક શ્રીકૃષ્ણ અનન્ય ભક્તોના અનુભવ યોગ્ય છે. કોઇ એમ શંકા કરે કે 'પુરાણ શાસ્ત્રમાં જ્ઞાનમાર્ગની પણ અધિકતા દર્શાવી છે છતાં તમે ભક્તિથી પ્રભુની પ્રાપ્તિ કેમ બતાવો છો?' તો ત્યાં સિદ્ધાન્ત કહે છે:—'શુદ્ધાદ્વૈતીય જ્ઞાનમાર્ગમાં જ્ઞાની તેજોમય સ્વરૂપની ભાવના કરે છે. એ જ્ઞાનીને સ્વરૂપાનન્દનો સમ્બન્ધ (એટલે ભગવત્સ્વરૂપ જે આનન્દથી પ્રચુર છે તે આનન્દનો આસ્વાદ) કોઇ કાલે થતો નથી. જ્ઞાનીનો સમ્બન્ધ તો અક્ષરબ્રહ્મ સાથે છે. અક્ષરબ્રહ્મથી અધિક એવા પૂર્ણ પુરૂષોત્તમ રસાત્મક વ્રજાધીશ શ્રીકૃષ્ણની સાથે જ્ઞાનીનો સમ્બન્ધ નથી. અગ્નિની માફક વ્યાપક એવા અક્ષરબ્રહ્મમાં જ્ઞાનીનો લય થાય છે. [એટલે બ્રહ્મમાં એનું સ્વરૂપ એક મેક થઇ જાય છે, તેથી જેમ પુષ્ટિભગવદીયોને બ્રહ્માનન્દથી પણ અધિક ભજનાનન્દનો આસ્વાદ કરવા અલૌકિક દેહ પ્રાપ્ત થાય છે, તેમ જ્ઞાનીને અલૌકિક દેહાદિ પ્રાપ્ત થતાં નથી. જો જ્ઞાનીને અલૌકિક દેહ પ્રાપ્ત થાય તો તે ભક્તિરસનો અનુભવ કરે પણ જ્ઞાની તો બ્રહ્મમાં લય પામે છે. એટલે ભજનાનન્દનો અધિકારી એ કદાપિ થતો નથી] એવા શુદ્ધાદ્વૈતીય જ્ઞાનીને કદાપિ આ સ્વરૂપનો ભાવ ન કહેવો. શ્રીકૃષ્ણ સચ્ચિદાનન્દ સ્વરૂપ રસાત્મક છે. એટલે શ્રીકૃષ્ણનું સ્વરૂપ સત, ચિત તથા આનન્દથી પૂર્ણ છે, રસાત્મક છે—રસ પૂર્ણ છે. જીવમાં સત તથા ચિત્ (જ્ઞાન) એમ બન્ને ધર્મ છે પણ આનન્દ તિરોહિત [ઢંકાયલો] છે. શ્રીઠાકોરજીમાં આનન્દ પરિપૂર્ણ છે. શ્રીઠાકોરજી પરમાનન્દરૂપ છે. શ્રીકૃષ્ણ સદા આનન્દરૂપ પૂર્ણ પુરૂષોત્તમ છે, શ્રીભાગવત, ગીતા, તથા ઉપનિષદમાં શ્રીકૃષ્ણને સર્વથી પર અધિક વર્ણવેલા છે, શ્રીકૃષ્ણ શ્રુતિસ્મૃત્યાદિમાં જ્ઞાનીઓના બૃહત્ બ્રહ્મથી પણ અધિક છે.

બૃહત્ બ્રહ્મમાં સત્, ચિત્=જ્ઞાન પૂર્ણ છે પણ આનન્દ સ્વરૂપ છે. જ્યારે શ્રીકૃષ્ણ સદાનન્દ છે–આનન્દપ્રચુર છે. તેથી જ તૈત્તિરીય ઉપનિષદમાં બ્રહ્મને પુરૂષોત્તમનું પુચ્છ વા પ્રતિષ્ઠારૂપે વર્ણવ્યું છે. જ્ઞાનીનું અક્ષરબ્રહ્મ ગણિતાનન્દ છે પુરૂષોત્તમ વ્રજાધીશ શ્રીકૃષ્ણનું ધામ પ્રતિષ્ઠારૂપ છે. '**ब्रह्मपुच्छ प्रतिष्ठा, अक्षरादपि चोत्तमः अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः**' એમ ઉપનિષદ્ તથા ગીતામાં કહ્યું છે. અર્થ:—'બ્રહ્મ પરપુરૂષોત્તમનું પુચ્છ–પ્રતિષ્ઠા છે. હું અક્ષર (બ્રહ્મથી) પણ ઉત્તમ છું તેથી હું (શ્રીકૃષ્ણ) લોકમાં તથા વેદમાં પુરૂષોત્તમને નામે પ્રસિદ્ધ છું. એ પ્રમાણાનુસાર શ્રીઆચાર્યજી શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થમાં કહે છે કેઃ—

'प्राकृताः सकलादेवा गणितानन्दकं बृहत्। पूर्णानन्दो हरिस्तस्मात्कृष्ण एव गतिर्मम ॥
અર્થ:—સકલ દેવો પ્રાકૃત છે. બૃહત્ બ્રહ્મનો આનન્દ ગણિત છે. (પણ) શ્રીહરિ શ્રીકૃષ્ણ પૂર્ણાનન્દ છે તેથી કૃષ્ણ જ મ્હારૂં આશ્રયસ્થાન હજો. એ પ્રકારે રસાત્મક શ્રીકૃષ્ણને અન્ય સર્વ દેવથી સ્વતન્ત્ર તથા પૂર્ણ પુરૂષોત્તમ જાણવા. (૧૬)

## मूलम्—पूर्वाऽवस्थाफलं कृष्णः केवलश्चोत्तरो मतः ।
## तस्यैवाऽऽस्यं कृपापूर्णः प्रभुः श्रीवल्लभाभिधः ॥ १७ ॥

**શબ્દાર્થ**:—પૂર્વાવસ્થા (સંયોગાત્મક પૂર્વદલ) ના ફલરૂપ શ્રીકૃષ્ણ છે, અને વિપ્રયોગાત્મક ઉત્તર દલ કેવલ ફલરૂપ છે. ( સાધન અને ફલ બન્ને એક શ્રી કૃષ્ણ છે, તેનું જ ( શ્રીકૃષ્ણનું જ ) મુખારવિન્દ કૃપાપૂર્ણ શ્રીવલ્લભાધીશ શ્રીઆચાર્યજી છે. (૧૭)

**વિવેચન**:—હવે જો કોઇ એમ શંકા કરે કે 'શ્રીઠાકોરજીની સેવા કરી કંઇ ફલની પણ વાસના રાખતા નથી એ કેમ સમ્ભવે? વેદમાં જેટલી ક્રિયા બતાવી છે તે સર્વનું ફલ દર્શાવ્યું છે. ફલ વિના ક્રિયા વ્યર્થ છે. વેદશાસ્ત્રની એવી મર્યાદા છે.' આમ સન્દેહ થાય તો કહે છે કે 'શ્રી આચાર્યજીદ્વારા જે જીવ બ્રહ્મસમ્બન્ધ લઇ પુષ્ટિમાર્ગની રીત્યનુસાર ભગવત્સેવા કરવામાં લીન થઇ જાય છે તેને સેવા કરવામાં સાધન પણ શ્રીકૃષ્ણ પોતે થઇ જાય છે, અને સેવા સિદ્ધ થયા પછી ફલ પણ શ્રીકૃષ્ણ પોતે જ થઇ રહે છે. તેથી આ પુષ્ટિમાર્ગમાં સાધનમાં જ ફલની પ્રાપ્તિ આવી જાય છે. વેદ–મર્યાદામાં સાધનરૂપ ક્રિયા ન્યારી છે અને ફલ પણ ન્યારૂં છે, ફલ સિદ્ધ થાય ત્યારે ક્રિયાનો નાશ થાય છે; પરન્તુ પુષ્ટિમાર્ગમાં સાધન પણ શ્રીકૃષ્ણ સેવા અને ફલ પણ શ્રીકૃષ્ણ સેવા છે. શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રીઠાકોરજીના મુખારવિન્દરૂપ છે. એમની પૂર્ણ કૃપા થાય તો જીવ શરણે આવી પુષ્ટિમાર્ગીય ભગવત્સેવામાં રૂચિ રાખતો થાય છે. શ્રી આચાર્યજીની કૃપા વિના જીવ પુષ્ટિમાર્ગમાં પ્રવેશ કરી શકતો નથી એ સિદ્ધાન્ત નિશ્ચય સમજવો. (૧૭)

હવે શ્રીઆચાર્યજી શી રીતે કૃપા કરે છે તે દર્શાવે છે.

**मूलम्ः—तदाश्रयः सदा कार्यो मनोवाकाय त्तिभिः ।**
**स्व ीयता तदीयेषु तद्भिन्नेषु भिन्नता मता ॥ १८ ॥**

**શબ્દાર્થ**:—મન, વાણી, અને કાયાની વૃત્તિથી શ્રી આચાર્યજીનો આશ્રય સદા કર્ત્તવ્ય છે. જે તદીય ( શ્રી આચાર્યજીના પુષ્ટિમાર્ગીય ભગવદીયો ) છે, તેઓમાં સ્વકીયતાનો ભાવ [એટલે એ ભગવદીયો આપણા છે એવું મમત્વ] રાખવો, તેમજ જે જીવ એમને શરણ આવતા નથી તેઓમાં ભેદબુદ્ધિ–એ આપણા નથી એવો ભાવ રાખવો. [૧૮]

**વિવેચન**:—મન, વચન, અને કર્મથી જો એક શ્રીવલ્લભાચાર્યજીના ચરણ કમલનો દઢ આશ્રય સદા કરીએ તો શ્રીઆચાર્યજી અનન્યસેવકનો ભાવ જોઇ પ્રસન્ન થાય છે. શ્રીઆચાર્યજીનો આશ્રય હૃદયમાં દૃઢ થયા વિના કોટયાન કોટિ સાધનથી રંચક પણ ફલ સિદ્ધ થતું નથી. શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ– '[illegible]न्यगन्धोऽपि कन्धरामेव बाधते' 'અન્યસમ્બન્ધનો ગન્ધ પણ મ્હારી ગરદન કાપે છે.' સમ્ભરવાળા શ્રીદામોદરદાસજીની વાર્ત્તામાં કહ્યું છે કે એમની સ્ત્રીએ અન્યાશ્રય કર્યો તેથી પુત્ર મ્લેચ્છ થયો. ભક્તિમાર્ગમાં અન્યાશ્રય મહા-બાધક છે. પરન્તુ જો શ્રીઆચાર્યજીનો આશ્રય દઢ હોય તો સ્વલ્પ સાધનથી સકલ કાર્ય સિદ્ધ થાય છે. શ્રીઆચાર્યજીનો દૃઢ આશ્રય ત્યારેજ સિદ્ધ થયો જાણીએ કે, જ્યારે એમના અનન્ય ચોરાશી વૈષ્ણવો, અષ્ટસખા ઇત્યાદિક કે જેઓ મન, વચન અને કાયાથી એક શ્રીઆચાર્યજીનેજ જાણે છે, અને જેમને શ્રી-આચાર્યજી કૃપા કરી સ્વાનુભવ કરાવે છે, એવા ભગવદીયનો સત્સંગ પ્રાપ્ત થાય. એવા અનન્ય પુષ્ટિમાર્ગીય ભગવદીય પર કૃપા કરી એના હૃદયમાં પોતે અહર્નિશ બિરાજે છે. આ દૃષ્ટિએ શ્રીઆચાર્યજી તથા ભગવદીયમાં ભિન્નતા નથી. જેમ અગ્નિ અને તેના સ્ફુલિંગ અગ્નિરૂપ છે તેમ [1]ભગવદીય પણ ભગવદ્રૂપ છે. એવા અનન્ય ભગવદીયો પર ભિન્નતા રાખનારને શ્રીઆચાર્યજી કૃપા કરતા નથી. દૃષ્ટાન્તમાં રામદાસજીએ એક પ્રસંગે પોતાની સ્ત્રીને કહ્યું કે "છાણા સંકેલી લે નહિતો વૈષ્ણવો લઇ જશે ?" આ શ્રવણ કરતાંજ શ્રીઆચાર્યજીએ એમનો ક્રોધથી ત્યાગ કર્યો અને તેથી એમને કેટલાક જન્મનો અન્તરાય થયો (૧૮)

એ પ્રકારે શ્રીઆચાર્યજીના અનન્ય ભગવદીયોમાં સ્વકીયપણાની ( એ ભગવદીયો આપણા છે એમ ) બુદ્ધિ રાખી એમનું સન્માન કરવું.

---

૧ હરિ ગુરૂ વૈષ્ણવ સરખા લેખો, ભિન્નભાવ હદે નવ દેખો.
દાસપણું ત્રણેનું મહજે તો તન મન ધન વિવેકશું જી
(ભક્તકવિ શ્રીદયારામભાઇ)

मूलम्ः—तदीयेषु च तद्‌बुद्धया भरः स्थाप्यो विशेषतः ।
यथा दूतिषु भवति विषयिणां मति स्तथा ॥ १९ ॥

**શબ્દાર્થઃ**—જેમ વિષયી જનો પરસ્ત્રી અર્થે પોતાની ઇચ્છા પૂર્ણ કરનારી દૂતિ (જે સંકેત વગેરેમાં ઉપયોગી છે તેના) વિષે વિશેષ ભાવ તથા સન્માન બતાવે છે તેમ વૈષ્ણવે (શ્રીઆચાર્યજીના માર્ગનું રહસ્ય જાણનાર, તથા ભગવત્કથા વાર્તાદિથી ભગવદ્ભાવની વૃદ્ધિ કરનાર) અનન્ય તદીય ભગવદીયનું વિશેષ સન્માન કરવું (૧૯)

દૂતિ પ્રેમપાત્ર પરસ્ત્રી કામિનીને સન્દેશા પહોંચાડે છે તેથી કામી પુરૂષ દૂતિને વિશેષ ચાહે છે. તે જ પ્રકારે શ્રીઆચાર્યજી તથા શ્રીકૃષ્ણ અનન્ય—તદીય—ભગવદીયના હૃદયમાં વિરાજે છે. એવા ભગવદીયો—જેનું લક્ષણ હવે પછીના શ્લોકમાં આપવામાં આવશે—પોતાના સંગમાં આવતા જીવને શ્રીઆચાર્યજીનો માર્ગ વધારે સ્પષ્ટ કરે છે, તથા ભગવલ્લીલાનો જે આસ્વાદ પોતે અનુભવે છે તે કવચિત્ બતાવી પોતાના સમાગમમાં આવતા વૈષ્ણવોમાં ભગવદ્ભાવ વધારે છે. તેથી એ તદીય ભગવદીયો શ્રીઆચાર્યજીને તથા ભગવાનને પ્રાપ્ત કરાવી આપનાર દૂતિ સમાન છે અને તેથી જ તેઓનો સત્સંગ અવશ્ય પ્રાપ્ત કરવો અને એમનું સન્માન વિશેષ કરવું.

**વિવેચનઃ**—તદીયમાં લૌકિક બુદ્ધિ ન રાખવી. એમ સમજવું કે જો તદીય ભગવદીય પ્રસન્ન થશે તો શ્રીઆચાર્યજી પ્રસન્ન થઇ ફલદાન કરશે. આ વાત લૌકિક દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરે છે. વિષયી જનોનો કામ પરકીયાસ્ત્રીથી સિદ્ધ થાય છે. પરન્તુ એ કામ સિદ્ધ થવામાં પોતાના સમાચાર પરકીયાને પહોંચાડનાર તથા પરકીયાના સમાચાર લાવનાર દૂતિની અતિ આવશ્યકતા હોય છે, અને તેથી જ વિષયીજનો પોતાનો કામ સિદ્ધ કરનાર દૂતિને વિષે વિશેષ સ્નેહ—સન્માનાદિ બતાવે છે. તે જ પ્રકારે વૈષ્ણવે પોતાનું કાર્ય—ભગવાન્‌નું મિલન—સિદ્ધ કરાવી આપનાર અનન્ય ભગવદીયોનો સત્સંગ પ્રાપ્ત કરવો. એ ભગવદીયના સંગમાં ભગવત્કથા, ગુણગાન. ભગવત્સેવાદિક કરવા ત્યારે આપોઆપ ભગવદ્ભાવ વૃદ્ધિ પામે છે. ભગવાન્ ભગવદીયના હૃદયમાં વિરાજે છે તેથી ભગવદીય દ્વારા ભગવાન્ કૃપા કરે છે. તેથી ભગવદીયમાં ભગવત્સમાન ભાવ રાખી, એમનું સન્માન કરવું. (૧૯)

मूलम्ः—धनं गृहं यथा कृष्णे तथा भक्तिस्थितेऽपि च ।
विनयोक्त्यमेवं हि प्रभोर्भावो भविष्यति ॥ २० ॥

ભગવદીયમાં ભાવ થયો ક્યારે જણાય તે સમજાવે છેઃ—

**શબ્દાર્થઃ**—જેમ શ્રીઠાકોરજીને વિષે ધન, ગૃહાદિકનો વિનિયોગ ભાવસહિત કરીએ છીએ તેમ ભક્તિમાં સ્થિતિ કરીને રહેલા અનન્ય ભગવદીયને

અર્થે ધન તથા ગૃહાદિકનો વિનિયોગ કરવો. એ પ્રકારે નિશ્ચય પ્રભુનો ભાવ (પ્રસન્નતા) સિદ્ધ થાય છે. (અથવા ભગવદ્ભાવ વૃદ્ધિંગત થાય છે.) (૨૦)

**વિવેચન:**—જેમ શ્રીકૃષ્ણને ધન, ગૃહાદિક ભાવસહિત સમર્પી ભગવત્સેવા કરીએ છીએ તેમ સ્નેહસંયુક્ત થઇ ધન, ગૃહાદિક, મન, વચન, તથા કર્મથી ભગવદીયને અર્થે વિનિયોજવા અને એમનું સન્માન કરવું. ત્યારે ભગવાન્ પ્રસન્ન થાય છે. (૨૦)

**मूलम्ः—तदीयाश्चेत्त्वतस्तुष्टास्तुष्टः कृष्णो न संशयः ।**
**तदीयास्तु निजाचार्यचरणै कपरायणाः ॥ २१ ॥**
**अनन्यभजनास्तुष्टाः कामलोभविवर्जिताः ।**
**निरपेक्षा विरक्ताश्च सर्वभूतहिते रताः ॥ २२ ॥**
**निर्मत्सराः कृष्णसेवाकथानिविष्टितादराः ।**
**एवंविधास्तदीयाश्चेत्सङ्गादपि विशेषतः ॥२३ ॥**

હવે સન્માનને પાત્ર ભગવદીયનાં લક્ષણ બતાવે છે.

**શબ્દાર્થ:**—જો ભગવદીયો તેનાથી (વૈષ્ણવથી) પ્રસન્ન થયા તો પ્રભુ પણ પ્રસન્ન થયા એમાં સંશય નથી. જેમને એક **શ્રીઆચાર્યજીના ચરણકમલનો દૃઢ આશ્રય છે,** જે (**શ્રીકૃષ્ણનું** અન્યદેવના આશ્રય રહિત) **અનન્ય ભજન કરતા હોય છે, જે કામ તથા લોભથી મુકત** હોય છે, **જે કશાની અભિલાષા વિનાના હોય છે, જે વિરકત હોય છે** (ભગવચ્ચરણ વિના અન્ય સર્વની આસક્તિરહિત હોય છે), જે **સર્વ પ્રાણીમાત્રના હિતમાં પ્રીતિ રાખતા** હોય, જે **ઈર્ષ્યારહિત હોય, પ્રભુસેવાકથામાં આદર** રાખતા હોય–એવા ભગવદીયો જો મળી આવે તો તેના સંગથી જ વિશેષ લાભ છે. (૨૧–૨૨–૨૩)

**વિવેચન:**—હવે જો કોઇ શંકા કરે કે " ભગવાનની સેવા આવશ્યક છે તેથી તે કર્ત્તવ્ય છે પણ ભગવદીયની સેવા શું કરવા થવી જોઇએ ? " તો તેનું સમાધાન કરે છે કે " જો આપણે ભગવદીયને સેવા (સન્માનાદિક) થી સન્તુષ્ટ કરીએ તો શ્રીકૃષ્ણ પણ સન્તુષ્ટ થાય છે- જો ભગવદીય અસન્તુષ્ટ થાય તો ભગવાન્ પણ અસન્તુષ્ટ થાય છે. "

હવે જો કોઇ બીજી શંકા કરે કે " આપણાથી યથાશક્તિ સન્માનાદિક કર્યા છતાં પણ જો ભગવદીય અશક્ય તથા કઠિન આજ્ઞા કરે અને આપણે તે

ન પાળીએ અને તેથી જો ભગવદીય અસંતુષ્ટ થાય તો શું કરવું ?" ત્યાં સિદ્ધાન્ત કહે છે કે "કોઇ લૌકિક રાજાના બાલકની સેવા આપણે કરતા હોઇએ, અને તેની સર્વ શકય આજ્ઞા તથા ઇચ્છાનું પાલન કર્યાં છતાં પણ જો બાલક અસન્તુષ્ટ થાય તો તેથી રાજા આપણા પર અસન્તુષ્ટ થતો નથી. રાજા તો પ્રસન્ન જ રહે છે કે આ સેવકે મ્હારા બાલકને પોતાની શક્તિ પ્રમાણે સન્તોષ આપ્યો, તેજ પ્રકારે જો ભગવદીય આપણી સર્વ શકય સેવા (સન્માનાદિ) થી સન્તુષ્ટ ન થાય, અને એની કઠિન આજ્ઞા આપણાથી ન પૂર્ણ થાય તો ચિન્તા ન કરવી. શ્રીઠાકોરજીતો અવશ્ય પ્રસન્ન થશેજ થશે.

હવે કેવા લક્ષણવાલા વૈષ્ણવની સેવા (સન્માન) કરવી તે કહે છે.

(૧) માત્ર શ્રીઆચાર્યજીના ચરણકમલની ભક્તિમાં પરાયણ હોય, અહર્નિશ શ્રીઆચાર્યજીના શરણની જ કામના રાખતો હોય; (૨) શ્રીઠાકોરજીની સેવાથી જ સન્તુષ્ટ રહેતો હોય, અન્યદેવનું ભજન સ્વપ્નમાં પણ ન જાણતો હોય; (૩) જે અન્ય કશાની અપેક્ષા રાખતો ન હોય, ત્રણ લોક પર્યન્ત બ્રહ્માનન્દ તથા મોક્ષને પણ તુચ્છ ગણતો હોય; (૪) લૌકિક કામ, લોભ, મદ, મત્સરતા, તથા વિષયવાસનાનો ગન્ધ પણ જેનામાં નહોય; દ્રવ્યથી સકલ લૌકિક કાર્ય સરે છે તે દ્રવ્યને અર્થે પણ ધર્મ વેચતો ન હોય, તે દ્રવ્યનો પણ લોભી ન હોય; (૫) નિરપેક્ષભાવથી જે ભગવત્સેવા કરતો હોય, મનમાં કોઇ પણ લૌકિક વૈદિક કામના ન રાખતો હોય તથા કોઇ પણ રાજદ્રવ્યવાનની મનમાં અપેક્ષા ન રાખતો હોય; (૬) મનથી વિરક્ત રહે. સ્ત્રી, પુત્ર, કુટુમ્બ, ગૃહાદિ દેહ સમ્બન્ધી સર્વ જગતમાં દૃઢ વૈરાગ્ય રાખતો હોય, કોઇની પાસે પોતાના સ્વાર્થને લીધે કંઇ પણ યાચના કરતો ન હોય, 'શ્રીકૃષ્ણ મ્હારૂં સર્વ કાર્ય સિદ્ધ કરશે, મ્હારો ધર્મતો ભગવત્સેવા જ છે' એમ જે સમજે છે; (૭) સર્વપ્રાણીમાત્રના હિતમાં–કોઈના અનિષ્ટમાં નહિ–પ્રસન્ન થતો હોય; (૮) મત્સર એટલે અન્યનો ઉત્કર્ષ સહન કરી ન શકવો–તેથી રહિત હોય, બીજો વૈષ્ણવ પોતા કરતાં સ્વલ્પ ધર્મ પાળતો હોય તો તેને પણ ધન્યવાદ આપતો હોય, અને પોતે બહુ ધર્માચરણ કરે છતાં એમ સમજે કે 'હું શું ધર્મ પાળું છું ?' (૯) જે સર્વ ઇન્દ્રિયોને ભગવત્પરાયણ કરવા નિરન્તર શ્રીકૃષ્ણની સેવા આદરપૂર્વક કરતો હોય તથા ભગવત્સેવામાં રૂચિ ઉત્પન્ન કરવા જે શ્રીકૃષ્ણની કથા પણ આદરપૂર્વક શ્રવણ કરતો હોય–આ પ્રકારના નવ લક્ષણથી જે ભગવદીય પૂર્ણ હોય તેનો સંગ અવશ્ય કરવો, એનું શુદ્ધ મનથી સન્માન કરવું, એની સેવાટહેલ કરવી અને એના વચનમાં શ્રદ્ધા રાખી સ્નેહપૂર્વક સર્વ કાર્ય કરવું. આ પ્રકારનું આચરણ જો વૈષ્ણવ કરે તો શ્રીઆચાર્યજી પ્રસન્ન થઇ આનન્દનું દાન કરે. (૨૧–૨૨–૨૩)

मूलम्ः—सर्वथा शुद्धभावानां स्वीयानां कृपालुना ।
सर्वं श्रीवल्लभाचार्यप्रसादेन प्रसिध्यति ॥ २४ ॥

**શબ્દાર્થ**:—દયાલુ શ્રીઠાકોરજી, શ્રીમદાચાર્યજી, અને ભગવદીયોએ જેમને પોતાના કરી સ્વીકાર્યા છે તેવા શુદ્ધભાવવાળા ભક્તોના સર્વ કાર્યો સર્વ પ્રકારે શ્રીવલ્લભાચાર્યજીના પ્રસાદથી સિદ્ધ થશે. (૨૪)

**વિવેચન**:—અત્યાર સુધી જે જે પ્રકાર બતાવ્યા તે શુદ્ધ ભાવથી કરવાના છે. શ્રીકૃષ્ણની કથાનું શ્રવણ પણ શુદ્ધ ભાવથી કરવું, વૈષ્ણવની સેવા પણ શુદ્ધ ભાવથી કરવી, ગુરૂસેવામાં, સર્વ ભગવલ્લીલામાં તથા ભગવત્સામગ્રીમાં શુદ્ધ ભાવ રાખવો. ભગવદીય ત્યારે પ્રસન્ન થાય અને કૃપા કરે એટલે પ્રભુ પણ કૃપા કરે છે. અત્ર કોઇ શંકા કરે કે 'એટલો ધર્મ મહા કઠિન છે. આ કલિકાલમાં જીવથી એ કેમ બની આવે? જીવથી તો એક પણ ધર્મ મહા કઠિનતાથી સિદ્ધ થાય છે.' ત્યાં સિદ્ધાન્ત કહે છે કે 'શ્રીવલ્લભાચાર્યજી આ કલિયુગના જીવોપર કૃપા કરવા પ્રકટ થયા છે, અને એમણે સર્વોપરિ પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો છે. તેથી શ્રીઆચાર્યજીની કૃપાથી તેવો ધર્મ એક ક્ષણમાં આવશે. જો કે જીવને તો સર્વ કઠિન છે કારણકે જીવ સ્વભાવથી દુષ્ટ છે. ' **जीवाः स्वभावतो दुष्टाः** ' **અર્થ**:—'જીવો સ્વભાવથી દુષ્ટ છે.' પણ શ્રીઆચાર્યજી જેને કૃપા કરે તેને સર્વ સુગમ છે. તેથી મનમાં એક શ્રીઆચાર્યચરણકમલનો દૃઢ આશ્રય રાખવો. સર્વ કાર્ય આશ્રયથી નિશ્ચય સિદ્ધ થશે, અને શ્રીમહાપ્રભુજી નિશ્ચય પુષ્ટિમાર્ગનું ફલદાન કરશે. (૨૪)

અત્ર પ્રથમ શિક્ષાપત્ર સમ્પૂર્ણ થાય છે. એમાં અંગીકૃત જીવોની કર્ત્તવ્યતા નિરૂપણ કરી છે. અંગીકૃત જીવોએ કૃષ્ણદર્શનને અર્થે આર્ત્તિ રાખવી, નિરૂદ્ધ ચિત્તથી, તથા વચનથી તનુજા તથા વિત્તજા સેવા કરવી, અનોસરમાં ભગવત્કથા, ભગવલ્લીલારૂપ અમૃતનો અનુભવ કરવો, સેવામાં ઉપયુક્ત હોય એવા ધન તથા પદાર્થોની રક્ષા કરવી, સ્રીપુત્રાદિક સેવામાં અનુકૂલ હોય તો એમની સાથે અનુરાગ રાખવો, નિર્મત્સર, કામ, ક્રોધ તથા લોભથી રહિત એવા ભગવત્પરાયણ અને અનન્ય પુષ્ટિમાર્ગીય ભગવદીયોનું સન્માન કરવું અને દૈન્ય સહિત એક શ્રીવલ્લભાધીશના ચરણકમળનો દૃઢ આશ્રય કરવો.

॥ इति श्रीहरिरायजीकृतं प्रथम शिक्षापत्रं सम्पूर्णम् ॥



# શિક્ષાપત્ર ૨ જું.

ઉદ્દેશ:—આ દ્વિતીય શિક્ષાપત્રમાં નિરોધની સિદ્ધિનો પ્રકાર નિરૂપણ કરે છે. ઉપર કહી તે રીતે પ્રથમ શિક્ષાપત્રનો ભાવ હૃદયમાં ધારણ કરે તો તે જીવપર શ્રીઆચાર્યજી કૃપા કરે અને પુષ્ટિમાર્ગમાં રસરૂપ ફલાત્મક શ્રીકૃષ્ણનું દાન કરેજ. એવું દાન પ્રાપ્ત થાય તેને શ્રીકૃષ્ણનું સ્વરૂપ હૃદયારૂઢ થયલું હોવુંજ જોઇએ. તેથી આ શિક્ષાપત્રમાં એ સ્વરૂપના અનુભવનું વર્ણન આપવામાં આવ્યું છે.

આ પ્રથમ શ્લોકથી આરમ્ભીને અષ્ટાદશ શ્લોક પર્યન્ત સ્વરૂપનુંજ વર્ણન કર્યું છે. શિખાથી આરમ્ભીને તે નખ પર્યન્તની સ્વરૂપ શોભા એમાં વર્ણવી છે. એ સ્વરૂપ શોભામાં જે જે વસ્તુનું વર્ણન કર્યું છે તે તે વસ્તુ સમ્બન્ધી હૃદયમાં અનેકાનેક ભાવ ઉપજાવી શકાય છે. આવા ભાવની સમ્પૂર્ણ વૃદ્ધિ થઇ એટલે સ્વરૂપ હૃદયારૂઢ થયુંજ જાણવું. પરન્તુ કેવા કેવા ભાવ કરી શકાય છે તેનું દિગ્દર્શન કરવા યોગ્ય હોવાથી તેવા ભાવનું સ્પષ્ટીકરણ કરે છે.

**मूलम्ः—यशोदोत्सङ्गललितः कचग्रथितवेणिकः ।**
**मुक्ताफललसद्भाल श्चलत्कुटिलकुन्तलः ॥ १ ॥**

**શબ્દાર્થ**:—શ્રીયશોદાજીના ઉત્સંગમાં ( શ્રીઠાકોરજી ) શોભી રહ્યા છે; જેમના કેશ વેણીના રૂપમાં ગુંથેલા છે જેમનું કપાલ મોતીથી સુશોભિત થઇ રહ્યું છે; ફર્ફર્યા કરતા ( વાંકડીઆલા ) વક્ર કેશ સહિત જે શોભે છે. (૧)

**વિવેચન**:—શ્રીયશોદોત્સંગલાલિત–એ કેવલ ભાવાત્મક સ્વરૂપ છે. વસુદેવજીને ત્યાં મથુરામાં જે સ્વરૂપ પ્રકટ્યું છે તે કેવલ રસાત્મક નથી. તે સ્વરૂપ તો ભૂમિભાર હરણાર્થ તથા મોક્ષદાનાદિક અનેક કાર્યકરણાર્થ પ્રકટ્યું છે. પરન્તુ શ્રીયશોદાજીને ત્યાં જે સ્વરૂપ પ્રકટ્યું છે તે તો કેવલ વ્રજભક્તોના આનન્દાર્થેજ પ્રકટ્યું છે. તેથી શ્રીઆચાર્યજીના પુષ્ટિમાર્ગમાં તો એજ શ્રી યશોદોત્સંગલાલિત ( શ્રીયશોદાજીના ઉત્સંગમાં લાલન કરતું ) રસાત્મક સ્વરૂપ જ સેવનીય છે. અને એ શ્રીયશોદોત્સંગલાલિતમાં પણ બે પ્રકાર છે. પ્રત્યેક કલ્પમાં દ્વાપરયુગ આવે છે ત્યારે શ્રીનન્દ યશોદા તથા શ્રીઠાકોરજી પ્રકટે છે. એ ( પ્રત્યેક કલ્પના ) દ્વાપરયુગના શ્રીયશોદોત્સંગલાલિત પુષ્ટિમાર્ગમાં સેવ્ય નથી; પરન્તુ સારસ્વતકલ્પમાં જે સ્વયં પ્રભુજી શ્રીકૃષ્ણ પોતે પધાર્યા છે અને જેમણે વેદની ઋચાને વરદાન આપ્યું છે, તે જ ( સારસ્વત કલ્પના ) શ્રીયશોદોત્સંગલાલિત શ્રીકૃષ્ણ પુષ્ટિમાર્ગમાં સેવ્ય છે. અન્ય કલ્પના સ્વરૂપો અંશાવતાર છે. શ્રીગુસાંઇજીનું એવું વચન છે કે 'जानीत परमं तत्त्वं यशो-

ोत्सङ्गलालितम् । तदन्यदिति ये प्राहुरासुरांस्तानहो बुधाः ॥ અર્થ:—શ્રીયશોદોત્સંગ–લાલિત ( શ્રીકૃષ્ણને ) પરમ તત્ત્વ જાણવા અને પરમ તત્ત્વ અન્ય કોઈ છે એમ કહેનારને અસુર જાણવા, હે બુદ્ધિવન્તો !' સર્વલીલા અને સર્વ વસ્તુના કારણરૂપ શ્રીયશોદોત્સંગલાલિત છે. તેમને શ્રીયશોદાજી ઉત્સંગમાં લઇ લાડ કરાવી મગ્ન થાય છે. શ્રીગુસાંઇજી મંગલ મંગલ ગ્રન્થમાં કહે છે કે " मङ्गलमिह श्रीनन्द यशोदा नाम सुकीर्त्तनमेतद्रुचिरोत्सङ्ग-लालितपालितरूपम् " આવા મંગલ રૂપને પ્રાપ્ત કરી–ગોદમાં લઇ શ્રીયશોદાજી પોતેજ મંગલરૂપ થયા છે અને એવા મંગલ સ્વરૂપનું ધ્યાન કરે છે. શ્રીયશોદાજી એમના સુન્દર વાલ ઓળીને વેણી ગુંથે છે. અથવા તેમને ગોદમાં લઇ મેવા મીઠાઇ આરોગાવે છે; અથવા અનેક રમકડાંથી રમાડે છે, અથવા ઘરમાં જે ભક્ત કુમારિકા છે તે એમની ( શ્રીઠાકોરજીની ) વેણી ગુંથે છે, અથવા શ્રુતિરૂપા શ્રીચન્દ્રાવલીજી પધારી બાલભાવથી વેણી ગુંથે છે, અથવા મુખ્ય શ્રીસ્વામિનીજી શ્રીવૃષભાનુજા પધારી બાલભાવથી વેણી ગુંથે છે, અથવા શ્રીઠાકોરજીની બાલહઠને લીધે શ્રીયશોદાજી વૃષભાનુકુમારિકાને પોતાની પાસે બેસાડી બંને શ્રીઠાકોરજીની વેણી ગુંથે છે.

આ પ્રકારના અનેક ભાવનો અનુભવ શ્રીમહાપ્રભુજીની કૃપાથી થાય છે. આમ વેણી ગુંથાઇ રહ્યા પછી સુન્દર ભાલપર મોતીની લટો શોભી રહી છે, તે જાણે નીલ ( ભૂરા ) કમલપર શ્વેત જલ બિન્દુઓ આવી રહ્યાં હોય એમ દીપે છે; અથવા શ્યામ આકાશમાં ચન્દ્રમા અને તે ચન્દ્રમાપર તારાગણની પંક્તિઓ આવી રહી હોય એમ શ્રીઠાકોરજીના શ્યામ સુન્દર શરીરમાં મુખ–ચન્દ્ર અને મુખચન્દ્ર ઉપર મોતીની લટો શોભી રહી છે. શીતલ, મન્દ, સુગન્ધ વાયુથી કુન્તલ એટલે નાના વાંકડીઆલા કેશ દોલાયમાન્ થઇ રહ્યા છે. આ શ્યામ કેશ, જાણે મુખ કમલના મકરન્દ ( રસ )નું પાન કરવાને નાના ભ્રમરની પંક્તિઓ જ આવીને બેઠી ન હોય એમ શોભે છે ! અથવા મુખરૂપી ચન્દ્રમા પર શ્યામ કેશની વેણી કાળાનાગના નાના બચ્ચા જેવી શોભી રહી છે. આ પ્રકારે શિખાથી નખ પર્યંત શ્રૃંગારના ભાવ હૃદયમાં વિચારવા. (૧)

मूलम्ः—मुक्ताफलावलीभालप्रान्त[illegible]र्णविभूषितः ।
कस्[illegible]रिकातिलकयुगभाल[illegible]शांतसुन्दरः ॥ २ ॥

**શબ્દાર્થ**:—ભાલના મધ્યભાગથી તે કર્ણ પર્યન્તનો ભાગ મુક્તાફલ ( મોતી )ની માલાથી શોભી રહ્યો છે. કસ્તૂરિકાના તિલકવાળા ભાલની શોભા તો અતિ સુન્દર છે. (૨)

**વિવેચન**:—ભાલથી બન્ને કર્ણ સુધી મોતીની લટો બાંધી છે, તે જાણે શ્યામ મેઘમાં બગલાની બે પંક્તિઓ આવી શોભા ન આપતી હોય એમ દીપે છે. સુન્દર કસ્તૂરીનું તિલક ભાલ ઉપર વિરાજી રહ્યું છે. શૃંગાર રસાત્મક શ્રીઠાકોરજીની ભાલ ઉપર સર્વકાલ સ્વતઃસિદ્ધ એવું કસ્તુરિનું તિલક છે. શ્રીચન્દ્રાવલીજીએ શ્રીઠાકોરજીને પોતે પોતાના ભાવ સમ્બન્ધથી કસ્તૂરિનું તિલક કર્યું છે. મુખ્ય શ્રીસ્વામિનીજીએ શ્રીસ્વરૂપના ભાલ પ્રદેશપર પોતાના ભાવરૂપ સુવર્ણનું ભૂષણુ ધારણુ કરાવ્યું છે. આમ સર્વ આભૂષણુ ભાવાત્મક છે. (૨)

**मूलम्:–काश्मीररागविलसत्कपोलद्वयचित्रितः ।**
**स्फुरच्छ्रुतियुगप्राप्तकुण्डलद्युतिमण्डितः ॥ ३ ॥**

**શબ્દાર્થ**:—બન્ને ગાલ કેસરના વર્ણથી ચિત્રેલા હોઇ શોભે છે. અને બન્ને કર્ણમાં ધારણુ કરેલા કુણ્ડલની કાન્તિથી શોભા વધેલી છે. (૩)

**વિવેચન**:—કાશ્મીર એટલે કુમકુમાદિ કેસરથી બન્ને ગાલપર ચિત્રેલાં કમલપત્રો પરમ શોભાયમાન છે. એ કમલપત્રો શ્રીસ્વામિનીજીનો મનોરથ છે, કેમકે જ્યારે વિવાહ થાય છે ત્યારે જ ગાલપર એવાં કમલપત્રો ચિતરવામાં આવે છે. શ્રીસ્વામિનીજી આ કમલપત્રો ચિત્રી એમ બતાવે છે કે અમારી સાથે જ એમનો વિવાહ થશે. અથવા જ્યારે શ્રીયશોદાજી શ્રીઠાકોરજીને શ્રીસ્વામિનીજીના ઉત્સંગમાં પધરાવી, પોતે ગૃહકાર્યમાં વ્યગ્ર થાય છે ત્યારે શ્રીસ્વામિનીજી શ્રીઠાકોરજીને એકાન્તમાં લઇ જઇ એમ પ્રાર્થના કરે છે કે 'તમે અમારો ચિરકાલનો વિરહ દૂર કરો.' ત્યારે શ્રીઠાકોરજી કિશોર વયનો અંગીકાર કરી, શ્રીસ્વામિનીજીના સર્વ મનોરથ પૂર્ણ કરે છે અને તે સમય શ્રીસ્વામિનીજી બન્ને ગાલપર સ્વહસ્તથી કમલપત્રો ચિત્રી વિવાહનો મનોરથ પૂર્ણ કરે છે. 'નિત્ય આ પ્રકારે મને સુખ આપો' એમ પ્રાર્થના કરે છે. '**दिनदुल्हे मेरो कुंवर कन्हैया**' આ પદાનુસાર અનેક ગોપ્ય લીલા કરી શ્રીસ્વામિનીજી શ્રીયશોદાજીની પાસે આવી કહે છે કે 'આ તમારો પુત્ર અતિ ચંચલ છે! કેમે કર્યો રહેતો જ નથી! જેમ તેમ કરી અત્યાર સુધી એને રાખ્યો છે! એનું મન એક સ્થળે સ્થિર થતું નથી, તેથી રમાડી આણ્યો છે!' આવા વાક્યોથી શ્રીયશોદાજી પ્રસન્ન થઇ પુત્રને ઉત્સંગમાં લઇ ખોળો પાથરી એમ પ્રાર્થના કરે છે કે 'મ્હારા પુત્રનો વિવાહ વૃષભાનુકુમારિકા સાથે થાઓ.' પછી શ્રીયશોદાજી શ્રીસ્વામીનીજીનો ખોળો મેવા મીઠાઇથી ભરી દે છે. આ ભાવથી શ્રીઠાકોરજીના ગાલ ચિત્રેલા છે. શ્રુતિ એટલે કર્ણ ઉપર કુંડલ અતિ ચંચલ હોઇ શોભી રહ્યાં છે. તે કદાચિત્ મકરાકૃતિના એટલે (મગરના આકા-

રના) અને ક્વચિત્ મયૂરાકૃતિના (મોરના આકારના છે. મકરાકૃતિમાં સ્વકીય ભક્તના મનોરથ છે અને મયૂરાકૃતિમાં પરકીયભક્તો ઉભા રહ્યા છે. તેમની કાન્તિ ગણ્ડસ્થલ પર ઝલકે છે. તે કાન્તિ કોટિ કન્દર્પની છબીને દૂર બેસાડે એવી છે, તેમજ નીલમણિની કાન્તિને પણ લજ્જા પમાડે છે. (૩)

**મૂલમ્ઃ—चि. कान्तलसद्धत्र-षः सा.नलोचनः ।**
**नयनप्रान्तावेलसन्मषीबिन्. शोभनः ॥ ४ ॥**

**શબ્દાર્થ**—ચિબુકના મધ્યમાં હીરાનું આભૂષણ શોભે છે. નેત્ર અંજન યુક્ત છે. અને નયન ( પ્રાન્ત ) ના ખુણા મષીના બિન્દુથી સુશોભિત છે. (૪)

ચિબુક એટલે નીચલા હોઠ અને દાઢીની વચ્ચેનો ખાડા જેવો ભાગ. આંખનું અંજન અને નયન પ્રાન્ત એટલે બે આંખોની ભ્રમર વચ્ચેનો ભાગ—આ બે સ્થળના અલંકાર તથા ત્યાં કરવાના ભાવ બતાવે છે.

**વિવેચન**—સુન્દર ચિબુક પર હીરાનું ભૂષણ શોભે છે. તે પરમ ઉજ્જવલ શ્રી ચન્દ્રાવલીજીનો ભાવ બતાવે છે. તેનું શ્રી મધુરાષ્ટકની ટીકામાં સવિસ્તર વર્ણન છે કે ' શ્રી સ્વામિનીજીએ શ્રીઠાકોરજીના અધરામૃતનું પાન કર્યું ત્યારે રસાધિક્ય થવાથી મુખકમલમાંથી જે અધરરસ સવ્યો તે ચિબુક પર આવ્યો છે અને તેનો આસ્વાદ શ્રી ચન્દ્રાવલીજી કરે છે. આ ભાવથી ચિબુકનું ભૂષણ વિરાજે છે. નયનકમલમાં અંજન શ્રૃંગાર રસથીજ થાય છે. નયનના કટાક્ષ દશ દિશામાં ભક્તો પર પડે છે. તેથી વ્રજભક્તો મોહિત થઇ ગૃહકાર્ય ભૂલી જાય છે કારણ કે નેત્ર અતિ ચપલ છે, અતિ અરૂણ છે, અને અનેક ભાવથી પૂર્ણ છે. શ્રીગુસાંઇજી લલિત ત્રિભંગ ગ્રન્થમાં તેનું વર્ણન પણ કરે છે. દશ દિશાના ભક્તોને રસપાન કરાવે છે. શ્રીયશોદાજીએ ભ્રુકુટિ પર મેશનું ટપકું કર્યું છે કે 'મ્હારા પુત્રને કોઇની નજર ન લાગે.' એ મશીબિન્દુની શોભા સર્વનું મન હરી લે છે. (૪)

**મૂલમ્ઃ—लालामिषाधररसस्रावण.ानबोधकः ।**
**बाल्यभावाऽते.लभरसब धनतत्परः ॥५॥**

**શબ્દાર્થ**ઃ—લાળના મિષથી અધર રસ સ્રવાવીને ( લાળ દદડાવી ) જ્ઞાન ઉત્પન્ન કરાવનારા છે, અને બાલ્યભાવથી અતિસુલભ રસ બતાવવામાં તત્પર છે.(૫)

હવે અધરોષ્ટની શોભા અને તેના ભાવ વર્ણવે છેઃ—

**વિવેચનઃ**—આરક્ત અધરોષ્ઠથી રસ સ્રવે છે. આ રસથી શ્રી યશોદાજી એમ સમજે છે કે બાલકને લાળ ગળે છે. પણ શ્રીયશોદાજી મુખચુમ્બન કરે

છે ત્યારે બાલલીલાના અધરરસનો આસ્વાદ થાય છે, કેમકે પુષ્ટિલીલામાં અધરરસપાન વિના અંગીકાર થતો નથી અને શ્રીઠાકોરજી તો નિત્યલીલામાં સર્વનો અંગીકાર કરાવવા પધાર્યા છે. નન્દરાયજીને તથા વૃદ્ધ ગોપીજનોને કેવી રીતે અધરામૃત પ્રાપ્ત થાય એમ વિચારી બાલભાવથી લાળ દદડાવે છે. સખાઓને ગ્વાલમંડલીમાં એંઠું ( જુઠું ) ખવરાવે છે. વ્રજભક્તોનું જીવન ક્ષણેક્ષણે અધરામૃત વડેજ છે. વેણુદ્વારા અધરરસથી પશુપક્ષી આદિ સર્વની બુદ્ધિ ઠેકાણે રહે છે. એમને અન્ય સમ્બન્ધ થતો નથી. બાલ્યભાવમાં શ્રીસ્વામિનીજીને અધરામૃતપાન બહુ સુલભ છે, કેમકે તે શ્રીયશોદાજી પાસે જઇ એમ કહે છે કે ‘ લાવો તમારા બાલકને, અમે રમાડી લાવીએ. ’ સર્વ કોઇ એમ સમજે છે કે ‘ પુત્રને ખેલાવવા લઇ જાય છે, ’ અને તેથી વિષમ બુદ્ધિ કરતું નથી. પરંતુ શ્રી સ્વામિનીજી તો એકાન્તમાં પુત્રને લઇ જઈ શ્રી ઠાકોરજી પાસે ગુપ્ત રસની પ્રાર્થના કરે છે; અને શ્રીઠાકોરજી રસદાનમાં સદા તત્પરજ છે એટલે સર્વ ભક્તોના મનોરથ સિદ્ધ કરે છે. (૫)

**मूलम्ः—मुखाम्बुजनिजाङ्गुष्ठप्रवेशनपरायणः ।**
**भक्तिप्रविष्टस्य गतिक्रियाशक्तिविबोधकः ॥६॥**

**શબ્દાર્થ**—આપના મુખારવિન્દમાં આપનો અંગુષ્ઠ પ્રવિષ્ટ કરવામાં તત્પર છે. ભક્તિમાં પ્રવિષ્ટ એવા જીવની ગતિ તથા ક્રિયાશક્તિ ( એ અંગુષ્ઠ ) બતાવે છે. (૬)

**વિવેચન**—શ્રી ઠાકોરજી સુન્દર પાલનામાં પોઢતાં સ્વાંગુષ્ઠને વારંવાર મુખમાં મૂકે છે. ચરણકમલના અંગુષ્ઠને બન્ને શ્રીહસ્તથી પકડી સ્વમુખમાં પ્રવિષ્ટ કરાવે છે, તેથી એમ બતાવે છે કે “ ચરણારવિન્દમાં કોટયાનકોટિ ભક્તોનાં મન લાગી રહ્યાં છે. તે ભક્તોના મનમાં ચિરકાલથી એવો તાપ રહે છે કે ‘ અમને અધરામૃતનું પાન કદાપિ થયું નથી ! એ અધરામૃતનો રસ કેવા પ્રકારનો હશે ! ’ ભક્તોની આવી આર્તિ–આતુરતા–તાપ પ્રભુ સહન કરી શકતા નથી. અને તેથી બાલભાવથી કોઇ જાણે નહિ એવી રીતે ચરણારવિન્દમાં જેનું મન આસક્ત છે એવા ભક્તોને અધરામૃતરસનું પાન કરાવે છે. ”

( અંગુષ્ઠને મુખમાં મુકી રસ અંગુષ્ઠ પર લાવે છે. ભક્તો અંગુષ્ઠને નમન કરે ત્યારે એ રસની પ્રાપ્તિ તેમને થાય છે. ) અથવા પ્રભુ એમ વિચાર કરે છે કે “ મ્હારા ચરણારવિન્દમાં એવો શું રસ છે કે સર્વ ભક્તો મ્હારા ચરણકમલને સેવે છે ! તેનું ધ્યાન કરે છે ! એ રસનો આસ્વાદ હું તો કરૂં ! ” તેથી બાલભાવથી આપજ પોતાના ચરણારવિન્દનો રસાસ્વાદ કરે છે, અને ચારે

દિશાએ જે વ્રજભક્તો વીંટલાઇ રહ્યા છે તેમની આગતા-સ્વાગતા પ્રભુ પોતાના નેત્રકટાક્ષથી કરે છે. અને એવી રીતે તેમને રસસંકેત બતાવે છે. અથવા કોઇ સમય શ્રીહસ્તનો અંગુષ્ઠ મુખમાં રાખી, જે અન્તર્ગૃહગતા દેહ છોડી શ્રીઠાકોરજીની પાસે આવે છે તેનું પોતે શ્રીહસ્તથી ગ્રહણ કરી પોતાના મુખારવિન્દમાં તેને પધરાવે છે. એટલે કે કોઈ સમયે એકાન્તમાં એવા ભક્તોને શ્રીમુખમાંથી બહાર કહાડી તેમની સાથે રમણ કરી પુનઃ તેમને મુખારવિન્દમાં પધરાવી લે છે. લોકોને દેખાડવા બાલક અંગુષ્ઠ ચૂસે છે, પરન્તુ શ્રીસ્વામિનીજી આદિને અનેક રમણબન્ધાદિક ક્રિયાનું બોધન કરે છે. આ પ્રકારે શ્રીઠાકોરજી જેનો જેવો અધિકાર તેને તેવુંજ રસપાન કરાવે છે. (૬)

## मूलम्ः—ग्रीवालमलसन्मुक्ताफलमालाविभूषणः ।
## तदुत्तरलसत्स्वर्णमणिमालातिमोहनः ॥७॥

**શબ્દાર્થ**—કંઠમાં આવેલી ચળકતી મોતીની માલાથી શોભિત છે અને તેની ઉપર સોનાના મણકાની માલા છે, તેથી અતિ મોહ ઉત્પન્ન કરે છે. (૭)

**વિવેચન**—કંઠથી એટલે કંઠ પર આવી રહેલી મોતીની માલા પરમ શોભા આપે છે. તેની પાસે સુવર્ણના મણકાથી ગુંથાયલી મણિમાલા છે. તેથી પ્રભુ નિજ ભક્તોને એમ બતાવે છે કે 'હું તમને અહર્નિશ કંઠમાં રાખું છું.' મોતીની અને સુવર્ણની મણિમય માલા અનેક ભક્તોની ભાવાત્મક છે તેથી પ્રભુએ પ્રેમથી તેને ધારણ કરી છે. (૭)

## मूलम्ः—उरःस्थललसत्स्वच्छवक्रवैयाघ्रभूषणः ।
## मुक्ताफलस्वर्णमालायुततुन्दिलितोदरः ॥८॥

**શબ્દાર્થ**:—જેમના ઉરઃસ્થલ વિષે શોભાયમાન સ્વચ્છ (શ્વેત-સફેદ) અને વાંકા (નાહાર) વાઘના નખનાં ભૂષણ દીપી રહ્યાં છે અને જેમનું તુન્દ-યુક્ત ઉદર સુવર્ણમાલા તથા મુક્તાફલ માલાથી શોભિત છે. (તુન્દ=નાભિ) (૮)

**વિવેચનઃ**—ઉરઃસ્થલ ઉપર કેશરીનો નખ પરમ શોભા આપે છે. શ્રીયશોદાજી તો તે પોતાના પુત્રની રક્ષાર્થ ધરાવે છે. રાસાદિલીલા વિહારમાં નખદાન થાય છે. વાઘનખ વાંકો છે, તેનો ભાવ એવો છે કે કેટલાક ભક્તોનાં હૃદય વાંકાં છે તેને વશ કરવા ભગવાન્ વાંકો વાઘનખ પોતાના હૃદયપર અંગીકાર કરે છે અને એમ બતાવે છે કે " હું પણ ત્રિભંગી વાંકો છું " આ પ્રકારે ભક્તોનાં મન સીધાં કરી નિજભક્તોને હૃદયમાં રાખે છે. જે અનેક ભક્તોને ઘેર શ્રીઠાકોરજી પધારે ત્યાં દ્વાર પર રક્ષક (રખેવાળ) જોઇએ. ત્યારે નખથી લીલા સ-

સમ્બન્ધી આધિદૈવિક નૃસિંહજી પ્રકટ કરી, તેમને દ્વારપર રક્ષકનો અધિકાર આપી, નિર્ભયતાથી પોતે લીલાવિહાર કરે છે. તેથી પોરીપર જે સિંહ છે તે પુષ્ટિલીલા સમ્બન્ધી છે. એ ભાવથીજ શ્રીઠાકોરજીએ હૃદયપર નખભૂષણ ધર્યું છે. આ પ્રકારે સર્વ આભૂષણ વ્રજભક્તોની લીલાને અનુકૂળ છે તેથી પ્રભુ તેમને સદા પ્રેમથી પાસે રાખે છે. જે કંઇ વ્રજભક્તોની લીલાથી પ્રતિકૂલ (વિરૂદ્ધ) હોય તેનો તત્કાલ શ્રીઠાકોરજી ત્યાગ કરે છે. તેથી પુષ્ટિમાર્ગમાં અંગીકાર વ્રજ ભકતોની કૃપાથી થાય છે, અન્ય પ્રકારે નહિ. આ વાઘનખભૂષણની પાસે એક મુક્તાફલમાલા તથા એક સુવર્ણના મણિકાની માલા છે. સુવર્ણમણિકાની માલા શ્રીસ્વામિનીજીનો ભાવ બતાવે છે તથા મુક્તાફલમાલા શ્રીચન્દ્રાવલીજીનો ભાવ બતાવે છે તેથી શ્રીઠાકોરજીએ નિજહૃદયપર તેનો અંગીકાર કર્યો છે. (૮)

**મૂલમ્:—बाहुमध्यलसद्रत्नजटितांगदसुन्दरः।**

**पटगुच्छलसत्स्वल्पकरकंकणभूषणः ॥९॥**

**શબ્દાર્થ:**—જેમની બન્ને ભુજાના મધ્યભાગમાં ચળકતા રત્નજડિત બાજુબન્ધ શોભી રહ્યાં છે. રેશમી ગાંઠથી શોભાયમાન નાના શ્રીહસ્તમાં કંકણનું આભૂષણ જેમણે ધારણ કર્યું છે. (૯)

**વિવેચન:**—સુન્દર બાહુપર રત્નજડિત બાજુબન્ધ નવરત્નયુક્ત હોઇ ભુજાને શોભાવે છે. વામભુજામાં શ્રીસ્વામિનીજીનો ભાવાત્મક બાજુબન્ધ પોતે ધારણ કર્યો છે. અને દક્ષિણ ભુજામાં શ્રીચન્દ્રાવલીજીનો ભાવાત્મક બાજુબન્ધ છે. પટના ગુચ્છામાં પરોવેલા નાના કંકણ બન્ને કરમાં પણ શોભા આપે છે. (૯)

**મૂલમ્:—दशाङ्गुलिलसद्रत्नजटितोत्तममुद्रिकः।**

**किङ्किणीपटगुच्छातिविराजितकटिस्थलः ॥१०॥**

**શબ્દાર્થ:**—જેમની દશે અંગુલિયોમાં રત્નજડિત, ઉત્તમ મુદ્રિકાઓ (વીંટીઓ) વિરાજી રહી છે. અને જેમનું કટિસ્થલ કિંકિણી—ક્ષુદ્ર ઘણ્ટિકા—નાની ઘુઘરીઓ—યુક્ત પટગુચ્છથી અતિ શોભાયમાન છે.

**વિવેચન:**—બન્ને શ્રીહસ્તની દશ અંગુલિયોમાં રત્નજડિત પરમ ઉત્તમ મુદ્રિકા (વીંટીઓ) શોભી રહી છે. દશ મુદ્રિકાનો ભાવ એવો છે કે તે દશ પ્રકારના ભકતોની ભાવાત્મક છે. જે જે રસના જે જે ભકતો હોય તેમને તે તે રસ અંગુલિના નખથી દાન કરે છે. કટિસ્થલ વિષે રેશમી ગુચ્છામાં પરોવેલી એવી જે ઘુઘરીઓ—રાસાદિક અનેક લીલામાં સુન્દર મધુર શબ્દ કરનારી ઘંટડીઓ—બાંધી છે. ભકતોને એ કિંકિણીના નાદથી અનેક લીલાનું સ્મરણ થાય છે. (૧૦)

**मूलम्ः—सनूपुरपदन्यासध्वानमोहितगोपिकः ।**
**साम्बरो नखविद्ज्ज्योत्स्नाजितनिशापतिः ॥११॥**

**શબ્દાર્થ:**—નૂપુરયુક્ત ચરણારવિન્દનાં ડગલાં ભરતાં જે નૂપુરનો ધ્વનિ થાય છે તેથી જેમણે વ્રજભક્તોને મોહિત કર્યા છે. પોતે (શ્રીઠાકોરજી) બાલભાવથી વસ્ત્રરહિત છે. જેમણે પોતાના દશ નખરૂપ ચન્દ્રમાના કિરણથી ચન્દ્રમાને જીત્યો છે. (૧૧)

**વિવેચનઃ**—ચરણકમલમાં પરમસુન્દર નૂપુર ધારણ કર્યા છે. એ નૂપુરનો ધ્વનિ સાંભળતાંજ અનેક ગોપીજનો મોહ પામે છે. જે બાલલીલાનું સ્વરૂપ નિરાવરણ સર્વાંગનું દર્શન કરાવે છે તેનું શ્રીનવનીતપ્રિયજી–શ્રીબાલકૃષ્ણજીના સ્વરૂપમાં પ્રકટ દર્શન થાય છે.

ચરણારવિન્દમાં દશ નખચન્દ્ર ધારણ કર્યા છે. તે નખચન્દ્ર પાસે ચન્દ્રમા લજ્જા પામે છે. ચન્દ્રમાને જીતનાર આ નખચન્દ્ર ભક્તના હૃદયનો અજ્ઞાનરૂપ અન્ધકાર દૂર કરે છે. જો શ્રીઠાકોરજીનો આ એક પણ નખચન્દ્ર કોટ્યાનકોટિ અન્ધકારનો નાશ કરવા સમર્થ છે તો જે ભક્તના હૃદયમાં દશ નખચન્દ્ર વિરાજે છે ત્યાં પ્રકાશ હોય એમાં શું કહેવું ? નખચન્દ્ર સ્વજ્યોતિથી સૂર્ય, ચન્દ્રમા, દર્પણ, મણિ, આદિ સર્વના પ્રકાશને જીતે છે. દશનખચન્દ્રમામાં વામ ચરણારવિન્દના નખ ( ચન્દ્ર ) પુષ્ટિભક્તોના તિમિર દૂર કરે છે; અને દક્ષિણ ચરણારવિન્દના નખચન્દ્ર મર્યાદા ભક્તોના તિમિર દૂર કરે છે. આ પ્રકારે શિખાથી નખપર્યન્ત સ્વરૂપનું વર્ણન કર્યું છે. (૧૧)

**मूलम्ः—स्वरूपप्रतिबिम्बैकदृष्टिहास्यमुखाम्बुजः ।**
**पङ्काङ्गरागरुचिरः सदा मुग्धशिरोमणिः ॥१२॥**

**શબ્દાર્થ:**—સ્વરૂપના પ્રતિબિમ્બમાં એક દૃષ્ટિ લાગવાથી જેનું મુખકમલ હાસ્યયુક્ત થઇ રહ્યું છે. જે શ્રીઅંગે કીચડ ( પંક ) ના રંગથી શોભિત છે ( પ્રતિબિમ્બમાં હાસ્ય તથા શ્રીઅંગમાં પંક (કાદવ) નો રંગ કરવાનો અર્થ એ છે કે પોતે સદા મુગ્ધ શિરોમણિ છે. (અર્થાત્ મુગ્ધબાલકનું નાટય છે.) (૧૨)

**વિવેચનઃ**—ઉપર કહેલા સુન્દર બાલસ્વરૂપની લીલા શ્રીઠાકોરજી કરે છે. નિજ પ્રતિબિમ્બ કદાચિત્ રત્નજડિત બાજુબન્ધમાં પડેલું જોઇ પકડવા દોડે છે પણ પ્રતિબિમ્બ શ્રીહસ્તમાં આવતું નથી ત્યારે મુખારવિન્દમાં હાસ્ય આવે છે. કદાચિત્ મણિજડિત સ્તમ્ભમાં નિજ પ્રતિબિમ્બ પડેલું જોઇ વારંવાર કીકીઆરી

કરી હાસ્ય કરે છે. સર્વાંગમાં વ્રજની રજ ચોંટી રહી છે. તે પરમશોભા આપે છે. મુગ્ધ લૌકિક બાલકસમાન લીલા કરે છે, પરન્તુ મુગ્ધ શિરોમણિ છે, જાણે કે કશું જાણતાજ ન હોય. (૧૨)

## मूलम्—लीलान्यज्ञानरहितः सर्वलीलाविचक्षणः ।
## कंदर्पकोटिलावण्यो मानिनीमानरूपहा ॥ १३ ॥

**શબ્દાર્થ:**—લીલા વડે અન્ય જ્ઞાનરહિત દેખાય છે; અને પોતે તો સર્વ લીલામાં વિચક્ષણ છે! કોટિ કન્દર્પ કહેતાં કરોડો કામદેવ–તેથી પણ અધિક શ્રીઅંગનું લાવણ્ય છે. માનવતીના માનનો ગર્વ હરી લેનારા છે. (૧૩)

**વિવેચન:**—સર્વ લોકોને એમ દેખાય છે કે આતો કેવલ બાલક છે. બાલલીલા વિના અન્ય લીલા સમજતો નથી. પરમ મુગ્ધ છે.

માતૃચરણ શ્રીયશોદાજી, શ્રીનન્દરાયજી, શ્રીરોહિણીજી આદી વૃદ્ધ ગોપ ગોપી સર્વ કોઇ કેવળ બાલકજ જાણે છે, અને જે અન્તરંગ વ્રજ ભક્તો છે તે તો એમ જાણે છે કે "એતો સર્વ લીલામાં ચતુર છે. માતૃચરણ આગળ મુગ્ધતા બતાવે તેમાં શું થયું?" આવું અન્તરંગ ભક્તો જાણે છે.

કોટિકોટિ કન્દર્પ જેની શોભાથી લજ્જિત થયા છે, એવું પ્રભુના શ્રી-અંગનું સૌન્દર્ય છે. માનિની એટલે શ્રીસ્વામિનીજી–તેનું માન હરી લે છે. વિલક્ષણ રીત એ છે કે પ્રભુ એક કાલાવચ્છિન્ન હોવા છતાં, સર્વ કાલની લીલાનો અનુભવ કરાવે છે.

શ્રીગુસાંઈજીએ પાલનામાં કહ્યું છે કે "**मानिनीमानहरणम् !**" પ્રભુ જ્યારે શ્રીયશોદાજી આગળ પાલણામાં ઝૂલે છે તેજ સમયે માનિની (શ્રી સ્વામિનીજી)નું માન હરે છે. એવા એવા વિરૂદ્ધ ધર્મો એક સાથે જેનામાં રહી શકે છે એવા એ અલૌકિક બાલક છે. (૧૩)

**विरुद्धधर्माश्रय:** પ્રભુ વિરૂદ્ધ ધર્મોના આશ્રય છે. એટલે કે એક કાલથી અવચ્છિન્ન હોય છતાં અન્ય કાળમાં થતી લીલાઓ યુગવત્ (એક સાથે) બતાવી શકે છે. દૃષ્ટાન્ત તરીકે પ્રભુ પારણામાં ઝૂલતી વખતે બાલલીલા કેટલાક ભક્તોને બતાવે છે; તેજ સમયે શ્રી સ્વામિનીજીની સાથે યુવક–ઉચિત માનલીલા પણ કરે છે. પ્રભુ વિરૂદ્ધ ધર્મોના આશ્રય છે તેને માટે વેદ, શ્રીમદ્ ભાગવત, ગીતા આદિના અનેક પ્રમાણો છે. જુઓ ગીતાનો અધ્યાય ૧૩ મો. ભગવાન્ સર્વેન્દ્રિય રહિત છે છતાં સર્વત્ર પાણિ (હસ્ત) તથા પાદવાળા છે, સર્વત્ર અક્ષિ, શિર તથા મુખ સહિત છે. ભગવાન્ અસક્ત છે, નિર્ગુણ છે, છતાં ગુણભોક્તા છે. ભગવાન્ બહિર્ છે છતાં અન્તઃ છે, અચર છે તેમજ ચર છે, દૂર છે છતાં પાસે છે, અવિભક્ત છે છતાં વિભક્ત છે. ઇત્યાદિ.

**મૂલમ્ઃ—गोपिकागूढ चौरः संकेतगोपनः ।
परमानन्दसन्दोहः सदा दुःख विवर्जितः ॥१४॥**

**શબ્દાર્થઃ**—જે પોતાની ગોપિકાના ભાવને ગૂઢ રાખનાર તથા ચોરનાર છે. જે કરેલા સંકેતને ગુપ્ત રાખે છે. જે ઉત્તમ આનંદના સમૂહરૂપ છે. અને નિરન્તર દુઃખથી રહિત છે.

**વિવેચનઃ**—નિજ ગોપિકા ( શ્રી સ્વામિનીજી ) નો ગૂઢ ભાવ છે. તેને ઘેર ચોરી કરી સંકેત કરે છે. પછી અન્ય ગોપીજનોથી શ્રી સ્વામિનીજી સાથે કરેલો સંકેત છુપાવે છે કે એ ન જણાય તો ઠીક ! અથવા સમસ્ત ગોપીજનને ઘેર ગૂઢ ભાવથી છૂપાઈને પધારે છે. દૂધ, દહીં, માખણ, વગેરે સર્વ સામગ્રીઓ આરોગે છે. પછી તે ગોપી આવે છે. ત્યારે તેની સાથે એકાન્તમાં સંકેત કરે છે. એટલામાં કોઇ ગોપ અથવા માતૃચરણ શ્રી યશોદાજી જો આવે છે તો તેમની પાસે તે સંકેત ગુપ્ત રાખે છે. અથવા સમસ્ત ભક્તોની સાથે સંકેત કરે છે, પણ એક એક ભક્ત સાથેના સંકેત, એક એકથી ગોપ્ય રાખે છે. એટલે તે ભક્તો એમજ સમજે છે કે શ્રી ઠાકોરજી માત્ર અમનેજ મળ્યા છે, અન્યને નહિ. આ પ્રમાણે રમણ કરે છે. અથવા સમસ્ત ભક્ત મધ્યે શ્રી સ્વામિનીજી બેઠાં છે. ત્યાં શ્રી ઠાકોરજી સેનમાં શ્રી સ્વામિનીજીને ગુઢ ભાવથી—અન્ય ન જાણે એવી રીતથી—સાન કરી બતાવે છે કે " ફલાણે સ્થલે આવો !" એટલે શ્રી સ્વામિનીજી કંઈ મ્હાનું કહાડી શ્રી ઠાકોરજીની પાસે પધારે છે. ત્યાં અનેક રીતની લીલા કરે છે, અને એ રસલીલા અન્ય સખીઓથી ગુપ્ત રાખે છે.—પરમ આનન્દ રૂપ છે તેથી સમસ્ત ભક્તોને પરમાનન્દનું દાન કરે છે સર્વકાલ વિષે દુઃખથી રહિત છે. ॥૧૪॥

**મૂલમ્ઃ—असमक्षो दुःखितानांप्रपंचसुखिनामपि ।
दयानिधिर्मुग्धभावः स्वीयवाक्यैककारकः ॥१५॥**

**શબ્દાર્થઃ**—દુઃખ યુક્તને તથા પ્રપંચથી જેઓ સુખી છે તેમને એ સમક્ષ થતા નથી. દયાનિધિ છે, મુગ્ધ ભાવવાન્ છે અને નિજ ભક્તોના વાક્ય કરવાવાળા છે. (૧૫)

**વિવેચનઃ**—લૌકિક પ્રપંચના અનેક પ્રકારના કામ, ક્રોધ, મોહ, મદ માત્સર્યાદિ માયા સમ્બન્ધી સર્વ દુઃખનું હરણ કરે છે. અવિદ્યારૂપ પૂતનાને મારી શ્રી ઠાકોરજીએ સમસ્ત ભક્તની અવિદ્યા દૂર કરી, કારણ કે ભક્તનું સામર્થ્ય અવિદ્યા દૂર કરવાનું હતું નહિ. તેથી શ્રી ઠાકોરજીએ નિજ ભક્તોને અર્થે

વ્રજમાં અવતાર ધરી, સર્વની અવિદ્યા દૂર કરી. અનેક લીલા રસનો અનુભવ કરાવ્યો, પરમ સુખનું દાન કર્યું, દુઃખનો નાશ કર્યો. કારણ કે પ્રભુ દયાનિધિ છે–ભક્ત દુઃખ પામે–તે એ સહન કરી શકતા નથી. જો આમ મુગ્ધભાવ ધારણ કરે નહિ તો ભક્તને ઇશ્વરભાવ પ્રકટ થાય, વાત્સલ્ય સ્નેહભાવ–છુટી જાય. ઇશ્વરભાવ થાય તો ભક્ત એમ સમજે કે જે સકલ જગત્‌ના પોષણ કર્તા છે તેને હું શું ભોગ ધરૂં? આભૂષણ, વસ્ત્ર, રમકડાં શું આપું? એ સર્વ શ્રી ઠાકોરજીનું છે. એ પ્રકારે સ્નેહ છૂટી જાય તો પુષ્ટિભક્તિ પ્રાપ્તિ ન થાય તેથી શ્રી ઠાકોરજી મુગ્ધ, લૌકિક બાલકની માફક લીલા કરે છે. ભૂખ્યા હોય ત્યારે રૂદન કરે છે, હઠ કરી માતા પાસે ભોજન માગે છે. તેથી ભક્તો પર દયા કરવા માટે મુગ્ધ ભાવ ધારણ કરે છે. મુગ્ધ ભાવમાં અલ્પ વસ્તુથી સંતુષ્ટ થઇ જાય છે. જો પ્રભુ ઇશ્વરતા સહિત માગે તો ભક્તોથી માગેલી વસ્તુ અપાઈ શકાયજ નહિ. જેમ બલી રાજાથી પ્રભુએ માગેલી ત્રણ પગલાં ભૂમિ પણ આપી શકાઇ નહિ. તેથી મુગ્ધભાવ ધરી, વ્રજ ભક્તોને સુખ અર્પી અંગીકૃત વ્રજ ભક્તોના વાક્યો પૂર્ણ કરે છે. શ્રી ભાગવતમાં કહ્યા પ્રમાણે કોઈ વ્રજ ભક્તો કહે કે “પીઢા ઉઠાવી લાવો.” કોઇ કહે છે કે “ઉન્માન (પાલી પ્રભૃતિ) લાવો.” કોઈ કહે છે કે “પાદુકા લાવો” તમને માખણ આપીશ;” કોઈ કહે કે ‘નાચો’ તો શ્રી ઠાકોરજી આ સર્વ ભક્તોનું કહ્યું કરે છે. જે પ્રકારે ભક્તો સુખ પામે તે પ્રકારે શ્રી ઠાકોરજી કરે છે. (૧૫)

**मूलम्ः– –प्रपंचनाशनस्वीयनिरोधक्रांतितत्परः ।**
**बालभावग्रहपरः क्षणक्षणविलक्षणः ॥१६॥**

**શબ્દાર્થઃ**—નિજ ભક્તોના પ્રપંચ નાશપૂર્વક નિરોધ કરવામાં તત્પર છે. બાલભાવ ગ્રહણ કરે છે. ક્ષણે ક્ષણે વિલક્ષણ થાય છે. (૧૬)

**વિવેચનઃ**—प्रपंच–परः–નિજ ભક્તોના મન લૌકિક ગૃહાદિમાં આસક્ત (લીન થયલા) છે. પ્રભુ ત્યાંથી એ મનને છોડાવી, પોતાનામાં આસક્ત કરે છે. આ કારણથી (પ્રપંચમાં આસક્તિ છોડાવી ભગવદાસક્તિ સિદ્ધ કરવા) શ્રી ઠાકોરજી વ્રજ ભક્તોને ઘેર ચોરી કરવા પધારે છે. જ્યારે શ્રી ઠાકોરજીએ વ્રજ ભક્તોના દૂધ, દહિં અને માખણની ચોરી કરી, ત્યારે વ્રજ ભક્તોના મનમાં શ્રી ઠાકોરજીનું ધ્યાન થયું કે હવે પ્રભુ ચોરી કરવાને આવતા હશે! વેણુનાદ કરી સર્વ ભક્તોનું મન હરી લે છે. તેથી દેહ સમ્બન્ધી પતિ, પુત્ર, ગૃહાદિ–સર્વ કોઇને ભૂલી જાય છે. અવિદ્યારૂપ પૂતનાને મારી સર્વ ભક્તોની અવિદ્યા દૂર કરી, નિજ ભક્તોનો નિરોધ સિદ્ધ કરવામાં તત્પર છે. ઇન્દ્ર યજ્ઞ વ્રજવાસી

કરતા હતા. તે ઈન્દ્ર યજ્ઞ છોડાવી શ્રીગિરિરાજની પૂજા કરાવી, આપેજ સર્વ સામગ્રીનો અંગીકાર કર્યો. સંયોગાત્મક સર્વ લીલા કરી બહારની સર્વ ઇન્દ્રિયોનો નિરોધ કર્યો. અને વનાન્તર, દેશાન્તર લીલા કરી મન તથા ઇન્દ્રિયોનો નિરોધ કર્યો. જેમકે રાસપંચાધ્યાયીમાં પ્રથમ મુરલી વગાડી વ્રજભકતોને ઘેરથી બોલાવ્યા, પછી રમણ કરી સર્વાંગ વિહાર કરી–સર્વ બહિરિન્દ્રિયોને શુદ્ધ કરી, અંતર્ધાન થયા. પછી તેમના અન્તઃકરણમાં રમણ કરી તેને પણ શુદ્ધ કરી, પ્રભુ તેમના હૃદયમાં બિરાજ્યા. આ પ્રકારે ભક્તોને સંયોગ તથા વિપ્રયોગનો અનુભવ કરાવી શ્રી ઠાકોરજીએ તેમનો નિરોધ સિદ્ધ કરી આપ્યો.

બાલભાવના મિસથી વ્રજભકતોને ઘેર પ્રભુ પધારે છે તેનું કારણ એ છે કે જે ગોપાદિક મર્યાદા અને પ્રવાહમાં રહ્યા છે, તેમને વ્રજભકતો સાથે જે રહસ્ય લીલા થાય છે તેનું જ્ઞાન ન થાય. પ્રભુને બાલક જોઇ કોઇની વિષમ બુદ્ધિ ન થાય.

શ્રી ઠાકોરજી વ્રજભકતોની પાસે આવી ક્ષણે ક્ષણે અનેક નવીન લીલા કરે છે. જે ભકતોનો જેવો મનોરથ તે પ્રકારે તેવી અનેક ચેષ્ટા–લીલા–કરી. સર્વ મનોરથ પૂર્ણ કરી, પ્રભુ પુનઃ બાલ ભાવનો અંગીકાર કરી ગૃહ પધારે છે. (*)

નિરોધ–પ્રપંચ વિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ પ્રપંચનું વિસ્મરણ પ્રથમ થવું; પછી ભગવાનમાં આસક્તિ થવી–તેને નિરોધ કહે છે.

**मूलम्—क्षणं क्रुद्धः क्षणं हृष्टः स्वल्पवस्तुषु तोषितः ।**
**स्वकीयहृदयाभिज्ञस्तदन्यज्ञानवर्जितः ॥१७॥**

**શબ્દાર્થઃ**—ક્ષણમાં ક્રોધયુક્ત થાય છે, અને ક્ષણમાં હર્ષયુક્ત થાય છે. નિજભક્તો સ્વલ્પ વસ્તુઓ અર્પે તો તેથી પણ સંતોષ પામે છે. નિજભક્તોના હૃદયના મનોરથ જાણવાવાળા છે. ભક્તોના મનોરથ વિના અન્યજ્ઞાનરહિત છે.

**વિવેચનઃ**—શ્રીઠાકોરજી બાલલીલા વડે એક ક્ષણમાં ક્રોધી થાય છે. શ્રીયશોદાજી જરા ગૃહકાર્યમાં લાગે એટલામાં દહિંનાં માટ ફોડી નાંખે છે. માખણ વાંદરાઓને લુંટાવી દે છે. ભૂમિપર લોટે છે. શ્રીયશોદાજી કોટિ કોટિ ઉપાયથી મનાવે છે તોપણ માનતા નથી. ક્વચિત્ ચન્દ્રમા જોઇ તેને લાવી આપવાની હઠ કરે છે. જો માખણ આપવામાં જરા ઢીલ થાય, તો તે સહી શકતા નથી. ક્રોધવન્ત થાય છે. કદાચિત્ હાસ્ય કરે છે. સ્વલ્પ વસ્તુથી–ફલ, ફૂલ, રમકડાં જે શ્રીનન્દરાયજી આણી આપે છે તેથી સન્તુષ્ટ થાય છે. જો વ્રજભક્તો કંઇ નૂતન સામગ્રી, કે નવનીત ( માખણ ), કે કંઇ નવી વસ્તુ, થોડીક પણ આણી આપે તો શ્રીઠાકોરજી બહુ પ્રસન્ન થાય છે.

સ્વકીય વ્રજભક્તોના હૃદયના મનોરથ પૂર્ણ કરવામાંજ તત્પર છે. નિજ ભક્તના અભિપ્રાય વિના અન્ય કંઇ પણ જ્ઞાન મનમાં રાખતા નથી, કારણ કે વ્રજમાં શ્રીયશોદાજીને ઘેર પ્રભુ પધાર્યા છે તે કેવલ વ્રજભક્તોના સુખદાન અર્થેજ છે. તેથી પુષ્ટિમાર્ગમાં પ્રભુ ભક્તાધીન છે. ભક્તાધીનતા વિના અન્ય-જ્ઞાનરહિત છે. (૧૭)

**मूलम्—गूढलीलापरो भक्तगूढभावरसात्मकः ।**
**सेवनीयः सावधानैर्विपरीतगतिक्रियः ॥१८॥**

**શબ્દાર્થઃ**—ગૂઢ લીલા કરવામાં તત્પર છે. ભક્તોના ગૂઢ ભાવના રસાત્મક છે. વિપરીત ગતિ અને વિપરીત ક્રિયાવાળા એવા જે શ્રીઠાકોરજી, તે સાવધાનોએ સેવવા યોગ્ય છે. (૧૮)

( આ અરાઢ શ્લોકમાં જે શ્રીઠાકોરજીના સ્વરૂપનું વર્ણન કર્યું છે તેમની સેવામાં સાવધાન રહેવું જોઇએ ).

**વિવેચનઃ**—ભક્તના સંગમાં ગુઢ લીલા કરવામાં તત્પર છે. ગૂઢલીલા તે રાસલીલા. તેમાં અનેક પ્રકારના રાસ, જેવા કે 'दो दो गोपी बीच बीच माधो' 'બે બે ગોપીઓની મધ્યમાં માધવ' તથા 'સોળ ગોપીઓની મધ્યમાં અષ્ટ કૃષ્ણ,' તથા 'પ્રતિ ભક્ત સાથે એક એક શ્રીકૃષ્ણ એ રીતે અનેક પ્રકારની રાસલીલા, માનલીલા, અનેક વિહાર તથા અનેક પ્રકારની જલક્રીડા કરે છે. વળી શ્રીવૃન્દાવનમાં અનેક નિકુંજ કરે છે. અને (તેજ સમય) વ્રજ ભક્તોને ઘેર બાલ સ્વરૂપથી કિશોર વયના થઈ અનેક લીલા કરે છે. તથા ગોદોહન સમય અનેક લીલા કરે છે. શ્રીઠાકોરજીની એવી લીલાનો સમુદ્ર અપાર છે. એમની ગૂઢ લીલાના ભાવની કોઇને ખબર નથી. રસાત્મક શ્રીઠાકોરજી રસાત્મક ભક્તો સાથે અનેક પ્રકારની રાસલીલા કરે છે. આવા રસાત્મક શ્રીયશોદોત્સંગલાલિત છે, તો એવા પ્રભુની સેવા, श्रीहरिरायजी श्रीगोपेश्वरजीને પત્રમાં લખે છે કે, અત્યન્ત સાવધાનતાથી કરવા યોગ્ય છે. કારણ કે પ્રભુની વિપરીત ગતિ છે તેમજ વિપરીત ક્રિયા છે; એક ક્ષણમાં પ્રસન્ન થાય, એક ક્ષણમાં ક્રોધ કરે; તેથી લૌકિકમાં મન ન રાખતાં પ્રભુમાંજ મન રાખવું. "પ્રભુ કદાચ અપ્રસન્ન તો નહિ થાય?" એ પ્રકારથી ભયસંયુક્ત સેવા કરવી. (૧૮)

**मूलम्—श्रीमदाचार्यकृपयातिष्ठति स्वगृहेहरिः ।**
**बांधवः सदा हस्ते योमीनः पारदो यथा ॥१९॥**

**શબ્દાર્થઃ**—શ્રીમદાચાર્યજીની કૃપાથી પૂર્વોક્તગુણવિશિષ્ટ હરિ આપણા

ગૃહમાં બિરાજે છે. જેમ યોગિજનના હસ્તમાં પારો સાવધાનતાથી રહે (તો કલ્પતરૂ સમાન ફલ આપે, પણ અસાવધાનતાથી જો તે હસ્તથી જતો રહે તો નિષ્ફલતાજ રહે છે), તેમ આપણા હસ્તે સદા શ્રીકૃષ્ણ વિરાજે છે, તો તેની સેવા સાવધાનતાથી કરવી. (૧૯).

**વિવેચનઃ**—આવા વ્રજભક્તોનું ભાવાત્મક સ્વરૂપ આપણા ગૃહમાં વિરાજે છે. તે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની કૃપાથીજ વિરાજે છે. એવું ન સમજવું કે આપણા પ્રેમ, સ્નેહ, ભક્તિ અથવા અન્ય કોઇ સાધન બળથી તે વિરાજે છે.

"એવા રસાત્મક, ભાવાત્મક પ્રભુની સેવા કરવાની આપણી શી યોગ્યતા (અધિકાર) છે? શ્રીઆચાર્યજીની કાનીથી પ્રભુ ગૃહમાં વિરાજે છે." એવોજ ભાવ સદા મનમાં રાખવો. જે પ્રભુ યોગિજનના ધ્યાન–ગમ્ય નથી, જે પ્રભુ અનેક જન્મ પર્યંત અનેક સાધન કર્યા છતાં સ્વપ્નમાં પણ દર્શન આપતા નથી, એવા પ્રભુ શ્રીઆચાર્યજીની કૃપાથી આપણા ગૃહમાં વિરાજે છે." એમ આપણા મનમાં નિરન્તર વિચારી તેની સેવા એવી સાવધાનતાથી કર્યા જવી કે 'રખેને જો કંઇ અપરાધ થશે તો શ્રીઠાકોરજી અપ્રસન્ન થઇ જશે." (૧૯).

**मूलम्—चिन्तनीयोऽनवसरः सेवायाः सर्वथा धिया ।**
**यतो निरोधसंसिद्धिः सेवया [illegible]दिया भवेत् ॥२०॥**

**શબ્દાર્થઃ**—સેવાના અનોસરમાં શ્રીઠાકોરજી બુદ્ધિપૂર્વક સર્વથા ચિન્તન કરવા યોગ્ય છે. એમની એવી માનસી સેવાથી નિરોધસિદ્ધિ થાય છે. (૨૦).

**વિવેચનઃ**—આવા શ્રીયશોદોત્સંગલાલિત ભાવાત્મક શ્રીકૃષ્ણની સેવા મન લગાડી કરવા યોગ્ય છે. સેવા પછીના–અનોસરના–સમયે ઉપર કહ્યું તેમ હૃદયમાં તેનું સતત્ ચિન્તન કરવું. સેવા સદા અતિ સ્નેહથી ધર્મ જાણી કરવી; તેજ પ્રકારે અનોસરમાં સતત્ ચિન્તન કરવું. એમ કરે તોજ નિરોધ સિદ્ધ થશે.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ વીસ શ્લોકનો निरोधलक्षण નામનો ગ્રન્થ કર્યો છે. તે ભાવને અનુસરીને શ્રીહરિરાયજી જે પ્રકારે પુષ્ટિમાર્ગીય જીવને નિરોધ સિદ્ધ થાય, તે પ્રકાર વિસ શ્લોકમાં આ શિક્ષાપત્રમાં નિરૂપણ કરે છે. જેમ શ્રીભાગવત દશમ સ્કન્ધમાં વર્ણવેલી નિરોધલીલા સર્વોપરિ છે તેમજ શ્રીહરિરાયજીકથિત નિરોધ–પ્રકાર સર્વોપરિ છે. (૨૦)

**॥ इति श्री हरिरायजीविरचितं द्वितीयं शिक्षापत्रं समाप्तम् ॥**

# શિક્ષાપત્ર ૩ જું.

ઉદ્દેશઃ—હવે આ તૃતીય શિક્ષાપત્રમાં ભગવદ્ભાવમાં સાધક શું છે? અને ભગવદ્ભાવમાં બાધક શું છે? તેનું નિરૂપણ કરે છે. ઉપર્યુક્ત રીતિએ સેવા પણ કરે અને અનવસરમાં ચિન્તન પણ કરે; પણ એટલું બધું કરવા છતાં જો દુઃસંગ પ્રાપ્ત થાય તો એક ક્ષણમાં સર્વે ધર્મનો નાશ થઇ જાય. જન્મ જન્મથી વૃદ્ધિ પામેલો ભગવદ્ભાવ દુઃસંગથી એક ક્ષણમાં જતો રહે છે. તેથી આ કરાલ કલિકાલમાં દુઃસંગથી બચવું એ મુખ્ય પુરૂષાર્થ છે. સ્થલે સ્થલે અને ક્ષણે ક્ષણે દુઃસંગ ભગવદ્ભાવ દૂર કરવા ઉદ્યત છે. તેથી આ તૃતીય શિક્ષાપત્રમાં દુઃસંગ, જે ભગવદ્ભાવમાં બાધક છે, તેનાથી યથા કથંચિત્ તરવાનો માર્ગ બતાવે છે.

**मूलम्—निधिः प्राप्तः सुसंरक्ष्यो दुःसंगादिकतः सदा ।**
**त्यक्त्वाऽपिलोकसंकोचं यथा वह्निजलादिभिः ॥१॥**

**શબ્દાર્થઃ**—જેમ અગ્નિની જલાદિકથી રક્ષા કરીએ, તેમ ભગવદ્ભાવરૂપ જે નિધિ પ્રાપ્ત થયો છે તેનું લોકસંકોચ ત્યજીને પણ દુઃસંગાદિકથી નિરન્તર સારી રીતે રક્ષણ કરવું. (૧)

**વિવેચનઃ**—કોઇ કૃપણને ધન નિધિ પ્રાપ્ત થાય અને તે જેમ એ દ્રવ્યની ચોરાદિકથી સાવધાનતાથી રક્ષા કરે તેમ આપણને પણ ભગવદ્ભાવરૂપ નિધિની પ્રાપ્તિ શ્રી આચાર્યજીની કૃપાથી થઈ છે, તો તેનું દુઃસંગથી રક્ષણ અવશ્ય કર્તવ્ય છે. હવે દુઃસંગ અનેક પ્રકારના છે. લૌકિક વિષયાદિકનો દુઃસંગ; અન્ય માર્ગીય તરફનો દુઃસંગ, સમ્બન્ધી–કૌટુમ્બિક, લૌકિક વૈદિક કાર્યથી થતો દુઃસંગ–એ સર્વમાંથી મનનો નિષ્કર્ષ કરી–મન ઉઠાવી લઇ–એક શ્રી પ્રભુમાંજ યોજવું. જો કોઇ એમ શંકા કરે કે "ગૃહસ્થાશ્રમમાં રહેવું અને લૌકિક વૈદિક ન કરવા એ કેમ સંભવે?" તો તેનું સમાધાન કરે છે કે ભગવત્સેવા–પુષ્ટિમાર્ગીય ધર્મ–તો પોતાના મનથી સ્નેહપૂર્વક કરવાની છે, અને લૌકિક, વૈદિક કાર્ય તો લોકમાં બહારથી દેખાડવાને કરવાનાં છે, એટલે એ કાર્યો ઈચ્છારહિત થઇ કરવાનાં છે. એ કાર્યો સેવા સમય સેવાનો ત્યાગ કરી ન કરવાં. સેવામાં લૌકિક સંકોચને ગણકારવોજ નહિ, લૌકિક સંકોચ થવા દેવો જ નહિ, અથવા લૌકિક સંકોચ કરવોજ નહિ. લૌકિક સંકોચ ન કરવો એ દામોદરદાસ સંભરવાલાના દૃષ્ટાંતથી બહુ સારૂં સમજાય છે. "એક સમય દામો-

દરદાસ શ્રી દ્વારકાધીશની સેવા અર્થે પોતાને હાથે જલ ભરી લાવતા. ત્યાં તેમના સસરાએ તેમને કહ્યું કે "મને બહુ શરમ લાગે છે કે તમે હાથે જલ ભરો છો. આમ જલ ન લાવતાં નોકર પાસે જલ ભરાવો," આ સાંભળી દામોદરદાસે કહ્યું "સારૂં, કાલથી તેમ કરીશું." ત્યાર પછી બીજે દિવસે દામોદરદાસે પોતાની સ્રીને કહ્યું કે "ચાલો, આપણે જલ ભરી લાવીએ." સ્રી ભગવદીય હતી. તેથી તે તત્કાલ તેમની સાથે જલ ભરવા નીકળી પડી. બન્ને જણ સસરાના ઘર આગળ થઇ જતા હતા. આ જોઇ સસરો દામોદરદાસને પગે પડયો અને કહ્યું કે "મારી ભૂલ થઇ કે મેં તમને કહ્યું પણ હવે તો તમે એકલાજ જલ ભરો. સ્રી જન પાસે જલ ન ભરાવશો." ત્યારે દામોદરદાસે કહ્યું. "કાલથી સ્રીજન પાસે જલ નહિ ભરાવીશ." આ પ્રકારે ભગવત્સેવામાં લોક સંકોચ (લોકલજ્જા–ભગવત્સેવાના કાર્ય કરવામાં લોકો આપણું હાસ્ય કરે છે–નિન્દા કરે છે–એવું ભાન) સર્વથા કર્તવ્ય નથી. નાની યા મોટી જેવી સેવા બની આવે તેવી ભાવથી પ્રેમપૂર્વક કરવી. ૧

"ભગવદ્દભાવ અગ્નિ રૂપ છે, અને દુઃસંગ જલવત્ એ ભાવનો નાશ કર્તા છે" એમ જાણવું.

**મૂલમ્—વહ્નિવદ્ભગવદ્ભાવઃ સત્સંગવ્યવધાનતઃ ।**
**નાશયેત્સંસૃતિં યદ્વત્પાત્ર્યવહિતં જલમ્ ॥૨॥**

**શબ્દાર્થઃ**—જેમ અગ્નિ પાત્રરૂપ વ્યવધાનવાલા જલનો નાશ કરે છે, તેમ ભગવદ્ભાવ, ( અહન્તામમતાત્મક ) સંસાર(રૂપદુઃસંગ)નો નાશ સત્સંગના વ્યવધાનથી કરે છે. ( સાર એ છે કે જેમ પાત્રના જલનો નાશ અગ્નિ કરે છે તેમ સત્સંગના વ્યવધાનમાં રહેલા સંસારનો નાશ, ભગવદ્ભાવ કરે છે. ) (૨)

**વિવેચનઃ**—ભગવદ્ભાવ અગ્નિરૂપ છે. સત્સંગ કાષ્ઠ રૂપ છે, જેમ અગ્નિમાં કાષ્ઠ પડવાથી અગ્નિ વૃદ્ધિ પામે છે–તેજઃપુંજ થાય છે–તેમ જો ભગવદ્ભાવને સત્સંગ પ્રાપ્ત થાય તો તે ભાવ દૃઢ થાય છે. સ્વલ્પ અગ્નિમાં બહુ જલ સિંચવાથી અગ્નિનો નાશ થાય છે; તેજ પ્રકારે ભગવદ્ભાવમાં દુઃસંગનું મિશ્રણ (સિંચન) થયાથી તે ભગવદ્ભાવ નષ્ટ થાય છે. લૌકિકમાં રહ્યા વિના તો ચાલે નહિ. અને તેથી દુઃસંગ તો સદા ચાલ્યો આવશે,—ત્યારે શું કરવું ?" એમ જો કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છે કે "જો એ દુઃસંગરૂપી જલને સત્સંગ રૂપી પાત્રમાં રાખે તો એ દુઃસંગ ભગવદ્ભાવનો નાશ કરી શકશે નહિ; જેમ અગ્નિને જલનો સાક્ષાત્ સમ્બન્ધ થાય તો અગ્નિનો નાશ થાય, પણ જો તે અગ્નિ ઉપર એક પાત્રમાં ભરીને જલ મૂકવામાં આવે તો અગ્નિનો

નાશ થતો નથી, (પંણ જલનોજ નાશ થાય છે.) તેમ ભગવદ્ભાવરૂપી અગ્નિને, સત્સંગરૂપી કાષ્ટથી વધારે તેજોમય કરી તેનાથી દુઃસંગરૂપી જલને પાત્રમાં ભરી (પોતાના હૃદયમાં અષ્ટ પ્રહર વિચાર કરી ) બાળી દે તોજ ભગવદ્ભાવ વધેલો રહે. આગળ મોટા મોટા ભગવદીઓનો દુઃસંગથી અધઃપાત થયો છે, તેથી દુઃસંગથી સદા ડરતાજ રહેવું. (૨)

**मूलम्—जलवल्लौकिकं प्रोक्तं साक्षात्तन्मेलनेन तु ।**
**मूलतो नाशयेद्भावं यथा वैश्वानरं जलम् ॥३॥**

**શબ્દાર્થ**:—લૌકિકને જલ જેવું કહ્યું છે. જેમ અગ્નિનો સાક્ષાત્ સમ્બન્ધથી જલ નાશ કરે છે તેમ લૌકિકનો સાક્ષાત્ સમ્બન્ધ ભગવદ્ભાવનો નાશ કરે છે. (૩)

**વિવેચનઃ**—આ સંસારમાં લૌકિક દુઃસંગ જલવત્ છે આ લૌકિક દુઃસંગ રૂપ જલને વિનાપાત્ર ભગવદ્ભાવ રૂપ અગ્નિમાં સાક્ષાત્સમ્બન્ધથી સિંચવું નહિ. તેમ થવા દેવાથી ભગવદ્ભાવ રૂપ અગ્નિનો નાશ થાય છે. દુઃસંગ કેવો બાધક છે તેમાં જડભરતનું દૃષ્ટાન્ત મનનીય છે. સર્વલૌકિકનો ત્યાગ કરી જડભરત ભગવદ્ભજન કરવા વનમાં ગયા. ત્યાં એક હરણી જલપાન કરવા આવી. એટલામાં સિંહનાદ થવાથી તે હરણી જલમાં કૂદી પડી અને ગર્ભમાંથી બચ્ચું જલમાં તૂટી પડયું. ભરતે દયાર્દ્ર થઇ તે હરણની રક્ષા કરી, લાલન પાલન કરી તેની સાથે દિન નિર્ગમન કર્યા. આ દુઃસંગથી ભરતને ત્રણ જન્મનો અન્તરાય થયો ! દુઃસંગ એવો બાધક છે ! શ્રીનન્દરાયજી પોતાના પુત્રની સેવા કરતા હતા, તે એક સમય અંબિકાપૂજન અર્થે ગયા. શ્રી ઠાકોરજીથી તે સહન થયું નહિ. સુદર્શન સર્પે આવીને શ્રીનન્દરાયજીને ગ્રસી લીધા પણ શ્રીઠાકોરજીએ તેમને છોડાવ્યા. આ પ્રમાણે અન્ય સમ્બન્ધ (શ્રીઠાકોરજીનો આશ્રય–સેવાદિક વિસ્મરી, અન્યદેવ–અમ્બિકાદિનું પૂજન) તથા દુઃસંગ જો સિદ્ધ ભક્તોને પણ વિશેષ બાધક રૂપ થઇ પડે છે તો પછી સાધન દશાના ભક્તોને અવશ્ય બાધક રૂપ થઇ પડે એમાં શું આશ્ચર્ય ? આ પ્રકારે દુઃસંગ આપણા સર્વ ભાવ નાશ કરશે એમ સમજી સત્સંગ વડે ભગવદ્ભાવની રક્ષા કરવી.

દુઃસંગ—ભગવદ્ભજન રૂપ સત્સંગનો ત્યાગ કરી, લૌકિકહરણ હરિણીનું લાલન પાલન કરવું, તેનાજ સંગમાં રહેવું તે.

**मूलम्—अतः सदैव भेत्तव्यं लौकिकासक्तितो जनैः ।**
**सत्संगमग्रतः कृत्वा नाशनीया न चान्यथा ॥४॥**

**શબ્દાર્થ**:—( ઉપર કહ્યું તે રીતિએ ભગવદ્ભાવનું રક્ષણ કરવું કારણ કે

દુઃસંગ બાધક છે.) તેથી ભગવદીય જનોએ સદા સર્વદાજ લૌકિક આસક્તિથી ભય રાખવો. પ્રથમ સત્સંગ કરી, લૌકિક આસક્તિનો નાશ કરવો ઉચિત છે. સત્સંગ ન કરે તો લૌકિક આસક્તિનો નાશ શકય નથી.

**વિવેચનઃ**—લૌકિક આસક્તિરૂપ દુઃસંગથી ભય રાખવો. એમ ન જાણવું "કે લૌકિક આસક્તિ રૂપ દુઃસંગ પ્રથમ થાય ત્યાર પછી હું સત્સંગ કરીશ અને દુઃસંગ નષ્ટ થશે." જે સમય દુઃસંગ પ્રાપ્ત થાય તત્કાલ તેજ ક્ષણે ભગવદ્ભાવ નષ્ટ થશે, તેથી દુઃસંગ પ્રાપ્ત થાય તે પ્રથમથીજ સત્સંગ કર્યા કરવો, ત્યારેજ દુઃસંગ બાધ ન કરે. દૃષ્ટાંન્ત તરીકે જુઓ કે કાલ જીવની પાછળ ભમ્યા કરે છે, તેથી જો જીવ પ્રથમથીજ સ્મરણ-ભજનાદીક કર્યા કરે તો પાછળથી અન્તકાલસમય કાલ બાધ કરતો નથી. પરન્તુ એમ ન કરતાં જો એ એવો વિચાર કરે કે "હાલતો લૌકિક કરી લઈએ, પછી (વૃદ્ધાવસ્થામાં) ભગવત્સ્મરણ કરી લઇશું.! એવા મનુષ્યને કાલ એક ક્ષણમાં ગ્રસે ત્યારે સ્વલ્પ પણ ભગવદ્ધર્મ બની શકતો નથી. તેથી પ્રથમથીજ સત્સંગ અને ભગવત્સેવા સ્મરણાદિક કર્યા કરવા કે જે સમય લૌકિક દુઃસંગ આવે ત્યારે સત્સંગના પ્રતાપથી તે બચી શકે. સત્સંગ વિના અન્ય ઉપાય દુઃસંગથી રક્ષણ કરી શકતો નથી એ નિશ્ચય છે. (૪)

**मूलम्—सतां परोक्षे सत्संगजातभावो विभाव्यताम् ।**
**तद्विरुद्धवचो नैव मन्तव्यं सतां क्वचित् ॥५॥**

(દુઃસંગથી બચવાનું એક સાધન સત્સંગ છે, તે કેવા પ્રકારનો હોઇ શકે તે બતાવે છે.)

**શબ્દાર્થઃ**—સત્સંગથી ઉત્પન્ન થયલા ભાવનું વિશેષ અવધારણ (ભાવના) સત્પુરૂષોની પરોક્ષમાં કરવું અને સત્પુરૂષના વચનથી જે વિરૂદ્ધ હોય તે સન્તોએ (વૈષ્ણવોએ) કદાપિ માન્ય કરવું નહિ. (૫)

**વિવેચનઃ**—ઉપર કહ્યું કે સત્સંગથી દુઃસંગ બાધ કરતો નથી. ત્યાં કોઈ કહે કે "સત્સંગ તો બે ઘટિકા, ચાર ઘટિકા બની શકે. પછી સેવાસ્મરણ લૌકિક વૈદિકાદિ કાર્ય પણ કર્યા વિના ચાલી શકે નહિ. અને એ લૌકિકાદિ કાર્ય કરીએ એટલે દુઃસંગ તો આવશેજ. તેથી ઘટિકા બે ઘટિકાનો સત્સંગ, બહુ સમયના દુઃસંગનું નિવારણ કરી શકે નહિ." આમ જો શંકા કરે તો તેનું સમાધાન આપે છેઃ—

નિત્ય નિયમપૂર્વક જેમ ભગવત્સેવા સ્મરણ કરીએ છીએ, તેમ ઘડી બે ઘડી યાવચ્છકય (જેટલો બને એટલો) સત્સંગ કરવો. પછી સત્સંગની પરોક્ષમાં જે જે વાર્તા સત્સંગમાં થઇ હોય તેનું નિરન્તર સ્મરણ કરવું, સ્વધર્મનો

વિચાર કરવો. "શ્રીઆચાર્યજી, શ્રીગુસાંઇજી તો આ પ્રકારે કહે છે અને હું શું કરૂં છું !" એમ વિચારી આપણા આચરણમાં જે વિરૂદ્ધ હોય તેનો ત્યાગ કરી, તેમનો કથેલો પ્રકાર આચરવો. આ પ્રકારે જે કોઇ ભગવદ્ધર્મમાં મનને લગાડી રાખે છે તે દુઃસંગથી બચે છે. ભગવદીયના મુખથી સાંભળેલી વાર્તામાં દૃઢ વિશ્વાસ રાખી એ વાર્તાની ભાવના કરવાથી મન ઠેકાણે આવે છે.

જેમ ગાય વનમાં ચારો ચરી પાછી ઘેર આવી ચરેલા ચારાનું પુનઃચર્વણ (વાગોળવું) બેઠા બેઠા કરે છે, તેનો સ્વાદ લે છે, તેમ વૈષ્ણવના સંગમાં ભગવદ્ધર્મનું શ્રવણ કરવું. પછી સત્સંગની પરોક્ષમાં-શ્રવણ-વસ્તુનું મનન કરવું, અને ભાવનાથી રસનો આસ્વાદ કરવો. સત્સંગથી યાવત્ વિરૂદ્ધ વસ્તુનો વિચાર કરી ધર્મ-અધર્મનો ભેદ સમજવો. સત્સંગવિરૂદ્ધ વચન ન કહેવાં. જેમાં સત્સંગ છૂટી જાય એવું કાર્ય ન કરવું.

દુઃસંગથી બચવાનું એક સાધન સત્સંગ બતાવ્યું; હવે બીજું સાધન મૌન, અને તે મૌન રાખવાનું કારણ બતાવે છે.

**મૂલમ્ઃ—भरतस्यापि दुःसंगे जाता हरिणजातिता ।**
**केवलं कलिदोषाभिभूता अपि जनाः स्वतः ॥६॥**
**तत्संगान्नरतैनैव भवितव्यं विशेषतः ।**
**अथवा सर्वतो मौनं तदभावे विधीयताम् ॥७॥**

**શબ્દાર્થઃ**—જડભરતને પણ દુઃસંગથી હરિણજાતિની પ્રાપ્તિ થઈ. સર્વ જનો સ્વતઃજ કલિકાલના દોષથી વશ થઇ જાય છે. (૬) તેથી એમના સંગમાં પ્રીતિયુક્ત થઇને રહેવું અથવા એમ ન બને તો સર્વતઃ મૌન રાખવું. (૭)

**વિવેચનઃ**—દુઃસંગને મનમાં કાલ જેવો જાણવો. કારણ કે દુઃસંગ દોષથી ભગવાન્ દૂર જતા રહે છે. તેથી શ્રીઆચાર્યજી संन्यासनिर्णय નામના પોતાના ગ્રન્થમાં કહે છે કે 'विषयाक्रान्तदेहानां नावेशःसर्वथा हरेः' 'જો દુઃસંગના દોષથી દેહ વિષયાક્રાન્ત થાય છે તો તે દેહમાં ભગવાન્ સર્વથા આવેશ કરતા નથી.' તેથી દુઃસંગ દોષ મહા બાધક છે, આ જગત્‌માં ભૂત-પ્રાણી માત્ર જન્મથી દોષથી ભરેલા છે, કારણ કે કલિકાલ મહા કઠિન છે. આપણા મનનો પણ વિશ્વાસ ન કરવો કે "હું બહુ સમજું છું. મ્હને જ્ઞાન, વૈરાગ્ય દૃઢ થયા છે ! મારૂં મન મને વશ છે." આમ નજ સમજવું. વૈરાગ્ય, વિવેક, ધૈર્ય સર્વ એક ક્ષણમાં દુઃસંગથી નાશ પામે છે, તેથી આપણા મન, ઇન્દ્રિય, દેહને કલિકાલના દોષથી પૂર્ણ સમજી, એમ વિચારવું કે હું સત્સં-

ગના પ્રતાપથીજ બચ્યું છું. જ્યારે દુઃસંગ પ્રાપ્ત થશે ત્યારે મારો પાત થશે.' કલિયુગે સર્વ પ્રાણી માત્રની બુદ્ધિ હરી લીધી છે. કલિદોષ સર્વને લાગ્યા છે. (૬) આ પ્રકારનો જે દુઃસંગ તેનાથી જો જીવ ભિન્ન (ન્યારો)-દૂર રહે ત્યારેજ ભગવદ્ભાવ વિશેષ થાય, અન્ય ઉપાય નથી. "જો દુઃસંગ પ્રબલ હોય, આપણાથી નિયન્ત્રિત ન હોય, આપણા ઘરમાં પડોશમાં હોય, જે સ્થલે નિર્વાહને અર્થે-આ જીવિકાને અર્થે જવું પડતું હોય અને ત્યાંજ દુઃસંગ હોય, તો આપણાથી એ દુઃસંગનું નિવારણ ન સંભવે. જીવને ઘરમાં તો અવશ્ય રહેવુંજ પડે. આમ જો દુઃસંગ પ્રબલ થાય તો શું કરવું ?" આવી શંકા થાય તો સમાધાનં શ્રી હરિરાયજી કહે છે "तत्संग-सर्वतोमौनम्." 'તેમને (દુઃસંગીઓને) સમજાવીને આપણા ઉપાયથી જો તેમનો દુઃસંગ છોડવી શકાય તો છોડવવો નહિ તો તેમનો ત્યાગ કરીને, પોતે અન્ય સારે સ્થલે નિર્વાહ કરી લેવો. પરન્તુ તેમ કરવાથી પણ પોતાનો નિર્વાહ ન થઈ શકે એમ હોય સર્વત્ર દુઃસંગનાજ પ્રસંગો જણાતા હોય, તો મૌન ધારણ કરવું. જ્યાં આપણું વચન માન્ય ન હોય, ત્યાં આપણા મનનો ભાવ, ભગવદ્ધર્મ, વાર્ત્તા ઇત્યાદિક કોઇને ન કહેવી. તેવા જનોથી ન્યારા રહેવું. જેને ભગવદ્ધર્મ શ્રવણ કરવાની શ્રદ્ધા ન હોય તેને ભગવદ્ધર્મ સર્વથા ન કહેવો કારણ કે ભગવાન્ અને ભગવદ્ધર્મમાં કોઈ પ્રકારનો ભેદ નથી; બન્ને એકજ પદાર્થ છે; તેથી ભગવદ્ધર્મનો અતિક્રમ તે ભગવાનના અતિક્રમ સમાન છે. આમ સમજી જ્યાં દુઃસંગનું પ્રાબલ્ય હોય ત્યાં વાદ ન કરવો, મૌન રાખવું મનમાં હરિશરણની ભાવના કરવી તેથીજ શ્રીમહાપ્રભુજી विवेकधैर्याश्रयं નામના નિજ ગ્રન્થમાં કહે છે:-

" दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे।
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चाति क्रमे कृते ॥
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥ "

(દુઃખની હાનિમાં, પાપમાં, ભયમાં કામાદિકની અપ્રાપ્તિમાં, ભક્તના દ્રોહમાં, ભક્તિના અભાવમાં, જો ભક્તોએ કંઇ અતિક્રમ કર્યો હોય તેમાં, અશક્યમાં તેમજ સુશક્યમાં સર્વથા નિશ્ચય હરિ એજ આપણું શરણ છે.) આ પ્રકારે હરિ શરણની ભાવના પૂર્વક મૌન રાખવું. (૬-૭)

**मूलम्—यो वक्त्यन्यथावाक्यमाचार्यवचनाज्जनः ।**
**संसृतिप्रेरको वापि तत्सङ्गो दुष्टसङ्गमः ॥८॥**

**શબ્દાર્થ:**—જે જન શ્રીઆચાર્યજીના વચનથી અન્યથા વાક્ય કહે

અથવા અહન્તા મમતાત્મક સંસારમાં આસક્તિ કરવાની પ્રેરણા કરે તેનો સંગ દુઃસંગ જાણવો. (૮)

**વિવેચનઃ**—'દુઃસંગ વા ભગવદ્ધર્મમાં વિરોધ કોને કહેવો ?' એમ શંકા કરનારને ઉત્તર આપે છે. શ્રીઆચાર્યજીના સિદ્ધાન્તથી અન્યથા વચન કહેનારને અસત્–જૂઠો સમજવો. એવા જનનો ઉપદેશ પણ અન્યથા–વિપરીત સમજવો. શ્રીઆચાર્યજીના માર્ગથી વિરૂદ્ધ ધર્મનો ઉપદેશ વા માર્ગનો બોધ કરનારનો સંગ સર્વથા ત્યજવો. વિરૂદ્ધમાર્ગીયનો સંગ સર્વ ધર્મનો નાશ કરે છે. તેથી અન્યમાર્ગીયનો સમ્બન્ધ સર્વથા દૂર કરવો. અન્યમાર્ગીયધર્મનું શ્રવણ ન કરવું, તથા અન્યમાર્ગીય કોઇ પણ ક્રિયા ન કરવી. ગોવિન્દદુબેની વાર્તા પ્રસિદ્ધ છે કે 'એક સમય ગોવિન્દદુબે મિરાંબાઈને ઘેર ગયા. ત્યાં મિરાંબાઇએ એમનો સારો સત્કાર કર્યો. મિરાંબાઈ ભગવદ્ભક્ત હતાં પણ પુષ્ટિમાર્ગમાં હતાં નહિ. મિરાં મર્યાદામાર્ગના ભક્ત હતા. ગોવિન્દદુબેએ મિરાંબાઇનો અન્યમાર્ગીયનો આદર સત્કાર કર્યો એમ શ્રીગુસાંઇજીના જાણવામાં આવ્યું કે તરતજ પોતે ગોવિન્દદુબેને એક શ્લોક લખ્યો કેઃ—

**भगवत्पदपद्मपरागजुषो न हि युक्तितरं मरणेऽपितराम् ।**
**इतराश्रयणं गजराजधृतो न हि रासभप्मयुररीकुरुते ॥**

**અર્થઃ**—પ્રભુના ચરણારવિન્દની રજનું સેવન કરનારને મરણથી પણ અધિક કષ્ટ આવી પડે તો પણ અન્યાશ્રય કરવો યોગ્ય નથી. હસ્તિપર સવાર થનાર કદાપિ ગધેડાનો અંગીકાર કરતો નથી.' તે પ્રમાણે ગોવિન્દદુબેએ પણ ભગવચ્ચરણારવિન્દનું સેવન કરી અન્યમાર્ગીયના સમ્બન્ધનો ગન્ધ પણ ત્યજવો. એ પત્ર મલતાંજ ગોવિન્દદુબે મિરાંબાઇને ત્યાંથી ઉઠી ચાલ્યા ગયા ! પુષ્ટિમાર્ગ તો એવો છે કે જ્યાં કોઇ પણ અન્યમાર્ગનો આશ્રય વા આશ્રયનો ગન્ધ પણ સહી શકાતો નથી ! પછી શ્રીગુસાંઇજીએ ગોવિન્દદુવેને જોઇ કહ્યું કે ' મિરાંબાઇને ત્યાં ગયા તેથી એમ સૂચવાય છે કે તમે હસ્તિપર સવારી કરી હવે ગધાની સવારી કરવાનું ઇચ્છો છો ! ' તેથી સિદ્ધાન્ત એ છે કે પુષ્ટિમાર્ગમાં અનન્ય ભાવ રાખવો, પુષ્ટિમાર્ગથી અન્ય માર્ગનો તત્કાલ ત્યાગ કરવો.

**मूलम्—यश्च कृष्णे रतिं नित्यं बोधयत्यप्रयोजनाम् ।**
**निरपेक्षः सात्विकश्च तत्संगः साधुसंगमः ॥९॥**

**શબ્દાર્થઃ**—જે સદા શ્રીકૃષ્ણમાં નિષ્કામ ( નિષ્પ્રયોજન ) પ્રીતિનો બોધ કરે છે, અને જે નિરપેક્ષ તથા સાત્વિક હોય તેવા પુરૂષનો સંગ તે સાધુ ( સત્ ) સંગ જાણવો. (૯)

**વિવેચનઃ**—ઉપર્યુક્ત અન્યમાર્ગીયનો સંગ ન કરીએ તો કોનો સંગ કરવો? તો શ્રી હરિરાયજી કહે છે કે અન્ય અવતારાદિકમાં ભાવ ન રાખતાં, એક શ્રી ફલાત્મક, ભાવાત્મક, વ્રજપતિ છે, તેનામાં નિત્ય નૂતન પ્રીતિ રાખતો હોય, અને એક શ્રીકૃષ્ણના ચરણારવિન્દની ભક્તિ દૃઢ કરવાનો બોધ કરતો હોય, અને સ્વ હૃદયમાં પ્રયોજન વિના એજ ચરણ કમલની પ્રીતિની વાસના રાખતો હોય, જે કશાની અપેક્ષા મનમાં ન રાખે,—એમજ મનમાં જાણે કે એકજ શ્રીકૃષ્ણજ કર્તા છે, અન્ય કોઇ નહિ. જે સ્વ પ્રતિષ્ઠાર્થ અથવા લાભાર્થ ભગવદ્ધર્મ ન કરે—અને જે સાત્વિક હોય—છલ, કપટ, ક્રોધ, મત્સરાદિકથી રહિત હોય, એવા ભગવદીયનો સંગ કરવો. (૯)

**मूलम्—एवं नि[illegible]त्य सर्वेषु स्वीयेष्वन्ये[illegible] वा पुनः ।**
**मह[illegible]ल्पसूतेषु कर्त्तव्यः संग निर्णयः ॥१०॥**

**શબ્દાર્થઃ**—આ પ્રમાણે આપણા (સ્વીય ભક્તજનનો) તથા અન્ય (લૌકિક પુરૂષો)નો નિશ્ચય કરી ઉત્તમ કુલમાં જન્મેલા વિષે સંગ નિર્ણય કરવો.(૧૦)

**વિવેચનઃ**—અન્ય સર્વથી, લૌકિક વૈદિક અને દેહ સમ્બન્ધી અનેક ઉપાધિથી મનમાં નિશ્ચિન્ત થવું. ભગવત્પરાયણ એતન્માર્ગીય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને આપણા—સ્વીય—પોતાના ગણવા. આ વૈષ્ણવ છે પણ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને શરણ આવેલા છે, અને હું પણ તેમનેજ શરણ ગયો છું; તેથી આ વૈષ્ણવો મારા સમ્બન્ધી છે—આવો સ્નેહ વૈષ્ણવપર રાખવો અને તેમનો સંગ કરવો. જેઓને અન્ય માર્ગીય જીવ સાથે પ્રયોજન નથી, જેઓનો જન્મ મહત્કુલમાં થયો હોય, જેઓ એમ સમજે કે સાક્ષાત્ સર્વ ધર્મ એક શ્રી વલ્લભકુલમાં છે, એજ કુલમાં એક શ્રીકૃષ્ણનીજ સેવા, અને એક શ્રીકૃષ્ણનોજ આશ્રય છે, એવા મહત્કુલમાં ઉત્પન્ન થયલા ભક્તો સાથે મન, વચન અને ક્રિયાથી અવશ્ય સત્સંગ કરવો અથવા શ્રીઆચાર્યજીથી અંગીકૃત પુષ્ટિમાર્ગીય જીવો જેમનું નિવેદન, નામ, મર્યાદા, સેવા, તથા પ્રીતિ શ્રીકૃષ્ણમાં થયાં હોય તેમનો સત્સંગ કર્ત્તવ્ય છે. સત્સંગનો નિર્ણય આ પ્રકારે કરવાનો છે.

**मूलम्—श्रीम[illegible]ाचार्यचरणे मतिः स्थाप्या सदा स्वतः ।**
**तत एव स्वकीय नां सिद्धिः कार्यस्य सर्वथा ॥११॥**

**શબ્દાર્થઃ**—સદાસ્વતઃ (પોતાની મેળેજ) શ્રીમદ્ આચાર્યજીના ચરણારવિન્દમાં મતિ સ્થિર કરવી તેથીજ ભગવદીયના કાર્યની નિશ્ચય સિદ્ધિ થાય છે.

**વિવેચનઃ**—શ્રીઆચાર્યજીના ચરણકમલમાં જેની મતિ દૃઢ, એકરસ, થઇ છે, એવા જીવનો સત્સંગ કરવો. શ્રીગોકુલનાથજી [illegible]મજી ગ્રન્થપર ટીકા

રચતાં કહે છે કે પદ્મનાભદાસ સરખા ભગવદીય વિરલ છે. એવા ભગવદીયોના હૃદયમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નિત્ય બિરાજે છે. તેમના સંગથી સકલ કાર્ય સિદ્ધ થાય છે. જેમ ભીંજેલા કપડાના સંગથી સુકું કપડું ભીંજે છે તેમ ભગવદીયના સંગથી જીવ ભગવદીય થાય છે. આવા સ્વકીય ભગવદીય અતિ દુર્લભ છે. જ્યાં સુધી એવા સ્વકીય ભગવદીયોનો સંગ થાય નહિ ત્યાં સુધી કાર્ય પણ સિદ્ધ થાય નહિ. તેથી એવા ભગવદીયને મલવાની તીવ્ર આકાંક્ષા (તાપ) રાખવી; અને ભગવત્સેવા સ્મરણાદિક કરવા, તો શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કૃપા કરી તેમનો સંગ પ્રાપ્ત કરી આપે તે સમય શ્રદ્ધાપૂર્વક દીનતાથી ચિત્ત લગાડી એમનો સંગ કરવો.

જ્યારે એ ભગવદીય પ્રસન્ન થઇ, કૃપા કરી પુષ્ટિમાર્ગીયનો પ્રકાર, લીલાભાવ બતાવે ત્યારે કાર્યનિશ્ચય સિદ્ધ થાય. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પોતાના નવરત્ન નામના ગ્રંથમાં નિરૂપણ કરે છે કે "निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः" "નિશ્ચય તાદૃશીય (વૈષ્ણવ) જનના સંગમાં નિવેદનનું સ્મરણ કરવું." આમ તાદૃશીય વૈષ્ણવોના સંગમાં નિવેદનસ્મરણ થાય તો હૃદયમાં માર્ગસ્ફૂર્તિ થાય, તેથી સત્સંગ એ અવશ્ય કર્તવ્ય છે.

હવે વૈષ્ણવ, અવૈષ્ણવનાં ચિન્હ કહે છે.

**मूलम्—अवैष्णवत्वं मन्तव्यं तद्विरुद्धजनेष्वपि ।**
**जीवेषु दोषवत्स्वेवं तथा तत्साम्यवस्तुषु ॥१२॥**

**શબ્દાર્થઃ**—પુષ્ટિમાર્ગથી વિરૂદ્ધ જનોમાં, તથા ભગવદીયોમાં દોષ બુદ્ધિવાન્ જીવો વિષે, તથા તેવીજ પુષ્ટિમાર્ગ વિરૂદ્ધ વસ્તુઓમાં અવૈષ્ણવત્વ માનવું.(૧૨)

**વિવેચનઃ**—શ્રીઆચાર્યજીએ પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો છે, તેથી તેમનું નામ નામાવલિમાં કહ્યું છે કે पुष्टिप्रवर्त्तकाय नमः, અને શ્રીગુસાંઇજીએ પુષ્ટિમાર્ગનો પ્રકાશ કર્યો છે તેથી તેમનું નામ पुष्टिमार्गप्रकाशकाय नमः છે. તેથી જે કોઇ પુષ્ટિમાર્ગીયરીતિવિરૂદ્ધ આચરણ કરે તેને અવૈષ્ણવ જાણવો અને જે કોઇ પુષ્ટિમાર્ગીય રીતિ પ્રમાણે આચરણ રાખે તેને વૈષ્ણવ જાણવો; કારણ કે શુદ્ધ જીવોથી શુદ્ધ કાર્યજ બનશે. જીવોના ત્રણ પ્રકાર છે તે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ पुष्टिप्रवाहमर्यादा નામના નિજ ગ્રન્થમાં દર્શાવ્યા છે.–

**" इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान् हरिः ।**
**वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः ॥ "**

એટલે કે પ્રભુ શ્રીઠાકોરજીએ (૧) ઇચ્છામાત્રથી **મનથી** સૃષ્ટિ પ્રકટ કરી તેને **પ્રવાહી** સૃષ્ટિ જાણવી. આ સૃષ્ટિનું મન કદાપિ ભગવદ્ધર્મમાં લાગે

નહિ. સદા દુષ્ટ આચરણ કરે; (૨) શ્રીઠાકોરજીએ **વચનથી** સૃષ્ટિ ઉત્પન્ન કરી તે વેદમાર્ગીય-**મર્યાદા** સૃષ્ટિ થઇ. આ સૃષ્ટિ વૈદિક કર્માદિમાં વ્યગ્ર રહે છે; અને (૩) **શ્રીઠાકોરજીએ નિજકાયાથી** સૃષ્ટિ ઉત્પન્ન કરી તે **પુષ્ટિસૃષ્ટિ** જાણવી. આ પુષ્ટિસૃષ્ટિના જીવો ભગવાનની સેવાને અર્થેજ પ્રકટ થયા છે. તેથી તેને વૈષ્ણવ જાણવા અને પ્રવાહી જીવો દોષપૂર્ણ થઈ દુષ્ટાચરણ કરે છે તેથી તેને અવૈષ્ણવ જાણવા. (૧૨).

હવે શ્રીહરિરાયજી પુષ્ટિમાર્ગીય જીવને બોધ આપે છે કે આવો ભાવ મનમાં અહર્નિશ રાખજો. અલૌકિક પદાર્થમાં લૌકિક બુદ્ધિ થાય તો સર્વ ભગવદ્‌ભાવ નાશ પામે છે. તેથી પુષ્ટિમાર્ગમાં અલૌકિક બુદ્ધિ શેમાં રાખવી તે ઉપદેશે છેઃ—

**મૂલમ્—શ્રીકૃષ્ણઃ શ્રીમદાચાર્યસ્તથા શ્રીવિઠ્ઠલેશ્વરઃ ।**
**તથા લીલાસ્થસામગ્રીનૈતત્સામ્યં કદાચન ॥૧૩॥**

**શબ્દાર્થઃ**—શ્રીકૃષ્ણ, શ્રીમદાચાર્યજી, શ્રીગુસાંઇજી, અને એમની લીલા-સામગ્રી આ સર્વની સમાન કોઇપણ લૌકિક વસ્તુ કદાપિ થઇ શકતી નથી.(૧૩)

**વિવેચનઃ**—એક શ્રીકૃષ્ણ, શ્રીઆચાર્યજી, શ્રીવિઠ્ઠલનાથજી, લીલાસામગ્રીમાં વ્રજભક્તાદિ અને શ્રીઆચાર્યજીના પુષ્ટિમાર્ગની સેવાસામગ્રી-એ સર્વમાં અલૌકિક બુદ્ધિ રાખવી. શ્રીકૃષ્ણ જે સાક્ષાત્ ફલાત્મક, રસાત્મક, શ્રીયશોદોત્સંગલાલિત્, સર્વાંગસુન્દર તથા વ્રજભક્તનું સર્વસ્વ જીવન-ધન છે-તેજ શ્રીકૃષ્ણ નિજ દૈવીજીવોના ઉદ્ધારાર્થે અલૌકિક અગ્નિ રૂપ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી રૂપે પ્રકટ્યા અને અલૌકિક અગ્નિરૂપ માર્ગ પ્રકટ કર્યો, અને તેજ શ્રીઆચાર્યજીએ પોતે શ્રીગુસાંઇજીરૂપે બીજું રૂપ ધારણ કરી એ પુષ્ટિમાર્ગનો પ્રકાશ કર્યો.

જેમ શ્રીકૃષ્ણાવતારમાં વ્રજમાં સર્વ લીલાસામગ્રી (શ્રીકૃષ્ણ) શ્રીનન્દરાયજી, શ્રીયશોદાજી આદિ સર્વ અલૌકિક બાલલીલા રસમાં મગ્ન છે;-સખા, ગ્વાલ આદિ સર્વ અલૌકિક સખ્ય ભાવમાં મગ્ન છે;-ગોપીજનમાં અનેક ભાવ છે-મુખ્ય શ્રીસ્વામિનીજી શ્રીવૃષભાનુજા, શ્રુતિરૂપા, કુમારિકા, અને શ્રીયમુનાજી, અને તેમના અનેક યૂથ ( સખીગણ ) એ સર્વ અલૌકિક છે;-શ્રીગિરિરાજ, વૃક્ષાદિક, પશુ, પક્ષી, વ્રજભૂમિ, ગુલ્મ, લતા, ઔષધિ, નિકુંજ આદિ સર્વ લીલા સામગ્રી, તેમજ આભૂષણ, વસ્ત્રાદિક સામગ્રી-એ સર્વ અલૌકિક છે, તેમજ આ શ્રીઆચાર્યજીના, અને શ્રીગુસાંઈજીના પુષ્ટિમાર્ગમાં સેવા પ્રકાર, વર્ષાદિકના ઉત્સવો, નિત્ય સેવા પ્રકાર, સામગ્રી, આભૂષણ, વસ્ત્ર, સિંહાસન, ખંડપાટ, પિછવાઇ, નિજ મન્દિર, મણિકોઠા, તિબારી, ડોલતિબારી, રસોઇઘર, ફૂલઘર, શાકઘર, ભંડાર,

ચોક, સેવક, કીર્તનીઆ, પરિચારક આદિ સર્વ સેવા સમ્બન્ધી પદાર્થ અલૌકિક જાણવા એમને ભાવાત્મક જાણવા. એમાં લૌકિક બુદ્ધિ કરે તો મહા અપરાધ થાય. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે એવા અલૌકિક ભાવથી 'સેવા કરવી અને એ ભાવ મનમાં ગુપ્ત રાખવો. તે હવે આંગળના શ્લોકમાં કહે છે. (૧૩)

**मूलम्—यदस्माभिः पुरा प्रोक्तं तच्चित्ते स्थाप्यताम् सदा ।**
**न कुत्रापि च वक्तव्यं साम्प्रतं विमुखाजनाः ॥१४॥**

**શબ્દાર્થ:**—જે પૂર્વના શ્લોકમાં અમે કહ્યું છે તે ચિત્તમાં સદા સ્થાપન કરો; અને તે કાઈના આગળ પણ કહેશો નહિ કેમકે સાંપ્રતકાલમાં લોકો બહિર્મુખ થઇ ગયા છે. (૧૪)

**વિવેચન:**—હવે જો કોઇ પૂર્વપક્ષ કરે કે તમે જે સેવાસામગ્રી અલૌકિક બતાવી તે તમારી યુક્તિથી કહો છો કે કોઇ ગ્રન્થમાં છે? કે કોઇ પાસેથી એવું શ્રવણ કર્યું છે? તો આ શંકાના સમાધાનાર્થે શ્રીહરિરાયજી પોતાના નાનાભાઈ તથા અંગીકૃત સેવકોને કહે છે કે 'એ અમે મહાપુરૂષો પાસેથી શ્રીગોકુલનાથજી, શ્રીકલ્યાણરાયજી, આદિ સર્વ ભાવરસના અનુભવકર્ત્તાઓના શ્રીમુખથી શ્રવણ કર્યું છે. તેમજ શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજીમાં સર્વ ભાવ કથ્યા છે; તથા ગુપ્ત ગ્રન્થમાં શ્રીગુસાંઇજીએ સર્વ લીલા સામગ્રી અલૌકિક વર્ણવી છે. તેથી અમે તમને અતિસ્નેહથી કહીએ છીએ. આ વાર્તા તમારા ચિત્તમાં સ્થાપન કરશો, એને ભૂલથી લૌકિક ન ગણશો. તેમજ તમારા મનનો એ અલૌકિક ભાવ કોઇને પણ કહેશો નહિ. તમારા જે અંગીકૃત સેવકો હોય; જેનું હૃદય શુદ્ધ હોય, જેને શ્રીઆચાર્યજી તથા શ્રીગુસાંઇજીના ચરણકમલનો દઢ વિશ્વાસ હોય તેની સાથે મલીનેજ આ અલૌકિક પદાર્થનો વિચાર કર્તવ્ય છે. બીજા લૌકિક બુદ્ધિવાન્ વિમુખજનો પાસે અલૌકિક પદાર્થનો ભાવ ન કહેવો.'

**मूलम्—सांमुख्यबोधनं नैव जायते बाह्यधर्मतः ।**
**एकोऽपि दोषः सुदृढः सर्वं नाशयति ध्रुवम् ॥१५॥**

**શબ્દાર્થ:**—બાહ્યધર્મતઃ સન્મુખમાં બોધન થઇ શકતું નથી જો એક પણ દોષ સુદઢ હોય તો તે નક્કી સર્વસ્વનો નાશ કરે છે. (૧૫)

**વિવેચન:**—અલૌકિક પ્રકાર પુષ્ટિમાર્ગીય ભગવદીય વિના અન્ય આગળ કહેવાથી પોતાનો ધર્મ જાય છે; અને જો કદાચ્ કહેવાનો પ્રસંગ આવે તો તેમને જ્ઞાન, વૈરાગ્યનો પ્રકાર કહી દેવો, પણ અલૌકિકભાવપ્રકાર ન કહેવો. આપણા હૃદયના ધર્મનો જો બહાર પ્રકાશ કરીએ તો ધર્મરસ બહાર જતો

રહે–અર્થાત્ પ્રભુ હૃદયમાંથી જતા રહે. તેથી મુખ્ય ધર્મનો બહિ:પ્રકાશ સર્વથા ન કરવો, કારણકે અલૌકિકમાં લૌકિક બુદ્ધિ કરવારૂપ એક દોષ જીવમાં એવો દ્દઢ છે કે તે સર્વ ધર્મનો નિશ્ચય નાશ કરે. આ અલૌકિક પ્રકારમાં લૌકિક બુદ્ધિ કરવારૂપ દોષ પ્રાયશ:સર્વમાં છે. કોટ્યાનકોટિમાં કદાચ એકજ એવો ભાગ્યવાન્ હોય કે જેની અલૌકિક પદાર્થમાં અલૌકિક બુદ્ધિ થાય છે, અને તેવો જીવ સર્વ વસ્તુ લીલામય દેખે છે એટલે તેનાથી લૌકિક ક્રિયા કદાપિ બનતી નથી. અલૌકિકમાં લૌકિક બુદ્ધિવાન્‌ને અલૌકિક વસ્તુનો અનુભવ થતો નથી.

આ પ્રકારે પુષ્ટિમાર્ગમાં રહે, તો શ્રીઆચાર્યજીની કૃપાથી સ્વરૂપાનન્દનો અનુભવ થાય.

**मूलम्—अस्माभिरेवं लिखितं निरपेक्षैः स्वभावतः ।**
**स्नेहेन सर्वथा चित्ते धीयतां यदि रोचते ॥१६॥**

**શબ્દાર્થ:**—અમે સ્વભાવથી, નિરપેક્ષ થઇ, ઉપર્યુક્ત લખ્યું છે. જો તમને રૂચે તો સર્વથા ચિત્તમાં સ્નેહથી ધારણ કરો. (૧૬)

**વિવેચન:**—હવે શ્રીહરિરાયજી આ તૃતીય શિક્ષાપત્ર સમ્પૂર્ણ કરતાં પોતાના નાનાભાઈ શ્રીગોપેશ્વરજીને લખે છે કે " આ જે તમને લખ્યું છે તે તમે અમારા નાનાભાઈ થાઓ છો તે કારણથી નથી લખ્યું; તેમજ કોઈ લૌકિક સ્વાર્થભાવથી આ પત્ર લખ્યો નથી; પરન્તુ નિરપેક્ષભાવથી શ્રીમહાપ્રભુજીની નિધિ ગૃહમાં બિરાજે છે તે સેવાસામગ્રીમાં જો અલૌકિક ભાવ થાય તો આનન્દનો અનુભવ થાય તે ભાવથી લખ્યું છે. તેથી જો તમારા ચિત્તને રૂચે તો ઉપર્યુક્ત પ્રકાર નિશ્ચય ધારણ કરશો. કોઇની આગળ એ પ્રકાશ્ય નથી.

શ્રીઆચાર્યજીનો આ માર્ગ ભાવાત્મક, ગોપ્ય છે તેથી સ્નેહપૂર્વક ચિત્તમાં સર્વ ભાવ ધારણીય છે. (૧૬)

**इति श्रीहरिरायजीविरचितं तृतीयं शिक्षापत्रं सटीकं समाप्तम् ॥३॥**



# શિક્ષાપત્ર ૪ થું.

ઉદ્દેશઃ—આ ચતુર્થ શિક્ષાપત્રમાં ભાવનાનું નિરૂપણ કરે છે. ઉપર કહ્યું કે જે સત્સંગથી દુઃસંગનો ત્યાગ કરે તેના હૃદયમાં ભગવાન્ પધારે. આ ભગવાન્ શ્રીકૃષ્ણ વિરૂદ્ધધર્માશ્રય છે. તેના સ્વરૂપના જ્ઞાનનું સિદ્ધાન્તપૂર્વક આ પત્રથી નિરૂપણ કરે છે.

**મૂલમ્—प्रभोर्धर्माः श्रुतौ प्रोक्तास्तथा भागवतेऽपि च ।**
**अप्राकृताः स्वरूपैकनिष्ठा भिन्ना न रूपतः ॥१॥**

શબ્દાર્થઃ—શ્રુતિમાં તથા ભાગવતમાં પ્રભુના ધર્મો અપ્રાકૃત (માયાના સમ્બન્ધથી રહિત) અને એક સ્વરૂપમાં સ્થિત (સ્વરૂપથી ભિન્ન નહિ એવા) કથ્યા છે.

વિવેચનઃ—શ્રુતિ તથા શ્રીમદ્ ભાગવત્ બન્નેના વચનને પ્રમાણ જાણવા જેના હૃદયમાં શ્રુતિ તથા શ્રી ભાગવતના વચન પ્રમાણ તરીકે રૂઢ થતા નથી. તેને આસુરી પ્રકૃતિનો જાણવો; અને હૃદયમાં એ વચનો પ્રમાણ રીતે સ્ફૂરે છે. તેને શુદ્ધ દૈવી જીવ જાણવો. હવે શ્રુતિમાં તથા શ્રીભાગવતમાં પ્રભુના સર્વધર્મ સવિસ્તર દર્શાવ્યા છે. હવે શ્રુતિઓ તથા શ્રીમદ્‌ભાગવત પણ ભગવાનના—શ્રી ઠાકોરજીના—સ્વરૂપને અપ્રાકૃત કહે છે. પ્રાકૃત અને અપ્રાકૃતમાં આ ભેદ છે કે "અપ્રાકૃત (વસ્તુ) સદા એકરસ, કેવલ આનન્દમય છે, લૌકિક માયાના ગુણના પ્રવેશરહિત છે; અને પ્રાકૃત (વસ્તુ) માયાજન્ય છે, માયાકૃત ગુણ કામ, ક્રોધ, મદ, મત્સર, સુખ દુઃખ સર્વ તેમાં લાગી રહ્યા છે. આ ગુણ કાલાનુસાર પ્રકટ થાય છે. આને પ્રાકૃત સમજવું.

પ્રભુનું સ્વરૂપ અપ્રાકૃત જાણવું. એ અપ્રાકૃત સ્વરૂપ જણાયલું ત્યારેજ કહેવાય કે જ્યારે જીવની નિષ્ઠા પ્રભુના સ્વરૂપ અને નામમાં દૃઢ થાય, જ્યારે જીવ શ્રીઠાકોરજીની લીલાસમ્બન્ધી કીર્તન વિના રહેજ નહિ. જ્યારે શ્રીઠાકોરજી સમ્બન્ધી ધર્મમાં સકલ દેહ ઇન્દ્રિય તથા મન લાગી રહે, ત્યારે જાણવું કે પ્રભુએ કૃપા કરી છે. (૧)

**મૂલમ્—कर्तृत्व[illegible]धारत्व[illegible]काः ।**
**व्यापकत्वविरुद्धात्मध[illegible]ख्याः श्रुतिरूपिताः ॥२॥**

શબ્દાર્થઃ—કર્તૃત્વ ( કરવાપણું ), સર્વરૂપપણું, સર્વાધારપણું આ મુખ્ય ધર્મો છે, અને વ્યાપકત્વ અને વિરૂદ્ધધર્માશ્રયત્વ આદિ સર્વ ધર્મો શ્રુતિમાં નિરૂપણ કર્યા છે.

વિવેચનઃ—શ્રુતિ અને શ્રીભાગવત પ્રભુને અપ્રાકૃત ક્રિયારૂપ કહે છે. પોતાના ભક્તોના સુખદાનાર્થે પ્રભુ ઇચ્છિત રૂપ ધરી લે છે. એવું વર્ણન શ્રી ભાગવતમાં પ્રસિદ્ધ છે. જ્યારે હિરણ્યકશિપુએ પ્રલ્હાદજીને બહુ દુઃખ આપ્યું ત્યારે પ્રભુએ શ્રીનૃસિંહરૂપ ધરી હિરણ્યકશિપુને માર્યો અને પ્રલ્હાદજીની રક્ષા કરી. શ્રીયશોદાજીને મુખ્ય બાલભાવ પ્રભુ વિષે છે. તો પ્રભુ તેના બાલક થઈ પારણામાં ઝૂલે છે.

વ્રજભક્તોને પ્રભુ વિષે પ્રપત્તિભાવ છે, તેથી તેમને રતિદાન, માનમોચનાદિકથી સન્તોષ આપે છે. પ્રભુ એક કાલાવચ્છિન્ન (એક કાલથી અવચ્છિન્ન વિશેષિત થઇને પણ) થઇને પણ સર્વ લીલા (સર્વ કાળની લીલા) કરે છે. કારણકે પ્રભુ શ્રીકૃષ્ણ જે સર્વના આધારરૂપ છે તે સર્વ સામર્થ્યયુક્ત છે. એમનું સામર્થ્ય कर्तुम् (કરવાનું), अकर्तुम् [ ન કરવાનું ], अन्यथा कर्तुम् કરેલાને ઉલટી રીતે કરવાનું-આવું વિચિત્ર સામર્થ્ય પ્રભુનું છે. પ્રભુ સર્વવ્યાપક પણ છે. સર્વ સ્થલે શ્રીકૃષ્ણની સત્તા (અસ્તિત્વ) છે-અને સર્વથી ન્યારા ભિન્ન પણ છે. આનું નામજ " સર્વમાં હોવું અને સર્વથી ભિન્ન હોવું એજ વિરૂદ્ધ ધર્માશ્રયત્વ-વિરૂદ્ધધર્મોના આશ્રય હોવાપણું-કહેવાય છે. આ પ્રમરે વેદ, પુરાણ અને શ્રીભાગવત, ભગવાનનું અલૌકિકરૂપ નિરૂપે છે [વર્ણવે છે.]

मूलम्—ऐश्वर्याद्या अन्तरङ्गधर्मा भागवते तथा ।
तऽपि स्वरूपभेदेन मर्यादापुष्टिभेदतः ॥३॥
सर्वेऽपिच विभिद्यन्त इति श्रीमत्प्रभोर्वचः ।
अतोऽत्रपुष्टिमार्गीयमन्तरंगं विशेषतः ॥४॥

શબ્દાર્થઃ—તથા ભાગવતમાં ઐશ્વર્ય વગેરે અન્તરંગ ધર્મોનું નિરૂપણ કર્યું છે, અને તે પણ મર્યાદા અને પુષ્ટિના સ્વરૂપ ભેદાનુસારજ કર્યું છે. સર્વ ધર્મો મર્યાદા અને પુષ્ટિના સ્વરૂપના ભેદને લીધે ભિન્ન થયા છે. તેથી અત્ર પુષ્ટિમાર્ગીય (ધર્મો) વિશેષતઃ અન્તરંગ ( નિકટના ) છે. (૩-૪)

દ્વિતીય શ્લોકમાં શ્રુતિનિરૂપિત ધર્મો દર્શાવ્યા. હવે ભાગવતનિરૂપિત ધર્મો બતાવે છે. અને તે ધર્મોમાં પણ પુષ્ટિમાર્ગીય ધર્માચાર એજ વિશેષ અન્તરંગ ધર્મ છે એમ દર્શાવે છે.

વિવેચનઃ—શ્રુતિ અને ભાગવત (મર્યાદા અને પુષ્ટિ એમ) બન્ને ભાવનું સ્વરૂપ કહે છે. સર્વાધારરૂપ, સર્વ વ્યાપક, ઐશ્વર્યવાન્ પ્રભુ છે એમ સમજી એમનું ભજન કરવું એ મર્યાદા ભક્તિ કહેવાય છે. શ્રુતિ પ્રભુને નેતિ નેતિ કહે છે; બ્રહ્મા, શિવ, શેષાદિક ઐશ્વર્ય ભાવથી ભગવાનનું ભજન કરે છે તેથી તેઓ મર્યાદા ભક્ત કહેવાય છે. પ્રભુના અન્તરંગ ભક્તો નન્દ, યશોદા, વ્રજભક્તાદિક સ્નેહભાવથી પ્રભુનું ભજન કરે છે તેથી તેઓ પુષ્ટિભક્ત કહેવાય છે. શ્રીઠાકોરજી એક છતાં ભક્તોના ભાવાનુસાર ભિન્ન ભિન્ન રૂપે ભાસે છે. જ્યારે અક્રૂરજી શ્રીઠાકોરજીને મથુરા પધરાવી ગયા ત્યારે જેને જેવો ભાવ, તે પ્રમાણે તેને તેવાં દર્શન થયાં. કંસને પ્રભુ વિષે વેરભાવ હતો તેથી તેને પ્રભુનું કાલરૂપે દર્શન થયું, યોગિજનને પ્રભુનું પરમતત્ત્વરૂપે દર્શન થયું, મથુરાવાસી ભક્તસ્ત્રીજનોને પ્રભુ પરમકોમલ સુકુમાર રૂપે દેખાયા, એમ શ્રી ભાગવતમાં કહ્યું છે. સાર એ છે કે જ્યાં ભક્તોને જેવો ભાવ ત્યાં પ્રભુ તેને તેવાં દર્શન આપે છે. મર્યાદા ભક્તો ઐશ્વર્યભાવથી પ્રભુનું આરાધન કરે છે. તેઓ એમ સમજે છે કે પ્રભુ કોટિ બ્રહ્માણ્ડના કર્ત્તા છે, પાલન કરનારા છે, સંહાર કરનારા છે તેથી એમને ભૂખ પ્યાસ ન હોય. એવા ઐશ્વર્યયુક્ત પ્રભુને અમે શું આપવાના હતા? પ્રભુ તો અમારી રક્ષા કરે છે. એવા ભક્તો પાસે પ્રભુ કંઇ માગતા નથી. પરન્તુ જે પુષ્ટિભક્તો નન્દ, યશોદા, વ્રજભક્તાદિક છે તેઓ તો સ્નેહભાવયુક્ત છે. તેઓ સ્નેહભાવથી એક ક્ષણમાં એમ ભાવના કરે છે કે "પ્રભુ ભૂખ્યા તો નહિ હશે!" વલી બીજી ક્ષણમાં એમ ધારે છે કે "પ્રભુને શીત અથવા ઉષ્ણતા તો નહિ લાગે!" એવા પુષ્ટિભક્તો પાસે શ્રીઠાકોરજી ઇચ્છા દર્શાવીને પણ સામગ્રીનો અંગીકાર કરે છે. શ્રી ભાગવતમાં એવું પ્રસિદ્ધ નિરૂપણ છે. ઐશ્વર્યભાવમાં મર્યાદા રીતિ છે. સ્નેહભાવમાં પુષ્ટિ રીતિ છે. આ બે પ્રસિદ્ધ માર્ગના સ્વરૂપ ભેદાનુસાર રસાનુભવ પણ ભિન્ન ભિન્ન છે. (૩)

શાસ્ત્ર, પુરાણ, અને શ્રી ભાગવતાદિ ગ્રન્થોમાં પ્રભુને સર્વવ્યાપી કહ્યા છે. શ્રીસુબોધિનીજી આદિ ગ્રન્થમાં શ્રી આચાર્યજીએ પણ પ્રભુને સર્વવ્યાપક કહ્યા છે; પરન્તુ અન્તરંગ પુષ્ટિમાર્ગીય ભક્તોનો ભાવ સર્વોપરિ છે; કારણ કે જ્ઞાની, તથા મર્યાદા ભક્ત ભગવાનને સર્વવ્યાપક સમજી ભજન કરે છે, તેમને સ્વરૂપાનન્દનો અનુભવ થતો નથી, તેઓ કેવલ મોક્ષના અધિકારી છે; અને જે પુષ્ટિમાર્ગીય ભક્તો છે તેઓ શ્રી ઠાકોરજીના અન્તરંગ છે, તેઓ સદા સેવા, શૃંગાર, ભોગાદિ કરી સ્વરૂપાનન્દ અનુભવે છે. એટલે શ્રીઠાકોરજી એમનાથી એક ક્ષણ પણ ન્યારા રહેતા નથી. આ પ્રકારે પુષ્ટિભક્તિ વિશેષે કરીને સર્વોપરિ છે.

मूलम्ः-विरुद्धधर्माश्रयत्वं स्वःखाय विचारयेत् ।
प्रभुः कुमार एवास्ति व्रजे मातृपदाङ्कगः ॥५॥
श्रीभागवतवाक्येन कौमारं जहतु व्रजे।
व्याख्यातं च तथैवाऽस्मदाचार्यैं र्विवृतावपि ॥६॥

**શબ્દાર્થઃ**—આપણા સુખાર્થે પ્રભુમાં વિરૂદ્ધધર્માશ્રયત્વનો ( પ્રભુ વિરૂદ્ધ ધર્મોના આશ્રય છે એમ ) વિચાર કરવો. શ્રીભાગવતનું વાક્ય છે કે "कौमारं जहतु व्रजे" "બન્ને ભાઇઓએ પોતાની કુમારાવસ્થા વ્રજમાં પસાર કરી." એ વાક્ય પ્રમાણે જે પ્રભુ છે તેજ વ્રજમાં **માતૃપદાઙ્કગ**-શ્રીયશોદા માતાના ખોળામાં વિરાજેલા બાલક-**કુમાર** છે; અને આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ પણ એમજ નિરૂપણ કર્યું છે.

વિરૂદ્ધધર્માશ્રયત્વ=વિરૂદ્ધ ધર્મોના આશ્રય હોવું તે. પ્રભુ એવા અલૌકિક છે કે વિરૂદ્ધ ધર્મો જે અન્ય (જીવોમાં) યુગપત્-એકી વખતે રહી શકતા નથી, તે પ્રભુમાં એકી વખતે રહી શકે છે. જેમકે 'अपाणिपादो जवनो ग्रहीता' અર્થ-જેને હાથ નથી, પગ નથી (છતાં) વેગથી દોડે છે અને જે વેગથી વસ્તુનું ગ્રહણ કરે છે. પ્રભુ **અન્તઃ** પણ છે અને **બહાર** પણ છે. પ્રભુ અણુમાં અણુ છે અને મહાન્‌માં **મહાન્** છે. **પ્રભુ** છે છતાં **કુમાર** છે. પ્રભુ શ્રીકૃષ્ણ ત્રણ લોકના-સર્વ બ્રહ્માણ્ડના **પ્રભુ** છે છતાં વ્રજમાં એક નાના સરખા **કુમાર** છે. એમ એકી વખતે પ્રભુ **કુમાર-અનાથ** પણ છે અને **ત્રણ ભુવનના નાથ** પણ છે. પ્રભુમાં વિરૂધ્ધ ધર્મો એકી વખતે રહી શકે છે એજ એમનું અલૌકિકપણું સિધ્ધ કરી આપે છે. આ વિરૂધ્ધધર્માશ્રયત્વનું હવે વિશેષ નિરૂપણ અગ્ર શ્લોકમાં કરશે.

**વિવેચનઃ**—વૈષ્ણવનો મુખ્ય ધર્મ એજ છે કે પોતાના હૃદયમાં 'પ્રભુનું સ્વરૂપ વિરૂદ્ધધર્મોના આશ્રય યુક્ત છે' એમ વિચાર કરવો. જ્યાં સુધી ભક્તને પ્રભુના વિરૂદ્ધધર્માશ્રયત્વનું જ્ઞાન ન થાય ત્યાં સુધી પ્રભુની લીલામાં ભક્તિબીજનો નાશ કરનારી અસમ્ભાવના અને વિપરીત ભાવના થાય છે. પ્રભુનું વિરૂદ્ધ ધર્માશ્રયત્વ ( પ્રભુ વિરૂદ્ધ ધર્મોના આશ્રય છે એ વાત ) ન સમજવાથી 'પ્રભુમાં આ તો ન સમ્ભવે' એવી બુદ્ધિ ઉદ્ભવે છે. દૃષ્ટાન્તમાં પ્રભુની દામોદર લીલાના પ્રસંગમાં શ્રીયશોદાજીએ પ્રભુને બાંધવા દામણુ (દોરડાં) ને દોરડાથી સાંધ્યા તો પણ તે દોરડા પ્રભુને બાંધવા પૂરતા થયા નહિ. પ્રત્યેક સમય દોરડું બે આંગુલિ સમાન ઘટતું ને ઘટતુંજ રહ્યું. ત્યાં કોઇને એમ શંકા થાય કે 'પ્રભુની કટિ (કેડ) તો નાની સરખી છે છતાં એમ દોરડાથી ન બન્ધાય એ કેમ સમ્ભવે ?' એ પ્રકારની શંકાને અસમ્ભાવના દોષ કહે છે. વળી 'પ્રભુ તે

માખણ અર્થે કેમ રૂદન કરે ? માનાદિક લીલામાં પ્રભુ એવું દૈન્ય કેમ દર્શાવે છે ?' આ પ્રકારની દોષબુદ્ધિને વિપરીત ભાવના કહે છે. આ રીતની દોષબુદ્ધિ ત્યારેજ જાય કે જ્યારે વૈષ્ણવ શ્રીઠાકોરજી વિરૂદ્ધ ધર્મના આશ્રય છે એમ સમજે ત્યારે. [ શ્રીઠાકોરજી કુમારરૂપે વ્રજમાં નાના બાલક સમાન પરિચ્છિન્ન છે છતાં તેજ સમયે પોતે ત્રણ ભુવનમાં વ્યાપી રહ્યા છે. ] શ્રીઠાકોરજી પાંચ વર્ષના પરમ સુન્દર બાલક થઈ શ્રીયશોદાજીના અંગમાં વિરાજે છે, છતાં ભક્તોને સર્વ લીલાનો અનુભવ કરાવે છે. [ જે બાલક હોય તે તો કેવળ બાલલીલાજ કરી શકે છે તેનાથી પૌગણ્ડ તથા ઉચ્ચ વયના પુરૂષને યોગ્ય લીલા થઈ શકતી નથી. છતાં પ્રભુ એવા અલૌકિક છે કે વ્રજમાં પોતે બાલક છે છતાં બાલલીલા કરવા ઉપરાન્ત અન્ય સર્વ લીલા–રાસાદિક લીલા, ગોવર્ધનોદ્ધારણ લીલા ઈત્યાદિક ઉચ્ચ વયને યોગ્ય લીલા કરે છે. ] પ્રભુની સર્વ લીલા નિત્ય છે, આનન્દરૂપ છે. જેમ પ્રભુ આનન્દરૂપ છે, નિત્ય છે તેમ એમની લીલા પણ આનન્દરૂપ તથા નિત્ય છે. એમ જો વૈષ્ણવ સમજે તોજ એની દોષબુદ્ધિનો નાશ થાય છે. [૫]

એ નિત્યલીલા શ્રીભાગવતમાં 'कौमारं जहतु व्रजे' એ વાક્યમાં સિદ્ધ કરી છે. 'कौमारं जहतु व्रजे' એ વાક્યનો અર્થ 'કુમાર અવસ્થાને રાખી રહેતા હતા એવા' એવો થાય છે. મનુષ્યનું બાલપણ એક વખત ગયા પછી પાછું આવતું નથી. ( પણ શ્રીઠાકોરજીને સર્વ સિદ્ધ છે. એમની સર્વ અવસ્થાની સર્વ લીલા સિદ્ધ છે, નિત્ય છે. ) શ્રીઠાકોરજી બાલ્યાવસ્થામાં પણ કિશોરાવસ્થાની લીલા કરી બતાવે છે, અને કિશોરાવસ્થામાં પણ બાલ્યાવસ્થાની ક્રીડા કરી શકે છે. ( અન્ય પ્રાકૃત જીવ તે તે અવસ્થામાં તે તે અવસ્થાનાં જ કાર્યો કરી શકે છે. અન્યાવસ્થામાં અન્ય કોઇ અવસ્થાના કાર્યો કરી શકતો નથી. પણ પ્રભુ એવા અલૌકિક છે, એવા અચિન્ત્ય સામર્થ્યવાન્ છે કે ગમે તે અવસ્થામાં ગમે તે અવસ્થાના કાર્યો કરી શકે છે. )

શ્રીભાગવતમાં 'कौमारं जहतु व्रजे' 'કુમારાવસ્થા વ્રજમાં રાખી રહેતા એવા' એમ શુકે કહેલા શ્લોકના વ્યાખ્યાનમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નિબન્ધ તથા શ્રીસુબોધિનીજી નામના ગ્રન્થમાં સમાર્થ[૧] વિવેચન કરી, સ્થલે સ્થલે નિત્ય લીલા પ્રતિપાદિત કરે છે. વળી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ જે સેવા પ્રકટ કરી છે તેમાં પણ વર્ષાવર્ષ જન્માષ્ટમી, દાન, રાસ, હોલી, ફૂલ મણ્ડલી, હિંડોળાદિમાં સર્વ નિત્યલીલાનો સાક્ષાત્ અનુભવ થાય છે. તેથી વૈષ્ણવે નિત્યલીલાનો અભિપ્રાય સમજી સદા સ્મરણ ભજન કરવું. [ ૫. ૬ ]

૧શ્રીઆચાર્યચરણે શ્રીભાગવતના અર્થની એકતા સાત રીતિએ કરી છે. શ્રીસુબોધિનીજીમાં વાક્યાર્થ, પદાર્થ અને અક્ષરાર્થ કર્યો છે, અને નિબન્ધમાં શાસ્ત્રાર્થ, સ્કન્ધાર્થ, પ્રકરણાર્થ અને અધ્યાયાર્થ કર્યો છે. એમ સાત પ્રકારે અર્થની એકતાને સમાર્થ વિવેચન કરે છે. "शास्त्रे स्कन्धे प्रकरणेऽध्याये वाक्ये पदेऽक्षरे । एकार्थं सप्तधा जावन्" શાસ્ત્ર, સ્કન્ધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય, પદ, અને અક્ષરમાં એમ સાત પ્રકારે એકાર્થતા શ્રીભાગવતની શ્રીઆચાર્યજીએ કરી છે.

मूलम्ः—व्रज एव कुमारश्च कुमारीभावविद्धरिः ।
एकादशसमास्तत्र गूढार्चिः सबलोऽवसत् ॥ ७ ॥
एतद्वाक्यं मिश्ररुपं कुमारः केवलोहरिः ।
सामग्र्यपि तथैवास्ति यतो गोप्यःकुमारिकाः ॥ ८ ॥

શબ્દાર્થ:—કુમારિકાઓના ભાવને જાણવાવાળા હરિ વ્રજમાંજ કુમાર છે. અને [ શ્રીભાગવતના તૃતીય સ્કન્ધના દ્વિતીય અધ્યાયના છત્રીસમા શ્લોકમાં લખ્યું છે કે 'एकादशसमास्तत्र गूढार्चिः सबलोऽवसत्' અર્થ 'ત્યાં એટલે વ્રજમાં શ્રીબલદેવજી સહિત, ગૂઢ પ્રતાપવાન્ શ્રીહરિ અગીઆર વર્ષ રહ્યા.' (૭) એ વાક્ય મિશ્રરૂપ છે. હરિ તો કેવળ કુમાર રૂપજ છે. સામગ્રી પણ તેવીજ છે. તેથી ગોપીઓ પણ કુમારિકાઓ છે.

પ્રભુ ભાવાત્મક અથવા રસાત્મક છે. અસમ્ભાવના અને વિપરીત ભાવનારૂપ દોષથી રહિત—એવા હૃદયથીજ ભગવદ્ભાવ સ્થિતિ કરી શકે તથા વૃદ્ધિ પામી શકે છે. નહિ તો ભગવદ્વિમુખ થઇ જવાય છે—એમ પ્રતિપાદન હવે કરે છે.

વિવેચનઃ—વાક્ય મિશ્રરૂપ છે એમ કહેવાનું તાત્પર્ય એટલુંજ છે. શ્રુતિમાં વ્યાપકરૂપ તથા ઐશ્વર્ય જ્ઞાનાદિ ધર્મસહિત સ્વરૂપનું નિરૂપણ છે. દશમ સ્કન્ધમાં 'कौमारं जहतु व्रजे' એ વાક્ય પ્રમાણે કુમારાવસ્થા વ્રજમાં રાખી એમ નિરૂપણ કર્યું છે. તેમજ તૃતીય સ્કન્ધના 'एकादशसमास्तत्रगूढार्चिः सबलोऽवसत्' વાક્યાનુસાર 'અગિઆર વર્ષ ગૂઢ પ્રતાપવાન્ પ્રભુ બલદેવજી સહિત વ્રજમાં વસ્યા. આ રીતે એક વાક્યમાં વ્યાપક તથા બીજા વાક્યમાં કૌમાર તથા ત્રીજામાં પૌગણ્ડ વા કિશોર અવસ્થારૂપ મિશ્ર પ્રતિપાદન છે. પણ વસ્તુતઃ હરિ કેવલ કુમાર રૂપજ છે. કારણકે વ્રજભક્તો ( ઋષિરૂપા ) કુમારિકા છે અને સામગ્રી પણ તેવીજ છે. વ્રજમાં પ્રભુ કુમાર છે કારણકે કુમારી સોળ હજાર અગ્નિ કુમારિકાઓ પાંચ પાંચ વર્ષની છે. અને એમની ભાવનીય ભાવનામાં પ્રભુ પાંચ વર્ષના છે, કારણકે રસશાસ્ત્રમાં એમ કહ્યું છે કે 'જેવો ભાવ

સ્ત્રીનો હોય તેવોજ પતિ થાય, તો રસ વિશેષ થાય;' તેથી પ્રભુ કુમારરૂપ ધારણ કરી કુમારિકાના ભાવની વૃદ્ધિ કરે છે. વ્રજમાં નિરન્તર અગિઆર વર્ષની લીલા છે. તેમાં બાલલીલાથીજ પૌગણ્ડ કિશોરાદિ સર્વ અવસ્થાની લીલાઓ બાલલીલાથીજ કરે છે. ગૂઢભાવ પ્રકટ થાય તો રસ જતો રહે' તેથી કુમારિકાઓએ, વ્રજમાં શ્રીનન્દ યશોદાજી આદિ કોઇ ન જાણે એમ ગૂઢ ભાવથી કાત્યાયની દેવીનું અર્ચન કર્યું છે. એ પ્રમાણે એમણે શ્રીઠાકોરજીને વશ્ય કર્યા. કુમારિકાનો ગૂઢ ભાવ જાણી, પ્રભુએ એમનાં ચીરહરણથી સર્વાંગ દર્શન કરી, એમને અલૌકિક દેહ સમ્પાદન કરી આપી, એમના વસ્ત્રો પણ અલૌકિક કરી આપ્યાં અને વરદાન આપ્યું કે 'તમારો મનોરથ શરદ્ ઋતુમાં રાસ કરી પૂર્ણ કરીશું !' તે રાસમાં પ્રભુએ કુમારની અગીઆર વર્ષની કિશોર વય ધારણ કરી કુમારિકાઓના જેવા જેવા મનોરથ હતા તેવા તેવા સર્વ પરિપૂર્ણ કર્યા. કુમારિકાઓએ આ પ્રકારે ગૂઢ ભાવથી પ્રભુને વશ્ય કર્યા. (૭) આ પ્રકારે બે વાક્યથી બે પ્રકારનો ભાવ સિદ્ધ થાય છે. શ્રુતિવાક્યથી ઐશ્વર્ય ભાવ તથા શ્રીભાગવતના વાક્યથી કુમારભાવ—એ બન્ને ભાવ મિશ્રતરૂપે પ્રભુમાં છે. કુમારિકાના ભાવથી પ્રભુ કેવલ કુમારરૂપ છે. યદ્યપિ પ્રભુની સ્થિતિ સર્વત્ર છે—પ્રભુના વ્યાપક ધર્મ ઐશ્વર્ય જ્ઞાનાદિક વિચારતાં મર્યાદા માર્ગોક્ત પ્રભુ સર્વત્ર છે—તથાપિ રસરૂપ પ્રભુ ગોપ કુમારિકાની પાસેજ છે, કુમારિકાના ભાવ વિના રસરૂપ પ્રભુ ત્યાં ( મર્યાદા માર્ગમાં ) નથી, કારણકે ભાવાત્મક રસરૂપ પ્રભુ પાત્ર વિના અન્ય સ્થળે સ્થિતિ કરતા નથી. ભાવરૂપ પાત્ર કુમારિકાજ છે તેથી કુમારિકાની પાસેજ ભાવાત્મક પ્રભુ સ્થિતિ કરે છે. (૮)

ક્વચિત્ 'कुमारींचाभवद्धरिः' એવો પાઠ પણ ઉપલબ્ધ થાય છે, ત્યાં અર્થ 'કુમારીરૂપ અને કુમારરૂપ પણ હરિજ થયા છે' સર્વ કંઇ ભગવદ્રૂપ છે એવા ભાવથી થાય છે.

## मूलम्:— एवं सतीदृशेरूपे रासलीलादिरूपणम् ।
## विरुद्धधर्माश्रयत्वबोधायैव हि युज्यते ॥९॥

**શબ્દાર્થ:**—જ્યારે એવા મિશ્રરૂપમાં—એટલે વ્યાપક, કુમાર, કિશોર, પૌગણ્ડાદિ રૂપમાં—રાસલીલાદિકનું વર્ણન કર્યું છે તે વિરૂદ્ધ ધર્માશ્રયત્વનો બોધ થવાને અર્થેજ યોજેલું છે. (૯)

"પ્રભુમાં વિરૂદ્ધધર્માશ્રયત્વ જે સિદ્ધ કર્યું છે તે સપ્રયોજન છે એમ હવે બતાવે છે."

કુમારાવસ્થામાં રાસલીલા જેવું કર્મ અન્ય કોઇથી થઈ શકે નહિ, છતાં પ્રભુએ તેમ કર્યું એમ કહેવામાંજ એવો સાર નીકળે છે કે પ્રભુની લીલા અગાધ છે—વિરૂદ્ધધર્માશ્રય યુક્ત છે. પ્રભુ કુમાર છે, છતાં પુરૂષ યોગ્ય લીલા કરે છે.

**વિવેચનઃ**—રાસલીલામાં એવું વર્ણન છે કે "રસાત્મક પ્રભુ કુમારિકાઓની પાસેજ છે. પ્રભુએ વેણુ બજાવી, સર્વ વ્રજભક્તોને બોલાવ્યા પછી શ્રીઠાકોરજીએ સર્વ વ્રજભક્તો સહિત રમણ કર્યું તેથી તે સર્વને સૌભાગ્યમદ ઉત્પન્ન થયો, પણ એક ગુણાતીત અગ્નિકુમારિકાને એ મદ ન થયો. તો શ્રીઠાકોરજી અન્ય સર્વથી અન્તર્હિત થઈ એ ગુણાતીત કુમારિકાને લઈ પધાર્યા. પછી જ્યારે એ કુમારિકાને પણ સૌભાગ્યમદ થયો ત્યારે પ્રભુ ત્યાંથી પણ અન્તર્ધાન થઈ એ ગુણાતીત ભક્તના હૃદયમાં પધાર્યા; કેમકે જો પ્રભુ એ ભક્તના હૃદયમાં પણ ન પધારે તો એક ક્ષણમાં ભક્તને દશમી અવસ્થા (મૃત્યુ) પ્રાપ્ત થાય. જ્યારે એ ગુણાતીત કુમારિકાને પ્રભુનું બહિર્ પ્રકટ દર્શન ન થયું તેજ ક્ષણે તે મૂર્છિત થઇ પડી. પ્રભુએ બન્ને ભુજાથી તેને પડતી ઉઠાવી લીધી ત્યારે તે ભક્ત ગોપીજને ઉચ્ચાર કર્યો કેઃ—

**'हा नाथ रमणप्रेष्ठ क्वाऽसि क्वाऽसि महाभुज।**
**दास्यास्ते कृपणाया मे सखेदर्शय सन्निधिम् ॥**

હે નાથ ! હે રમણ ! હે પ્રિય ! તમે ક્યાં છો ! કયાં છો ! હે મહાભુજાવાળા ! હેસખા ! આ તમારી દીન દાસીને–મને આપની સન્નિધિ બતાવો ! આમ ઉચ્ચાર કરી જેવી તે ભૂમિ ઉપર પડતી હતી કે તરતજ પ્રભુએ તેને પોતાની મહાભુજાથી ઉઠાવીને રક્ષા કરી. આમ પ્રભુ ભક્તોને દશમી અવસ્થાને પ્રાપ્ત કરતાં–મૃત્યુ શરણ થતાં–અટકાવે છે. અને તેથીજ ભગવાન્ સદા ભક્તની પાસે જ રહે છે. જ્યારે પ્રભુ પાસેજ છે તો ભક્તો એમ ઇચ્છે છે કે 'તમે દર્શન શા માટે આપતા નથી ?' આમ પ્રત્યેક વ્રજભક્તને અનુભવ થવાથી–પ્રભુ દર્શન આપતા નથી એવું ભાન થવાથી–તેઓએ એકત્ર થઈ પુનઃ શ્રીયમુનાજીના પુલિનપર જઈ પ્રભુનું ગુણગાન કર્યું, ત્યાર પછી પોતાના સર્વ પ્રયાસો પ્રભુ દર્શનાર્થ નિષ્ફલ થયા એમ વિચારી નિઃસાધન થઈ તેઓએ રૂદન કર્યું ત્યારેજ પ્રભુ ભીતરમાંથી–તેમના હૃદયમાંથી બહિર્ પ્રકટયા. આ પ્રકારનું જે વર્ણન રાસલીલામાં છે તેનો સાર એવો છે કે રસાત્મક પ્રભુ વ્રજકુમારિકાની પાસેજ છે છતાં તેજ સમયે પોતાના ઐશ્વર્યધર્મથી સર્વત્ર વ્યાપક પણ છેજ. પ્રભુમાં વિરૂદ્ધસર્વધર્માશ્રયત્વનું સ્થાપન કરવાને આ પ્રકારનું વર્ણન કરેલું છે. તેથી વૈષ્ણવે પ્રભુ વિરૂદ્ધસર્વધર્મના આશ્રય છે એવું જ્ઞાન સદા પ્રાપ્ત કરવું. (૯)

**मूलम्ः–इदं हि पुष्टिमार्गीयं तदेव ज्ञायते बुधैः।**
**गीतगोविन्दाऽऽद्यपद्येऽप्येतदेव निरूप्यते॥१०॥**

**શબ્દાર્થઃ**—નિશ્ચય પ્રભુ વિરૂદ્ધધર્મોના આશ્રય છે એ તત્ત્વજ પુષ્ટિમાર્ગીય તત્ત્વ છે. અને પણ્ડિતો એનુંજ જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરે છે. આ તત્ત્વનુંજ ગીતગોવિન્દ નામના કાવ્યના પ્રથમપદ્યમાં નિરૂપણ કર્યું છે. (૧૦)

**વિવેચનઃ**—'કુમારિકાની પાસેજ પ્રભુ શા માટે વિરાજે છે' એવો પ્રશ્ન ઉદ્ભવે તો ત્યાં કહે છે કે 'કુમારિકાઓ પુષ્ટિમાર્ગીય છે. જ્યારે કુમારિકાના સમાન ધર્મો આપણામાં આવે ત્યારે સમજવું કે 'પુષ્ટિમાર્ગીય ધર્મ આપણામાં આવ્યો.' આ ધર્મો અતિ દુર્લભ છે. તેથી અહર્નિશ કુમારિકાના ભાવની ભાવના મનમાં કરવી. શ્રીઆચાર્યજીના પુષ્ટિમાર્ગમાં કુમારિકાના ભાવથી સેવા કરવાની છે. શ્રીઆચાર્યજી અને શ્રીગુસાંઈજીના ચરણ કમલનો આશ્રય કરી એમનો અને પોતાનો સમ્બન્ધ પિતા પુત્ર ભાવે સમજી, એમના દર્શાવેલા કુમારિકાના ભાવથી પ્રભુની સેવા કરવી. ગીતગોવિન્દ નામના કાવ્યમાં જયદેવ કવિએ માનાદિક વિહારાદિ સર્વ લીલા કુમારિકાના ભાવથી વર્ણવી છે. એ કાવ્યની અષ્ટપદીઓમાં પ્રથમ શ્લોકમાં શ્રીનન્દરાયજીનાં વચન પ્રભુની કુમારાવસ્થા સૂચવે છે અને તેજ શ્લોકમાં શ્રીસ્વામિનીજીના સંગમાં પ્રભુએ કરેલી ક્રીડા પણ સૂચવાય છે. આ પ્રકારે જે શ્રીકૃષ્ણ પ્રભુ છે—ઐશ્વર્યાદિ સર્વ ધર્મયુક્ત હોઈ સ્વતન્ત્ર છે—તેજ શ્રીકૃષ્ણ વ્રજભક્ત કુમારિકાઓને પરવશ છે. રસશાસ્ત્રના અનેક ગ્રન્થોમાં—ગીતગોવિન્દાદિમાં આ પ્રકાર સૂચવ્યો છે.

मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमैर्नक्तं
भीरुरयं त्वमेव तदिमं राधेगृहं प्रापय।
इत्थं नन्दनिदेशतश्चलितयोः प्रत्यध्वकुञ्जद्रुमं
राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहः केलयः॥

( ગીતગોવિન્દ—પ્રથમ શ્લોક. )

**અર્થઃ**—'હે રાધે ! આકાશ મેઘથી વ્યાપ્ત છે. તમાલ વૃક્ષોથી વનભૂમિઓ શ્યામ જણાય છે. રાત્રે આ કૃષ્ણ ( બાલક હોઈ ) ભય પામે છે. તેથી તું જ એને ગૃહે પાછો મૂકી જજે'! આ પ્રકારે શ્રીનન્દરાયજીના વચનાનુસાર બન્ને શ્રીકૃષ્ણ અને શ્રીસ્વામિનીજી માર્ગની પ્રત્યેક નિકુંજ તરફ ચાલ્યા. શ્રીયમુનાજીના તીરપર કરેલી શ્રીરાધા માધવની ગુપ્ત લીલાઓ સર્વોત્કૃષ્ટ છે !'

આ શ્લોકમાં જે શ્રીકૃષ્ણ બાલક છે રાત્રે ભય પામે છે તેજ શ્રીકૃષ્ણ શ્રીરાધા સાથે—શ્રીસ્વામિનીજી સાથે ગુપ્ત રસક્રીડા નિકુંજમાં કરે છે. એમ વિરૂદ્ધધર્મો—બાલક હોવા છતાં ગુપ્ત રસલીલા કરવી—શ્રીકૃષ્ણમાં વર્ણવ્યા છે.

मूलम्ः-अन्यथा नन्दवचनं तादृशे ्ज्यत कथम् ।
अतस्तु पुष्टिमार्गीयविरुद्धधर्माणसंश्रयः ॥११॥

**શબ્દાર્થઃ**—જો આમ ન હોત તો [ એટલે જો પ્રભુ વિરૂદ્ધધર્મોના આશ્રયયુક્ત ન હોય તો–મર્યાદામાર્ગપ્રમાણે પ્રભુ **ઐશ્વર્યાદિ ધર્મયુક્ત** છે અને પુષ્ટિમાર્ગપ્રમાણે પ્રભુ **કુમારરૂપ છે**–આવા વિરૂદ્ધધર્માશ્રય યુક્ત પ્રભુ ન હોય તો ] [ ગીતગોવિન્દમાં ] શ્રીનન્દરાયજીનું જે વચન છે તે ઘટી શકે ક્યાંથી ? તેથી પુષ્ટિમાર્ગીય પ્રભુ વિરૂદ્ધધર્માશ્રયયુક્ત છે.

**વિવેચનઃ**—શ્રીનન્દરાયજીનાં વચન સત્ય સમજવાં. તેમણે કંસને ભેટ આપવા ગૌડદેશથી સોળહજાર કુમારિકાઓ આણી હતી. આ કુમારિકાઓ પુષ્ટિમાર્ગીય હતા તેથી પ્રભુની સેવામાં તત્પર રહેતા. શ્રીનન્દરાયજીએ તેમને કંસને ભેટ ન આપતાં પોતાના પુત્રની સેવાર્થે તેમને ઘરમાં રાખી તેમની બહુ સરાહના કરી. તેથી પ્રભુ પ્રતિ શ્રીનન્દરાયજીના સ્નેહથી પણ અધિક સ્નેહ આ કુમારિકાઓ રાખતા હતા. આ પ્રકારે જે પ્રભુ સર્વવશી–સર્વને વશ કરનારા–છે, તે કુમારિકાઓને વશ છે. પ્રભુ સ્વતન્ત્ર છે છતાં ભક્તાધીન છે. [ મર્યાદામાર્ગમાં ] જે પ્રભુ ઐશ્વર્યાદિધર્મયુક્ત છે–તેજ પ્રભુ શ્રીકૃષ્ણ ભગવાન્ સર્વોપરિ પુષ્ટિમાર્ગમાં ભાવાત્મક રસાત્મક ભક્તવશ્ય થઇ વિરાજે છે. પ્રભુ ભગવાન્ છે, ઐશ્વર્યાદિ ધર્મયુક્ત છે છતાં કુમારરૂપ છે. એમ પ્રભુ વિરૂદ્ધ ધર્મોના આશ્રય થઇ પુષ્ટિમાર્ગમાં વિરાજે છે. [૧૧]

मूलम्ः-रसमार्गीयधर्मास्तु ते बोद्धव्या विचक्षणैः ।
बालो रसिक मूर्द्धन्यः स्ववशोऽन्यवशः सदा ॥१२॥

**શબ્દાર્થઃ**—વિચક્ષણ પુરૂષોએ રસમાર્ગના ધર્મો જાણવા જોઇએ. શ્રીઠાકોરજી બાલક છે છતાં રસિક શિરોમણિ છે. સદા સ્વવશ છે તેમ પરવશ પણ છે. અર્થાત્ વિરૂદ્ધધર્માશ્રયી છે. (૧૨)

હવે પંચદશ શ્લોક પર્યન્ત પ્રભુમાં જે વિરૂદ્ધ ધર્મો એકી વખત રહી શકે છે તે બતાવે છે. દૃષ્ટાન્તમાં પ્રભુ **ભગવાન્** છે છતાં **કુમાર** છે; બાલ્યાવસ્થામાં પણ (અન્ય અવસ્થાની) કીશોર અવસ્થાની લીલા કરી બતાવે છે. પ્રભુ (મુગ્ધ) બાલક છે છતાં રસિક શિરોમણિ યુવક છે; સ્વવશ છે છતા **પરવશ–ભક્તાધીન** છે. ભયરહિત છે છતાં ભયયુક્ત છે; સાપેક્ષ છે છતાં નિરપેક્ષ છે; ચતુર છે છતાં મહામુગ્ધ છે; સર્વજ્ઞ છે છતાં અજ્ઞ છે; આત્મારામ છે છતાં ગોપીરતિવર્દ્ધન છે; પૂર્ણકામ છે છતાં કામાર્ત્ત અદીન છે છતાં દીનભાષણ કરનારા છે; સ્વપ્રકાશ છે છતાં અપ્રકાશ છે; બહિષ્ઠ

**છે છતાં અન્તઃસ્થિત છે; અસ્વતન્ત્ર છે છતાં સ્વતન્ત્ર છે; સમર્થ છે છતાં અસમર્થ છે.** આવા અનેક વિરૂદ્ધધર્મો એકી વખતે લૌકિક પદાર્થમાં હોઇ શકતા નથી; પરન્તુ પ્રભુ એવા અલૌકિક સામર્થ્યવાન્ છે કે આવા અનેક વિરૂદ્ધધર્મો એમનામાં યુગપત્ ( એક સમયે ) **સ્થિતિ કરી રહ્યા છે.**

**વિવેચનઃ**—રસમાર્ગની રીતિ મર્યાદામાર્ગીય પ્રકારથી વિરૂદ્ધ છે. પણ રસમાર્ગ પુષ્ટિમાર્ગ સાથે વિરોધ ધરાવતો નથી. હવે પુષ્ટિમાર્ગની વિલક્ષણ રીતિ બતાવે છે.

શ્રીરામચન્દ્રજીના અવતારમાં ધર્મ સ્થાપનની રીતિ છે. તેથી પોતે એક પત્નીવ્રત છે. શ્રીકૃષ્ણાવતારમાં સમસ્ત વ્રજભક્ત–ગોપભાર્યા સહિત રમણ એજ ધર્મ સ્થાપન છે. લોક વેદમાં જ્યાં રસમાર્ગ તથા રસ શાસ્ત્રનું વર્ણન છે ત્યાં ધર્મમાર્ગ સાથે વિરોધ આવે છે. રસશાસ્ત્રમાં 'પરકીયારમણ અધિક રસ પ્રકટ કરે છે અને સ્વકીયારમણ ન્યૂનરસ પ્રકટ કરે છે.' એમ વર્ણન કર્યું છે. તેથી જ્યાં પરકીયારમણ થયું ત્યાં ધર્મસ્થાપન નથી. જ્યાં જ્યાં શાસ્ત્રમાં ધર્મ સ્થાપનવર્ણન હોય છે ત્યાં ત્યાં પરકીયારમણની માનસિક કલ્પના પણ–દોષપૂર્ણ–પાપમય છે. આવી મર્યાદામાર્ગની રીતિ છે ત્યારે પુષ્ટિમાર્ગમાં શ્રીઠાકોરજી સર્વ ધર્મનું સ્થાપન કરવા વિરાજે છે, અને સમસ્ત વ્રજ ભક્તો સહિત રસશાસ્ત્રોક્ત રમણ પણ કરે છે. આ વિલક્ષણતા છે, પુષ્ટિમાર્ગમાં શ્રીઠાકોરજી બાલકરૂપે પારણામાં પણ ઝુલે છે અને (એક કાલાવચ્છિન્ન) –તેજક્ષણે–અગીઆરવર્ષ વા સોળવર્ષના પરમ રસિક શિરોમણિ થઈ રસક્રીડામાં પણ મગ્ન છે!

પ્રભુ સ્વવશપોતાને વશ છે, સ્વતંત્ર છે–સ્વેચ્છાવિહારી છે. કોટયાનુકોટિ પ્રકારના સાધન કરનાર બ્રહ્મા શિવાદિકને કોટયાનુકોટિ વર્ષે કદાચિત્ દર્શન આપે છે. વેદ જેના સ્વરૂપને અગમ્ય–અનિર્વચનીય–**नेति नेति** –વર્ણવે છે. એવા સ્વતન્ત્ર સ્વવશ–સ્વચ્છન્દ વિહારી પ્રભુ ભક્તને વશ છે. શ્રીયશોદાજી ભક્તિથી પ્રભુનું બન્ધન કરે છે. ભક્તાધીન પ્રભુ ભક્તના વચનો સિદ્ધ કરવા ઉપરાન્ત અન્ય કંઇ જાણતા નથી. કેવો રમણીય વિરૂદ્ધધર્માશ્રય! ભક્તહિત, ભક્તાધીનતા, ધર્મ સ્થાપન, અધર્મોચ્છેદરસાનુભવદાતૃત્વ અને '**लोकवत्तु लीलाकैवल्यं**' એ સૂત્રાનુસાર નિર્દોષભાવ ઈત્યાદિકને સ્પષ્ટ કરતું શ્રીપ્રભુનું સ્વરૂપ તેવુંજ રમણીય, આલ્હાદક, રસમય અને કલ્યાણદાતા છે.

**लोकवत्तु**लीलाकैवल्यम्–( પ્રભુની લીલા લોકવત્ છે–પ્રયોજન રહિત છે, અને એ લીલા સ્વતઃ ( પોતેજ પ્રયોજન છે અથવા મોક્ષરૂપછે. ) કેવલ છે.

मूलम्ः—अभीतः सर्वथा भीतः सापेक्षो निरपेक्षकः ।
चतुरोऽपि महामुग्धः सर्वज्ञोऽप्यज्ञ एवच ॥१३॥

**શબ્દાર્થ:**—સર્વ પ્રકારે (પ્રભુ) ભયરહિત છે છતાં ભયયુક્ત છે; સાપેક્ષ ( ઈચ્છા યુક્ત ) છતાં નિરપેક્ષ ( ઈચ્છા રહિત ) છે, ચતુર છે છતાં મહામુગ્ધ ( નિર્દોષ ) છે. સર્વજ્ઞ છે છતાં અજ્ઞ પણ છે.

**વિવેચનઃ**—પ્રભુ ભયરહિત છે–કાલના પણ કાલ છે. પ્રભુ પોતાના અલ્પ ભ્રુકુટિ વિલાસ માત્રથી કોટયાનકોટિ બ્રહ્માંડ રચે છે અને તેનો નાશ પણ કરે છે. તેથી દેવતાઓને ભય ઉદ્ભવે છે. એ ભયનો લેશ પણ ભય પ્રભુને હોતો નથી. પ્રભુ આમ નિર્ભય છે છતાં પણ એક પ્રકારે ભયયુક્ત છે. જ્યારે શ્રીઠાકોરજીએ માટી ખાધી ત્યારે શ્રીયશોદાજીએ લાકડી લઈ પ્રભુને ધમકાવવા માંડયા ત્યારે નેત્રમાં અશ્રુ લાવી પ્રભુ ભયયુક્ત થઈ કહે છે "હે માતા ! મ્હેં માટી નથી ખાધી ! આ પ્રકારે પ્રભુને ભક્તથી ભય રહે છે કે 'રખેને ભક્ત અપ્રસન્ન થાય' અને તેથી માન કરતા નથી.

પ્રભુને કિન્ચિત્ વસ્તુની અપેક્ષા નથી. અક્ષર બ્રહ્મસમાન જેનું ધામ–ગૃહ–છે, જેની લક્ષ્મી જેવી રાણી છે, જેને કૌસ્તુભમણિનું આભૂષણ છે; એક ક્ષણમાં સર્વ સિદ્ધ કરનાર માયા જેવી જેની દાસી છે, તેવા પ્રભુને શું અપેક્ષા હોઇ શકે ? પ્રભુ આવા નિરપેક્ષ છે છતાં ભક્તની સ્વલ્પ વસ્તુ પણ અંગીકાર કરવાની અપેક્ષાવાળા છે. વ્રજમાં શ્રીયશોદાજી તથા અન્ય વ્રજભક્તો પાસે માખણ, રમકડાં, ઇત્યાદિ નિમિત્તે આગ્રહયુક્ત-સાપેક્ષ–છે. પ્રભુ ચતુરશિરોમણિ છે, કોટિ બ્રહ્માણ્ડમાં જો કોઇ પણ અમર્યાદ આચરણ કરે તો તેને દંડ આપે છે; ક્ષણક્ષણની ક્રિયા અને સર્વના મનનો ભાવ જાણવાવાળા છે–છતાં ભક્તો પાસે મહામુગ્ધ બાલક જેવા છે; ભક્તો જે વસ્તુ સમર્પિત કરે છે તે આરોગે છે. પ્રભુ સર્વજ્ઞ છે, સર્વવ્યાપક છે, સર્વ શક્તિમાન્ છે, ત્રણ લોકમાં તેમનાથી કશું દૂર નથી. છતાં ભક્તો પાસે અજ્ઞાની જેવા છે, રમતમાં હારી જાય છે, રમવાને ચન્દ્રમાની ઈચ્છા કરે છે, તે ઇચ્છા પાર નથી પડતી તો રૂદન કરે છે. આવા વિરૂદ્ધધર્માશ્રયી પ્રભુ છે. ! (૧૩)

मूलम्ः—आत्मारामोऽपि गोपीनां सर्वदा रतिवर्द्धनः ।
पूर्णकामोऽपि कामार्त्तो ह्यदीनो दीनभाषणः ॥१४॥

**શબ્દાર્થ:**—આત્મામાં રમણ કરવાવાળા છે છતાં સર્વદા શ્રીગોપીજનની

રતિમર્દન કરનારા છે. પૂર્ણકામ છે છતાં કામથી આર્ત છે. દીન નથી છતાં દીન જેવું ભાષણુ કરે છે.

**વિવેચનઃ**—પ્રભુ સદા આત્મારામ છે, પોતાના આત્મસ્વરૂપમાં રમણ કરી રહ્યા છે છતાં નિરંતર ગોપીજનના સંગમાં રમણ કરી નિત્ય નૂતન કામની વૃદ્ધિ કરે છે. પ્રભુ પૂર્ણકામ છે. સાક્ષાત્ મન્મથ (કામદેવ)ના પણ મન્મથ છે તો એમને કામ વસ્તુ શું ગણુનામાં હોઈ શકે? છતાં પોતે કામથી આર્ત્ત છે. સ્વલ્પ ભૂખતરસ હોય તો પણ તેની નિવૃત્તિના પદાર્થો માગે છે. ગોપીજન માનાદિક ધારણુ કરશે, એવા ભયથી વિરહ વ્યાકુલ થઈ સખીનો વેશ ધારણુ કરી પોતે તેમને મનાવે છે. પ્રભુ દીનતારહિત છે. જે ઇશ્વરના ઈશ્વર છે અને જેમને ત્રિલોક નમન કરે છે તે પ્રભુ દીનતા શા અર્થે ધારણુ કરે છે? છતાં પ્રભુ ભક્તો સાથે દીનતા રાખે છે કે હું તમારોજ છું. તમારા વિના અન્યને જાણુતો નથી." આવા અનેક પ્રકારના દૈન્યયુક્ત વચન કહે છે. આ પ્રભુનું **વિરૂદ્ધ ધર્મોના આશ્રય હોવાપણું છે.**

## मूलम्ः—स्वप्रकाशोऽप्यप्रकाशो बहिष्ठोन्तः स्थितः सदा ।
## अस्वतन्त्रः स्वतन्त्रोऽपि समर्थो न तथाऽपिच ॥१५॥

**શબ્દાર્થઃ**—પોતાના તેજથી પ્રકાશયુક્ત છે તો પણ (ભક્તોની પાસે) પ્રકાશ રહિત છે. બહિર્ વિરાજે છે, તો પણ સદા [ભક્તોના] અંતઃકરણમાં સ્થિતિ (વિરાજે છે) કરે છે. સ્વતંત્ર છે છતાં ભક્તો પાસે પરતંત્ર છે. સર્વ સામર્થ્યયુક્ત (પ્રભુ) છેં તો પણ (ભક્તોની પાસે) અસમર્થ છે. (૧૫)

**વિવેચનઃ**—પ્રભુ સમસ્ત ત્રિલોકમાં નિજ પ્રકાશ કરી રહ્યા છે. એમનું તેજ અભિમાનનો તત્કાલ નાશ કરે છે, અને પોતાના પ્રકાશનો વિજય કરે છે; તો પણ ભક્તો પાસે પોતાના આવા વિજયી પ્રકાશને જાણુતા પણ નથી. જે ભક્ત કહે છે તે થાય છે–જે ભક્ત કહે છે તેજ પોતે કરે છે. પ્રભુ બહિઃ સ્થિતિ કરે છે. સદા સર્વ વ્રજભક્ત સહિત અનેક લીલા કરે છે; છતાં સર્વ પ્રાણીમાત્રના હૃદયમાં સદા સ્થિતિ કરે છે. પ્રભુ સદા સ્વતંત્ર લીલા કરે છે. સ્વેચ્છાથી એક ક્ષણુમાં બ્રહ્માંડની ઉત્પત્તિ કરે છે તથા તેનો નાશ પણ કરે છે છતાં ભક્તોને વશ પોતે થઈ રહ્યા છે. વ્રજભક્તો કહે છે કે "અહીં બેસો" તો ત્યાંજ બેસે છે. ભક્તો પાસે સ્વસ્વાતંત્ર્યની વાત કરતા નથી. ભક્તોના મનોરથ અનુસાર કાર્ય કરે છે.

પ્રભુ "कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम्" "કરવાનું, ન કરવાનું, અને કરેલું અન્યથા કરવાનું" આમ સર્વ પ્રકારનું સામર્થ્ય ધરાવે છે છતાં ભક્તો પાસે

આપ અસમર્થ છે. વ્રજભક્તો એમને ધ્યાનમાં આવે ત્યાં ગોદમાં લઇ જાય છે ને પોતાનો મનોરથ પૂર્ણ કરે છે. ત્યાં પ્રભુ સામર્થ્ય-રહિત થઇ રહ્યા છે. આ પ્રકારે પ્રભુ વિરૂદ્ધધર્માશ્રયી છે. (૧૫)

**मूलम्ः—एवं हि पुष्टिमार्गीयं विरुद्धस्वगुणालयम् ।**
**कृष्णं कृपालुं सततं शरणं भावयेद्धृदि ॥१६॥**

**શબ્દાર્થઃ**—આ પ્રકારે સ્વગુણ (આપના ગુણ) અને તદ્ વિરૂદ્ધના ગુણના ઘર-આશ્રય, પુષ્ટિમાર્ગીય પ્રભુ કૃપાલુ શ્રીકૃષ્ણના શરણની ભાવના હૃદયમાં સતત રાખવી. (૧૬)

"આ શ્લોક પર્યંત પ્રભુનું વિરૂદ્ધધર્માશ્રયત્વ સ્થાપન કર્યું. હવે એવા ફલરૂપ પ્રભુ શ્રીકૃષ્ણના શરણની નિરંતર ભાવના કરવી એમ કહે છે.

**વિવેચનઃ**—આ પ્રકાર વિરૂદ્ધ ગુણના ઘર-(આશ્રયસ્થાન) જે અન્યથી અગમ્ય છે-એવા રસાત્મક, ભાવાત્મક પ્રભુ પુષ્ટિમાર્ગમાં વિરાજે છે. ઉપર્યુક્ત ભક્તોપર કૃપા કરે છે. એવા પરમ કૃપાલુ, ફલાત્મક શ્રીકૃષ્ણને શરણે, નિરન્તર મન, કર્મ અને વચનથી રહેવું. જો વૈષ્ણવ પોતાના હૃદયમાં "શ્રીકૃષ્ણ: શરણં મમ" એવી ભાવના નિરંતર રાખે તો શ્રીકૃષ્ણ જે પરમ કૃપાળુ છે, તે કૃપા કરશેજ. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે.

"**तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम**"

અર્થાત્ "તેથી મારૂં શરણ-મારૂં આશ્રયસ્થાન-સર્વાત્મભાવે શ્રીકૃષ્ણ છે." તેમજ પોતે વિવેકધૈર્યાશ્રય નામના ગ્રન્થમાં કહે છે-

"**अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ।**

**અર્થાત્:**—"અશક્યમાં-ન બની શકે એવા કાર્યમાં-અથવા સુશક્યમાં-સહેજમાં બની શકે તેવા કાર્યમાં-સર્વ પ્રકારે હરિ શરણનોજ નિશ્ચય-એજ આશ્રય સ્થાન!" આમ શ્રીમુખથી શ્રીઆચાર્યજીએ શરણ ભાવનાનો મહિમા ગાયો છે. અષ્ટાક્ષરમંત્ર "શ્રીકૃષ્ણ: શરણંમમ" નું અષ્ટપ્રહર સ્મરણ કરવું. એ મહામંત્ર સર્વસિદ્ધિઓને આપનારો છે. શ્રીગુસાંઇજી એજ વાત "વિજ્ઞપ્તિ" માં કહે છેઃ—

**यदुक्तं तात चरणैः श्रीकृष्णः शरणंमम ।**
**तत एवाऽस्ति नैश्चिन्त्यमैहिके पारलौकिके ॥**

**અર્થાત્:**—"તાત ચરણે-શ્રીઆચાર્યજીએ-'શ્રીકૃષ્ણ: શરણંમમ' એમ

જે વચન કર્યું છે તેનાથીજ આલોક તથા પરલોકમાં નિશ્ચિન્તતા છે." તેથી પરમ-કૃપાળુ શ્રીકૃષ્ણને શરણે મન, વચન અને કર્મથી જવું એજ નિશ્ચિય સિદ્ધાન્ત છે.

**मूलम्ः–असाधनः साधनवानसाधुः साधुरेववा ।**
**शरणादेव निखिलं फलं प्राप्नोत्यसंशयम् ॥१७॥**

**શબ્દાર્થ:**—સાધન રહિત હોય અથવા સાધનવાન્ હોય, સાધુ હોય કે અસાધુ હોય પણ જે શરણે જાય છે તે નિ:સંશય–જરૂર સમગ્ર ફલ પ્રાપ્ત કરે છે.

**વિવેચન:**—કોઈ જીવે એક પણ સાધન કર્યું ન હોય, અને કોઈ જીવે અનેક પ્રકારે સાધન કર્યાં હોય; કોઈ જીવ સાધુ હોય–પરમ સુશીલ હોય, કામ, ક્રોધ, લોભ, મદ, મત્સરથી રહિત હોય–અને કોઈ જીવ અસાધુ હોય કામ ક્રોધાદિક દોષથી ભરેલા હોય; તોપણ આ જીવો જો હરિ શરણ જાય તો ફલ પ્રાપ્ત કરે છે. દેવતા, મનુષ્ય, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ચાણ્ડાલ પશુ પક્ષી ઈત્યાદિક ગમે તે યોની ઉચ્ચ ઉચ્ચ યા નીચ–માં જન્મેલો કોઇ પણ જીવ જો શ્રીઠાકોરજીને શરણે જાય છે તો તેને નિશ્ચય ફલની પ્રાપ્તિ થાય છે. આમાં સંદેહ નથી. પ્રભુનું શરણ એ સર્વોપરિ સાધન છે. જે જીવને પ્રભુનું શરણ થયું છે, તે જીવ સર્વ સાધન કરી ચૂકયો છે. પરન્તુ જે જીવ અનેક સાધન કરવા છતાં પ્રભુ શરણ ગયો નથી તેને ફલ પ્રાપ્તિ થતી નથી. આમ પ્રભુ શરણથી સર્વ ફલ સિદ્ધ થાય છે, એમ નિશ્ચય સિદ્ધાન્ત છે. (૧૭)

**मूलम्ः–भक्तिमार्गे साधनं च फलं शरण मेव हि ।**
**सर्वधर्मपरित्यागः स्वतन्त्रं चेत्फलं हि तत् ॥१८॥**

**શબ્દાર્થ:**—ભક્તિ માર્ગમાં સાધન પણ શરણ છે અને ફલ પણ શરણ છે. તેથી સર્વ ધર્મનો પરિત્યાગ ( અનન્ય ભક્તિ હોય ) હોય તો આ સ્વતન્ત્ર ફલ રૂપ શરણ ( પ્રાપ્ત ) થાય છે. (૧૮)

**વિવેચન:**—ભક્તિમાર્ગમાં સાધન પણ શ્રીકૃષ્ણ શરણ છે. તેમ ફલ પણ શ્રીકૃષ્ણ શરણ છે. સાધન અને ફલ ભિન્ન નથી. સાધન પોતેજ ફલ રૂપ છે. તેથી શરણજ મુખ્ય ફલ છે. આ વાત શ્રીભગવાન્ સ્વમુખે ગીતાજીમાં કહે છે.

"सर्वधर्मान्परित्यज्य मामेकं शरणंव्रज ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुचः" ॥

"સર્વ ધર્મનો પરિત્યાગ કરી તું મને એકલાનેજ શરણે આવ. હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ ! શોક મા કર."

આ શ્લોકપર શ્રીગુસાંઈજીની ભિન્ન ટીકા છે. તેમાં શરણભાવનાનું મુખ્ય નિરૂપણ કર્યું છે. તેથી જે જીવને એક શ્રીકૃષ્ણનું જ શરણ થાય છે, તે જીવમાં સર્વ ધર્મ સિદ્ધ થાય છે. તેથી સર્વમાં મુખ્ય ફલ રૂપ શ્રીકૃષ્ણનો આશ્રય છે એવો ભાવ રાખી શરણ અવશ્ય કર્ત્તવ્ય છે.

સર્વ ધર્મોનો પરિત્યાગ. સર્વ ધર્મ એ બહુવચન છે તે એ બતાવે છે કે એ સર્વ ધર્મો આયાસસાધ્ય છે એટલે કષ્ટસાધ્ય છે તેમજ તે ધર્મો જો સાંગાનુષ્ઠેય-સર્વ અંગ સહિત જો તેમનું અનુષ્ઠાન થાય તોજ તેઓ ફલ આપે, પરંતુ શ્રીકૃષ્ણના શરણમાં તેમ નથી. મામ્-એમ એક શ્રીકૃષ્ણના આશ્રય-શરણ કરવામાં અતિશય આયાસ અને સાંગાનુષ્ઠાન આવતા નથી. મામ્-એમ એકવચનથી એમ બતાવાય છે કે શ્રીકૃષ્ણનો આશ્રય સુખસેવ્ય છે-આયાસ સાધ્ય નથી. તેમજ એ આશ્રય એકલોજ સર્વ ફલનું દાન કરવામાં સમર્થ છે. ( અમૃત તરંગિણી ટીકા ).

**मूलम्ः—परोक्षे शरणं तादृङ् महापुरुषयोगतः**
**कृपाचेत्तादृशानां हि तदा तद्वारकं भवेत् ॥१९॥**

**શબ્દાર્થ:**—અનવતાર દશામાં તાદશ મહાપુરૂષના યોગથી શરણ થાય છે, અને જો તેવા મહાપુરૂષોની કૃપા થાય તો તે દ્વાર રૂપ બને છે. (૧૯)

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણની અવતાર દશામાં પ્રસિદ્ધ શરણ સિદ્ધ થાય છે. અને શ્રીકૃષ્ણની પરોક્ષમાં-અનવતાર દશામાં શ્રીઆચાર્યજીદ્વારા શરણ સિદ્ધ થાય છે. શ્રીઆચાર્યજીની પરોક્ષમાં શ્રીઆચાર્યજીના ગ્રન્થ વચનામૃતદ્વારા શરણ સિદ્ધ થઈ શકે છે. પુષ્ટિમાર્ગની એવી રીતિ છે કે શ્રીકૃષ્ણની પ્રાકટય દશામાં પ્રસિદ્ધ શરણ થાય, અને પરોક્ષ દશામાં મહાપુરૂષ ભગવદીયોએ મલીને શરણનો વિચાર કરવો. સેવા સમય સાક્ષાત્ શરણ થાય છે, અને અનોસરમાં ભગવદીયોએ એકત્ર થઈ શરણ ભાવના કરવી. તેવા ભગવદીયોની કૃપાથી ભગવદીયદ્વારા શરણ સિદ્ધ થાય છે. આમ સંયોગ અને વિપ્રયોગ એમ બે પ્રકારનું શરણ સિદ્ધ થઈ શકે છે. સેવામાં ચરણસ્પર્શ કરીએ છીએ અને નિત્ય તુલસી સમર્પીએ છીએ. આ પ્રકારે સેવામાં સાક્ષાત્ શરણ થાય છે, ભગવદીય ભક્તો દ્વારા અન્તઃકરણમાં શરણ થાય એ વિપ્રયોગ શરણ. (૧૯)

**मूलम्ः—तेषामपितु पारोक्ष्ये तदुक्तैर्वचनैः स्वतः ।**
**तत्प्रकाशतमार्गैकस्थितो भवति सर्वथाः ॥२०॥**

**શબ્દાર્થ:**—ઉપરના ( ઓગણીસમા ) શ્લોકમાં જે તાદશ પુરૂષો કહ્યા તેમની પણ પરોક્ષ દશામાં-જ્યારે તેઓ આપણાથી બહુ દૂર હોય ત્યારે-

તેમના પોતાના કહેલા વચનથી તેમણે પ્રકાશિત કરેલા માર્ગમાંજ એક સ્થિતિ કરવી તો તેથી સર્વથા શરણુ સિદ્ધ થાય છે. (૨૦)

**વિવેચનઃ**—ઉપરના શ્લોકમાં કહ્યું કે સંયોગમાં સાક્ષાત્ શરણુ અને પરોક્ષમાં ભગવદીયોએ એકત્ર થઈ શરણુ ભાવના કરવી. એમાં ભગવદીય મહાપુરૂષ શ્રીઆચાર્યજી છે. એમના દ્વારા શરણુ સિદ્ધ થાય છે. શ્રીઆચાર્યજીની પરોક્ષ ( અનવતાર ) દશામાં ભગવદીયોને શ્રીઆચાર્યજીના વચનામૃત ગ્રન્થદ્વારા શરણુ સિદ્ધ થાય છે. શ્રીઆચાર્યજીપ્રકટિત પુષ્ટિમાર્ગમાં એક સ્થિતિ કરવી. શ્રીઆચાર્યજી, શ્રીગુસાંઈજી અને શ્રી વલ્લભકુલની પરોક્ષ દશામાં એમના વચનની ભાવના કરવી, એમના સર્વ ગ્રન્થનું શ્રવણુ કરવું અને ભાવપૂર્વક મનન કરવું, પુષ્ટિમાર્ગમાં સ્થિતિ કરવી. આ સમગ્ર પ્રકારથી શરણુ સિદ્ધ થાય છે. [૨૦]

**मूलम्ः—संसारिणां सदा दुष्टसंगिनामन्नदोषतः ।**
**बाहिर्मुखानां मत्तानां कुतो मार्गस्थितिर्भवेत् ॥२१॥**

**શબ્દાર્થઃ**—સદા દુષ્ટ સંગ કરનાર, અન્ન દોષથી બહિર્મુખ, તથા ઉન્મત્ત એવા સંસારી મનુષ્યોની પુષ્ટિમાર્ગમાં સ્થિતિ ક્યાંથી હોઇ શકે ? (૨૧)

**વિવેચનઃ**—ઉપર ક્રમ બતાવ્યો કે પ્રથમ સાક્ષાત્ શરણુ, પરોક્ષ દશામાં શ્રીઆચાર્યજીદ્વારા શરણુ, એમની પરોક્ષમાં એમના ગ્રન્થ વચનામૃત દ્વારા એકત્રિત ભગવદીયોને શરણુ સિદ્ધ થાય છે. પરન્તુ દુઃસંગ થાય તો ક્ષણુ માત્રમાં બધું કર્યું કરાવ્યું એક ક્ષણુમાં વ્યર્થ થઇ જાય છે. દુષ્ટના સંગથી નિશ્ચય દુષ્ટતાજ પ્રાપ્ત થાય છે. તેથી સંસારાસક્ત દુષ્ટ જીવનો કદાપિ સંગ કરવો નહિ. હવે સંસારી બહિર્મુખ જીવના શું લક્ષણુ હોઇ શકે તે બતાવે છે. એ જીવ લૌકિક વિષયાદિકમાં તન, મન અને ધનથી ઉન્મત્ત રહે છે. અષ્ટપ્રહર લૌકિકાવેશથી પૂર્ણુ હોય છે. ભગવદ્ધર્મમાં એનું ચિત્ત આસક્ત થતું નથી. અભિમાન, અહંકારાદિ મનમાં બહુ રાખે છે. આવા સંસારી જીવના હૃદયમાં પુષ્ટિમાર્ગ કદાપિ સ્થિર થતો નથી. આવા બહિર્મુખના સંગથી પુષ્ટિમાર્ગમાંથી અધઃપાત થાય છે. તેથી સંસારી બહિર્મુખ જીવનો ત્યાગ કરી, ભગવદીયના સંગમાં શરણુ ભાવના કરવી. (૨૧)

**मूलम्ः—तदर्थं श्रीमदाचार्यचरणाम्बुजाश्रयः ।**
**सदा विधेय स्तेनैव सकलं सिद्धिमेष्यति ॥२२॥**

**શબ્દાર્થઃ**—દુઃસંગી સંસારીઓના સંગથી માર્ગસ્થિતિ થતી નથી. તેથી

શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલનો આશ્રય સદા કરવો કેમકે તેથી સકલ પદાર્થની સિદ્ધિ થાય છે.

**વિવેચન**:—જો શ્રીવલ્લભ કુલનો કે તાદૃશીય વૈષ્ણવોનો સંગ કદાચિત્ ન થઇ શકે તેમજ ગ્રન્થ વાર્ત્તાદિમાં પણ કંઇ અભિનિવેશન ન હોય તો શું કરવું ? આનું સમાધાન કરે છે. બહિર્મુખનો સંગ ત્યજી આપણે યાવચ્છક્ય સેવા કરવી અને આપણા હૃદયમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો દૃઢ આશ્રય રાખવો. શ્રીઆચાર્યજીના ચરણકમલની ભાવના અષ્ટપ્રહર ચિત્ત લગાડી કર્યાથી સકલ મનોરથ નિશ્ચય સિદ્ધ થાય છે. શ્રીઆચાર્યજી અલૌકિક અગ્નિરૂપ છે તેથી સ્વચરણકમલાશ્રિત વૈષ્ણવોના સર્વ કાર્ય સિદ્ધ કરશેજ. [૨૨]

**मूलम्ः—तदाश्रयोऽपि मनसः संगाभावेन चेतसताम् ।**
**तोषाभावेन शिथिलोयदि दैवाद्भविष्यति ॥२३॥**
**तदास्माकं गतिः का वेत्येवं चिन्ताऽस्ति मेहृदि ।**
**लौकिकक्लेशसंबंधो हर्यंगीकृतलक्षणम् ॥२४॥**

**શબ્દાર્થ**:—"સત્પુરૂષના સંગના અભાવે ચિત્ત સંતોષ (પ્રસન્નતા) ન રહેવાથી જો કદાપિ દૈવયોગે એમનો (શ્રીમદાચાર્યચરણકમલનો) આશ્રય શિથિલ થાય તો અમારી શું ગતિ થશે ?" એ ચિન્તા મારા હૃદયમાં છે. લૌકિક કલેશનો સંબંધ એજ હરિ ( પ્રભુ ) ની અંગીકૃતિનું લક્ષણ છે. ( લૌકિકમાં કલેશ થાય ત્યારે વૈરાગ્ય થાય. દૃષ્ટાન્ત તરીકે અંગ, ચિત્રકેતુ, પિંગલા, કદર્યાદિને લૌકિકમાં કલેશ થવાથીજ લૌકિકમાંથી આસક્તિ છુટી ). (૨૩–૨૪)

**વિવેચન**:—સત્સંગનો અભાવ હોય, ભગવદીયનો સંગ ન થાય, તો પણ મનમાં શ્રીઆચાર્યજીના ચરણકમલનો આશ્રય ન ત્યજવો. અન્ય સર્વ સ્થલેથી ભ્રમિત ચિત્તને ખેંચી લઇ એક શ્રીઆચાર્યચરણકમલમાં આસક્ત કરવું. મનમાં એવું ન વિચારવું કે "ભગવદીયના સંગથી આશ્રય સત્વર સિદ્ધ થાય છે તેથી જ્યાં સુધી ભગવદીયનો સંગ ન થાય ત્યાં સુધી મારાથી શું બનશે ? જે થવાનું હશે તે થશે. મને દૈવે સત્સંગહીન રાખ્યો તો હું શું કરૂં ? જ્યારે ભગવદીયોનો સંગ થશે ત્યારેજ આશ્રય કરીશ !" આવા વિચારથી મનમાં શિથિલ ભાવ ન કરવો. મનથી શ્રીઆચાર્યજીનો આશ્રય દૃઢ રાખવો. આશ્રય કર્યા વિના દુર્બુદ્ધિ થઇ જાય છે. શ્રીઆચાર્યજી વિવેકધૈર્યાશ્રય નામના સ્વગ્રન્થમાં કહે છે.

" अशूरेणापि कर्तव्यं स्वस्यासामर्थ्यभावनात् । "

"જે શૂરવીર નથી તેણે પણ પોતાના અસામર્થ્યની ભાવનાથી ધૈર્ય રાખવું." ઈન્દ્રિયદેહાદિ, લૌકિક સુખની વાંચ્છના કર્યા કરે છે. ભગવત્ સંબન્ધમાં તો તેઓ પ્રથમથી શિથિલ છે. આપણી ઇન્દ્રિયો અને દેહ આપણા મનને ભગવદ્ધર્મથી શિથિલ કરવા ઇચ્છે છે. આપણા ઈન્દ્રિય અને દેહ અસુર છે તેથી તેમના આ સુરત્વનો લેપ મનમાં ન થવા દેવો, ઇન્દ્રિય અને દેહને લૌકિક કાર્યાદિમાંથી ખેંચી લઈ એમને ભગવત્સેવામાં યોજવા. એમજ સમજવું કે નેત્રનો મુખ્ય ધર્મ પ્રભુના દર્શન કરવા એજ છે; હસ્તનો મુખ્ય ધર્મ પ્રભુની સેવા કરવી એજ છે; શ્રવણનો (કર્ણ)નો મુખ્ય ધર્મ ભગવત્કથાનું શ્રવણ કરવું એજ છે; મુખનો મુખ્ય ધર્મ ભગવન્નામનો ઉચ્ચાર કરવાનો છે; અને દેહનો ધર્મ આલસ્ય કરવાનો નથી, પણ તત્કાલ ઊઠી પ્રભુની સેવા કરવાનો છે. ભગવદ્ધ-ર્મને માટે એમ સમજવું કે 'જે આજે શકય હોય તે કરી લેવું; કાલે શું થશે ? માટે ભગવદ્ધર્મ, પ્રભુશરણ તથા શ્રી મહાપ્રભુજીનો આશ્રય એજ પરમ કર્ત્તવ્ય છે. (૨૩)

હવે વૈષ્ણવના લક્ષણ કહે છે.

"એક શ્રીકૃષ્ણજ પરમ ગતિ છે" એમ સમજી અન્યાશ્રય ન કરે. આજ વૈષ્ણવનો મુખ્ય ધર્મ છે. તે સિદ્ધ થયો ત્યારેજ જાણવો કે જ્યારે લૌકિક કલેશના સમ્બન્ધમાં મન ચિન્તાથી પીડીત ન થાય (ત્યારે). શ્રીહરિ પોતાના ભક્તોને અનેક પ્રકારના લૌકિક કલેશ આપે છે, તો પણ જીવે નિજ ધર્મ ન છોડવો. હરિ શરણની ભાવના કરી, મનમાં ચિન્તા ન રાખવી. એજ અંગીકૃત વૈષ્ણવનું લક્ષણ છે. શ્રીગુસાંઇજીના સેવક વિઠ્ઠલદાસ, નારાયણદાસની પાસે આ જીવિકાને અર્થ ગયા હતા. નારાયણદાસે તેમને પરગણે મોકલ્યા. ત્યાં કેટલાક પૈસાની ખોટ આવી. ત્યારે નારાયણદાસે તેમને બંદિખાને રોજ માર મારવાનો આરંભ કર્યો. વિઠ્ઠલદાસની પીઠની છોલ ઉતરી ગઈ. તોપણ વિઠ્ઠલદાસે એમ ન કહ્યું કે " હું વૈષ્ણવ છું એટલો તો વિચાર કરો ! " ત્યાર પછી શ્રીગુસાંઈજી ત્યાં પધાર્યા. વિઠ્ઠલદાસ એમના દર્શનાર્થ ગયા. ત્યારે શ્રીગુસાંઈ-જીએ એથની દુર્દશા જોઇ પ્રશ્ન કર્યો " તારી આવી દશા કયમ થઈ ! " વિઠ્ઠલદાસે પ્રત્યુત્તર આપ્યો "દેહના દણ્ડ તો ભોગવ્યેજ છટકો. " શ્રીગુસાંઈજીએ નારાયણદાસને કહ્યું કે ' આ પ્રકારે માર મારે છે તો તને જીવ પર દયા પણ નથી ? ' આ દૃષ્ટાન્તથી સાર એ નીકળે છે કે વૈષ્ણવની પરીક્ષા કરવા હરિ કલેશ આપે છે. એ કલેશ ધૈર્યથી સહન કરવા. શ્રીઆચાર્યજી વિવેક ધૈર્યાશ્રય નામના પોતાના ગ્રન્થમાં આશ્રયનું લક્ષણ આપતા કહે

છે કે આટલા દુઃખમાં હરિશરણુ રાખવુંજ.

"ऐहिके पारलोके च सर्वथा शरणं हरिः ।
दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे ॥
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ।
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥"

આ લોક અને પરલોકની બાબતોમાં સર્વથા હરિશરણુ કરવું. દુઃખની હાનિમાં, તથા પાપમાં, ભયમાં, કામાદિની અપૂર્તિમાં, ભક્તકૃતદ્રોહમાં, ભક્તિના અભાવમાં, ભક્ત અતિ ક્રમણુ કરે તેમાં, અશકયમાં, સુશકયમાં સર્વ અર્થમાં હરિશરણુજ કર્તવ્ય છે." આવા વચનનો વિચાર કરી યાવત્ લૌકિક વૈદિક દેહ સંબંધી દુઃખોમાં ચિન્તાતુર ન થતાં એક આપણા પ્રભુનેજ શરણે રહેવું. આ અંગીકૃત વૈષ્ણવનું લક્ષણ છે. (૨૪)

**मूलम्ः—लोके स्वास्थ्यमिति श्रीमदाचार्यवचनामृतात् ।
तदीयैः स्वामिहार्दज्ञैः स्तोषः कार्यस्तु तेन हि ॥२५॥**

**શબ્દાર્થઃ**—શ્રી આચાર્યજીનું નવરત્ન નામના પોતાના ગ્રન્થમાં વચનામૃત છે કે "લોકમાં તથા વેદમાં હરિ સ્વસ્થતા કરશે નહિ" તેથી સ્વામિનું હાર્દ સમજનાર તદીયોએ સંતોષ નિશ્ચય કરવો. (૨૫)

**વિવેચનઃ**—શ્રી નવરત્ન ગ્રન્થમાં શ્રી આચાર્યજી કહે છે કે "लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति." "હરિલોકમાં તથા વેદમાં સ્થિરતા (ભકતોની) નહિ કરે. આ વચન પ્રમાણે પ્રભુ ભકતોંની આસક્તિ લોકમાં અને વૈદિક વસ્તુઓમાં કરાવતા નથી. જો લૌકિક વૈદિક કાર્યની સિદ્ધિજ થયા કરે તો લૌકિક કાર્ય તેમજ વૈદિક કાર્યના આવેશમાં પ્રભુનું વિસ્મરણુ થાય. તેથીજ પ્રભુ લૌકિક વૈદિક કાર્યોમાં સ્થિતિ કરાવતા નથી પરન્તુ એ લૌકિક વૈદિક કાર્યમાંથી તદીયોને છોડવી પોતાનોજ (પ્રભુનોજ) આશ્રય સિદ્ધ કરાવે છે. ત્યારેજ ભગવદીયો સ્વામિના હૃદયના અભિપ્રાયનું ચિન્તન કરે છે કે "અમારૂં કલ્યાણુ થયું કે પ્રભુએ અમને લૌકિક વૈદિકથી મુક્ત કર્યાં! હવે લૌકિક વૈદિકમાં આવેશ થશે નહિ અને પ્રભુનું વિસ્મરણુ થતું અટકશે!" આમ સ્વામીના હૃદયાભિપ્રાયનું ચિન્તન કરી મનનને સન્તુષ્ટ રાખવું.

**मूलम्ः—अतोहि लौकिकः क्लेशो न न्तरः क्रियतां क्वचित् ।
बाह्यतस्तु प्रकर्त्तव्यो ह्यौदासीन्यप्रसाधनात् ॥२६॥**

**શબ્દાર્થઃ**—તેથી અન્તઃકરણમાં લૌકિક કલેશ કદાપિ ન કરવો. પણ તેવો કલેશ બહારથી કરવો, કારણ કે તેથી ઉદાસીનતા સિદ્ધ થાય છે. (૨૬)

લૌકિક વૈદિક કાર્ય પ્રભુ સિદ્ધ ન કરે તોપણ ભગવદીયે સંતોષ અને ચિત્તપ્રસન્નતા રાખવી; કલેશ કરવો નહિ. પણ લૌકિક વૈદિક કાર્ય કર્યા વિના ગૃહસ્થાશ્રમ કેવી રીતે ચાલે? આ શંકાનું સમાધાન કહે છે "જો લૌકિક વૈદિક કાર્ય સિદ્ધ ન થાય તો ભગવદીયે એમજ સમજવું કે મ્હારો મુખ્ય ધર્મ તો ભગવત્સેવા, સ્મરણ અને ભગવદાશ્રયજ છે, છતાં મેં લૌકિક વૈદિક કાર્યમાં ચિત્ત લગાડયું તેથી પ્રભુએ કાર્ય સિદ્ધ ન કર્યું. એ પણ મારા કલ્યાણ અર્થેજ છે. હવે લૌકિક વૈદિકમાં મન નહિ રાખીશ !"

પરન્તુ બહાર લોકને દેખાડવાને અર્થે તો કંઇક ( લૌકિક વૈદિક આદિ ) કાર્યો કરવા. તેમાં હૃદયની ઉદાસીનતા ( તટસ્થપણું ) રાખવી. ચિત્ત તો ભગવત્સેવામાંજ રાખવું. લૌકિક વૈદિક કાર્યમાંથી પોતાના મનને ખેંચી લેવું. પોતાનો ધર્મ લોકને બતાવવો નહિ. લોકોને તો લૌકિક વૈદિક ક્રિયા બતાવવી.

લૌકિક વૈદિક કાર્ય બહારથી લોકોને બતાવવા માટેજ કરવાં. તેમાં ચિત્તની આસક્તિ ન થાય. શ્રી આચાર્યજી પુ. પ્ર. મ. ગ્રન્થમાં પુષ્ટિ ભક્તોના વ્યાખ્યાનમાં કહે છે કેઃ—

**वैदिकत्वं लैाकिकत्वं कापट्यात्तेषु नान्यथा ॥**
**वैष्णवत्वं हि सहजं ततोऽन्यत्र विपर्ययः ॥**

તે ભક્તોમાં લૌકિકત્વ અને વૈદિકત્વ હોય પણ તે સહજ નથી. પરન્તુ કપટને ( લોકસંગ્રહને ) લીધે છે, તેઓમાં વૈષ્ણવત્વ સહજ છે. તે વિના અન્ય સર્વે ઉલટી રીતે ( કપટથી લોકને બતાવવા માટે ) છે.

**मूलम्ः—दुःखं दुःसङ्गजं चान्यल्लौकिकाभिनिवेशनम् ।**
**सत्सङ्गभावजं चापि तथा मार्गस्थितेरपि ॥२७॥**
**तत्तुमत्प्रभुपादाब्जकृपया सर्वथा मम ।**
**तदीयानां च सङ्गेन क्षणाद्दूरीभविष्यति ॥२८॥**

**શબ્દાર્થઃ**—એક તો દુઃસંગજન્ય દુઃખ, બીજું લૌકિકાવેશજન્ય દુઃખ, સત્સંગના અભાવથી થતું દુઃખ, તથા માર્ગસ્થિતિનું પણ દુઃખ છે ( પુષ્ટિમાર્ગમાં કેવી રીતે સ્થિતિ કરવી તેનું પણ દુઃખ છે ) (૨૭)

આ સર્વ દુઃખો શ્રીમદાચાર્યજીના ચરણારવિન્દની કૃપાથી અને તદીયજનના સંગથી એક ક્ષણમાં દૂર થઈ જશે. (૨૮)

[1]વિવેચનઃ—દુસંગથી લૌકિકાવેશ થાય છે તેથી એને દુઃખ રૂપ સમજી એનું કહ્યું કરવું નહિ. દૃષ્ટાન્તમાં પ્રલ્હાદજી ભગવદ્ભક્ત હતા. એના પિતાએ એમને બહુ પ્રતિબન્ધ કર્યા. પિતાએ પ્રલ્હાદજીને ભગવત્સ્મરણ તથા ભજનાદિકનો ત્યાગ કરવા બહુ પ્રકારે સમજાવ્યા પણ મૃત્યુસમાન દુઃખ સહન કર્યું અને ભગવત્ સ્મરણાદિકનો ત્યાગ પોતે કર્યો નહિ. ત્યારે પ્રભુએ કૃપા કરી પ્રલ્હાદજીની રક્ષા કરી અને હિરણ્યકશ્યપુને માર્યો. તેજ પ્રકારે વૈષ્ણવે લૌકિકાવેશકારક દુઃસંગનો ત્યાગ કરવો અને ભગવદ્ધર્મમાં રૂચિ ઉત્પન્ન કરાવનાર સત્સંગનું સેવન કરવું. સત્સંગના અભાવમાં પુષ્ટિમાર્ગીય સેવા, સ્મરણનો ત્યાગ ન કરવો. દુઃસંગથી દૂર થઇ શ્રીઆચાર્યજી, તથા શ્રીગુસાંઈજીના દૃઢ આશ્રય સહિત નિત્ય નિયમથી સેવા સ્મરણ કરવા.

શરણે આવેલા જીવ માત્રના પ્રભુ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. તેમના ચરણકમલની કૃપાથી તદીય જનોનો સંગ, ભગવત્સેવા તથા સ્મરણાદિ સર્વ સિદ્ધ થાય છે, અને પુષ્ટિમાર્ગનો સિદ્ધાન્ત હૃદયારૂઢ થાય છે. તાદૃશીય ભગવદીયોનો સંગ શ્રીમહાપ્રભુજીની કૃપાથી થાય છે. (એવા તાદૃશીય વૈષ્ણવથી શ્રીમહાપ્રભુજી એક ક્ષણ પણ દૂર નથી.) ચોરાસી વૈષ્ણવની એક વાર્ત્તામાં પ્રસિદ્ધ છે કે જ્યારે શ્રીઆચાર્યજીએ કાશીમાં આસુરવ્યામોહલીલા દેખાડી ત્યારે તેના સમાચાર કાશીમાંથી એક વૈષ્ણવે ભગવાનદાસને કહ્યા. તે શ્રવણ થતાંજ ભગવાનદાસે કહ્યું કે ' તમને ભ્રમ થયો છે! શ્રીઆચાર્યજી મહાપ્રભુજી એમ કરે જ નહિ!' પેલા વૈષ્ણવે કહ્યું કે ' હું પ્રત્યક્ષ જોઇને આવું છું, છતાં તમે માનતા નથી!' ત્યારે ભગવાનદાસે મન્દિરના દ્વાર ઉઘાડયા કે તરત જ સમસ્ત વૈષ્ણવને શ્રીઆચાર્યજી મહાપ્રભુજી આસન પર બિરાજી પોથી વાંચતા હોય એવા દર્શન થયાં. આ પ્રકારે સિદ્ધ થાય છે કે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અનન્ય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોના હૃદયમાં સદા વિરાજે છે. તેવા વૈષ્ણવો ક્વચિત આચાર્યજીના દર્શન કરાવી શકે છે, અને સર્વ સન્દેહ દૂર કરે છે. એ પ્રકારે શ્રીઆચાર્યજી તાદૃશીય વૈષ્ણવથી એક ક્ષણ પણ દૂર નથી, તેથી તેવાઓનો સંગ કરવો. (૨૭–૨૮)

[1] આ વિવેચન મૂલ શ્લોકને અનુસરતું નથી છતાં બહુ પ્રતોમાં માલમ પડે છે તેથી અત્ર લખ્યું છે.

**મૂલમ્ઃ—ते दुर्लभा इति मनः खिन्नं भवति नित्य[illegible]।**
**यदा प्रभुः कृपापूर्णः [illegible]पयिष्यति दैन्यतः ॥२९॥**

**तदाचार्यप ासक्तास्ता पस्थापयिष्यति ।**
**अस्माकं तु गति र्नान्या श्रीकृष्णः शरणं मम ॥३०॥**

**શબ્દાર્થ:**—એવા ભગવદીયો દુર્લભ છે, તેથી મન નિરન્તર ખેદયુક્ત રહે છે. જ્યારે દૈન્યથી કૃપાપૂર્ણ પ્રભુ કૃપા કરશે ત્યારે પોતે શ્રીઆચાર્યજીના ચરણકમલમાં આસક્ત–એવાં ભગવદીયનો મેલાપ કરાવી આપશે. તેથી અમારી ગતિ તો એક શ્રીકૃષ્ણનુંજ શરણ છે, અન્ય કોઇ ગતિ અમારી નથી.

કેટલીક પ્રતોમાં દ્વિતીય શ્લોકના પૂર્વાર્દ્ધમાં નીચેનો પાઠ ઉપલબ્ધ થાય છે:—तदाचार्यपदासक्तिस्तानुपस्थापयिष्यति । ત્યારે અર્થ:–શ્રીઆચાર્યજીના પદકમલમાં આસક્તિ થશે, અને એ આસક્તિ એવા ભગવવદીયોનો મેલાપ કરાવશે.'

**વિવેચન:**—એવા ભગવદીયોની પ્રાપ્તિ દુર્લભ છે. હું સર્વ સ્થલે એમને (ઢુંઢું) ખોળું છું. પણ મને મલતા નથી ! તેથી મનમાં અતિ દુ:ખ થાય છે; છતાં મનમાં દૈન્ય આવે તો શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કૃપા કરે. મારૂં દુ:ખ તો એ છે કે મને ભગવદીયોનો સંગ થતો નથી તેમ જ દૈન્યપણુ ઉદ્ભવતું નથી. શરણુ ભાવના, ભગવદીયનો સત્સંગ અને કૃપણુવત્ અત્યન્ત દૈન્ય આ ત્રણથી પ્રભુ કૃપા કરી હૃદયારૂઢ થાય છે. એ વાત શ્રીઆચાર્યજીએ શ્રીસુબોધિનીજીમાં કહી છે કે ' પ્રભુ પ્રસન્ન કરવાનું દૈન્યરૂપ એકજ પરમ સાધન છે. ' ત્રિવિધનામાવલિમાં રાસપંચાધ્યાયીના પ્રસંગ વિષે '**दीनकृपामकटितरूपाय नमः**' એવું નામ આપ્યું છે. એ નામનો અર્થ:–'દીન પર કૃપા કરી જેમણે પોતાનું રૂપ પ્રકટ કર્યું છે તેમને નમસ્કાર હજો ! ' થાય છે. વ્રજભક્તોએ સર્વ સાધન કર્યાં, શ્રીઠાકોરજીની લીલા કરી, ગુણગાન કર્યું પરન્તુ પ્રભુ પ્રકટ થયા નહિ. અન્તે કશું ન ચાલ્યું ત્યારે નિ:સાધન થઈ તેઓએ રૂદન કર્યું. ત્યારે જ શ્રીઠાકોરજી પ્રકટ થયા. આ પ્રકારે દૈન્ય એ મહા પદાર્થ છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની પૂર્ણ કૃપા થાય ત્યારે જ દૈન્ય આવે છે. (૨૯)

હવે હૃદયમાં દીનતા વિગેરે સર્વ ધર્મ શી રીતે સ્થાપન થઇ શકે તે બતાવે છે.

જીવ જ્યારે શ્રી આચાર્યજીના ચરણકમલમાં મન, કર્મ અને વચનથી શરણે જાય ત્યારે દીનતાદિ સર્વ ધર્મ હૃદયમાં સ્થાપિત થાય છે. આજ સર્વોપરિ ઉપાય છે. અન્ય કોઈ નહિ. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તો કૃપાનિધિ છે. દૈવી જીવપર કૃપા કરી તેમના ઉદ્ધાર અર્થે પ્રકટયા છે. તે ભક્તોની સર્વ આર્તિ દૂર કરશેજ. આ પ્રમાણે શ્રીસર્વોત્તમ સ્તોત્રમાં શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીનું

નામ આપે છેઃ-" कृपानिधये नमः, स्मृति मात्रार्त्तिनाशनाय नमः" શ્રીઆચાર્યજી કૃપાનિધિ છે, એમનું સ્મરણ થાય એટલામાં જ પોતે ભક્તની સર્વ આર્ત્તિ દૂર કરે છે. આવા શ્રીઆચાર્યજીની કૃપાથી દૈન્યાદિ સર્વ ધર્મ હૃદયમાં આવશે જ. મ્હારી ગતિ તો એક શ્રીકૃષ્ણનું શરણજ છે. શ્રીગુસાંઈજીએ વિજ્ઞપ્તિમાં કહ્યું છેઃ-

यदुक्तं तातचरणैः श्रीकृष्णः शरणं मम ।
तत एवास्ति नैश्चिन्त्यमैहिके पारलौकिके ॥

અર્થઃ—અમારા તાતચરણ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ જે 'શ્રીકૃષ્ણ: શરણં મમ' એમ કહ્યું છે તેથી જ અમને આ લોકમાં તથા પરલોકમાં નિશ્ચિન્તતા છે. આમ શ્રીગુસાંઇજીના વચનને અનુસરી શ્રીહરિરાયજી કહે છે કે 'એ અષ્ટાક્ષર મન્ત્ર જ અમારી ગતિ છે અને એની જ ભાવના અષ્ટ પ્રહર કરીએ છીએ.' આ પ્રકારે પુષ્ટિમાર્ગીય જીવે શ્રીઆચાર્યજીના ચરણકમલના દૃઢ આશ્રયપૂર્વક અષ્ટાક્ષર મન્ત્રનો જપ કરવો. (૩૦)

## इति श्रीहरिरायजीविरचितं चतुर्थ शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं सम्पूर्णम् ॥४॥



# શિક્ષાપત્ર ૫ મું.



**ઉદ્દેશઃ**—આ પંચમ શિક્ષાપત્રમાં વિરહભાવથી ભગવદ્ભાવના દર્શાવી છે તેનું સાધન દૈન્ય છે. દૈન્યનું સાધન તાપભાવ છે. ઉપર કહ્યુ કે તન, મન, અને ધનથી શ્રી આચાર્યજીના પદકમલના આશ્રયપૂર્વક અષ્ટાક્ષર મંત્રની શરણ ભાવના એજ પરમગતિ છે. એમ સમજનારપર શ્રીઆચાર્યજી કૃપા કરે છે. એ કૃપાથી દૈન્યાદિ સર્વ ધર્મ હૃદયમાં સિદ્ધ થાય છે. એ વાત પંચમ શિક્ષાપત્રમાં સવિસ્તર વર્ણવે છે.

**मूलम्ः–सदा विरहभावेन भावात्मा भाव्यतां हरिः ।**
**कृष्णो हृदयदेशस्थः स्वामिनीनां कृपानिधिः ॥१॥**

**શબ્દાર્થઃ**—સદા વિરહભાવથી ભાવાત્મા હરિ, શ્રીસ્વામિનીજીના હૃદયમાં વિરાજેલા, કૃપાનિધિ શ્રીકૃષ્ણ ભાવનીય છે. (૧)

**વિવેચનઃ**—સદા ભાવાત્મા હરિની વિરહભાવના કરવી. અત્ર સન્દેહ એ થાય છે કે "વ્રજમાં જે શ્રીકૃષ્ણ પ્રકટયા છે તેને તો સર્વ કોઈ જાણે છે. પણ તમે તો ભાવાત્મક શ્રીકૃષ્ણની ભાવના કરવી એમ કહો છો, તો એ ભાવાત્મક શ્રીકૃષ્ણ (ન્યારા ભિન્ન છે, તે કયાં સ્થિતિ કરે છે? કયા પ્રકારથી એમની ભાવના કરવી?") આ સન્દેહનું નિરાકરણ કરે છે. શ્રીકૃષ્ણના બે સ્વરૂપ છે, એક ક્રિયાત્મક–અને બીજું ભાવાત્મક–મથુરાથી વસુદેવજી જે સ્વરૂપ લાવ્યા તે ક્રિયાત્મક સ્વરૂપ છે. યશોદાજીને ત્યાં પ્રકટ થયું તે સ્વરૂપ ભાવાત્મક છે. શ્રીકૃષ્ણની બે લીલા છે–એક બાલલીલા, અને બીજી કિશોરલીલા. બાલલીલા શ્રીગોકુલમાં કરી, અને કિશોરલીલા શ્રીવૃન્દાવનમાં કરી. તેથી બાલલીલાના ભાવથી સેવા કરવી અને કિશોરલીલાના ભાવથી સ્મરણ કરવું. તેજ પ્રકારે શ્રીગુંસાઈજી કહે છે "सदा सर्वात्मना सेव्यो भगवान् गोकुलेश्वरः । स्मर्तव्यो गोपिकावृन्दैः क्रीडन्वृन्दावने स्थितः ॥१॥

સદા સર્વાત્મભાવથી શ્રીગોકુલના ઈશ્વર ભગવાન્ સેવ્ય છે અને વૃન્દાવનમાં સ્થિતિ કરનારા, ગોપિકાયૂથસહિત ક્રીડા કરતા ભગવાન્ સ્મરણ કરવા યોગ્ય છે, ઈત્યાદિક વચનાનુસાર–બાલલીલા શ્રીનવનીત પ્રિયાજીના સ્વરૂપમાં તથા રાસાદીલીલા શ્રીગોવર્ધનનાથજીના સ્વરૂપમાં છે. એ વિપ્રયોગાત્મક સ્વરૂપ શ્રીસ્વામિનીજીના હૃદયમાં રહે છે. શ્રીસ્વામિનીજી પ્રભુને કયા પ્રકારે લાડ લડાવે

છે? ક્યા પ્રકારે એમનું ગુણગાન કરે છે? પ્રભુની સંગ ક્યા પ્રકારે લીલા કરે છે?–એ ભાવ વિચારે તો શ્રીસ્વામિનીજીના કૃપાનિધિ પ્રસન્ન થઈ ભાવનું દાન કરે ત્યારે ભાવાત્મક પ્રભુનો અનુભવ થાય છે. પ્રભુનો અનુભવ કરવાનો અન્ય ઉપાય નથી. કારણ કે શ્રીકૃષ્ણના હૃદયમાં શ્રીસ્વામિનીજીજ રહ્યા છે. શ્રીકૃષ્ણ શ્રીસ્વામિનીજી વિના અન્ય કંઈ જાણતા પણ નથી. તેથી શ્રીસ્વામિનીજીનો આશ્રય કરી, જે ભાવાત્મક હરિની શ્રીસ્વામિનીજી વિરહભાવના કરે છે તેની ભાવના કરવી. ત્યારેજ શ્રીસ્વામિનીજી કૃપા કરી પ્રભુનો અનુભવ કરાવે. (૧)

**मूलम्ः–अस्माकमतिभाग्येन तदास्यं वह्निरुद्गतः ।**
**अतः शीतलभावोऽस्मिन्मार्गे नैवोपयुज्यते ॥२॥**

**શબ્દાર્થઃ**—પુષ્ટિમાર્ગીય જીવના અતિ ભાગ્યથી ભાવાત્મક પ્રભુના મુખારવિન્દરૂપ અગ્નિ (શ્રીઆચાર્યજી) પ્રકટયા છે. તેથી આ માર્ગમાં શીતલ ભાવ ઉપયોગમાં આવતો નથી. ( વિરહાત્મક તાપથીજ ( ઉષ્ણ તાપથી ) પ્રભુ અનુગ્રહ કરાવે છે. (૨)

**વિવેચનઃ**—આ વિપ્રયોગ ભાવાગ્નિ મ્હારા ભાગ્યમાં તો નથીજ. કારણ કે એ ભાવાત્મક અગ્નિ તો દાસ્યધર્મયુક્ત હૃદયમાં ઉદ્ભવે છે; અને દાસ્ય ધર્મ તો મહા કઠિન છે. અને દૈન્ય પણ મહા દુર્લભ છે. સ્વામિનું સુખ ઈચ્છે, પોતાનું નહિ–તે દાસ. શ્રી આચાર્યજી એક સમય ભોજન કરતા હતા, તે સમય વેપારી જેનું દ્રવ્ય ગયું હતું તે આવ્યો. તે વેપારી રખેને શ્રીઆચાર્યજીને ભોજનમાં શ્રમ આપે એ ભયથી પદ્મનાભદાસજીએ તે વેપારીને શ્રીઆચાર્યજી પાસે પશ્ચાતાપ કરતાં અટકાવીને, પોતે ઋણ કર્યું અને વેપારીને દ્રવ્ય આપી શાન્ત પાડયો. આવો દાસ્ય ધર્મ પણ મ્હારામાં નથી; તેથી ભાવાગ્નિ અતિ દુર્લભ છે. શ્રીઆચાર્યજીના આ પુષ્ટિમાર્ગમાં શીતલભાવ કદી ન કરવો. પરન્તુ જેમ કુમ્ભનદાસ એક દર્શનના વિરહમાં ગાય છે.

"**केते दीन बित गये बिनु देखे**" હે પ્રભુ તમારા દર્શન બિના કેટલા બધા દિવસો વીતી ગયા છે! એ પ્રકારે પ્રભુના દર્શનની, સમાગમની આતુરતા રાખે તોજ પુષ્ટિ માર્ગના ભાવનો અનુભવ થાય. પુષ્ટિમાર્ગમાં શિતલ ભક્તિ ન કરવી. પણ કેટલા જન્મથી આપણે પ્રભુથી વિખુટા પડયા છીએ! એ એ પ્રભુને આપણે ક્યારે મલીશું! ક્યારે એમનું દર્શન થશે! એ પ્રકારના ઉષ્ણ વિપ્રયોગ તાપની જરૂર છે.

૧ દાસ્ય ધર્મ વિસ્તારથી બતાવ્યો છે તે મૂલ અનુસાર નથી પરન્તુ બહુ પુસ્તકોમાં વર્ણવ્યો છે તેથી અહિં લખ્યો છે.

मूलम्ः—तापभावः परं दैन्यं प्रकाशयति सर्वथा ।
दैन्येन दयया दीनबन्धुः प्रादुर्भवत्यसौ ॥३॥

**શબ્દાર્થઃ**—તાપ ભાવ એ ઉત્તમ દૈન્યનો પ્રકાશ સર્વ રીતે કરે છે. દૈન્યથી દીનબન્ધુ પ્રભુ દયા કરી પ્રકટ થાય છે (૩).

**વિવેચનઃ**—હુવે જે પ્રકારે દૈન્ય થાય તે બતાવે છે. પ્રથમ તો હૃદયમાં તાપ ઉદ્દભવે છે કે "આટલા આટલા જન્મો મારા વીતી ગયા ! આ જન્મારો પણ આખો ચાલ્યો જાય છે ! તો પણ મને કંઇ પ્રભુનો અનુભવ ન થયો ! પુષ્ટિમાર્ગમાં સાક્ષાત્ પુરૂષોત્તમ બિરાજે છે તેનો અનુભવ જરાપણ થયો નહિ ! મ્હારામાં કંઈ ધર્મ નથી" ! આ પ્રકારે પ્રભુવિષયક તાપ જો હૃદયમાં ઉદ્ભવે તો તે સર્વ દોષને દૂર કરે છે. અનેક જન્મના કાયિક, વાચનિક, અને માનસિક પાપ હૃદયમાં રહ્યા છે, તેમજ કામ ક્રોધ, મદ, મત્સરાદિથી જીવનું હૃદય મલીન થયું છે. જ્યારે એ પ્રભુવિષયક તાપાગ્નિ પ્રકટે છે ત્યારે હૃદયની સર્વ મલીનતા અને દોષાદિનો નાશ થાય છે—હૃદયની મલીનતા ભસ્મીભૂત થઈ રહે છે. ત્યારપછી દૈત્યતા આવે છે. એ દીનતાથી દેહની કંઈ જુદીજ દશા થઇ જાય છે. દેહ સમ્બન્ધી સર્વ ખાન, પાન સુખ, દુઃખાદિ છુટી જાય છે. ત્યારેજ પ્રભુનો પ્રકાશ હૃદયમાં થાય છે. શ્રી ઠાકોરજીનું નામ દીનબન્ધુ છે તેથી દીનતાયુક્તજીવપર દયા કરે છે. દ્રૌપદીને દૈન્ય પ્રાપ્ત થયું ત્યારે પ્રભુએ લજ્જાનું રક્ષણ કર્યું. ગજેન્દ્રને દીનતા પ્રાપ્ત થઈ ત્યારે પ્રભુ પધાર્યા. રાસ પઞ્ચાધ્યાયીમાં વ્રજ ભક્તોને જ્યારે દીનતા પ્રાપ્ત થઇ ત્યારે

इति गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च चित्रधा ।
रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥

એમણે પ્રભુનું ગુણગાન કર્યું, છતાં પ્રભુ પ્રકટ ન થયા ત્યારે દીનતાયુક્ત થઇ તેઓએ રૂદન કર્યું—નિઃસાધન થયા—ત્યારે પીતામ્બર ધારી, સાક્ષાત્ કામના પણ કામ, માલાયુક્ત, અને હાસ્યયુક્ત મુખારવિન્દ વાલા પ્રભુ પ્રકટ થયા.

तासामाविरभूच्छौरिः स्मयमानमुखाम्बुजः ।
पीताम्बरधरः स्रग्वी साक्षान्मन्मथमन्मथः ॥

આ પ્રકારે અહંકારથી પ્રભુ દૂર રહે છે. પણ દૈન્યથી પ્રભુ પ્રકટે છે. દૈન્યયુક્ત હૃદયને પ્રભુ નિજ આનન્દનો અનુભવ કરાવે છે. પ્રથમ તાપ થાય પછી દૈન્ય થાય. એ દૈન્યના ઉપાયો અગ્ર શ્લોકમાં દર્શાવે છે.

मूलम्ः—त न्यं स्यात्स्वामिनीदा तापभावविभावना ।
तद्भावनं भवेदेव तापात्मचरणाश्रयात् ॥४॥

**શબ્દાર્થઃ**—શ્રીસ્વામિનીજીના તાપરૂપ ભાવના અનુસન્ધાનથી દૈન્ય થાય છે. અને એ તાપભાવની ભાવના વિરહાત્મક શ્રીઆચાર્યજીના ચરણારવિન્દના આશ્રયથી થાય છે. (૪)

**વિવેચનઃ**—વિપ્રયોગ ભાવનું દાન કરનાર શ્રીસ્વામિનીજી છે. જ્યારે શ્રી સ્વામિનીજી કૃપા કરે ત્યારે દૈન્ય સિદ્ધ થાય, ત્યારે તાપભાવ સિદ્ધ થાય. એ ભાવના વ્રજભક્તની રીતિથી કરવી. સેવા સમય ન કરવી. સેવાથી પહોંચીને અનોસરમાં કરવી. આપણા મન કલ્પિત ન કરવી. શ્રીસ્વામિનીજીના ચરણકમલનો આશ્રય કરી જે પ્રકારે શ્રીસ્વામિનીજી વિપ્રયોગની ભાવના કરે છે તે પ્રકારે વિરહભાવના કરવી. એ ભાવનું વર્ણન વેણુગીત યુગલગીત આદિમાં કર્યું છે. શ્રીઆચાર્યજીના સ્વરૂપો તાપાત્મક જાણી એમના પદકમલનો આશ્રય થાય તો એ તાપભાવ સિદ્ધ થાય. એમના આશ્રયની સિદ્ધિનો પ્રકાર અગ્રશ્લોકમાં બતાવે છે.

मूलम्ः—तदाश्रयस्य सिद्धिस्तु तद्वाक्यपरिनिष्ठया ।
तन्निष्ठा सततं तादृक तदीयजनसेवया ॥५॥

**શબ્દાર્થઃ**—તાપાત્મક શ્રીઆચાર્યજીના પદકમલનો આશ્રય તો તેમના વાક્યમાં–શ્રીસુબોધિનીજી આદિ ગ્રન્થોમાં–શ્રદ્ધા રાખવાથી સિદ્ધ થાય છે. એમના વચનામૃતમાં નિષ્ઠા તો નિરન્તર તાદૃશીયજનોની સેવાથી થાય છે.

**વિવેચનઃ**—શ્રીઆચાર્ય ચરણકમલને શ્રીસ્વામિનીજીના ભાવરૂપ જાણવું. એમના ચરણકમલના આશ્રયથી વિપ્રયોગ ભાવનું દાન થાય છે. એ શ્રીઆચાર્ય ચરણકમલનો આશ્રય સિદ્ધ કરવાને શ્રીઆચાર્યજીના ગ્રન્થો–નાના તેમજ મોટાના ભાવમાં નિષ્ઠા રાખવી. એ નિષ્ઠા શ્રીઆચાર્યજીના ગ્રન્થોનું પરિશીલન કરનાર તદીય ભગવદીયોની સેવા (સન્માનાદિક) કરવાથી, તેમનો સમાગમ કરવાથી તેમજ તેમની સાથે કથા શ્રવણાદિક કરવાથી, દૃઢ થાય છે. ભગવદીયોની કૃપાથી સર્વ સિદ્ધ થાય છે. (૫)

मूलम्ः—तदीया दुर्लभा श्चेत्स्युः श्रीभागवतसेवनम् ।
अथवा दैन्यभावेन स्मर्तव्यः सततं हरिः ॥६॥

**શબ્દાર્થ:**—તદીય કદાચિત્ દુર્લભ હોય તો શ્રીભાગવતનું સેવન કરવું અથવા દૈન્યભાવથી નિરન્તર હરિનું સ્મરણ કરવું. ॥૬॥

**વિવેચન:**—શ્રીઆચાર્યજીના વચનામૃતમાં નિષ્ઠા સિદ્ધ કરી આપનાર જો તદીય ભગવદીય દુર્લભ હોય તો જ્યાં સુધી એવા ભગવદીય ન પ્રાપ્ત થાય ત્યાં સુધી નિત્ય શ્રીભાગવત–શ્રીસુબોધિનીજીનો અભ્યાસ કરવો. તે વાંચવાની તથા સમજવાની શક્તિ ન હોય તો દૈન્ય ભાવથી સર્વ દુઃખ હર્તા શ્રીહરિનું સ્મરણ નિરન્તર કરવું. આમ કરવાથી શ્રીઠાકોરજી ભક્તનું દુઃખ સહન કરી શક્તા નથી અને કૃપા કરી પુષ્ટિમાર્ગીય ભગવદીયનો સંગ પ્રાપ્ત કરાવી સર્વ કાર્ય સિદ્ધ કરશે. (૬)

**મૂલમ્:– अष्टाक्षरमहामन्त्रो वक्तव्य इति निश्चयः**
**सर्वदा सर्वभावेन तेन सर्वं भविष्यति ॥७॥**

**શબ્દાર્થ:**—અષ્ટાક્ષર મહામન્ત્રનો સર્વ ભાવથી નિરન્તર ઉચ્ચાર કરવો તથી સર્વ કાર્ય સિદ્ધ થશે. (૭)

**વિવેચન:**—જીવ તો સ્વભાવથી દુષ્ટ છે. જો કશું ન બને તો અષ્ટાક્ષર મન્ત્રને મહામન્ત્ર સમજી અષ્ટપ્રહાર 'श्रीकृष्णः शरणंमम'નો જપ કરવો. શ્રીઆ-ચાર્યજી મહાપ્રભુજીએ વેદ, પુરાણ, શાસ્ત્ર, શ્રીમદ્ભાગવત આદિ ગ્રન્થોમાંથી નિશ્ચય કરી સારરૂપે આ અષ્ટાક્ષર મંત્ર પ્રકટ કર્યો છે. એ મંત્ર દૈવી જીવ અર્થે છે. અષ્ટાક્ષર મંત્રના જપથી સર્વકાર્ય સિદ્ધ થશે. (૭)

**મૂલમ્:–अस्माकं न्यूनतैवासीन्मिलनं यदभून्नहि ।**
**एतावती हरिः कृष्णः पूरयिष्यति तामपि ॥८॥**

**શબ્દાર્થ:**—અમારી એટલી ન્યૂનતા છે કે અમને પ્રભુનું અને ભગવદીયોનું મીલન થયું નહિ! હરિ શ્રીકૃષ્ણ એટલી ન્યૂનતાને પણ પૂર્ણ કરશે. (૮)

**વિવેચન:**—વિપ્રયોગાત્મક પ્રભુ અતિ દુર્લભ છે. જીવ પોતાને તુચ્છ ગણી પ્રભુને મળવાની ઈચ્છા કરે તો સર્વ દુઃખહર્ત્તા શ્રીકૃષ્ણ તેના મનોરથ પૂર્ણ કરે છે. જીવ સ્વભાવથી દુષ્ટ છે–અજ્ઞાનને લીધે પોતાનામાં ઉત્તમતા માની રહ્યો છે તેથી પ્રભુ નિજ અનુભવ કરાવતા નથી. શ્રીભાગવતમાં પિંગલા જેની ક્રિયા મહા દુષ્ટ હતી, તેણે પણ પોતાની જાતને તુચ્છ ગણી એમ કહ્યું કે–

" संसारकूपे पतितं विषयैर्मुषितेक्षणं ।
ग्रस्तं कालाहिनात्मानं कोऽन्यस्त्रातुमिहेश्वरः ॥

'જે આત્મા સંસારરૂપ કુવામાં પડયો છે, જેના નેત્ર વિષયોથી ચોરાઇ ગયા છે. જે કાલરૂપ સર્પથી ગ્રસ્ત છે–એવા, આત્માને ઈશ્વર વિના અન્ય કોણ રક્ષી શકે ?' આ પ્રકારે જ્યારે તેને પોતાનો દોષ સ્ફૂર્યો ત્યારે તેણે પોતાની તુચ્છતા જાણી પ્રભુની પ્રાર્થના કરી; તો પ્રભુએ તેના પર કૃપા કરી. તેજ પ્રકારે પુરુરવાની કથા પણ શ્રીમદભાગવતમાં છે.

"पुंश्चल्यापहृतं चित्तं कोऽन्यो मोचयितुं क्षमः ।
आत्मारामेश्वरमृते भगवन्तमधोक्षजम् ॥

'વ્યભિચારિણી સ્ત્રીથી ચિત્ત ચોરાયલું છે જેનું એવા જીવને, આત્મામાં રમણ કરનાર, ઈન્દ્રિયજન્ય જ્ઞાનથી અગમ્ય એવા ઇશ્વર–ભગવાન્ વિના અન્ય કોણ મુક્ત કરવાને સમર્થ છે ?' આ પ્રકારે જ્યારે પુરુરવાને પોતાનો દોષ સ્ફૂર્યો ત્યારે પ્રભુએ તેના પર કૃપા કરી. આ રીતે આ માર્ગ તો દૈન્યનોજ છે. જ્યાં સુધી પોતાની જાતને ઉત્તમ માને છે ત્યાં સુધી દૈન્ય આવતું નથી. તેથી પોતાને તુચ્છ સમજી પ્રભુ મિલનાર્થ યત્ન કરે તો દુઃખ હર્ત્તા પ્રભુ શ્રીકૃષ્ણ સર્વ મનોરથ પૂર્ણ કરશે. (૮)

**મૂલમ્ઃ–भवद्भिर्नैव कर्त्तव्यः क्षोभो मनसि सर्वथा ।
अस्मिन्मार्गे यथैवार्त्ति स्तथैव फलसान्निधिः ॥९॥**

**શબ્દાર્થઃ**—તમારે મનમાં ક્ષોભ સર્વથા નજ કરવો; કારણકે આ માર્ગમાં જેવી આર્ત્તિ હોય તેવુંજ ફલ નજીક હોય છે.

**વિવેચનઃ**—શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે—

" त्वद्दर्शनविहीनस्य त्वदीयस्य तु जीवनम् ।
व्यर्थमेव यथा नाथ दुर्भगाया नवं वयः " ॥

હે નાથ ! ત્હમારા દર્શનહીનત્વદીય ( આપને શરણ આવેલા જીવ )નું જીવન દુર્ભાગ્ય સ્ત્રીના યૌવન સમાન છે. "

શ્રીગુસાંઇજી કહે છે કે 'હે નાથ ! પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ તમારો કહેવાય. તેથી જો કોઈ પણ ત્વદીય ( તમારો શરણાશ્રિત ) તમારા દર્શન વિના જીવે તો તેનું જીવન વ્યર્થ છે. તે મહા ભાગ્યહીન છે. આ પ્રકારે પોતાને મહા

અભાગી, મહા દુષ્ટ સમજી મનમાં આર્ત્તિ કરવી કે 'હે નાથ! હવે મ્હારી શી દશા થશે! શ્રીમહાપ્રભુજી દ્વારા હું તમારે શરણે આવ્યો! છતાં મ્હારામાં એક પણ ધર્મ નથી! આ પ્રકારે નિત્ય દૈન્યયુક્ત થઇ વારંવાર વિરહજનિત ઉચ્છ્વાસ નિકળ્યાથી સત્વર ફલ સિદ્ધ થાય છે; કેમકે પુષ્ટિમાર્ગમાં જેટલી આર્ત્તિ (આતુરતા) હોય છે તેટલી ફલસિદ્ધિ થાય છે. જેટલી આર્ત્તિમાં (વિપ્રયોગ તાપમાં) ન્યૂનતા, તેટલોજ ફલસિદ્ધિમાં વિલમ્બ થાય છે. જેનો વિરહતાપ ઓછો તેને ફલસિદ્ધિ પણ ઓછી થાય છે. દૃષ્ટાન્તમાં રાસલીલામાં જેનો જેવો ભાવ તેને તેવુંજ રસદાન થયું. વૃક્ષાદિક, પશુ, પક્ષિ, વ્રજભક્તાદિક સર્વને સ્વભાવાનુસાર અનુભવ થયો. તેજ પ્રકારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોમાં જેવી જેની આર્ત્તિ (આતુરતા, વિપ્રયોગ તાપ) તદનુસાર ફલરૂપ શ્રીકૃષ્ણ તેને તેવો રસસમ્બન્ધ કરાવે છે.

**मूलम्ः—यथा कश्चित् कर्त्तव्यो व्यवहारोहि लौकिकः।**
**अपकीर्त्तिभयात्तेन बुद्धिशैथिल्यसम्भवात् ॥१०॥**

**શબ્દાર્થઃ**—અપકીર્ત્તિ થવાના ભયને લીધે લૌકિક વ્યવહાર થોડો ઘણો જેમ તેમ કરી કરવો, કારણ કે અપકીર્ત્તિથી બુદ્ધિમાં શિથિલતા થવાનો સમ્ભવ હોય છે. (૧૦)

**વિવેચનઃ**—વિપ્રયોગ આર્ત્તિનું સ્મરણ ત્યારેજ થાય છે કે જ્યારે લૌકિક વૈદિક કાર્યનો ત્યાગ કરવાથી લોકમાં અપકીર્તિ થાય છે. એ અપકીર્ત્તિથી મનમાં ક્ષોભ થાઈ આવે છે. તેથી ક્રોધ પણ સમ્ભવે છે અને તેમ થવાથી નિજમાર્ગમાંથી બુદ્ધિ શિથિલ (મન્દ) થઈ જાય છે. લૌકિક અપકીર્તિનું આવું અનિષ્ટ પરિણામ લાવે છે. તેથીજ લોકોને બતાવવા બહારથીજ સ્વલ્પ લૌકિક વૈદિક કાર્ય કરવા. એ કાર્યોમાં આપણો ધર્મ ગુપ્ત રાખવો. લૌકિક વ્યવહારમાં મન આસક્ત ન કરી દેવું. બે ચાર ઘડી વ્યવહારમાં વ્યતીત કરી નિજમાર્ગમાં તત્પર રહેવું. (૧૦)

**इति श्रीहरिरायजीविरचितं पञ्चमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत-टीकानुवादसहितं समाप्तम् ॥५॥**



# શિક્ષાપત્ર ૬ ઠું.

**ઉદ્દેશ:—હવે આ ષષ્ઠ (છઠ્ઠા) શિક્ષાપત્રમાં એમ દર્શાવે છે કે 'ભક્તોના અનિષ્ટનું નિવારણ અને તેમના ઇષ્ટની પ્રાપ્તિ પ્રભુજ સિદ્ધ કરી આપે છે.' ઉપર કહ્યા પ્રમાણે વિપ્રયોગની મુખ્ય ભાવના અને તજ્જન્ય આતુરતા જે પ્રમાણમાં હોય તે પ્રમાણમાંજ ફલસિદ્ધિ થાય છે. એ ફલાનુભવમાં લૌકિક દુઃખાદિકથી ધૈર્ય ન ત્યજતાં મનને શ્રીકૃષ્ણ તથા શ્રીઆચાર્યજીના શરણે રાખવું તેથી દુઃખ માત્રનો નાશ થશે અને ભગવદ્ધર્મ રહેશે.**

( ઉપોદ્ઘાતમાં એમ કહેવામાં આવ્યું છે કે 'શ્રીગોપેશ્વરજીના વહુજી લીલામાં પધાર્યા તે પહેલા બે માસ અગાઉ શ્રીહરિરાયજીએ ગોપેશ્વરજીને ૪૧ પત્રો મોકલ્યાં. શ્રીહરિરાયજીને પ્રથમથીજ ખબર હતી કે ગોપેશ્વરજીને અતિ ક્લેશ થશે.' આમ જ્યારે ૪૧ પત્રો વહુજીના લીલામાં પધાર્યા પહેલાંજ જો મોકલવામાં આવ્યા હતા ત્યારે આ છઠ્ઠા પત્રમાં **गृहभंग समाचाराः श्रुता श्रुतिविषायेता** " " કર્ણમાં વિષના જેવી અસર કરે એવા ગૃહ-ભંગના સમાચાર સાંભળ્યા છેઃ-એ વાકય સાથે વિરોધ આવે છે. આ વિરોધનો પરિહાર, છે-" શ્રી કનૈયાલાલજી મહારાજ તથા શ્રીવિઠ્ઠલરાયજી મહારાજને પૂછતાં એક રીતે થઇ શકે છે. શ્રીહરિરાયજીએ શ્રીવહુજી મહારાજના લીલા વિસ્તારનો પ્રસંગ અગાઉથી જાણીને પત્રો મોકલવાનું શરૂ કર્યું. પાંચ પત્રો મોકલ્યા પછી શ્રીવહુજીના લીલા વિસ્તારના સમાચાર શ્રી હરિરાયજીએ જાણ્યા તેથી છઠ્ઠા પત્રમાં એ સમાચારને વિષે આરમ્ભ કરે છે. શ્રીગોપેશ્વરજી શ્રીહરિરાયજીના પત્રો વાંચતા નહિ અને ગોખલામાં રાખી મૂકતા. લીલા વિસ્તાર પછી ત્રણ દિવસ પર્યંત શ્રીગોપેશ્વરજી શોક નિમગ્ન રહ્યા. પછી હરજીવનદાસની વિનંતિથી આ તાજો આવેલો છઠ્ઠો પત્ર તેમજ પહેલાંના પાંચ પત્રો શ્રીગોપેશ્વરજીએ વાંચ્યા અને પછી બીજા દિવસથી તે પત્રોની ટીકા કરવાનો આરમ્ભ કર્યો. નિત્ય એક પત્રની ટીકા કરવા માંડી: એ પ્રમાણે જ્યારે નવ પત્રની ટીકા પૂરી થઇ ત્યારે એ નવમા પત્રમાં કરેલું પ્રેમ. વ્યસન તથા આસક્તિનું સ્વરૂપનિરૂપણ વાંચીને તેમનો ગૃહભંગકલેશ નિવૃત્ત થયો. આજ સમય શ્રીહરિરાયજીનો ૨૦ મો પત્ર આવવાનો હતો. ( જુઓ પત્ર ૨૦ ની ફુટનોટ ) આ સમાધાન ઉચિત છે, કારણકે શ્રીહરિરાયજીના ૨૦ મા પત્રના પ્રથમ શ્લોકમાં લખે છે કે "**समाचारवगात्यैव सन्तोषो जनितो महान्**" તમારો ગૃહભંગનો કલેશ નિવૃત્ત થયો એ સમાચાર જાણીને મને અતિ સંતોષ થયો છે. શ્રીગોપેશ્વરજી પણ આજ અર્થ ટીકામાં કરે છે. આ પ્રમાણે ૪૧ પત્રોના મૂલ શ્લોકના પુરાવા તપાસીએ તો એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે '**શ્રીહરિરાયજીએ ૪૧ પત્રો શ્રીવહુજીના લીલા વિસ્તાર પહેલા લખ્યા હતા અને શ્રીગોપેશ્વરજીએ ૪૧ પત્રો આવ્યા ત્યાં સુધી એકપણ પત્ર વાંચ્યું નહતું**'- એ ઉપોદ્ઘાતમાં દર્શાવેલી વાત તદ્દન સંદેહરૂપ અતિશયોક્તિ છે. )

**मूलम्ः—गृहभङ्गसमाचाराः श्रुताः श्रुतिविषायितः ।**
**तदर्थं लिख्यते किञ्चित्समाधानाय चेतसः ॥१॥**

**શબ્દાર્થ**:—કર્ણમાં વિષરૂપ ગૃહભંગના સમાચાર સાંભળ્યા છે તેથી તમારા ચિત્તના સમાધાનઅર્થે કંઈક લખું છું. (૧)

**વિવેચનઃ**—( સેવા કાર્યમાં અતિ અનુકૂલ એવા શ્રીગોપેશ્વરજીના વહુજીએ લીલા કરી તેથી નાનાભાઈ (શ્રી ગોપેશ્વરજી) ને અતિ દુઃખ થશે એમ સમજી મોટા ભાઈએ આ પત્ર લખ્યો છે. ) અમારા કર્ણને વિષે વિષસમાન અસરકારક તમારા ગૃહભંગ સમાચારનું શ્રવણ થયું છે. તમારા મનમાં તો અતિ દુઃખ થતું હશે. મનને દઢ રાખજો મનને સ્થિર રાખવા કંઈક શાસ્ત્રોક્ત સમાધાન હું આ પત્રમાં લખું છું. આવા દુઃખમાં પણ આપણા પુષ્ટિમાર્ગીય ધર્મનું સ્મરણ થાય તો એમ સમજવું કે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની આપણાપર પૂર્ણ કૃપા છે. આવા દુઃખમાં પણ ભગવદિચ્છાજ ગ્રહણ કરવી. જે પ્રકાર હૃદયમાંથી પ્રભુનું સ્મરણ, પ્રભુનો આવેશ બહિર્ ન જાય તે પ્રકારનું કર્તવ્ય રાખવું. આ પત્રમાં લૌકિકકાર્ય ભગવદ્ધર્મ એ સર્વ વર્ણવેલા છે. તેથી ચિત્ત લગાડી, આ પત્ર વાંચી તમારા મનનું સમાધાન કરશો. આ સમય હું જો તમારી નિકટ હોતતો ઠીક થાત, પણ પણ ભગવદિચ્છાથી દૂર છું તેથી પત્ર લખું છું. (૨)

**मूलम्ः—सदा यशोदातनुजो द्विभुज सुद्विजद्वयः।**
**सरोजास्यस्त्रवल्लालः स्मर्यतामार्यवंशजः ॥२॥**

**શબ્દાર્થ**:—સદા શ્રીયશોદાજીના પુત્ર, દ્વિભુજ, બે સુન્દર દાંતવાલા, જેમના મુખકમળમાંથી લાળ સ્રવે છે એવા અને જે આર્યવંશમાં–યદુવંશમાં જન્મ્યા છે એવા શ્રીકૃષ્ણ ભગવાન્નું સર્વદા સ્મરણ કરો. (૨)

**વિવેચન**:—સંસારના દુઃખથી મન કલેશયુક્ત થાય તો શ્રીયશોદાજીના પુત્ર, જેમને બે ભુજા છે, જેમના (અગ્ર) બે દન્ત સુન્દર છે, જેમના મુખારવિન્દમાંથી લાળ સ્રવે છે, એવા શ્રીકૃષ્ણનું સ્મરણ કર્તવ્ય છે. શ્રીકૃષ્ણ આર્યવંશમાં એટલે સર્વોત્તમ જે યદુવંશ-ચન્દ્રવંશ તથા વલ્લભકુલમાં પ્રકટ્યા છે. પૃથ્વીપર અનેક અવતાર થયા છે. તેમાં ત્રણ કુલ શ્રેષ્ઠ છે. એક તો ત્રેતામાં દશરથ રાજાને ત્યાં શ્રી રામચન્દ્રનો અવતાર–રઘુકુલ, બીજું દ્વાપરમાં શ્રીકૃષ્ણ ભગવાનનો અવતાર–યદુકુલ, અને ત્રીજું કલિયુગમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું પ્રાકટ્ય શ્રીવલ્લકુલ. આ સર્વમાં શ્રેષ્ઠ ભક્તોદ્ધારાર્થપ્રકટિત શ્રીવલ્લભકુલ છે. એવાશ્રી આચાર્યજીના કુલમાં–વલ્લભકુલમાં–શ્રીકૃષ્ણ બાલભાવથી સેવનીય છે. તેથી મનમાં જો લૌકિક કલેશ થાય તો શ્રીઠાકોરજી અપ્રસન્ન થઈ જાય. તેથી શ્રીઠાકોરજી પ્રસન્ન રહે એજ પ્રકાર આદરવો. (૨)

**मूलम्ः—सर्वेश्वरश्च सर्वज्ञः कृष्णः सकरुणः सदा ।**
**असमर्थो ज्ञानरऽन्यो जीव इत्येव निश्चयः ॥३॥**

**શબ્દાર્થ:**—શ્રીકૃષ્ણ ભગવાન્ સદા સર્વેશ્વર, સર્વજ્ઞ, અને સકરૂણ છે; જ્યારે જીવ અસમર્થ અને જ્ઞાનરહિત છે, એ નિશ્ચય છે.

**વિવેચનઃ**—હવે ભગવાનનું અને જીવનું સ્વરૂપ નિરૂપણ કરે છે. શ્રીકૃષ્ણ સર્વના ઉપરી છે. સર્વેશ્વર હોઈ સ્વેચ્છા પ્રમાણે ગમે તે કરે છે. બ્રહ્મા, શિવ, ઈન્દ્રાદિક કોઈ પણ દેવ શ્રીકૃષ્ણની આજ્ઞા દૂર કરવા સમર્થ નથી. શ્રીકૃષ્ણ સર્વ કરણ સમર્થ છે. અજામિલ જેવાને કે જેણે પુત્ર ભાવથી નારાયણ નામનો ઉચ્ચાર કર્યો તેવા દુષ્ટને પણ અભયદાન કર્યું. એમ સર્વ કરવા સમર્થ છે. ત્રિલોકનાં સર્વ પ્રાણીઓના સર્વ હૃદયની વાત જાણે છે. કોટયાનકોટિ બ્રહ્માંડમાં સર્વત્ર એક શ્રીકૃષ્ણજ વ્યાપક છે, કર્ત્તા છે, સર્વજ્ઞ છે, શ્રીકૃષ્ણ પરમ કરૂણાવાન્ છે. એવા પરમ દયાનિધિ કોઇનું દુઃખ કેમ સહન કરી શકે? એ કૃપાનિધિ શ્રીકૃષ્ણ ભક્તોનું તો રંચક પણ દુઃખ સહન કરી શકે નહિ. આથી વિરૂદ્ધ જીવ અસમર્થ છે. જીવનું કર્યું કંઈ થતું નથી. જીવ "હું આ કરૂં છું. મ્હારા કર્યાથી આ કાર્ય સિદ્ધ થયું." એમ માને છે તે સર્વ અજ્ઞાન છે. એ જીવ પ્રભુને ભૂલ્યો છે. માયાથી મોહિત થયો છે–હૃદયમાં જ્ઞાન રહિત છે તેથી જીવ પોતાનું સામર્થ્ય માને છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી બાલબોધ નામના નિજ ગ્રન્થમાં કહે છે કે જીવ સ્વભાવથી દુષ્ટ છે–દોષનિધિ છે; પણ પ્રભુ નિર્દોષ અને પૂર્ણ ગુણ છે. એ જીવ પ્રભુની ઈચ્છા કેવી રીતે સમજી શકે?

**मूलम्ः—तस्येच्छा[1] त्रिविधा प्रोक्ता मूलवेदस्वभेदतः ।**
**मूलेच्छया गृहीतानांनाऽन्यथा कुरुते फलम् ॥४॥**

**શબ્દાર્થ:**—મૂલેચ્છા, વેદેચ્છા અને સ્વેચ્છા એમ પ્રભુની ઇચ્છા ત્રણ પ્રકારની કહેલી છે. તેમાં મૂલેચ્છાથી ગ્રહણ કરેલાઓનું ફળ [2]અન્યથા કરતા નથી.

**વિવેચનઃ**—પ્રભુની ઇચ્છા ત્રણ પ્રકારની છે. પ્રવાહી સૃષ્ટિને લૌકિક ક્રિયામાં, પુષ્ટિ સૃષ્ટિને ભગવત્સેવામાં, અને મર્યાદા સૃષ્ટિને કર્મ માર્ગમાં પ્રવૃત્ત કરાવવી. આવી ત્રિવિધ ઈચ્છા શ્રીઠાકોરજીની છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સમ્બન્ધી સૃષ્ટિ પુષ્ટિ સૃષ્ટિ છે તેને તો ભગવાનની મૂલેચ્છાજ ગ્રહણ કર્તવ્ય

---

૧ **तस्येच्छा त्रिविधा लोके** - **कवेदस्वरूपतः ।** એવો પાઠ પણ ક્વચિત્ ઉપલબ્ધ છે.
૨ અન્યથા ફલની વાત મૂલને અનુસરતી નથી.

છે. આ સૃષ્ટિએ તો "સર્વ કાર્ય એક પ્રભુનુંજ કરાવ્યું થઈ જાય છે." એવું જ્ઞાન મનમાં દૃઢ રાખવું, કર્મમાર્ગીઓ એમ કહે છે કે જેવા જેના કર્મ તે પ્રમાણે તેને ફલ પ્રાપ્તિ થાય છે. તેઓ એક કર્મનું ફલ માને છે. પ્રવાહી સૃષ્ટિ માયાથી એમ સમજે છે કે માયાજ સર્વ કાર્ય કરે છે. આ પ્રકારે પ્રભુને બીજું કોઇ યથાર્થ જાણતું નથી માટે પુષ્ટિમાર્ગીય જીવે તો એમ સમજવું કે "મૂલ એક પ્રભુનીજ ઇચ્છા છે. તે પ્રભુજ સર્વ કર્ત્તા છે." અન ય અન્ય રીતિથી-ફલને ન સમજવું. એટલે કે એમ ન ધારવું કે કર્મવડે અથવા અન્ય કોઇ સાધનવડે ( પ્રભુ ઇચ્છા વિના ) ફલસિદ્ધિ થશે. એમ સર્વથા અન્ય પ્રકારે ફલચિન્તન ન કરવું.

**मूलम्ः—प्रवाह एव नियतस्तेषु कृष्णविचारितः ।**
**मर्यादया गृहितांस्तु प्रवर्त्तयति कर्मणि ॥५॥**

**શબ્દાર્થઃ**—જે મૂલેચ્છાના જીવો છે તેઓને વિષે તો શ્રીકૃષ્ણ વિચારિત પ્રવાહ જ નિયત છે ( અર્થાત્ મૂલેચ્છાના જીવોને પ્રવાહમાંજ રાખવાની પ્રભુની ઇચ્છા છે ) જે જીવોનું ગ્રહણ મર્યાદાથી કરેલું છે તેમને તો પ્રભુકર્મમાં પ્રવર્ત્તાવે છે. (૫)

**વિવેચનઃ**—પ્રવાહી સૃષ્ટિ લૌકિક ઇચ્છા માને છે. શ્રીકૃષ્ણે તેમને માટે લૌકિકજ વિચારી રાખ્યું છે. કારણકે પ્રવાહી સૃષ્ટિના જીવ પણ ન્યારા છે. ક્રિયા ( મર્યાદા કર્મયોગ) માર્ગના જીવ ન્યારા છે. પુષ્ટિપ્રવાહ મર્યાદા ગ્રન્થમાં શ્રી-આચાર્યજી મહાપ્રભુજીનું વચન છે.

" जीवदेहकृतिनां च भिन्नत्वं नित्यता श्रुतेः । "

" નિત્યતા શ્રુતિથી જીવ, દેહ અને કૃતિનું ભિન્નત્વ છે." આ વચન પ્રમાણે પ્રવાહી જીવો સદા ભ્રમમાંજ છે. તે કદાપિ ભક્તિમાર્ગમાં આવતા નથી. મર્યાદામાં ગ્રહણ થયું છે જેમનું એવા જીવો સદા કર્મમાર્ગમાં પ્રવૃત્ત છે. આ કર્મમાર્ગીય જીવો વેદમાં બતાવેલા કર્મો જેવા કે શ્રાદ્ધ, હોમ, જપ, વ્રત, તપ, દાન નિયમ ઇત્યાદિમાં પ્રવૃત્ત રહે છે. તે કર્મના વેદદર્શિત ફલ ભોગવે છે. પુણ્યકર્મો કરી સ્વર્ગાદિ લોકમાં ફલ ભોગવે છે. જ્યારે એમના પુણ્યો ક્ષીણ થાય છે ત્યારે પુનઃ સંસારમાં પડે છે. એમને પ્રભુ પ્રાપ્તિ થતી નથી. કેવલ કર્મમાર્ગીય સ્વર્ગાદિ લોકનું ફલ જાણે છે. પ્રભુએ વેદમાર્ગ-કર્મ-માર્ગ-મર્યાદામાર્ગ વચનથી ઉત્પન્ન કર્યો છે.

**वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः ।**
**इच्छा मात्रेण मनसा प्रवाहं च नाम हरिः ॥**

પ્રભુએ પ્રવાહ માર્ગ મનથી-ઇચ્છા માત્રથી-સર્જ્યો છે, વેદમાર્ગ વચ-

નથી, અને પુષ્ટિમાર્ગ સ્વકાયાથી સર્જ્યો છે.

પ્રભુએ ત્રિવિધ સૃષ્ટિ પ્રકટ કરી છે. (૧) પ્રવાહી સૃષ્ટિ પ્રભુએ ઇચ્છા માત્રથી–મનથી સર્જી છે. આ પ્રવાહી સૃષ્ટિ સદા આસુરવૃત્તિયુક્ત છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૧૬ મા અધ્યાયમાં ભગવાન્ એ સૃષ્ટિ **प्रवृत्ति** અને **निवृत्ति** એ અસુર જનો જાણતા નથી." એ શ્લોકથી વર્ણવાનો આરંભ કરે છે. સારાંશમાં આસુરી–પ્રવાહી સૃષ્ટિમાં શૌચ, આચાર સત્ય ઇત્યાદિ નથી. એ સૃષ્ટિ જગતને અપ્રતિષ્ઠ, અસત્ય, અનિશ્વર અને કામ હેતુક (કામથી ઉત્પન્ન થયેલું) માને છે. એ આસુરીજનો દમ્ભ, માન, મદ, લોભ, દુષ્પૂર કામ, ચિન્તા, કામોપભોગની ઇચ્છા, ક્રોધ ઇત્યાદિ દુર્ગુણથી પૂર્ણ હોય છે. એ સૃષ્ટિના જનો દ્રવ્ય–ધનના અર્જન અર્થ સતત વ્યગ્ર હોય છે. અન્યાયથી દ્રવ્યસંચય કરે છે. પોતાની જાતને ઇશ્વર માને છે. સિદ્ધ, બલવાન્ અનન્ય, આઢ્ય, અભિજનવાન્ પણ પોતાની જાતનેજ સમજે છે. દમ્ભથી, અવિધિપૂર્વક યજ્ઞો કરે છે અને પોતાનામાં તેમજ અન્યમાં સ્થિતિ કરીને રહેલા ભગવાનને તિરસ્કારે છે. એવા ભગવત્સેવાથી બહિર્મુખ જનોને ભગવાન્ આસુર યોનિમાં ફેંકે છે. (૨) મર્યાદા સૃષ્ટિ–વેદમાર્ગીય સૃષ્ટિ નિજ વચનથી ઉત્પન્ન કરી છે. આ સૃષ્ટિ નિરન્તર વૈદિક કર્મોમાં આસક્ત રહે છે, અને એ કર્મોના ફળ ભોગવે છે અને ક્ષીણ પુણ્ય થઈ મૃત્યુ લોકમાં પાછા જન્મ લે છે (૩) પુષ્ટિ સૃષ્ટિ પ્રભુએ નિજ અંગમાંથી પ્રકટ કરી છે. આ સૃષ્ટિના જીવ, દેહ અને કૃતિ એ ત્રણે અલૌકિક છે. એ સૃષ્ટિના જીવ દૈવી છે. જેમ ભગવાન્ આનંદરૂપ, અમૃત. સચ્ચિદાનંદ–ઘનરૂપ છે. તેમ નિજ અંગમાંથી પ્રકટિત પુષ્ટિ જીવો પણ આનંદરૂપ–અતિરોહિત સચ્ચિદાનંદ સ્વરૂપ છે. એટલે એમના સત, ચિત્ અને આનંદ અતિરોહિત પ્રકટજ છે. એમનામાં ભગવત્સ્વરૂપથી દેહ, ક્રિયા તથા સ્વરૂપમાં તારતમ્ય નથી. એ પુષ્ટ જીવના દેહને રોગાદિ ઉપદ્રવો પીડા કરી શકતા નથી. તેઓ પાપણ્ડતાને પ્રાપ્ત થતા નથી. એ પુષ્ટજીવોનું મુખ્ય કાર્ય ભગવત્સ્વરૂપની સેવા, સ્મરણ ભજનાદિ છે. આ પ્રકારની ત્રિવિધ સૃષ્ટિ શ્રી મહાપ્રભુજી પુ. પ્ર. મ. નામના ગ્રન્થમાં વર્ણવે છે.

**इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान् हरिः ।**
**वचसा वेदमार्गंहि पुष्टिं कायेन निश्चयः ॥**

પુષ્ટિ, પ્રવાહી અને મર્યાદા જીવના દેહ, કર્મનો ભેદ નીચે પ્રમાણે છે.

| માર્ગ | જીવ | દેહ | કૃતિ |
|---|---|---|---|
| પુષ્ટિ | દૈવી | રોગાદિ ઉપદ્રવ રહિત. આનંદી ભગવત્સેવાનુકૂળ | ભગવદ્રૂપ સેવા, સ્મરણ, ભજનાદિક |
| મર્યાદા | દૈવી | વૈદિક ધર્માનુકૂલ | વૈદિક કાર્ય–અગ્નિહોત્રાદિક, શ્રાદ્ધ, હોમ, જપ, વ્રત, નિયમાદિ. |
| પ્રવાહી | આસુરી | લૌકિકાનુકૂલ, દમ્ભ, માન, મદ, અશૌચ, કામ, ક્રોધ, લોભથી પૂર્ણ. | લૌકિક કાર્ય. લોભથી દ્રવ્યોપાર્જન, લાભ, પૂજાર્થ યત્નો, ભગવત્સેવા, સ્મરણ–ભજન પ્રતિ અરૂચિ–તિરસ્કાર સર્વત્ર અસ્થિરતા. |

**મૂલમ્ઃ—स्वरूपेण वृतानां तु स्वतः सर्वं करोति हि!**
**तच्चिन्तयैव हि व्याप्तः कृपालुः सर्वतो विभुः ॥६॥**

**શબ્દાર્થઃ**—પ્રભુએ જેનું નિજ સ્વરૂપથી વરણ કર્યું છે. એવા જીવનું તો સર્વ કાર્ય પ્રભુ પોતેજ કરે છે. કૃપાલુ પ્રભુ સર્વત્ર તેની ચિન્તાથી વ્યાપ્ત છે. પ્રભુ વિભુ છે. (૬)

**વિવેચનઃ**—પુષ્ટિ સૃષ્ટિ તો કેવળ ભગવત્સ્વરૂપનો આશ્રય કરે છે, કારણ કે ભગવત્સેવાર્થ પુષ્ટિ સૃષ્ટિ પ્રકટાવેલી છે. भगवद्रूपसेवार्थं तत्सृष्टिर्नान्यथा भवेत् । (ભગવત્સ્વરૂપની સેવા અર્થેજ પુષ્ટિ સૃષ્ટિ થઇ છે.) જો એ પ્રયોજન ન હોત તો એ સૃષ્ટિ કરતજ નહિ; આ વાક્યથી પુષ્ટિ સૃષ્ટિના જીવોએ મનમાં એમ વિચારવું કે 'પ્રભુ પોતાના સ્વરૂપ બળથી સ્વતઃજ આપણા સર્વ કાર્ય કરે છે, અને કરશેજ. પ્રભુ સર્વવ્યાપક છે. સર્વ સમર્થ છે તો આપણે શા માટે ચિન્તા કરવી? શ્રીકૃષ્ણ કૃપાળુ છે. નિજ ભક્તો પર સદા કૃપા કરતા આવ્યા છે, અને કરશેજ.' આ પ્રકારે પ્રભુનું ચિન્તન કરવું. શ્રીકૃષ્ણ વિભુ છે સર્વ સામર્થ્ય યુક્ત છે. એમનું ઐશ્વર્ય કોઇએ એમને આપેલું નથી. બ્રહ્મા, શિવ, ઇન્દ્રાદિક દેવતાને ભગવાને ઐશ્વર્ય આપેલું છે. એમનું સામર્થ્ય સ્વતઃ નથી પણ પરતઃ છે. તેથી એ દેવતાઓને ફળ આપતી વખતે પ્રભુની આજ્ઞા લેવી પડે છે. શ્રીકૃષ્ણ એવા નથી. એ તો પોતે જ સ્વતઃ સર્વસામર્થ્ય યુક્ત છે. શ્રી ગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કે,

" कर्तुं पुनरकर्त्तुं च ह्यन्यथाकर्त्तुमीश्वरे[१] ।
सामर्थ्यं यन्मया दृष्टंत्वय्येवाऽतो न संशयः ॥

એટલે કે કરવાને માટે; પુનઃ ન કરવાને માટે અને કરેલું અન્યથા કરવાનું જે ઇશ્વરનું સામર્થ્ય તે મેં તમારામાં (શ્રીઠાકોરજીમાં)જ જોયું છે એમાં સંશય નથી." આ વાક્યાનુસાર કરવાને, ન કરવાને અને અન્યથા કરવાને પ્રભુ સર્વસમર્થ છે. તેથી લૌકિક, વૈદિક કાર્યમાં કંઇ પણ ચિન્તા ન કરતાં

---

૧. ईश्वर એવો પાઠ હોય તો "હે ઇશ્વર એ સામર્થ્ય મેં તમારામાંજ જોયું છે. એમ અર્થ થાય છે. એ ત્રણે સામર્થ્યના ઉદાહરણઃ—(૧) कर्तुं સુદામાને વૈભવ કરી આપવાની ઇચ્છા થઇ તો સત્વર વૈભવનું દાન કર્યું. (૨) अकर्तुं સામર્થ્યઃ—દુર્વાસાનું ચક્રદુઃખ ન નિવૃત્ત કરવું એમ ઇચ્છા થઇ તો પોતે તેમજ કર્યું, (૩) अन्यथाकर्तुम् સામર્થ્યઃ—અજામિલને પોતાની પાપકૃતિથી પૂર્ણ હોવા છતાં અન્ય પ્રકારે ઉદ્ધાર કરવાની ઇચ્છા થઇ તો એવા પાપિષ્ઠનો પણ ઉદ્ધાર પોતે કર્યો. પ્રભુ એવા વિચિત્ર સામર્થ્યયુક્ત છે.

પ્રભુ જ સર્વ સારૂં કરશે એવો વિચાર રાખવો.

પ્રવાહી સૃષ્ટિ મૂલેચ્છા વા લૌકિકેચ્છા માને છે, મર્યાદા સૃષ્ટિ વેદેચ્છા માને છે, એમ પાંચમા શ્લોકમાં બતાવ્યા પછી આ ૬ઠ્ઠ શ્લોકમાં એમ સિદ્ધ કર્યું કે પુષ્ટિ સૃષ્ટિ પ્રભુની સ્વેચ્છા માને છે.

मूलम्ः—निवर्तयत्यनिष्टेभ्यः स्वकीयान् करुणानिधिः ।
यदि जीवाः स्वभावेन निवर्त्तेरन्न ते स्वतः ॥७॥

**શબ્દાર્થ**:—જો સ્વકીય જીવો પોતાના સ્વભાવથી સ્વતઃ અનિષ્ટથી દૂર ન થાય તો કૃપાનિધિ પ્રભુ ( પોતે ) તેમને અનિષ્ટથી નિવૃત્ત કરે છે. ( અથવા બીજી રીતે અર્થ:—જો જીવ પોતાના સ્વભાવને લીધે ભગવાનથી નિવૃત ન થાય તો એ સ્વીકીય જીવોને કરૂણાના ભણ્ડારરૂપ ભગવાન્ જ અનિષ્ટથી નિવૃત કરે છે. ) (૭)

**વિવેચન**:—શ્રી કૃષ્ણ કરૂણાનિધિ હોવાથી નિજ સ્વકીય ( જનોનું ) અનિષ્ટ નિશ્ચય દૂર કરશે જ. “ભગવાન્ તો સમદર્શી છે. સર્વ પ્રાણી પર એક દૃષ્ટિ રાખે છે. વિશ્વંભર–સર્વના પોષણ કર્ત્તા–છે. છતાં તમે તો એમ કહો છો કે ભગવાન સ્વકીય ભકતો પર જ કરૂણા કરશે અન્ય પર નહિ કરે !” એમ જો કોઇ પૂર્વપક્ષી શંકા કરે તો એનું સમાધાન બતાવે છે. પ્રભુ સર્વ જગત્‌ના આનન્દદાતા છે તો પણ ભકતોને અધિક આનન્દ આપે છે. નિરોધ લક્ષણ નામના ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે ‘सर्वानन्दमयस्यापि कृपानन्दः सुदुर्लभः’ સર્વાનન્દમયનો પણ કૃપાનન્દ અતિ દુર્લભ છે!’ શ્રીમદ્ ભાગવતના નવમસ્કંધને વિષે ભગવાને સ્વતઃ દુર્વાસા પ્રત્યે કહ્યું છે કે:—

‘ अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज ! ।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥

અર્થાત્ “હું ભકતને પરાધિન છું–અસ્વતન્ત્ર જેવો છું. હે દ્વિજ! સાધુ–ભકતજનોએ મ્હારૂં હૃદય ગ્રસ્યું છે. મને ભકતજનો પ્રિય છે.” આ વાકય પ્રમાણે ભગવાન્ ભકતોને વશ્ય છે, જગત્‌ને વશ્ય નથી. ભકતોના અર્થે પ્રભુ અવતાર લે છે, તેથી નિજ સ્વકીય જનના અનિષ્ટ એ કરૂણાનિધિ દૂર કરશે જ. આમ છે છતાં સ્વભાવતઃ જ જીવ એવો છે કે સ્વલ્પ દુઃખમાં ધૈર્ય ત્યજી ચિન્તાતુર થઈ જાય છે. એવા જીવસ્વભાવની નિવૃત્તિ કરવામાં પણ માત્ર પ્રભુ જ સમર્થ છે, અન્ય કોઈ નથી. (૭)

**मूलम्ः—अनिष्टमेव सर्वज्ञो बलाद्दूरीकरोति हि ।**
**इष्टानिष्टविवेको हि जीवबुद्धया न जायते ॥८॥**

**શબ્દાર્થ:**—આ ઈષ્ટ છે અને આ અનિષ્ટ છે એવો વિવેક જીવબુદ્ધિથી થતો નથી. તેથી (જીવની ઇચ્છા ન હોય તો પણ) સર્વજ્ઞ પ્રભુ નિજપ્રમેય બલથી બલપૂર્વક વા બલાત્કારે અનિષ્ટનું નિવારણ કરે છે જ. (૮)

**વિવેચનઃ**—સર્વજ્ઞ અને સમર્થ પ્રભુ ભક્તોનું અનિષ્ટ જાણે છે અને તેનું નિવારણ કરે છે. દૃષ્ટાન્તમાં પ્રલ્હાદજીને હિરણ્યકશિપુએ અતિ દુઃખ આપ્યું. શું પ્રભુ તે જાણતા ન હતા? પ્રભુ સર્વજ્ઞ હોઈ, જાણતા હતા જ. પણ તેમણે પ્રલ્હાદજીની પરીક્ષા કરવા દુઃખ થવા દીધું. અતિશય દુઃખ પડયા છતાં જ્યારે પ્રલ્હાદજીએ ભગવદાશ્રયનો ત્યાગ ન કર્યો ત્યારે ભગવાન્ શ્રીનૃસિંહજી રૂપે પ્રકટ થયા, અને પ્રલ્હાદજીનું દુઃખ નિવૃત્ત કરવા પ્રભુએ હિરણ્યકશિપુને માર્યો. આ પ્રકારે દુઃખ કલેશમાં ભકતોએ ભગવદાશ્રયનો ત્યાગ ન જ કરવો. પ્રભુ કૃપા કરી સર્વ દુઃખ દૂર કરશે જ એવો દૃઢ વિશ્વાસ રાખવો. પરન્તુ જીવબુદ્ધિથી ઇષ્ટ તથા અનિષ્ટનો વિવેક જણાતો નથી. જીવે ભગવદ્ભક્ત—ભગવાનનો દાસ હોઇ દુઃખમાં અન્યાશ્રય કરવો નહિ જ, તેમજ લૌકિક વૈદિક ચિન્તા કરવી નહિ જ. “ભગવાન્ જે કંઇ કરે છે તે આપણા કલ્યાણ અર્થે જ કરે છે. મ્હારા (જીવના) ભોગ (ભોગવવાના દુઃખો) તો ઘણા છે પરન્તુ પ્રભુ મને થોડામાં જ નિવૃત્ત કરે છે. મને આ દુઃખરૂપ દણ્ડ આપી શિક્ષા કરી પ્રભુએ મ્હારાપર અતિશય અનુગ્રહ કર્યો.” આ પ્રકારની ધીરજ જીવબુદ્ધિથી રહેતી નથી. તેથી જીવ દુઃખ પામે છે. એ પ્રકારે સિદ્ધ થાય છે. દાસજીવે ભગવાનનાં સર્વજ્ઞતા અને સર્વકરણ સામર્થ્ય પર વિશ્વાસ રાખી ભગવદાશ્રય ન ત્યજવો. (૮)

**मूलम्ः—अविद्यया गृहीतानामणूनां भ्रमसम्भवात् ।**
**अत एव हि संसारं मन्यते सुखरूपिणम् ॥९॥**
**बाला इव करप्राप्तं सर्पमक्रीडनोचितम् ।**
**पितेव सहजस्निग्धस्तान्निवर्त्तयते बलात् ॥१०॥**

**શબ્દાર્થ:**—અવિદ્યાથી ગૃહીત અને સ્વરૂપથી અણુ એવા જીવોને ભ્રમ થવાનો સમ્ભવ છે, અને તેથી જ તે જીવ સંસારને સુખરૂપ માને છે. ભ્રમિત જીવો બાલકસમાન છે. જેમ બાલક ક્રીડા કરવાને અયોગ્ય એવા સર્પને, હાથમાં

આવેલો જોઈ (અથવા હસ્તની પાસે આવેલો જોઇ) તેની સાથે રમણ કરવામાં સુખ માને છે. તેમ જીવ પણ દુ:ખકર સંસારને સુખરૂપ માને છે. જેમ એ બાલકને જન્મથી સ્નિગ્ધ પિતા, એ દુ:ખકર સર્પથી બલાત્કારે નિવૃત્ત કરે છે તેમ પિતાના જેવા સ્નિગ્ધ અથવા તેથી પણ અધિક સ્નેહવાન્ પ્રભુ એ જીવને બલાત્કારે પણ સંસારરૂપ દુ:ખ–જેને જીવ સુખરૂપ માને છે–તેમાંથી નિવૃત્ત કરે છે. [૯–૧૦]

**વિવેચનઃ**—જીવ અવિદ્યાથી ગ્રસિત (પકડાયલો) હોઈ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ નથી. તેથી એના મનનો ભ્રમ દૂર થતો નથી. જો કે ભ્રમ લઘુ છે–હું અને મ્હારૂં–એટલો જ સ્વલ્પ ભ્રમ છે તો પણ એટલા ભ્રમને દૂર કરવા જીવ સમર્થ નથી. સર્વ કોઇ જાણે છે કે ‘ દેહ ક્ષણભંગુર છે. કાલ કોઇને છોડતો નથી.’ તથાપિ જીવની અહન્તા, મમતા અર્થાત્ ‘ હું અને મ્હારૂં’ એવો ભ્રમ છૂટતો નથી. જીવ કામ, ક્રોધ લોભ, મદ, મત્સરાદિ તેમજ લૈકિક સુખ દુ:ખાદિથી ચિન્તાગ્રસિત છે; તેથી એ જીવ દેહસમ્બન્ધી સંસારને–સુખને જ સુખ માની રહ્યો છે. આમ છે તો પણ પ્રભુ એને સંસારથી મુક્ત કરશે જ. એ પ્રકાર અગ્ર શ્લોકમાં બતાવે છે. (૯)

જો કે જીવ સંસારને જ સુખરૂપ માની રહ્યો છે તો પણ પ્રભુ નિજભકતોને સંસારથી નીચે પ્રમાણે મુક્ત કરે છે. જો ભક્તનું મન દ્રવ્યમાં આસક્ત હોય તો પ્રભુ તે દ્રવ્યનો નાશ કરી પોતાની (ભગવાનની તરફ) જીવને આકર્ષે છે. જો ભક્તનું મન સ્ત્રી પુત્રાદિકમાં આસક્ત હોય તો પ્રભુ તેમનો નાશ કરે છે. આ પ્રમાણે જ્યાં જ્યાં ભક્તનું મન આસક્ત હોય ત્યાંથી, તે લૈકિક પદાર્થનું હરણ કરી ભક્તના મનની આસક્તિ લૈકિક પદાર્થો પરથી દૂર કરે છે. આમ જ્યારે લૈકિક પદાર્થનું પ્રભુ હરણ કરી લે છે ત્યારે જીવ નિજ સ્વભાવથી જ દુ:ખ પામે છે. પરન્તુ પ્રભુ તેને લૈકિક અર્થ આપતા નથી. પ્રભુ લૈકિક સુખ હરી લઈ ભક્તને એમ બતાવે છે કે “ આ લૈકિક પદાર્થોમાં ત્હારૂં મન આસક્ત હતું ત્યાંથી તેને નિવૃત્ત કર્યું છે. હવે એ મનનો મ્હારી સેવામાં વિનિયોગ કર. જો મ્હારી સેવામાં જ એનો વિનિયોગ થશે–એનો નિરોધ થશે તો ત્હારૂં કલ્યાણ થશે. ” આ જ વાત દૃષ્ટાન્તથી સમજાવે છે. કોઇ અજ્ઞાની બાલક સર્પને જોઈ તેને પકડવાને–તેની સાથે રમવાને દોડે છે. એ બાલક જાણતો નથી કે ‘ જે સુખપદાર્થ એને ભાસે છે તે દુ:ખદાયક છે. એ સર્પ કાલ છે, એક ક્ષણમાં કરડશે તો નાશ કરશે. છતાં સ્નિગ્ધ પિતા એ બાલકને ભાસતા સુખરૂપ પદાર્થ પાસે ન જવા દેતાં એને ત્યાંથી દૂર રાખે છે. તેમ ભક્તો છે પ્રિય જેને એવા પ્રભુ, નિજ ભક્તોને સંસારરૂપ સર્પ પાછલ સુખના ભ્રમથી દોડતાં અટકાવે છે. લૈકિકાવેશથી–સંસારમાંથી એમની મુક્તિ કરે છે. આમ સંસારવૈરી પ્રભુ

નિજ ભક્તને સંસારમાંથી દૂર કરી એના ચિત્તનો નિરોધ (નિજ) પ્રભુસેવામાં કરાવે તો તેમાં ભક્તનું સુભાગ્યજ છે! (૧૦)

मूलम्ः—यथा रुदन्ति ते बाला भ्रान्ताः संसारिणस्तथा।
अत एव हि सर्वज्ञः कृष्णः संसारमोचकः ॥११॥

**શબ્દાર્થઃ**—જેમ તે બાલકો (સર્પ ન મલવાથી) રૂદન કરે છે તેમ સંસારી જનો ભ્રાન્ત થઇ (લૈકિક વસ્તુ જતી રહેવાથી) ખેદ કરે છે. અને તેથી જ સર્વજ્ઞ શ્રીકૃષ્ણ એ (અહન્તા મમતાત્મક) સંસારથી મુક્તિ કરી આપે છે. એટલે કે પ્રભુ પોતે જ લૈકિક વસ્તુ પ્રાપ્ત થવા દેતા નથી પણ એથી વિરૂદ્ધ તેમાંથી મુક્ત કરે છે. [૧૧]

**વિવેચનઃ**—જ્યારે પિતા બાલકને સર્પ તરફ જતાં અટકાવે છે ત્યારે બાલક રૂદન કરે છે કે 'મ્હારા પિતા મને મ્હારૂં રમકડું લેવા દેતા નથી!' તેજ પ્રમાણે સ્નિગ્ધ પ્રભુ પરમ કૃપા કરી સંસારી જીવને સંસારમાં આસક્ત થવા દેતા નથી. એ જીવને સંસારમાં આસક્ત થતો અટકાવવા તે સંસારી વસ્તુને હરી લે છે. ત્યારે સંસારી જીવ અજ્ઞાનથી ખેદ કરે છે, પ્રભુનો આભાર માનતો નથી કે "પ્રભુએ સંસારી વસ્તુનું હરણ કરી મ્હારા ચિત્તનો નિરોધ કર્યો, મ્હારી આશક્તિ લૈકિક પદાર્થમાંથી છોડાવી—એ મ્હારાપર અતિશય ભગવદનુગ્રહ છે." સર્વજ્ઞ પ્રભુ નિજભક્તને પુત્ર તુલ્ય ગણી ભક્તોનું સંસારમાંથી મોચન (છુટકારો) કરે છે. પુરાણાન્તરમાં નારદજી વિષે એક કથા છે. "એક સમય એક રાજપુત્રીનો સ્વયંવર થતો હતો. ત્યાં દેશ દેશના રાજા મનોહર રૂપ ધારણ કરી જતા હતા. નારદજીને પણ મન થયું કે હું પણ સુન્દર રૂપ ધરૂં અને સ્વયંવરમાં જાઉં તો મ્હારી સાથે રાજપુત્રીનો વિવાહ થાય! પ્રભુનું લાવણ્ય કોટીકન્દર્પની સુન્દરતાથી શ્રેષ્ઠ છે, તો પ્રભુનું સુન્દર રૂપ લઈ આ સ્વયંવરમાં આવું!' નારદજી પ્રભુ પાસે આવ્યા પ્રભુએ એમનું બહુ રીતે સમાધાન કરી પુછયું 'કહો નારદજી કંઈ આજ્ઞા છે? નારદજીએ પ્રત્યુત્તર આપ્યો કે જેમાં મારૂં કલ્યાણ હોય તે કરો. મ્હને તમારૂં સુન્દર રૂપ આપો તો હું રાજપુત્રીને વરી લાવું?' ત્યારે પ્રભુએ કહ્યું કે ઠીક! તમારૂં ભલું થશે તેજ કરીશ. તમને મારૂં રૂપ આપું છું જાઓ!' નારદજી માયાને લીધે વ્યંગ વચન સમજ્યા નહિ. સ્વયંવરમાં આવ્યા. ત્યાં તો એમનું સ્વરૂપ શ્રીઠાકોરજીએ બહુજ હાસ્યજનક કર્યું હતું, કારણકે પ્રભુએ નારદજીનું મુખ મર્કટવત્ ઉપહાસજનક બનાવ્યું. નારદજી કામ વશ થઈ જ્યાં જ્યાં રાજપુત્રી જતી ત્યાં તેની સન્મુખ જઈ ઉભા રહેતા! સર્વ લોક હસતા કે કેવું સુન્દર વાંદરાનું મુખ લઈ દોડે છે! પછી રાજકન્યા

નારદજીને તો વરી નહિ. પણ પ્રભુ કે જે રાજાનું રૂપ લઈ આવ્યા હતા તેમને વરી. નારદજી નિરાશ થયા. એકજણે તો નારદજીને મ્હોઢે કહ્યું કે દર્પણમાં તમારૂં મુખ તો જુઓ ! નારદજી દર્પણમાં જુએ છે તો મર્કટવત્ ઉપહાસજનક પોતાનું મુખ છે ! ત્યારે એમને પ્રભુપર ક્રોધ થઇ આવ્યો કે 'શું તમે લોકોમાં મ્હારી હાંસી કરાવી !' પ્રભુએ એમને સમજાવ્યા કે તમે જ્યારે એક સમય તપશ્ચર્યા કરતા હતા ત્યારે કામદેવ પણ વસન્ત, મલયાનિલ, અપ્સરોગણ સહિત હોવા છતાં તમારી તપશ્ચર્યાનો ભંગ કરી શકયો ન હતો ! કામદેવની હાર થઈ હતી. તેથી ( તમને ) નારદજીને અભિમાન થયું હતું કે 'મ્હેં કામદેવને પણ જીત્યો છે !' એ તમારા દોષરૂપ અભિમાનને ઉતારવાને મ્હેં આ રીતે તમારી હાંસી કરાવી !" આ પ્રકારે પ્રભુએ નારદજીનું અભિમાન દૂર કર્યું. આમ પ્રભુ શ્રીકૃષ્ણ નિજ ભક્તોને સંસાર મુક્ત કરે છે. (૧૧)

**मूलम्ः—इत्येव रूप्यते नाम तथाविधमतः प्रभोः ।**
**संसारवैरी धरणीं प्रति शेषोन्यरूपयत् ॥१२॥**

**શબ્દાર્થઃ—**પૃથિવી આગળ શેષજીએ એવી જ રીતનું 'સંસારવૈરી' એવુ નિરૂપણ કર્યું છે. તેથી પ્રભુનું નામ 'સંસારવૈરી' એમ જ પડયું છે. (૧૨)

**વિવેચનઃ—**પ્રભુનું રૂપ જેમ સંસારમાંથી મુક્તિ આપે છે તેમ પ્રભુનું નામ પણ સંસારમોચક છે. વ્રજભક્તોએ શ્રીકૃષ્ણના લલિત ત્રિભંગિ સ્વરૂપનું દર્શન કરી લોક, વેદ, પતિ, પુત્ર તથા ગૃહાદિકમાંથી પોતાના મનનો નિષ્કર્ષ કરી, પોતાના ચિત્તને પ્રભુનું ભજન કરવામાં વિનિયોજ્યું. આ પ્રકારે વ્રજભક્તોની પ્રભુના સ્વરૂપ પ્રતાપ બલવડે સંસારમાંથી મુક્તિ થઈ. તેમ જ અજામિલાદિ અનેક ભક્તોનો સંસાર પ્રભુના નામ માત્રથી જ છૂટયો. પ્રભુની અનેક પ્રકારની લીલાનું સ્મરણ પણ જે કોઈ કરે તો તેનું સકલ સંસારદુઃખ દૂર થઇ જાય છે. પ્રભુ શ્રીકૃષ્ણ તો એમ જ વિચાર કરે છે કે 'ભક્તોનો સંસાર કયારે દૂર થાય કે ભક્તો મ્હારી પાસે આવે ! ત્યારે જ ઠીક થાય !" ધરણીશેષ સંવાદમાં શેષજી ધરણિ–પૃથિવીને કહે છે કે શ્રીકૃષ્ણ સંસારના વૈરી છે તેથી જ્યાં ભક્તોને સંસાર હોય ત્યાં પોતે જ તે સર્વ સંસાર દૂર કરે છે. રૂપ, નામ અને લીલાથી શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે જ સંસાર દૂર કરી જે કલ્યાણ હોય તે જ કરે છે. (૧૨)

---

૧ तथाविधमतिः प्रभोः એવો પાઠ પણ કવચિત્ ઉપલબ્ધ થાય છે. ત્યાં એમ સમજવું કે જેમ પ્રભુને 'સંસારવૈરી' કહેવામાં આવે છે તેમ તેમની મતિ પણ તેવી જ છે એટલે કે એમની પ્રભુની મતિ ભક્તોને સંસારમાંથી મુક્ત કરવાની હોય છે.

**મૂલમ્ઃ—मन्यामः वयं भ्रान्ताः कृष्णविस्मृतिकारणम् ।**
**संसारमुत्तमं कृष्णस्तं कथं स्थापयेद्धरिः ॥१३॥**

**શબ્દાર્થ**:—શ્રીકૃષ્ણની વિસ્મૃતિનું કારણ જે સંસાર તેને આપણે ભ્રાન્ત થઇ ઉત્તમ માનીએ છીએ. તો હરિ શ્રીકૃષ્ણ તે સંસારને કેવી રીતે સ્થાપન કરી રાખે ? અર્થાત્ **શ્રીકૃષ્ણ પોતાનું વિસ્મરણ કરાવનાર સંસારને દૂર કર્યા વિના રહેશે નહિ. (૧૩)**

**વિવેચનઃ**—આ જીવના હૃદયમાં અનેક જન્મનો ભ્રમ છે. ગદ્યના સમર્પણના શ્લોકમાં કહ્યું છે કે અનાદિકાલનો ભ્રમ આ જીવના હૃદયમાં છવાઈ રહ્યો છે ! જીવ અનેક જન્મની અવિદ્યાથી શ્રીકૃષ્ણને ભૂલી ગયો છે ! તેથી જ આ સંસારને ઉત્તમ માની રહ્યો છે ! આ સંસારને ઉત્તમ સમજી એમાં જ ચિત્ત પરોવી રહ્યો છે ! સંસારમાં દેહસમ્બન્ધી સુખદુઃખને મુખ્ય સમજે છે ! પરન્તુ શ્રીકૃષ્ણ એના સંસારને કેમ ટકાવી રાખશે ! દુઃખરૂપ અંધકાર દૂર કરનાર શ્રીહરિરૂપ સૂર્ય જ્યાં પોતાના કિરણો પાથરે છે ત્યાં જીવનો અવિદ્યારૂપ સંસાર કેવી રીતે ટકી રહેશે ? જીવ એમ વિચાર કરે છે કે 'હું સંસાર સમ્બન્ધી સુખ પ્રાપ્ત કરૂં ! અમુક કાર્ય હમણા કરૂં કે જેથી મ્હારા દેહસમ્બન્ધી કુટુમ્બીજનો સાથે હું સુખ ભોગવું !' પરન્તુ પ્રભુ નિજ ભક્તોને સુખદાયક વિચાર અન્ય પ્રકારે જ કહે છે કે, આમાં ( સંસારમાં ) જીવ આસક્ત છે તેથી એ મ્હારો ( પ્રભુનો ) આશ્રય કરી શક્તો નથી તેથી એ સંસાર હું હરી લઉં કે જેથી એમાંથી એનું મન છૂટે અને એ (ભક્ત) મ્હારો [ભગવાનનો] આશ્રય કરે !' આ પ્રકારે શ્રીકૃષ્ણ ભક્તના સંસાર વૈરી છે. [૧૩]

**મૂલમ્ઃ—एवं तदीयैर्मनसि निधेयः स्वप्रभोर्गुणः ।**
**स्वस्मिन्नपि विनिश्चेया प्रभोरङ्गीकृतिर्ध्रुवा ॥१४॥**

**શબ્દાર્થ**:—આ રીતે તદીયજનોએ પોતાના સ્વામી શ્રીકૃષ્ણનો ગુણ મનમાં ધારણ કરવો; અને પ્રભુએ મ્હારો નિશ્ચલ અંગીકાર કર્યો છે એવો દૃઢ નિશ્ચય રાખવો. [૧૪]

**વિવેચનઃ**—આ પ્રકારે પુષ્ટિમાર્ગીય ભગવદીઓએ પોતપોતાના મનમાં એવો નિશ્ચય કરવો કે 'પ્રભુ અંગીકૃત ભક્તોનું રક્ષણ કરશે જ.' દુઃખ આવ્યું તો શું થયું ? પોતાના ભક્તોને પણ કવચિત્ સ્વામી દણ્ડ આપે છે ! જેમ પતિ મર્યાદાનું ઉલ્લંઘન કરનાર સ્વપત્નીને શિક્ષા કરે તેમ પ્રભુ પણ નિજ ભક્તોનો દોષ દૂર કરવા દુઃખરૂપ શિક્ષા કરે છે. એ જ ઉદ્દેશથી શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કે—

दण्डःस्वकीयतां मत्वेत्येवं चो इमेवनः ।
अस्मासु स्वीयतां मत्वा यत्रकुत्र यदा तदा ॥

**અર્થ :**—કે અમે આપના [ ભગવાનના ] છીએ એમ માની જો આપ દણ્ડ આપતા હો તો તે અમને ઈષ્ટજ છે. અમને આપના ગણી જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે દણ્ડ આપશો.' આ વચનાનુસાર સ્વકીયજનોને ( ભક્તોને ] પ્રભુ દણ્ડ પણ આપે-શિક્ષા કરે-તો તે પણ અનુગ્રહ જાણી મનને પ્રસન્નતામાં રાખવું. તેથી જ્યાં જ્યાં અપરાધ થાય ત્યાં ત્યાં તત્કાલ દણ્ડ પ્રભુ ભલેને આપે ! એ પ્રભુપ્રેષિત દુઃખને પણ અનુગ્રહ ગણી પ્રભુનો આભાર હૃદયમાં ધારણ કરવો. જે પ્રભુપર દોષનો આરોપ કરે છે તેને બહિર્મુખ સમજવો. પુષ્ટિમાર્ગમાં એનો અંગીકાર નથી. તેથી મન, વચન, અને કાયાથી એમ સમજવું કે પ્રભુ અંગીકૃત નિજભક્તોના રક્ષક છે. [૧૪]

**मूलम्ः—अत एवास्मदाचार्यैरुक्तं वरणलक्षणम् ।**
**"लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति" ॥१५॥**

**શબ્દાર્થ:**—તેથી જ આપણા શ્રીમદાચાર્યજીએ 'લોકમાં તથા વેદમાં સ્વાસ્થ્ય હરિ તો કરશે નહિ.' એવું વરણનું લક્ષણ કહ્યું છે. (૧૫)

**વિવેચનઃ**—રક્ષક એવા પ્રભુ ભક્તને કેમ દુઃખ આપે છે ? જે પ્રકારે આ લોકમાં તથા પરલોકમાં ભક્તજન સુખ પામે એવું કેમ કરતા નથી ? આમ જો કોઇ શંકા કરે તો સમાધાન કરે છે. જીવ સ્વભાવથી દુષ્ટ છે. જો એ લૌકિક કાર્યમાં સુખ પામે તો ત્યાંજ આસક્ત થઇ જાય. જો વૈદિક કાર્યમાં સુખ પામે તો તેમાંજ આસક્ત થઇ જાય. આમ જો લોકમાં અને વેદમાં જીવ આસક્તિ ધરાવતો થાય તો એના હૃદયમાંથી પ્રભુનો આશ્રય જતો રહે. પ્રભુ શરણ જતું રહેવાથી ભક્તનો નાશ થાય છે. તેથી શ્રીઠાકોરજી લૌકિક વૈદિક કાર્ય સિદ્ધ કરતા નથી, કે જેથી એ કાર્યોમાં દુઃખ જોઈ ત્યાંથી મન ખેંચી લઇ પ્રભુનો આશ્રય કરે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજી અને નિબન્ધાદિમાં ચારે વર્ણોના લક્ષણ કહ્યાં છે. તેમાં આપ કહે છે કે 'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી આદિ ગમે તે જીવ જો પ્રભુને શરણે આવે તો પ્રભુ તેની લૌકિક વૈદિકમાંથી મુક્તિ કરી, તેનો અંગીકાર કરે છે [ પોતાનો કરી રાખે છે. ]' શ્રીનવરત્ન ગ્રન્થમાં પણ પોતે વચન કહે છે કે ભક્તને લૌકિક વૈદિકથી મુકત કરી પોતાનો કરી રાખે છે. આમ વિચારી શ્રીહરિનો આશ્રય કરવો એજ સર્વોપરિ સિદ્ધાન્ત છે. [૧૫]

**इति श्रीहरिरायजीविरचितं षष्ठं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत**
**टीका-वादसाहितं सम्पूर्णम् ॥६॥**

# શિક્ષાપત્ર ૭ મું.

**ઉદ્દેશ:**—આ છઠ્ઠા શિક્ષાપત્રમાં એમ કહ્યું કે પ્રભુ જો લૌકિક વૈદિક સિદ્ધ ન કરે તો પણ પ્રભુનો ગુણ જ મનમાં ધારણ કરવો કે પ્રભુ જે કાંઈ કરે છે તે આપણા ભલાને અર્થેજ કરે છે. આવું ધૈર્ય ત્યારેજ આવે કે જ્યારે ભગવત્સંગસહિત ભગવત્સ્મરણ ભજન કરે ત્યારે. હવે આ સપ્તમ પત્રમાં લૌકિકમાં આસક્તિ કર્તવ્ય નથી પણ ભગવત્સેવામાં આસક્તિ કર્ત્તવ્ય છે એ નિરૂપણ કરે છે.

**मूलम्ः—सदा श्रीगोकुलाधीशः स्मर्त्तव्यः सर्वथा जनैः।**
**तदीयैर्मिलितैः सर्व दोषचिन्ता विवर्जितैः ॥ १ ॥**

**શબ્દાર્થ:**—સર્વદોષ અને ચિન્તારહિત તદીય (ભગવદીય) જનો સહિત મલીને સદા શ્રીગોકુલના અધીશ પ્રભુનું સર્વથા સ્મરણ કરવું યોગ્ય છે.

**વિવેચન:**—પુષ્ટિમાર્ગીય ભક્તજનને સર્વથા આ જ સ્મરણ કરવાનું કેમ

ગાયોના કુલના રક્ષક (ગોકુલ+અધીશ) એ શબ્દથી એમ બતાવ્યું કે ગાયો નિ:સાધન છે તેના રક્ષક પ્રભુ છે, તે જ પ્રમાણે જીવ જો નિ:સાધન થાય, શ્રીગોકુલાધીશનું સ્મરણ કરે તો દયાલુ પ્રભુ નિશ્ચય અનુગ્રહ કરશે જ. આમ જ્યારે નિ:સાધન ભાવથી ભજન સ્મરણ બને ત્યારે તદીય જનનો સંગ થાય, અને એ સંગથી અનેક પ્રકારના દોષ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર લૌકિક ચિન્તા આદિ સર્વ હૃદયમાંથી દૂર થઈ જાય. ભગવદીયના સંગ વિના, ગમે એટલો ભગવદ્ધર્મ કરે તો પણ મનમાંથી દોષ, ચિન્તા નિવૃત્ત થતા નથી. રાસપંચાધ્યાયીમાં સર્વ ભકતોને મદ થયો, એક મુખ્ય ભક્તને ન થયો, ત્યારે શ્રીઠાકોરજી એ મદરહિત એક જ ભક્તને લઈ પધાર્યા. અન્ય મત્ત ભક્તોને પોતાના દોષની ખબર પણ પડી નહિ, પરન્તુ વધારામાં પ્રભુમાં દોષબુદ્ધિ ઉત્પન્ન થઈ કે પ્રભુ અમારો ત્યાગ કરી ચાલ્યા ગયા! એ પ્રકારે પ્રભુને ખોળવા નિકળ્યા. પછી પેલા એક વ્રજભક્તને પણ મદ થયો તો તેનો પણ ત્યાગ કરી પ્રભુ અન્તર્ધાન થયા. પછી એ સર્વ અન્ય ભકતો પ્રભુને ઢુંઢતા ઢુંઢતા પેલા એક ભક્તની પાસે આવી ચઢયા અને કહ્યું કે 'અરે! તમને પણ ત્યજી પ્રભુ જતા રહ્યા!' ત્યારે એ ભાગ્યવાન્ ભક્તને નિજ દોષનું જ્ઞાન થયું અને એણે કહ્યું કે 'મને મદ થયો તેથી પ્રભુ મ્હને ત્યજી ચાલ્યા ગયા! આ શબ્દોનું શ્રવણ થતાં જ પેલા અન્ય વ્રજભક્તોને નિજ દોષનું (મદનું) જ્ઞાન થયું કે "અમને મદ થયો તેથી પ્રભુએ અમારો ત્યાગ કર્યો!" આ

પ્રકારે શ્રીઆચાર્યજીએ શ્રીસુબોધિનીજીમાં નિરૂપિત કર્યું છે. તેથી ભગવદીયના સંગ વિના દોષ અને ચિન્તાનો નાશ થતો નથી, તેથી ભગવદીયોના સંગમાં પ્રભુનું સ્મરણ કરવું. શ્રીનવરત્ન ગ્રન્થમાં શ્રીઆચાર્યજી નિરૂપણ કરે છે કે "निवेदनंतुस्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः" 'નિવેદન તો સદા તાદૃશીય જન સહિત સ્મરણીય છે.' (૧)

**मूलम्ः—न लौकिके[1] मतिः कार्या भगवद्भावबाधिका ।**
**लौकिकं वैदिकं चापि स्वयं साधयिता प्रभुः ॥२॥**

**શબ્દાર્થ:**—ભગવદ્ભાવમાં બાધક એવી લૌકિકમાં મતિ કરવી નહિ. (કારણ કે એવી મતિ ન કરનાર ટેકવાળા ભક્તજનના) સર્વ લૌકિક અને વૈદિકના સાધનાર પ્રભુ પોતે જ છે.

**વિવેચન:**—અલૌકિક પદાર્થમાં લૌકિક બુદ્ધિ ન કરવી, કારણ કે ભગવદ્ભાવમાં લૌકિક બુદ્ધિ બાધક છે. પ્રભુની લીલા, શ્રીવલ્લભકુલ, ભગવદીયો, સેવા સામગ્રી, વ્રજ, શ્રીયમુનાજી, શ્રીગિરિરાજ, વૃક્ષ, લતા, ભગવદ્વાર્ત્તા, ગ્રન્થ, કીર્તન, શ્રીભાગવતાદિમાં લૌકિક મતિ ન કરવી. સર્વ વસ્તુ પ્રભુ સમ્બન્ધી જાણી, ભાવસંયુક્ત સેવા સ્મરણ કરવાં. અલૌકિક ભાવમાં લૌકિક બુદ્ધિ થાય તો બાધ આવે, તેથી લૌકિક વૈદિક કાર્યની ચિન્તા ન રાખતાં ભગવત્કાર્ય ચિત્ત લગાડી કરવું. પ્રભુ પોતેજ લૌકિક સિદ્ધ કરી આપશે. શ્રીવલ્લભકુલ લૌકિક વૈદિક કાર્ય કરી નિજ ભગવદીયોને એમ બતાવે છે કે 'તમે લૌકિક વૈદિકની ચિન્તા મા કરો! હમે તમારે અર્થ એ કાર્યો કરીએ છીએ! તમે સુખથી પ્રભુની સેવા, સ્મરણ આદી કરો! પ્રભુ પોતે જ તમારૂં લૌકિક વૈદિક સિદ્ધ કરશે!'

**मूलम्ः—इदानीमीदृशः कालः प्रतिकूलः समागतः ।**
**यथाकथंचित्स्वमनः स्थापनीयं पदाब्जयोः ॥३॥**

**શબ્દાર્થ:**—હવે એવો વિપરીત કાલ આવ્યો છે કે જેમ તેમ કરીને (અતિશય વિટમ્બણામાં–યથાકથંચિત્) આપણા ચિત્તને શ્રીઠાકોરજીના ચરણારવિન્દમાં સ્થાપન કરવું.

**વિવેચન:**—હવે મહા કઠિન કલિકાલ આવ્યો છે. આ કાલમાં ભગવદીયનો સંગ અતિ દુર્લભ છે. જે કંઇ મલે છે તે પ્રતિકૂલ જ હોય છે. ભગવ-

---

[1] 'न लौकिकी मतिः कार्या' એવો પાઠ હોય તો અર્થ 'ભગવદ્ભાવમાં બાધ કરે એવી લૌકિકી મતિ ન કરવી' થાયછે.

ત્સેવામાં અનુકૂલ થઈ પડતું નથી. લૌકિક કામનાવાળા પુરૂષોના સ્વાર્થને અર્થ સર્વ કંઈ મળે છે. બહારથી પરીક્ષા કરતાં ભલા ભગવદીયનો ભલો સત્સંગ અને ભલી ક્રિયા દેખાય છે, પણ અન્તઃ તપાસતાં ( અન્દરથી ) અનેક પ્રકારની લૌકિક-વાસના-પૂર્ણ ભગવદીયો દેખાય છે. એવા ભગવદીયના સંગથી ફલસિદ્ધિ થતી નથી. એ છતાં એવો સંગ કલિકાલમાં પ્રાપ્ત થાય છે. આમ છે તો યથા કથંચિત્ જેટલું બને એટલું ચિત્તને શ્રીઠાકોરજીના ચરણકમલમાં યોજવું. પ્રભુમાં પ્રીતિ વધારવા બહુ લોકમાં મલવું ખરૂં પરન્તુ તેમાં એટલો વિવેક તો રાખવો કે જેથી ભગવદ્ધર્મ ઘટે એવું કોઈ કાર્ય ન થાય. જે ( સ્વલ્પ પણ ) ભગવદ્ભાવ હોય તેની રક્ષા કરી ચિત્તને ભગવાનના ચરણકમલમાં સ્થાપવું. (૩)

**मूलम्ः—सेवायां च मनः स्थाप्यं तत्साधकतयैव हि ।**
**गार्हस्थ्यार्थं विवाहेपि प्रयत्नः क्रियतांद्रुतम् ॥४॥**

**શબ્દાર્થઃ**—સેવામાં મન સ્થાપવું. ભગવત્સેવાની સાધકતાને અર્થે ભગવત્સેવા સારી રીતે કરવામાં સહાયતા પ્રાપ્ત કરવાને અર્થે–ગૃહસ્થાશ્રમ કરવો જોઇએ અને એ ગૃહસ્થાશ્રમ આચરવાને વિવાહપ્રતિ શીઘ્ર પ્રયત્ન કરવો.

**વિવેચનઃ**—શ્રીઠાકોરજીની સેવાદિક ભગવદ્ધર્મમાં મન સ્થાપવું. ભગવત્સેવાર્થ સર્વ વસ્તુઓનો સંગ્રહ કરવો. જો વસ્તુ ભગવત્સેવામાં સાધક હોય તો તેનું ગ્રહણ કરવું, જો તે ( સેવામાં ) બાધક હોય તો તેનો ત્યાગ કરવો. આ ગૃહસ્થાશ્રમ ભગવત્સેવામાં ઉપયોગી છે તેથી જ એનું આચરણ કરવું વિવાહાદિક ભગવત્સેવામાં સહાય આપે છે તેથી જ વિવાહને માટે પ્રયત્ન કરવો–વિવાહને અર્થેજ નહિ. શ્રીભાગવત નવમસ્કન્ધમાં ભગવાન્ દુર્વાસા પ્રતિ કહે છે કે,

**मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।**
**नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ॥**

" જે ભગવદીયો સેવામાં પૂર્ણ છે તેઓ મારી સેવાર્થી પ્રાપ્ત થયલી સાલોક્યાદિ ચતુષ્ટય–સાલોક્ય, સામીપ્ય, સાર્ષ્ટિ અને સારૂપ્ય–મુક્તિની પણ ઈચ્છા કરતા નથી. તો તેઓ કાળથી જેનો નાશ થાય છે એવી અન્ય વસ્તુઓ –રાજ્યાદિક તેની ઈચ્છા તો કેમ કરી શકે ? " આ પ્રમાણે સેવાપૂર્ણ ભક્તો પ્રતીયમાન ચતુષ્ટય મુક્તિની વાંચ્છના કરતા નથી તો પછી કાલવિપ્લુત અન્ય વસ્તુઓની ચાહના તો કેમ જ કરી શકે ?

मूलम्ः—न भवेत् प्रायशो भोगे त‍ीयानां क्वचिन्मनः ।
तथापि चेद्भवेद्भोगो निवार्यः सर्वथैव हि ॥५॥

**શબ્દાર્થઃ**—ભગવદીયોનું પ્રાયશઃ (ઘણું કરીને) ભોગમાં મન કદાપિ પ્રવર્ત્તતું નથી. તથાપિ કદાચિત્ ભોગાસક્ત મન હોય તો નિશ્ચય તેનું સર્વ પ્રકારે નિવારણ કરવું. (૫)

संसारावेशदुष्टानां इन्द्रियाणां हिताय वै ।
कृष्णस्य सर्ववस्तूनि भूम्न ईशस्य योजयेत् ॥१२॥ (निरोधलक्षण)

**વિવેચનઃ**—સંસારમાં આવેશથી દુષ્ટ થયલી ઇન્દ્રિયોના કલ્યાણ અર્થે સર્વ વંસ્તુઓને મહાન્ સર્વના ઇશ એવા શ્રીકૃષ્ણની સેવામાં યોજવી.' આ પ્રકારે પુષ્ટિમાર્ગીય જીવે પોતાની ઇન્દ્રિયોને તેમના વિષયભોગમાં યોજવાની નથી, પરન્તુ ભગવત્સેવામાં યોજવાની છે. દૃષ્ટાન્ત તરીકે તદીય જનોએ સ્ત્રી રાખવી પણ તે ભોગવિલાસને અર્થ નહિ પરન્તુ સ્ત્રી ભગવત્સેવામાં સહાયભૂત થાય માટે જ. સ્ત્રી સાથેનો ગૃહસંસાર કામવિલાસને અર્થે નહી પણ કામનિવૃત્તિને અર્થે જ છે. ભગવદ્ભક્ત પુત્ર ઉત્પન્ન થાય એવી કામનાથી જ સ્ત્રી સાથે વિષય કરવો. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નિરોધલક્ષણ નામના ગ્રન્થમાં કહે છે કે "पुत्रे कृष्णप्रिये रतिः" શ્રીકૃષ્ણમાં પ્રીતિ રાખે એવા પુત્રને અર્થે વિષય કરવો. ભગવત્સેવામાં કામ બાધક થાય તો તેની નિવૃત્તિને અર્થ વિષય કરવો. વિષયને અર્થે જ વિષય ભોગ કરવો નહિ. કામની નિવૃત્તિને અર્થ ઇન્દ્રિયોને તેમજ ઇન્દ્રિયોના સર્વ વિષયયોગ પદાર્થોને શ્રીકૃષ્ણ ભગવાનની સેવામાં વિનિયોજવા. (૫)

मूलम्ः—भावोऽत्र साधनं मार्गे प्रमेय भगवान् हि सः ।
प्रमाणं कृष्णसेवाऽऽदौ स एव च फलं पुनः ॥६॥

**શબ્દાર્થઃ**—આ પુષ્ટિમાર્ગમાં ભાવ સાધન છે અને પ્રમેય ભગવાન છે. પ્રથમ તો કૃષ્ણસેવા એ પ્રમાણરૂપ છે. અને વળી તેજ ફળરૂપ છે. (૬)

**વિવેચનઃ**—આ પુષ્ટિમાર્ગમાં સેવાની સર્વ રીતો સાધનરૂપ દેખાય છે પરંતુ એ સર્વ ભાવરૂપ છે. જે સાધનરૂપ દેખાય તે જ ફળરૂપ છે. એનું કારણ શું? એમાં જો કોઈ પ્રશ્ન કરે તો કહે છે કે "ફલ તો પ્રભુ સ્વપ્રમેય બળથી હાથમાં રાખે છે. જ્યારે પ્રભુની ઇચ્છા થાય ત્યારે તેનું (ફલનું) દાન કરે છે જ. એવો નિશ્ચય નથી જ કે આટલા દિવસમાં ફળ પ્રાપ્તિ થવી જ

જોઈએ. આમ છે પણ જીવ જીવસ્વભાવથી ફલની ઈચ્છા મનમાં રાખે છે તો તેથી તેને સેવા સાધનરૂપ દેખાય છે. જે જીવ સેવાને જ ફળરૂપ સમજે છે તેને એ સેવા ફળરૂપ જ છે. આમ શ્રીકૃષ્ણની સેવા-પ્રમાણુરૂપ તથા ફળરૂપ બન્ને છે. અર્થાત્ જે કોઈ પ્રમાણુરૂપ જાણીને સેવા કરે છે તેની સેવા સાધનરૂપ છે. જે કોઈ પ્રમેયરૂપ જાણીને સેવા કરે છે તેની સેવા ફળરૂપ છે. જે ભકતના હૃદયમાં જેવો ભાવ હોય છે તેવી તેને ફલ) પ્રાપ્તિ થાય છે. એ સિદ્ધાન્ત છે, તેથી ભગવદ્ભાવની વૃદ્ધિ કરવી, તેનું સંરક્ષણ કરવું.

**मूलम्ः—तस्मात् स एव संरक्ष्यो निधिरूपस्तु सर्वथा।**
**एतद्विरूद्धं तत्सर्वं ज्ञात्वा ज्ञात्वा निवर्त्तयेत् ॥७॥**

**શબ્દાર્થ:**—તેથી તેનું ( ભગવદ્ભાવનું ) સદા સારી રીતે રક્ષણ કરવું કારણ કે તે નિધિરૂપ-દ્રવ્યના ભણ્ડારરૂપ-છે અને જે જે કંઈ એનું વિરોધી હોય તે સમજી સમજીને તેમાંથી નિવૃત્ત થવું. (૭)

**વિવેચનઃ**—આ પ્રકારે અન્ય સર્વથી આપણા ભગવદ્ભાવનું તેમજ પ્રભુના સ્વરૂપનું સંરક્ષણ કરવું, ઉપર કહ્યું તેમ કાલ મહા કઠિન આવ્યો છે. સ્વલ્પ દુઃસંગથી પણ પ્રભુમાંથી વાત્સલ્ય જતું રહે છે. ભગવત્સેવાથી અન્ય સાધનમાં મન લાગે તો સેવામાં શિથિલતા થઇ જાય છે. તેથી આપણા ભગવદ્ભાવને નિધિરૂપ સમજી અનેક દુઃસંગથી એનું રક્ષણ કરી લેવું, એ રક્ષાનો પ્રકાર બતાવે છે. જો ભગવત્સેવામાં સ્ત્રી પ્રતિબન્ધ કરે તો તેનો ( સ્ત્રીનો ) પણ ત્યાગ કરવો. તે સમય સ્ત્રીનું વાત્સલ્ય ગણવું નહિ. તેમજ જો માતા, પિતા, પુત્ર આદિ પ્રતિબન્ધ કરે તો તેમનો પણ ત્યાગ કરવો. જો દેશમાં રાજાદિકનો પ્રતિબન્ધ થાય તો વિચાર કરી તે દેશનો ત્યાગ કરવો. એકી સમય ત્યાગ ન થઈ શકે તો ક્રમે ક્રમે એ સર્વ ત્યજવા, પણ ભાવની રક્ષા કરવા ચૂકવું નહિ પુષ્ટિમાર્ગીય સેવા સર્વોપાર સમજી, સેવાનાભાવને નિધિરૂપ ગણી એને ગુપ્ત રાખવી. એમ કરનારને શ્રીઆચાર્યજી મહાપ્રભુની કૃપાથી સત્વર અનુભવ થશે. (૭)

**इतिश्रीहरिरायजीविरचितं सप्तमं शिक्षापत्रम् श्रीगोपेश्वरजीकृत-टीका-वादसाहेतं समाप्तम् ॥७॥**



# શિક્ષાપત્ર ૮ મું.

**ઉદ્દેશઃ**—હવે આ અષ્ટમ શિક્ષાપત્રમાં ઐહિક તથા પારલૌકિક સર્વ કાર્યોમાં ભગવાન્ જ ચિન્તન કરવા યોગ્ય છે, પરન્તુ અન્યાશ્રય તો કર્ત્તવ્ય નથી જ. ઉપર કહ્યું તે પ્રમાણે ભગવત્સેવા ભાવસહિત કરવી અને મનમાં દૃઢ વિશ્વાસ રાખવો. તેથી સર્વ સિદ્ધ થાય છે એ હવે જણાવે છે.

**મૂલમ્ઃ**—ऐहिके पारलोके च सर्वसामर्थ्यसंयुतः ।
स एव गोकुलाधीशश्चिन्तनीयः सदा हृदि ॥१॥

**શબ્દાર્થઃ**—આ લોક તથા પરલોક (ના સર્વ વિષયો) માં સર્વ સામર્થ્ય યુક્ત શ્રીગોકુલાધીશ છે, તેનું જ સદા હૃદયમાં ચિન્ત કરવું યોગ્ય છે. (૧)

**વિવેચનઃ**—શ્રીગોકુલાધીશનું સદા ચિન્તન કરીએ તથા એમની સેવા કરીએ તેમાં ચિન્તા બાધક છે. એક ચિન્તા તો એ જ કે 'હું ભગવત્સેવા કરૂં છું. પણ મારા લૌકિકનો નિર્વાહ કેવી રીતે થશે?' અને બીજી ચિન્તા એ છે કે 'મ્હારૂં અલૌકિક કેવી રીતે સુધરશે?' આ બન્ને પ્રકારની ચિન્તાનો ત્યાગ કરવો. પ્રભુ સર્વ સિદ્ધ કરવા સામર્થ્યવાન્ છે. સર્વ સમર્થ શ્રીગોકુલાધીશ પ્રભુ લૌકિક પણ સિદ્ધ કરશે જ. આમ દૃઢ વિશ્વાસ સહિત નિયમપૂર્વક શ્રીગોકુલાધીશનું સ્મરણ કરવું.

**મૂલમ્ઃ**—विश्वासस्तत्र कर्त्तव्यो भद्रमेव विधास्यति ।
स्वदोषादेव तत्रापि दोषस्फूर्त्तिर्यतो भवेत् ॥२॥

**શબ્દાર્થ**—ભગવાનમાં વિશ્વાસ કરવો. ભગવાન્ કલ્યાણ જ કરશે. અને ભગવાનમાં પણ જો દોષની સ્ફૂર્તિ થાય તો તે આપણા દોષને લીધે જ છે.

**વિવેચન**—દૃઢ વિશ્વાસ મનમાં રાખવો. જો વિશ્વાસ મનમાં દૃઢ હોય તો સ્વલ્પ ભગવદ્ધર્માચરણથી પણ એનું કલ્યાણ થાય છે. લોકને બતાવવાને ઘણાએ ભગવદ્ધર્મ આચરે પણ મનમાં પ્રભુમાં વિશ્વાસ ન રાખે તો ધર્મ ફલસિદ્ધ કરતો નથી. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી વિવેક ધૈર્યાશ્રય નામના નિજ ગ્રન્થમાં કહે છે કે '**ब्रह्मास्त्रचातकौ** भाव्यौ प्राप्तं **सेवेत** निर्ममः' એટલે 'બ્રહ્માસ્ત્ર અને ચાતકની ભાવના કરવી. પ્રાપ્ત ધનનું મમત્વ વિના સેવન કરવું.' અવિશ્વાસથી બ્રહ્માસ્ત્ર નિષ્ફલ જાય છે. ચાતકને દૃઢ વિશ્વાસ છે તેથી મેઘ એને જલદાન કરે છે. એક સમય હનુમાનજી સીતાને ખોળવા લંકા સુધી ગયા.

હનુમાનજીએ ઉપવન, વાટિકાદિને ઉજ્જડ કરી અનેક રાક્ષસને માર્યા. અનેક પ્રયાસથી હનુમાનજી પકડાયા નહિ. અન્તે ઇન્દ્રજીતે બ્રહ્માસ્ત્રનો ઉપયોગ કર્યો, ત્યારે હનુમાનજી બ્રહ્માસ્ત્ર માહાત્મ્યને સત્ય કરવા બ્રહ્માસ્ત્રથી બન્ધાયા. હનુમાનજીને રાવણ પાસે લાવવામાં આવ્યા. રાવણે કહ્યું કે “ આવા બલવાન્ વાનરને સૂત્રતારથી કેમ બાંધ્યો છે. એને લોહમયી સાંકલથી બાંધો ! ” આમ જ્યારે બ્રહ્માસ્ત્રનું માહાત્મ્ય ન સમજી, બ્રહ્માસ્ત્ર સામર્થ્ય વિષે અવિશ્વાસ કરી, ‘લોહમયી સાંકલથી બાંધો ’ એમ કહ્યું તેની સાથેજ બ્રહ્માસ્ત્ર છૂટી ગયું ! હનુમાનજીએ પોતાનું બલ દર્શાવ્યું ! સર્વ સાંકળો તૂટી ગઈ ! અને સર્વ લંકાનું દહન કર્યું ! આમ અવિશ્વાસથી બ્રહ્માસ્ત્ર નષ્ટ થઈ જાય છે, એમાં દૃઢ વિશ્વાસ રાખવાથી તે ઉપયોગી થઈ પડે છે ! તેમજ ચાતક એક સ્વાતિ નક્ષત્રના મેઘજલ બિન્દુની તીવ્ર આકાંક્ષા રાખે છે. સ્વાતિમેઘ જલવિના અન્ય પૃથ્વીપરના જલબિન્દુનું ગ્રહણ ચાતક પક્ષી કરતું નથી. આમ જો ચાતકને એ મેઘજલનો દૃઢ વિશ્વાસ છે તો જડ મેઘ પણ એનો મનોરથ પૂર્ણ કરે છે. આ બે દૃષ્ટાન્તમાં બતાવ્યું તે પ્રમાણે વૈષ્ણવોએ પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખવો. ‘ अविश्वासो न कर्त्तव्यः सर्वथा बाधकस्तुसः ’ પ્રભુમાં અવિશ્વાસ ન કરવો કારણકે તે સર્વથા બાધક છે. ’ જેના હૃદયમાં દૃઢ વિશ્વાસ છે તેને સર્વફલની પ્રાપ્તિ થાય છે. ભક્તોએ વારંવાર પોતાનો દોષ વિચારવો. પોતાને દોષપૂર્ણ સમજે તો મનમાં દીનતા ઉદ્ભવે કે “ હું કેવો દોષપૂર્ણ છું. મ્હારાપર તે પ્રભુ ક્યાંથી કૃપા કરે ? ” એક ભગવદીયે ગાયું છે કે ‘ माधो हों पतितनको राजा, हों पतितनको नायक, हों पतितनको ईश ’ આ પ્રકારે પોતાની જાતને અન્ય સર્વથી દોષપૂર્ણ સમજે તો જ દોષો સ્ફૂરે, દીનતા ઉદ્ભવે, અને પ્રભુકૃપા પ્રાપ્ત કરાય. (૨)

## मूलम्:—आर्त्तिः फलं साधनं च व्रजाधिपतिसंगमे । अतः सदा तदार्त्यैव स्थीयतां तत्कृपायुतैः ॥३॥

**શબ્દાર્થઃ**—વ્રજના અધિપતિ શ્રીકૃષ્ણના સમાગમ વિષે જે આર્ત્તિ—આતુરતા—છે તે જ ફલ છે, અને તે જ સાધન છે; માટે તેના કૃપાયુક્તો ( વૈષ્ણવજનોએ ) એ તે આર્ત્તભાવથી નિરન્તર સ્થિતિ કરવી. (૩)

**વિવેચનઃ**—કેટલા સમય—જન્મ, વર્ષો—થી આપણે પ્રભુથી [ વિછયાં ) વ્યુચ્ચરણ પામ્યા છીએ ! એ પ્રભુને આપણે ક્યારે મળીશું !—આ પ્રકારની આતુરતા જ સાધન છે. આવી પ્રભુ સમાગમની અતિ આકાંક્ષા સમાન અન્ય સાધન નથી. આ આતુરતા જ ફલ પણ છે. એ પ્રકારની પ્રભુમિલનની આતુ-

રતા જ્યારે હૃદયમાં ઉદ્ભવે ત્યારે જ સર્વ ભગવત્સેવા, સ્મરણ, ભજનાદિ થઈ શકે, અને પ્રભુ સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે. જેમ જેમ પ્રભુસંગમાર્થે આર્ત્તિ વધે તેમ તેમ પ્રભુ અધિક આનન્દાનુભવ કરાવે. તેથી આર્ત્તિ–પ્રભુમિલનાર્થે આતુરતા–એ જ વ્રજાધિપ સંગમ કરાવવામાં કારણરૂપ છે. જ્યારે ભક્ત વિપ્રયોગ–આર્ત્તિ કરતો કરતો આર્ત્તિરૂપ થઈ જાય છે ત્યારે પ્રભુકૃપા કરે છે. જેમ અગ્નિસમ્બન્ધથી નવનીત ( માખણ ) દ્રવીભૂત થઈ જાય છે, તેમ ભક્તની વિપ્રયોગ આર્ત્તિથી–'આપણે કેવા ભાગ્યહીન કે આપણે પ્રભુથી વિખુટા છીએ ! પ્રભુને આપણે ક્યારે મલીશું !'–એ પ્રકારની આતુરતાથી–પ્રભુનું હૃદય દ્રવીભૂત થાય છે. નિરોધ લક્ષણ નામના ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કે–

" क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं सदानन्दं हृदिस्थं निर्गतं बहिः " ।

એટલે 'નિજ ભકતોને આર્ત્તિયુકત–કલેશ યુકત–જોઈ પ્રભુ જ્યારે કૃપાયુકત થાય ત્યારે એ સદાનન્દ ભગવાન્ હૃદયમાંથી બહાર નીકળે છે.' આ પ્રકારે પુષ્ટિમાર્ગમાં આર્ત્તિ જ સાધન છે અને ફલ પણ છે. ભકત જ્યારે વિપ્રયોગમાં તદ્રૂપ થઈ જાય ત્યારે પ્રભુકૃપા કરે. (૩)

**मूलम्ः–अन्याश्रयो महानेव बाधको भीयतां ततः ।**
**तत्क्षणेनैव सच्चेतो विमुखं वै विधास्यति ।।४।।**

**શબ્દાર્થ**:—અન્યાશ્રય એ મહાન્ બાધક છે. અન્યાશ્રયથી ભય રાખો. (જે ક્ષણે અન્યાશ્રય પ્રાપ્ત થાય ) તે ક્ષણે જ સત્પુરૂષના ચિત્તને તે (અન્યાશ્રય) નિશ્ચય બહિર્મુખ કરશે જ. (૪)

**વિવેચનઃ**—ઉપર કહ્યું કે વિપ્રયોગ–આર્ત્તિ સાધન અને ફલ બન્ને છે. ત્યાં અન્યાશ્રય બાધક છે. અન્યાશ્રય સર્વ આર્ત્તિને દૂર કરે છે, સર્વ ધર્મનો નાશ કરે છે. તેથી અન્યાશ્રયથી ( શ્રીગોકુલાધીશ–શ્રીકૃષ્ણનું શરણ ત્યજી અન્ય દેવનું ભજન, સ્મરણ, શરણ કરવું ) સદા બ્હીતા રહેશો. હારિતસ્મૃતિમાં કહ્યું છે કે—

नान्यं देवं नमस्कुर्यान्नान्यं देवं निरीक्षयेत् ।
नान्यत्प्रसादमश्नाच्च नान्यदायतनं व्रजेत् ॥

" અન્યદેવને નમસ્કાર ન કરવા, અન્યદેવના દર્શન ન કરવા, અન્યદેવનો પ્રસાદ ન ખાવો, અને અન્યદેવના મન્દિરમાં ન જવું." આ રીતે અન્યદેવનો આશ્રય કરે તેને બહિર્મુખ સમજવો. આપણા ભગવદ્ભાવની રક્ષાર્થે અન્યાશ્રયનો મનમાંથી સત્વર ત્યાગ કરવો. એક ક્ષણ પણ અન્યાશ્રયના સમ્બન્ધથી દુર્બુદ્ધિ ઉદ્ભવે છે. શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:–

" अहं कुरंगीदृग्भङ्गीसङ्गिनाङ्गीकृतोऽस्मि यत् ।
अन्यसम्बन्धगन्धोऽपि कन्धरामेव बाधते ॥

" હું મૃગની દૃષ્ટિ જેવા ચપલ નેત્રવાળા વ્રજભકતોના સંગી શ્રીકૃષ્ણનો અંગીકૃત ( સેવક ) છું; તેથી અન્ય સમ્બન્ધનો ગન્ધ ( અથવા અન્યાશ્રયનો છાયો ) પણ મારી કન્ધરાનો બાધ કરે છે. " આ વાકયાનુસાર અન્ય સમ્બન્ધ ભગવદ્ભકતોને બાધ કરે છે." તેથી બહિર્મુખજનનો સંગ ત્યજી આપણા ભાવની રક્ષા કરવી. (૪)

**मूलम्ः—तदीयेषु सदा स्थेयं सद्भावेनैव सर्वथा ।**
**त एव भक्तिमार्गस्य सहायत्वे निरूपिताः ॥५॥**

**શબ્દાર્થ**:—( ભગવદીયો ) તદીયોના સંગમાં સત્ય ભાવથી સર્વથા સ્થિતિ કરવી. (કારણકે) તદીયો જ ભકિતમાર્ગની સહાયતામાં નિરૂપિત છે. (૫)

**વિવેચનઃ**—ભગવદીયના સંગથી બહિર્મુખતા અને અન્યાશ્રય થતાં નથી, પ્રભુમાં સુન્દર ભાવ વધે છે. સર્વથા તદીયોનો સંગ શુદ્ધભાવથી પ્રભુમિલનાર્થ કરવો, લૌકિક વૈદિક વાંચ્છના એ સંગમાં કરવી નહિ. તદીયના સંગથી ભકિત-માર્ગમાં સહાય મળે છે. શ્રીભાગવત પ્રથમ સ્કન્ધમાં શૌનકનું વાકય છે કેઃ—

" तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः " ॥
(अध्याय १८. श्ले।. १३.)

ભગવાનના સંગી ભકતના સંગની એક ક્ષણ સમાન પણ અમે સ્વર્ગની કે મોક્ષની તુલના કરતા નથી, તો પછી (એ ભગવદીયના સંગ સમાન) મરણ-ધર્મયુક્ત રાજ્યાદિકના મનોરથની તુલના તો કેવી રીતે કરી શકીએ ? " ભગવદીયોનો સંગ રાજ્યાદિક મનોરથથી, સ્વર્ગથી અને મોક્ષથી પણ અતિ ઉત્તમ છે. એકાદશસ્કન્ધમાં શ્રી ભગવાન્ ઉદ્ધવજી પ્રતિ કહે છે કેઃ—

न रोधयति मां योगो न सांख्यं धर्म उद्धव !
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्त्तं न दक्षिणा ॥१॥
व्रतानि यज्ञश्छन्दांसि, तीर्थानि नियमा यमाः ।
यथावरुन्धे सत्संगः सर्वसङ्गापहो हि माम् ॥२॥
सत्सङ्गेन हि दैतेया यातुधानाः खगाः मृगाः ।
गन्धर्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः ॥
बहवो मत्पदं प्राप्ता स्त्वाष्ट्र कायाधवादयः ' ।
(अध्याय १२.)

અર્થાત્ હે ઉદ્ધવ ! યોગ, કે સાંખ્ય, કે ધર્મ, કે સ્વાધ્યાય (વેદાભ્યાસ), કે તપ, કે ત્યાગ (દાન), કે ઈષ્ટાપૂર્ત્ત (યજ્ઞો, કૂપ, ઉપવન, આશ્રમ સ્થળાદિક), કે દક્ષિણા, કે વ્રતો, કે યજ્ઞો, કે છન્દો, કે તીર્થો, કે યમ, કે નિયમો—એમાંનું કોઇ પણ મને વશ કરતું નથી; પણ સર્વ પ્રકારના સંગ (આસક્તિઓ) નો નાશ કરનાર સત્સંગ (ભગવદીયોનો સંગ) નિશ્ચય મને વશ કરે છે. સત્સંગથી જ દૈત્યો, યાતુધાનો (રાક્ષસો), પક્ષીઓ, મૃગો, ગંન્ધર્વો, અપ્સરાઓ, નાગો, સિદ્ધો, ચારણો, ગુહ્યકો, બહુ જીવો વૃત્રાસુર–પ્રલ્હાદ આદિ મારા ચરણારવિન્દને પ્રાપ્ત થયા છે. આમ સર્વ કોઈ યોનિના જીવ–ઉચ્ચ વા નીચ–યોનિના જીવો સત્સંગથી ભગવાનને પ્રાપ્ત થયા છે. તેથી શુદ્ધ ભાવથી પુષ્ટિમાર્ગમાં ભગવદીયના સંગની સહાય લેવી. દૃષ્ટાન્તમાં ગદાધરદાસના આશીર્વાદથી તથા સંગથી માધોદાસને ભક્તિ પ્રાપ્ત થઈ. (૫)

**मूलम्ः–अस्माकं तु तदीयानां प्रसङ्गोऽपि सुदुर्लभः ।**
**चेतोऽपि साधनाभावाद्विमुखं तिष्ठति स्वतः ॥६॥**

**શબ્દાર્થઃ**—પણ આપણને તો તદીયો (ભગવદીયો) નો પ્રસંગ પણ અતિ દુર્લભ છે; અને ચિત્ત પણ સાધનના અભાવે સ્વતઃ જ વિમુખ રહે છે. (૬)

**વિવેચનઃ**—અમને તો તદીયોનો સંગ જ મહા દુર્લભ છે. એકક્ષણ પણ ભગવદીયો મલતા નથી. એક તો એ દુઃખ છે અને બીજું ચિત્તથી સાધન, સ્મરણ, ભાવના આદિ કોઇ પણ ભગવદ્ધર્મ બનતો નથી. આમ ભગવદીયના સંગભાવથી અકેલું (એકલું પડી રહેલું). ચિત્ત ભગવદ્ધર્મમાં ચોંટતું નથી, તેથી હૃદયમાં બહિર્મુખતા ઉદ્ભવે છે. પ્રભુ પ્રસન્ન કરવાના બે ઉપાય છે. એક તો ભગવદીયના સંગે ચિત્ત પ્રભુમાં લીન થાય તે–અને બીજો તદીય–સંગાભાવમાં અષ્ટ પ્રહર ભગવલ્લીલામાં ચિત્તનું લીન થવું તે. આ બન્ને ઉપાય–રહિત અમે છીએ તો હવે શું કરવું ? આ પ્રકારે શ્રીહરિરાયજી જીવનાર્થ દૈન્ય કરે છે ! (૬)

**मूलम्ः–गतो हि भगवद्दासः स्वकार्याय विदेशके ।**
**व्रजपालोऽपि चलितस्तेन मे दुःखितं मनः ॥७॥**

**શબ્દાર્થઃ**—ભગવાનદાસ પોતાના કામને અર્થે વિદેશ ગયો છે. અને વ્રજપાલ નામનો સેવક પણ પરદેશ ગયો છે તેથી મારૂં મન દુઃખિત છે. (૭)

**વિવેચનઃ**—એક ભગવદીય ભગવાનદાસનો મને સંગ હતો તે પણ પોતાના કાર્યને અર્થ વિદેશ ગયો. અને વ્રજપાલ પણ પરદેશ ગયો. આમ

બન્ને ભગવદીયોમાંથી કોઇ પણ પાસે રહ્યું નહિ તેથી સત્સંગ વિના અતિ દુઃખ થાય છે. (૭)

**મૂલમ્ઃ—मयि यद्यपि नास्त्येव किञ्चित्तत्कृपया[१] पुनः ।**
**यदस्ति तदपि स्वीयसाधनाभावतो गतम् ॥८॥**

**શબ્દાર્થ:**—યદ્યપિ મ્હારામાં તો કોઇ પણ ધર્મ નથીજ, તથાપિ તેની કૃપાથી જે કિંચિત્ છે તે પણ પુનઃ અમારા સાધનના અભાવથી જતું રહ્યું છે. (૮)

**વિવેચનઃ**—ભગવદીયજનો મારી પાસેથી ચાલ્યા ગયા! મારામાં સ્નેહ નથી તેથી જ આમ થયું છે! જો સ્નેહ મારા હૃદયમાં હોત તો તમારો સંગ અને ભગવત્સેવા શું કરવા છૂટત! એક તમારી કૃપાનું બલ છે કે તમે મ્હારા પર પ્રસન્ન રહો છો! મ્હારાથી લૌકિક વૈદિક કાર્ય કશું પણ બનતું નથી! આમ ગૃહસ્થાશ્રમનું કાર્ય નથી થતું તેમજ પ્રભુ પ્રસન્ન કરાવનાર પુષ્ટિમાર્ગીય સેવાદિ ધર્મ પણ બનતો નથી! આ પ્રકારે હું સર્વથા નિઃસાધન (સાધન વિનાનો) થઇ પડયો છું!

**મૂલમ્ઃ—एतादृशेऽर्थे सम्प्राप्ते स हरिः शरणं मम ।**
**ऐहिके पारलोके च नैश्चिन्त्यं तत एव हि ॥९॥**

**શબ્દાર્થ:**—આવો અર્થ સમ્પ્રાપ્ત થયો છે તેમાં તે હરિજ મારૂં શરણુ છે. અને તેથી જ ઐહિક અને પારલૌકિકમાં નિશ્ચિન્તપણું છે. (૯)

**વિવેચનઃ**—હું આવો નિઃસાધન છું! હરિશરણ એ જ મારી એકગતિ છે! શ્રીઆચાર્યજી મહાપ્રભુજી વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં કહે છે કે—'**ऐहिके पारलोके च सर्वथा शरणं हरिः**' 'આ લોકની તેમજ પરલોકની સર્વ (વસ્તુઓમાં) સર્વથા હરિનું શરણ કરવું.' તેથી જ સર્વ સિદ્ધ થશે. હરિશરણ કરી અન્ય સર્વથી નિશ્ચિન્ત રહેવું. હવે પ્રભુ મને પોતાના કરી લેશે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કૃષ્ણાશ્રય નામના પોતાના ગ્રન્થમાં કહે છે કે "**शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम्**" એટલે "શરણમાં રહે એવા ભક્તોના ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણને હું વિજ્ઞપ્તિ કરૂં છું." આ વાકય પ્રમાણે શરણસ્થ ભક્તોનો ઉદ્ધાર પ્રભુ કરશે જ. પછી એ ભક્તોથી ભલે સાધન બને અથવા ન પણ બને,

---

૧ त्वत्कृपया એવો પાઠ હોય તો "તમારી કૃપાથી" એમ અર્થ કરવો. "તે ભગવદીયોની કૃપાથી" એ 'तत्कृपया' પાઠનો અર્થ છે.

તો એ શું ? ભગવાન્ શ્રીમુખે, શ્રીમદ્ ભગવદ્ગીતામાં પરમ ગુહ્યતમ વચન કહે છે કે–

" सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

" **સર્વ ધર્મનો** ત્યાગ કરી **એક મારૂં** (ભગવાનનું) **શરણ** કર. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ ! શોક મા કર ! " આ વાકયાનુસાર હરિશરણે ગયા પછી આ લોક તેમ જ પરલોક સમ્બન્ધી સર્વ કાર્યોમાં નિશ્ચિન્તતા છે. (૯)

## मूलम्:–कदाचिन्मिलनं चेत्स्यात् सद्भाग्येन भवादृशाम् ।
## तदा को वेद चित्तस्य परावृत्तिः पुनर्भवेत् ॥१०॥

**શબ્દાર્થ:**—સદ્ભાગ્યે જો કદાચિત્ આપ સરખાનું મિલન થાય તો પણ પુનઃ મ્હારા ચિત્તની પરાવૃત્તિ ( 'ચિત્તમાં જે કંઇક ધર્મ હતો તે પણ ગયો' એવી અષ્ટમ શ્લોકમાંની चित्तपरावृत्ति ) થઈ જાય એ કોણ જાણે છે ? (૧૦)

**વિવેચન:**—અમે તો ભગવદીયના સંગાભાવમાં અતિશય દુઃખ પામીએ છીએ. અન્ય જીવને તો કદાચિત્ ભગવદીય મલે છે તો પણ એના ભાગ્યમાં ભગવલ્લીલા, ભગવત્સેવા–પુષ્ટિમાર્ગનો રસાનુભવ લખ્યો નથી. તેથી એ જીવોનું મન સત્સંગમાં લાગતું નથી, કારણકે સંસારમાં એમનું પુનરાગમન[1] થવાનું છે. હજુ પણ એમને બહુ જન્મો લેવાના છે તેથી ભગવત્પ્રાપ્તિમાં એમને બહુ જન્મનો અન્તરાય થવાનો છે. એવા જીવો સંસારમાં બહુ ભ્રમણ કરશે. શ્રીહરિરાયજી આમ કહી એમ બતાવે છે કે પ્રથમ તો ભગવદીયનો સત્સંગજ દુર્લભ છે, પણ કદાચિત્ જો એ સત્સંગ પ્રાપ્ત થાય તો પણ જીવ એનો લાભ લેતો નથી ! (૧૦)

## मूलम्:–कियल्लेख्यं महाचिन्तासमुद्रो हृदि वर्त्तते ।
## स्थितेऽपि शिरसि प्राणनाथे चित्तविभेदतः ॥११॥

**શબ્દાર્થ:**—હું કેટલું લખું ! મારા શિરપર પ્રાણનાથ ( શ્રીઠાકોરજી ) વિરાજે છે તો પણ મારા ચિત્ત વિક્ષેપથી હૃદયમાં મહા ચિન્તાનો સમુદ્ર રહે છે ! (૧૧)

---

૧ પુનરાગમનનું વિવેચન મૂળાનુસાર નથી. ચિત્તની પરાવૃત્તિસ્વીય સાધનતાના અભાવે જે કંઇક ભગવદ્ધર્મ મારામાં છે તે જતો રહે તે. એવો અર્થ અષ્ટમ શ્લોકમાંથી કહાડી શકાય છે. (૧) ચિત્તની પરાવૃત્તિ એટલે 'હું આપ સરખાના મેલાપથી પુનઃ ભગવદ્ધર્મમાં જોડાઇશ.' એમ એક ભાષાન્તરકાર લખે છે.

**વિવેચનઃ**—જીવનો સ્વભાવ તથા જીવની ક્રિયા જોઇ મારા મનમાં અતિશય ચિન્તા થાય છે. એ ચિન્તાને હું પત્રમાં તો કેટલે દરજ્જે લખું! ચિન્તાનો મહા સમુદ્ર હૃદયમાં ભર્યો છે! (એમ કહી એ બતાવ્યું કે હૃદયમાં ચિન્તા સમુદ્રવત્ ભરી છે.) એ ચિન્તા દૂર કરવાનું સામર્થ્ય મારામાં નથી! જો હું એમ કરવા સમર્થ હોત તો ઉપાયો યોજત! મને તો એક દૃઢ વિશ્વાસ છે કે મારા શિરપર પ્રાણનાથ પ્રભુ વિરાજે છે તો શ્રીઆચાર્યજી મહાપ્રભુજી મારૂં ચિત્ત શાન્ત કરશે! આજ બલ મારૂં છે.

ચિત્ત શાન્ત કરવાનો અર્થ મૂળ શ્લોકને અનુસરતો નથી. મૂળ શ્લોકમાં તો શ્રીહરિરાયજી એમ કહે છે કે 'મ્હારે શિર પ્રાણનાથ શ્રીઠાકોરજી વિરાજે છે તો પણ ચિન્તા સમુદ્ર મારા હૃદયમાં રહે છે એ કેવું દુર્ભાગ્ય!'

વળી બીજી રીતે અર્થ વિચારી વિવેચન કરીએ તો એમ અર્થ નીકળી શકે કે:—"ચિન્તાથી મારા પ્રાણ માથે આવી રહ્યા છે. એવી મારા હૃદયમાં ચિન્તા ભરી છે! ત્યાં શ્રીઠાકોરજી મારા પ્રાણનાથ છે. મારા પ્રાણની રક્ષા કરવા તે પ્રભુ જ મારૂં દુઃખ–ચિન્તાનો સમુદ્ર–શાન્ત કરશે જ!"

આ પ્રકારે વિપ્રયોગનો અનુભવ કરતાં કરતાં પોતાના હૃદયમાં તન્મયતા થાય, કેવલ નિઃસાધનતા થાય તો પ્રભુના સ્વરૂપનો અનુભવ થાય એમ નિરૂપણ કર્યું. હવે કેવલ રસાત્મક સ્વરૂપનો અનુભવ કયા પ્રકારથી થાય તે અગ્ર શિક્ષાપત્રમાં વર્ણવે છે.

## इति श्रीहरिरायजीविरचितं अष्टमं शिक्षापत्र श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तम् ॥८॥



# શિક્ષાપત્ર ૯ મું.

હવે નવમા શિક્ષાપત્રમાં પ્રેમ, આસક્તિ અને વ્યસનના સ્વરૂપનું પૃથક્ (જુદું જુદું) નિરૂપણ શ્રીહરિરાયજી કરે છે. ઉપરના પત્રમાં દીનતાથી નિઃસાધન થનારને અનુભવ થાય છે એમ પ્રતિપાદન કર્યું. હવે એ અનુભવ કયે પ્રકારે થાય તે દર્શાવવાનો ઉદ્દેશ આ પત્રમાં છે. તેથી પત્રના આરમ્ભમાં સ્વરૂપાનન્દના અનુભવાર્થ કેવી આતુરતા જોઇએ તે બતાવે છે. પ્રથમ અરાઢ શ્લોકમાં સ્વરૂપવર્ણન છે. એવા સ્વરૂપનું દર્શન કયારે આપશે એવી આર્ત્તિ બતાવે છે.

**मूलम्–कदा निजपतिः कृष्णः स्वबिम्बं दर्शयिष्यति ।**
**बद्धबर्हशिखं नीलकुन्तलावरणाननम् ॥१॥**

**શબ્દાર્થઃ**—મયૂરપિચ્છથી જેની શિખા બદ્ધ છે, જેનું મુખ શ્યામ કેશથી આવરણયુક્ત (ઢંકાયલુ) છે, એવું નિજસ્વરૂપનું દર્શન અમારા પતિ શ્રીકૃષ્ણ અમને કયારે કરાવશે!

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ અમારા પતિ છે. તેમનું દર્શન કયારે થશે? શ્રીહરિરાયજી કહે છે કે "મ્હારા પતિ" એમ કહેવામાં ઉદ્દેશ એ છે કે વ્રજભક્તોની ભાવનામાં હૃદયમ્ રસમય થઈ ગયું છે. પોતાના દેહનું અનુસન્ધાન વિસ્મરાયું છે. અત્યન્ત વિરહ અનુભવાય છે. એ સ્થિતિમાં અન્તર્ (ભીતર) નો ભાવ બહિર્ ઉભરાઈ જાય છે. તેથી અત્ર શ્રીકૃષ્ણને નિજપતિ–મ્હારા પતિ એવું વિશેષણ આપ્યું છે. શ્રીઆચાર્યજી દ્વારા બ્રહ્મસમ્બન્ધ થયો છે, તુલસી શ્રીઠાકોરજીના ચરણારવિન્દમાં સમર્પ્યા છે! એ બ્રહ્મસમ્બન્ધનું સ્મરણ ઉદ્દેશીને પણ શ્રીઠાકોરજીને નિજપતિ–મ્હારા પતિ–એવું વિશેષણ આપ્યું છે. એવા શ્રીકૃષ્ણ પોતાના સ્વરૂપનું દર્શન કયારે આપશે? એ શ્રીકૃષ્ણનું સ્વરૂપ વર્ણવે છે. મયૂરના સ્વચ્છ પિચ્છાના ગુચ્છાયુક્ત મુકુટ મસ્તકે ધર્યો છે. એ મોરમુકુટના શ્રૃંગારનો અભિપ્રાય એ છે કે શ્રીસ્વામિનીજીને રસદાન કરવું છે, તેથી એ મોરમુકુટ પોતે ધર્યો છે, એટલે સત્વર રસદાન કરશે જ. શ્યામ અલકાવલિ મુખારવિન્દપર આવી રહી છે. આવા શ્રીકૃષ્ણ કયારે દર્શન આપશે!! ॥૧॥

**मूलम्–भ्रूधनुः सन्धितशरं कस्तूरीचित्रकांकितम् ।**
**इन्दीवरदलादैर्घ्य ।वे ।ाल नयनद्वयम् ॥२॥**

**શબ્દાર્થ**:—જેની ભ્રમર બાણ ચઢાવેલા ધનુષ સમાન છે, જેનું મુખ કસ્તુરીથી ચિત્રિત છે, તથા જેના બન્ને નયનો કમલદલથી દીર્ઘ અને વિશાલ છે (એવા શ્રીકૃષ્ણના સ્વરૂપનું દર્શન ક્યારે થશે!

**વિવેચન**:—ભ્રુકુટી ધનુષ જેવી છે. ત્યાં રસરૂપ કસ્તૂરીનું તિલક છે તથા કપોલપર કમલપત્ર છે. શ્રીઠાકોરજી ભ્રમરરૂપ ધનુષ્ બાણથી હમારા મનને ક્યારે વીંધશે! કમલના પત્રવત્ વિશાળ નયનોનું દર્શન આપી હમારો તાપ ક્યારે હરી લેશે!

આ નવમા શિક્ષાપત્રમાં પ્રથમ શ્લોકના ઉત્તરાર્ધથી તે અઢારમા શ્લોક પર્યંત સ્વરૂપ-વર્ણન આવે છે એ પ્રત્યેક શ્લોકમાં બતાવેલા શ્રીઅંગયુક્ત 'શ્રીકૃષ્ણ—મ્હારા નિજપતિનું દર્શન ક્યારે થશે!' એમ સમ્બન્ધ યોજવો.

**मूलम्ः—मौक्तिकाभरणालम्बिसुनासं सरसाधरम् ।**
**त्रिरेखकण्ठविलसत्कण्ठाभरणभूषितम् ॥३॥**

**શબ્દાર્થ**:—જેની સુન્દર નાસિકાપર મૌક્તિકાભરણ આવી રહ્યું છે, જેનો અધરોષ્ઠ સરસ છે, જેના કંઠમાં ત્રણ રેખાઓ છે અને એવી કંઠ કંઠાભરણથી ભૂષિત છે, એવા શ્રીકૃષ્ણના સ્વરૂપનું દર્શન મને ક્યારે થશે! (૩)

**વિવેચન**: જેમની નાસિકા નાકની વેસર એટલે નાકની વાળીથી પરમ શોભાયમાન છે. એ નાકની વેસરનું ઉજ્જવલ અને લાંબુ મોતી રાતા અધરોષ્ઠ પર આવી રહ્યું છે. જાણે શ્રીસ્વામિનીજીનો નિર્વિકારભાવ અધરસુધાનું પાન ન કરતો હોય એવું તે મોતી રાતા અધરોષ્ઠ પર શોભે છે. કંઠમાં ત્રણ રેખા છે. તેથી સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારના ભક્તોની સ્થિતિ બતાવાય છે. અથવા શ્રીઠાકોરજીથી ત્રણ લોક મોહ પામ્યા છે એમ એ ત્રણ રેખાઓનો ભાવ છે. શ્રીકંઠમાં કંઠાભરણ (કંઠી) શોભે છે. એવા શ્રીકૃષ્ણનું દર્શન અમને ક્યારે થશે. (૩)

**मूलम्ः—प्रफुल्लगल्लयुगलं चिबुकाभरणान्वितम् ।**
**सुवर्णसूक्ष्ममणियुक् वनमालाविराजितम् ॥४॥**

**શબ્દાર્થ**:—જેના બન્ને ગાલ પ્રફુલ્લિત છે, જેની ચિબુક આભરણયુક્ત છે અને જે સુવર્ણના સૂક્ષ્મ મણિકાયુક્ત વનમાલાથી વિરાજી રહ્યું છે એવા શ્રીકૃષ્ણના સ્વરૂપનું દર્શન મને ક્યારે થશે!! (૪)

**વિવેચન**:—'યુગલગીત' માં પણ ગલ્લસ્થળ પ્રફુલ્લિત છે એમ વર્ણવેલું છે. '**बदरपाण्डुवदनो मृदुगण्डः**' (પૈકવ બોરના જેવું શ્વેત મુખારવિન્દ

છે જેમનું, અને કોમલ ગણ્ડસ્થળ છે જેમના ") એવા વિશેષણો શ્રીઠાકોરજીને લગાડવામાં આવ્યા છે. જેમ પકવ બોર ઉપર શુક (પોપટ) વગેરે ચંચુ મારે છે તેમ અહીં શ્રીસ્વામિનીજીનો દન્તસ્પર્શ શ્રીઠાકોરજીના પ્રફુલ્લિત ગાલ ઉપર થયો છે. શ્રીસ્વામિનીજી અધરસુધારસનો અનુભવ કરે છે. ત્યાં રસાધિક્યથી અધરથી રસ સ્રવે છે. એ અધરરસ સ્રવીને ચિબુક ઉપર એટલે નિચેના ઓઠ અને દાઢીના વચલા ખાડા જેવા ભાગ ઉપર સ્રવી સ્થિતિ કરે છે શ્રીચન્દ્રાવલીજી એ રસનું પાન કરે છે. એવો ભાવ ચિબુક ભૂષણ દર્શાવે છે આવું વર્ણન શ્રીમધુરાષ્ટકની ટીકામાં છે. સુવર્ણના સૂક્ષ્મ મણિકાની માળા કંઠમાં વિરાજે છે. એવા શ્રીકૃષ્ણના સ્વરૂપનું દર્શન ક્યારે થશે! (૪)

मूलम्—उरःस्थललसत्स्वच्छवक्रवैयाघ्रबाहुजम् ।
रत्नव्यवहितस्थूलमुक्तामालाञ्चितोदरम् ॥५॥

**શબ્દાર્થ**:—જેમના ઉરઃસ્થલમાં સ્વચ્છ, વાંકો વાઘનખ શોભી રહ્યો છે, અને જેમનું ઉદર વચ્ચે વચ્ચે રત્નવાળી મોટા મોતીની માલાથી શોભિત છે એવા શ્રીકૃષ્ણના સ્વરૂપનું દર્શન મને ક્યારે થશે !! (૫)

**વિવેચનઃ**—ઉરઃસ્થલ ઉપર ઉજ્જવલ અને વક્ર વાઘનખું વિલસે છે. એ વાઘનખું શ્રીયશોદાજીએ બાલકની રક્ષાર્થે ધારણ કરાવ્યું છે. બીજો એ પણ ભાવ હોઈ શકે કે શ્રીસ્વામિનીજીનો નખક્ષત ઉરઃસ્થલ ઉપર ભાવસહિત ધારણ કર્યો છે. મોટા મોટા મોતીની માલા જેમાં વચ્ચે વચ્ચે રત્નો પણ ગુંથેલા હોય છે, અને જેને "વૈજયન્તીમાલા" એવું નામ પણ અપાય છે તે સમસ્ત ભક્તોના ભાવથી વિરાજી રહી છે. એવા શ્રીકૃષ્ણ ક્યારે દર્શન આપશે !! (૫)

मूलम्ः—सुवर्णकृत्रिममणिस्थूलमालातिसुन्दरम् ।
गुञ्जाफलमहन्मालालसदूरुयुगान्तरम् ॥६॥

**શબ્દાર્થઃ**—જેમની બન્ને જંઘાઓનો મધ્ય ભાગ સુવર્ણના કૃત્રિમ મણિકાની સ્થુલ માલાથી અને બીજી ગુંજાની (ચણોઠી) મોટી માલાથી અતિશય શોભી રહ્યો છે ( એવા શ્રીકૃષ્ણ સ્વરૂપનું મને દર્શન ક્યારે થશે !!) (૬)

**વિવેચનઃ**—સુવર્ણના કૃત્રિમ મણિકાથી ગુંથેલી પરમ સુન્દર માલા ધારણ કરી છે. શ્વેત ગુંજમાલા સફાઈથી ગુંથેલી છે. આ ગુંજામાલા ચતુર્થ સ્વામિનીજીના યુથપતિના ભાવથી પહેરેલી છે. મોહનમાલા ઘુંટણ પર્યન્ત પહોંચે છે. એવા શ્રીકૃષ્ણ ક્યારે દર્શન આપશે !! (૬)

**मूलम्ः–अनेक रत्नजटित करकंकणभूषणम् ।**
**बाहुमध्यलसत्स्वर्ण निर्मित प्रथिताङ्गदम् ॥७॥**

**શબ્દાર્થ**:—જેમના શ્રીહસ્ત ઉપર અનેક રત્ન જડિત કંકણનું આભૂષણ છે; અને જેમના બાહુના મધ્યભાગ ઉપર સુશોભિત સુવર્ણનું વિસ્તૃત બાજુબન્ધ ચળકી રહ્યું છે.

**વિવેચનઃ**—અનેક રત્નથી જડિત એવા કંકણો બન્ને હસ્તમાં ધારણ કર્યા છે; અને જેમના બન્ને ભુજાના મધ્ય ભાગપર સુવર્ણના રત્નજડિત બાજુબન્ધ વિરાજી રહ્યા છે એવા શ્રીકૃષ્ણ મને ક્યારે દર્શન આપશે. (૭)

**मूलम्ः–अनेकपुष्पतुलसी वनमालातिलालितम् ।**
**विचित्रवर्णविलसत्कटिवासोविराजितम् ॥८॥**

**શબ્દાર્થ**:—અનેક પુષ્પો અને તુલસીની (સુગન્ધી) વનમાલાથી જે અતિ શોભી રહ્યા છે; અને જે વિચિત્ર વર્ણથી સુશોભિત કટિવસ્ત્ર કેડપર ધરી વિરાજી રહ્યા છે (એવા શ્રીકૃષ્ણના સ્વરૂપનું મને દર્શન ક્યારે થશે !!)(૮)

**વિવેચનઃ**—અનેક પ્રકારના પુષ્પો તુલસી સહિત પરોવ્યાં છે જેમાં એવી લલિત વનમાલા જેમણે ધારણ કરેલી છે; અને સર્વ વ્રજભક્તોના ભાવથી પંચરંગી કટિવસ્ત્ર કેડ પર જેમણે ધારણ કર્યું છે એવા શ્રીકૃષ્ણ ક્યારે દર્શન આપશે !! (૮)

**मूलम्ः–कटिभावज्ञापिकातिकिंकिणीरवशोभितम् ।**
**पदद्वयगतस्वर्णमणिनूपुरमण्डितम् ॥९॥**

**શબ્દાર્થ**:—કટિના ભાવને બતાવનારી કિંકિણીના અતિશય રણકારથી જે શોભી રહ્યા છે, અને જેમના બન્ને ચરણારવિન્દમાં સુવર્ણના મણિજડિત નૂપુર વિરાજી રહ્યા છે (એવા શ્રીકૃષ્ણના સ્વરૂપનું દર્શન મને ક્યારે થશે !!)(૯)

**વિવેચનઃ**—કેડમાં કિંકિણી (ઝીણી ઘુઘરીઓનો)નો રણકાર મધુર લાગે છે. આ મધુર રણકાર વ્રજભક્તો સહિત અનેક રમણાદિક લીલાનું સુચન કરે છે. બન્ને ચરણકમલની ચાલ અતિ સુન્દર છે. તેમાં મણિજડિત નૂપુર શોભી રહ્યા છે. એવા શ્રીકૃષ્ણ મને ક્યારે દર્શન આપશે !! (૯)

**मूलम्ः–नखचन्द्रप्रकाशैकप्रकाशितजगत्त्रयम् ।**
**पीताम्बरोत्तरीयेषच्चलदञ्चलसुन्दरम् ॥१०॥**

**શબ્દાર્થ:**—જેમણે પોતાના નખરૂપ ચન્દ્રના પ્રકાશમાત્રથી જ ત્રણે જગત્ પ્રકાશિત કર્યાં છે; અને જેમનું ઉત્તરીય વસ્ત્ર એટલે કે પીતામ્બર–તેના છેડાઓ થોડાક ઉડવાથી જે રમણીય દેખાય છે એવા શ્રીકૃષ્ણના સ્વરૂપનું દર્શન મને ક્યારે થશે ! ! (૧૦)

**વિવેચન:**—નખચન્દ્રના પ્રકાશમાત્રથી જ જે આકાશ, પાતાલ, અને ભૂલોક એ ત્રણે જગત્‌ના ભક્તોના હૃદયમાં પ્રકાશ કરે છે, અન્યના હૃદયમાં જે નખ-ચન્દ્રનો પ્રકાશ કરતા નથી. જે ભક્તો એક શ્રીઠાકોરજીના ચરણારવિન્દનો આશ્રય કરે છે તેમના હૃદયમાં નખચન્દ્ર પ્રકાશ કરે છે. આ લલિત ત્રિભંગી સ્વરૂપ શ્રીવૃન્દાવનમાં સ્થિતિ કરે છે અને તેનો અનુભવ એક શ્રીવ્રજભક્તોનેજ થાય છે. રાજસી, તામસી અને સાત્વિક એવા ત્રણ પ્રકારના વ્રજભક્તો છે. તેમના હૃદયમાં એ નખચન્દ્ર પ્રકાશ કરે છે. શ્રીઠાકોરજીએ વ્રજભક્ત સ્વામિનીજીના ઉત્તરીય ભાવથી પીતામ્બર ધારણ કર્યું છે, એ પીતામ્બરના બન્ને છેડા મન્દ અને સુગન્ધ વાયુથી ચલાયમાન થઈ રહ્યા છે. (૧૦)

**मूलम्–प्रदर्शितशिरोभेदं चलन्मकरकुण्डलः ।**
**नृत्यन्तं नयनानन्दं नितान्तरतिसम्प्रदम् ॥११॥**

**શબ્દાર્થ:**—જે નૃત્ય કરે છે, જે નયનને આનન્દ આપે છે, જે નિરન્તર રતિનું સમ્પ્રદાન કરે છે, (નૃત્યથી) જેમનું શિર ચલાયમાન થઈ રહ્યું છે, અને તેથી કરીને જેમના મકરાકૃતિના કુણ્ડલો પણ નાચી રહ્યા છે.

**વિવેચનઃ**—સુન્દર શ્રવણપર મકરાકૃતિના કુણ્ડલો ધારણ કર્યા છે. આ બે કુણ્ડલોથી સાંખ્ય અને યોગનું સ્વરૂપ સુચવાય છે. એવા શ્રી કૃષ્ણ નૃત્ય કરી વ્રજભક્તોના નયનને આનન્દ અર્પે છે અને રતિરસનો અનુભવ કરાવે છે. (૧૧)

શ્રી ઠાકોરજીના શ્રી અંગ વિવિધ શાસ્ત્રની એકતા સૂચવે છે. શ્રી કૃષ્ણનો શિરોભાગ ઉપનિષદ્‌ના જ્ઞાનકાણ્ડનું સૂચન કરે છે. શ્રીજીના હસ્તદ્વય, પાદદ્વય, અને કટિથી વેદના ક્રિયા-કાણ્ડનું સૂચન થાય છે. શ્રીજીના કુણ્ડલદ્વય ભગવચ્છાસ્ત્ર પ્રતિપાદિત સાંખ્ય અને યોગનું સ્વરૂપ સૂચવે છે. શ્રીજીનું મુખારવિન્દ ભક્તિનું સ્વરૂપ સૂચવે છે. પૂર્વકાણ્ડમાં બે શ્રી હસ્ત-કમલ, બે શ્રી ચરણારવિન્દ અને શ્રી કટિ એમ પંચ અંગનું નિરૂપણ છે. ઉત્તરકાણ્ડમાં શિરોભાગનું અથવા શ્રી મસ્તકનું નિરૂપણ છે, અર્થાત્ **ઉભયકાણ્ડાત્મક સમગ્ર વેદમાં ષડ્‌ગર્જયુક્ત આનન્દાકાર શ્રીકૃષ્ણનું નિરૂપણ છે. અગ્નિહોત્ર** અને **દર્શપૂર્ણ માસ** એ બે યજ્ઞ **યજ્ઞપુરૂષ શ્રી કૃષ્ણના શ્રી હસ્ત છે. પશુ** અને **ચાતુર્માસ્ય** એ બેયજ્ઞ **શ્રી કૃષ્ણનાં ચરણારવિન્દ** છે અને **સોમયજ્ઞ** શ્રી કૃષ્ણની કટિ છે. **આ પ્રકારે પૂર્વ-કાણ્ડનું સ્વારસ્ય કેવલ ક્રિયા–વિધિનિષેધમાં–આવતું નથી પરન્તુ સર્વપ્રવર્તક, સર્વનિવર્તક, સર્વફલદાતા શ્રી કૃષ્ણમાંજ આવે છે. તેમજ જ્ઞાનકાણ્ડનું પર્યવસાન કેવલ જ્ઞાનમાં થતું**

નથી પણ જ્ઞાનશક્તિ અને જ્ઞાનધર્મ વિશિષ્ટ આનન્દાકાર શ્રી કૃષ્ણમાં થાય છે. આ ક્રિયા અને જ્ઞાન વિશિષ્ટ શ્રી કૃષ્ણનું સમાસતઃ પ્રતિપાદન ભગવદ્ગીતામાં અને વિસ્તરતઃ પ્રતિપાદન શ્રીમદ્ભાગવતમાં કર્યું છે. (પુ. ભ. સુ.)

**मूलम्ः—नितम्बिनीवृन्दवर्त्तिरसानुभवलोलुपम् ।**
**विहरन्तंविशेषेण रासलीलापरायणम् ॥१२॥**

**શબ્દાર્થઃ**—રસાનુભવથી લુબ્ધ થઈ જે નિતમ્બિની વ્રજસીમન્તિનીના વૃન્દમાં વિરાજે છે; અને વિશેષે કરીને રાસલીલા પરાયણ હોઈ જે વિહાર કરી રહ્યા છે. (૧૨)

**વિવેચનઃ**—વ્રજભક્તોના વૃન્દમાં પ્રભુ વિરાજમાન છે. પ્રભુ ભક્તોને રસાનુભવ કરાવવામાં પરમ ચંચલ છે. પ્રભુ એક કાલાવચ્છિન્ન (એક કાળમાં—જે કાલે એક વ્રજભક્ત સાથે હોય તેજ સમયે પણ) હોઈને પણ સમસ્ત વ્રજભક્તોને રસદાન દે છે. જે ક્ષણે એક વ્રજભક્ત સાથે રમણ કરતા હોય તે ક્ષણે પણ અન્ય સર્વ વ્રજભક્તોને રસદાન આપે છે. પ્રભુ રાસાદિક લીલા કરવામાં પરમ ચતુર છે.

**मूलम्ः—त्रिभङ्गललितं वेणुकलितं भुजयोरपि ।**
**वृन्दावनैकफलितं वलितं स्वजनैः सह ॥१३॥**

**શબ્દાર્થઃ**—ત્રિભંગ સ્વરૂપ પ્રભુ મનોહર છે; જે ભુજદ્વયમાં વેણુ ધારણ કરી વેણુનાદ કરે છે; જે વૃન્દાવનના એક મુખ્ય ફળરૂપ છે; જે સ્વભક્તજન સહિત વેષ્ટિત છે—ઘેરાયલા છે. (૧૩)

**વિવેચનઃ**—પ્રભુ ત્રિભંગ સ્વરૂપ ધરી ઉભય ભુજાથી વેણુનાદ કરે છે. શ્રી વૃન્દાવનના ફલાત્મક પ્રભુ શ્રી વૃન્દાવનમાં સદા વિરાજીત છે. પોતાના વ્રજભક્તોથી વિંટાયલા છે. આ પ્રકારે લીલાસહિત સ્વરૂપનું દર્શન મને ક્યારે પ્રાપ્ત થશે ! ! (૧૩)

**मूलम्ः—वादयन्तं मुरलिकां मोहयन्तं मनः सताम् ।**
**जगज्जडं प्रकुर्वन्तं रोधयन्तं च भक्षणम् ॥१४॥**

**શબ્દાર્થઃ**—મુરલિનો નાદ કરે છે, જે સત્પુરૂષના મનને મોહ કરે છે. જગત્‌ને જડ કરે છે; અને જે (પશુ આદીના) ભક્ષણનો રોધ છે. ૧૪

**વિવેચનઃ**—સુન્દર સપ્તસુરની મુરલિકા બજાવી સમસ્ત ભક્તના મનને મોહ પમાડે છે, શ્રીવૃન્દાવનમાં સ્થિતિ કરી રહેલા પશુપક્ષિ, વૃક્ષાદિકને મોહ

ઉપજાવે છે. એમની વેણુનો નાદ એવો રસિક છે–મધુર છે–આનન્દયુક્ત છે કે જડ પદાર્થો એ વેણુનાદથી ચેતન થઈ જાય છે અને ચેતન પદાર્થો જડ થઇ જાય છે. પશુ પક્ષિ જે ચૈતન્યયુક્ત છે તે વેણુનાદથી જડ (સ્તબ્ધ) થઇ વેણુનાદ રૂપ અમૃત રસનું પાન કરે છે. વૃક્ષ પર્વતાદિ જે જડ છે તે વેણુનાદથી ચૈતન્યયુક્ત થઈ મધુધારા સ્રવે છે. (૧૪)

**मूलम्ः–पशूनां पक्षिणां चैव मौनसम्पादकं तदा ।**
**तरूणामन्तरानन्दमधुधारैक वार्षुकम् ॥१५॥**

**શબ્દાર્થઃ—**જ્યારે વેણુનાદ કરે છે ત્યારે પશુ પક્ષિઓને મૌન સમ્પાદન કરી આપે છે; તથા વૃક્ષોની મધ્યમાં એક આનન્દ માત્રની મધુધારાનું વર્ષણ કરાવી રહ્યા છે. (૧૫)

**વિવેચનઃ—**પશુ પક્ષી વેણુનાદનું શ્રવણ કરતાં જ પોતાનો ચંચલ સ્વભાવ ત્યજી, મૌન ધારણ કરી, વેણુનાદ રૂપી અમૃત રસપાન કરે છે. આ પક્ષીઓ આધિદૈવિક વૃન્દાવનના મુનિ છે. પુષ્ટિલીલા સમ્બન્ધી વૃક્ષાદિક મધુધારાનું વર્ષણ કરે છે. ભગવદીયોને અન્તઃકરણમાં જ્યારે ભગવત્સ્વરૂપનો અનુભવ થાય છે ત્યારે તેમના દેહમાં આનન્દથી પુલકાવલિ થાય છે–આનન્દથી શરીર રોમાંચિત થઇ આનન્દવૃષ્ટિનો ભાવ અનુભવે છે–આનન્દ વૃષ્ટિ કરે છે. તેમજ શ્રીવૃન્દાવનના વૃક્ષો પરમ ભગવદીયો છે. તેથી તેઓ વેણુનાદ રૂપી અમૃત રસનો હૃદયમાં અનુભવ કરી અન્તઃકરણમાં આનન્દ પ્રાપ્ત કરી, મધુધારાઓ વર્ષાવે છે.(૧૫)

[ ભગવાનનો વેણુનાદ એવો રસમય–અમૃતમય છે કે એ વેણુનાદનું શ્રવણ થતાં વ્રજભક્તોના, ચિત્ત આકુળવ્યાકુળ થઈ ગયા છે.એટલુંજ નહિ પણ વૃન્દાવનના વૃક્ષ, લતા, પક્ષી, પશુ, નદી, નદીમાં નિવાસ કરતા સારસ, મૃગ, હંસ, મેઘ, ઈત્યાદિ સર્વ પદાર્થો–સ્થાવર, ચેતન, જડ પણ પોતાનો અન્તઃસ્થિત આનન્દ બહાર પ્રકટ કરે છે. નદીઓની ગતિ ભગ્ન થઈ તેમના જલ સ્તબ્ધ–અટકેલા–રહે છે. જેમની શાખાઓ પુષ્પ ફલથી નમેલી છે એવી વનલતાઓ પણ પોતાને વિષે રહેલા વિષ્ણુનું સૂચન કરતી હોય એમ મધુધારાઓનું વર્ષણ કરી પોતાનો અન્તઃસ્થિત આનન્દ બહાર પ્રકટ કરે છે. જેમ ભગવદીય સ્ત્રી પુરૂષો પોતાની સમીપ ભગવાન્નું વા ભગવદીયનું આગમન થતાં આનન્દયુક્ત થાય છે અને પોતાનું સર્વસ્વ તેમના ભોગાર્થે અર્પણ કરે છે, તેમ આ વનલતાઓ પણ 'ભગવાન્ પોતે અમારી નિકટમાં ચાલે છે અને પોતાના પરિવારને ચરાવે છે' એમ જાણી પોતાને વિષે સ્થિત આનન્દ પ્રકટ કરે છે–મધુધારાઓનું વર્ષણ કરે છે. સારસ, હંસ, વિહંગાદિ પક્ષીઓ અતિ રસિક મુનિપુરૂષો છે. પણ

પોતાના પુરૂષત્વને લીધે ભગવલ્લીલામાં પોતાનો ઉપયોગ થશે નહિ એમ સમજી એમણે પક્ષીઓનું રૂપ ધારણ કર્યું છે. એ પક્ષીરૂપે વિવિધ કૂજન કરી ભક્તોને તેમજ ભગવાનને રસોદ્દીપન કરે છે. એ રસિક મુનિયો–પક્ષીઓ–નાદરસમાં મગ્ન થઈ મૌન ધારણ કરે છે અને પોતાના નેત્રો બન્ધ કરે છે. નેત્ર અને વાણી ભગદ્ભજનરસાર્થ નિયમિત થવા જોઈએ. તેથી નેત્રો બન્ધ કરે છે. અને વાણીનો નિરોધ કરવા મૌન ધારણ કરે છે. આ પ્રકારે સર્વ પદાર્થો વેણુનાદ રસપર થઈ, જડ ચેતન થાય છે અને ચેતન જડ થાય છે. (વધુ વિવેચન માટે જુઓ શ્રીમદ્ભાગવતના શ્રી સુબોધિનીજી દશમ સ્કન્ધ યુગલગીત ) ]

## मूलम्ः—हरन्तं व्रजभूतापं पदस्थापनतस्तथा ।
## यमुनातीरमात्रैकजलक्रीडाकृतिप्रियम् ॥ १६ ॥

**શબ્દાર્થઃ**—જે ચરણારવિંદના સ્થાપનથી વ્રજભૂમિના તાપ હરી લે છે અને જેને યમુનાનદીના તીર માત્ર પર જલ ક્રીડાની કૃતિ પ્રિય છે. એવા શ્રીકૃષ્ણ મને કયારે દર્શન આપશે. (૧૬)

**વિવેચનઃ**—આ પ્રકારે રાસાદિક લીલા વ્રજભૂમિ પર કરી વ્રજભૂમિના તાપનું હરણ કરે છે, વ્રજભૂમિમાં જન્મેલા સર્વ પ્રાણિમાત્રનો તાપ હરે છે, વ્રજમાં આપનું ચરણારવિન્દ સ્થાપન કરી સર્વ ગુલ્મલતા, ઔષધિ, વનસ્પતિ, આદિનો તાપ હરે છે. વ્રજમાં સર્વસ્થલે નિજ ચરણારવિન્દ સ્થાપી એમ બતાવે છે કે જે કોઇ વ્રજનો આશ્રય કરશે તેનો પણ તાપ દૂર થશે. અનેક ભક્ત સહિત રાસક્રીડા કર્યા પછી શ્રમજલની ઉત્પત્તિ થઈ, ત્યારે શ્રી ઠાકોરજી વિચારે છે કે ‘ આ શ્રમજલરસ કયાં અર્પણ કરવો ! શ્રી યમુનાજી આ રસના પાત્ર છે અન્ય કોઇ નથી ! ’ એમ સમજી પોતે ભક્તો સહિત શ્રીયમુનાજીમાં પધાર્યા ત્યાં પોતાની પ્રિયા શ્રી સ્વામિનીજી સહિત જલક્રીડા કરી શ્રમ–નિવારણ કર્યું. આ પ્રકારે શ્રી યમુનાજીને પાત્ર સ્વીકારી રસદાન કર્યું. એવા શ્રીકૃષ્ણ ક્યારે દર્શન આપશે. (૧૬)

શ્રી યમુનાજી ભગવત્સમ્બન્ધ કરાવી આપે છે તેથી શ્રી યમુનાજી પણ સેવ્ય છે, આનું સ્પષ્ટીકરણ શ્રી મહાપ્રભુજી યમુનાષ્ટક સ્તોત્રમાં કરે છે. શ્રી ગુસાંઇજી તેનો વિસ્તાર કરે છે અને શ્રી હરિરાયજી તેમજ શ્રી પુરૂષોત્તમજી શ્રી ગુસાંઇજીની વિવૃત્તિની ટીકા કરે છે. શ્રી યમુનાજીજ શ્રમજલના પાત્ર છે, અને શ્રી યમુનાજીના સમ્બન્ધથી ભગવત્સમ્બન્ધ થાય છે એ પ્રસંગમાં શ્રી આચાર્યજી તેમજ શ્રી ગુસાંઇજીના વચનામૃત આ સ્થળે વિચારણીય છે.

“ इयं तवकथाऽधिका सकलगोपिकासङ्गम-
स्मरश्रमजलाणुभिः सकलगात्रजैः सङ्गमः ” ॥४॥

હે યમુનાજી! તમારો ઉત્કર્ષ અધિક છે! તમે મુક્તિથી પણ અધિક ફલદાયક છો, કારણકે સકલ ગોપિકા સંગમથી ઉત્પન્ન થયેલો જે સ્મર—અને તેના જે શ્રમબિન્દુઓ પ્રત્યેક ગાત્રમાંથી બહાર આવ્યા—તે જલબિન્દુઓ તમારા જલ સાથે જલક્રીડાથી મિશ્રિત થયા છે. અહિં જે શ્રમબિન્દુ કહ્યાં તે કેવળ શ્રમસ્વેદરૂપ નથી પણ જે વિવિધ સંગમરસ સર્વ અવયવોમાં ઉચ્છલિત થઇ રહ્યો હતો તે અલૌકિક રસ સર્વ ગાત્રોમાંથી બહાર નીકળી આવ્યો તેના બિન્દુઓ છે. એ રસબિન્દુઓના પાત્ર શ્રી યમુનાજી થયા તેથી શ્રી યમુનાજી પરમકાષ્ઠાપન્ન પુષ્ટિ પુષ્ટિ અન્તરંગ ભક્ત છે, સર્વદા આ અલૌકિક રસથી પૂર્ણ છે. અને અન્તરંગ ભક્તાનુંકૂળ છે. આ પ્રકારે શ્રી યમુનાજી આ અલૌકિક રસથી પૂર્ણ છે તેથી જે એમના અનન્ય ભક્તો છે તેમને એ રસનું દાન કરે છે. આ કારણથી શ્રી યમુનાજી શ્રી લક્ષ્મીજીથી પણ શ્રેષ્ઠ છે કારણકે શ્રી યમુનાજી ભક્તિ-પ્રતિબન્ધક સમસ્ત પાપનો ક્ષય કરે છે અને મુકુન્દ ભગવાનમાં રતિ ઉપજાવી આપે છે. અત્રે જો કોઇ શંકા કરે કે "શ્રમજલ સમ્બન્ધ શ્રી યમુનાજીમાં લીલા સમયે થયો હવે કાંઈ નથી તેથી શ્રી યમુનાજીનો ઉત્કર્ષ સામ્પ્રત સમયમાં ન હોઇ શકે," તો શ્રી પુરૂષોત્તમજી મહારાજ એનું સમાધાન કરે છે કે શ્રી યમુનાજીનો પ્રવાહ જેવો પ્રથમ હતો તેવોને તેવોજ (કોઇ પણ જાતના ફેરફાર વગર) સમસાગરને ભેદી સૂર્યમણ્ડલમાં જાય છે અને ત્યાંથી પાછો અહિં આવે છે એટલે હમણાં પણ એ અલૌકિક રસસમ્બન્ધ શ્રી યમુનાજી સાથે છે એટલે કોઇ પણ જાતનો બાધ આવતો નથી.

**मूलम्ः—रसात्मकरसात्मस्वभक्तवृन्दसमन्वितम् ।**
**निजानुभवसंवेद्यं प्रकटन्तं क्षणे क्षणे ॥ १७ ॥**

**શબ્દાર્થ:**—જે સ્વતઃરસાત્મક હોઈ પોતાના રસાત્મક ભક્તવૃન્દ સહિત છે. નિજ (ભક્તોના) અનુભવથી સંવેદ્ય (જણાય) છે અને ક્ષણે ક્ષણે પ્રકટ થયા કરે છે. [જે પોતાના ભક્તોના અનુભવાર્થ સેવાજ્ઞાનને ક્ષણે ક્ષણે પ્રકટ કરે છે.] (૧૭)

**વિવેચન:**—શ્રી કૃષ્ણ રસાત્મક છે તેથી પોતાના રસિક ભક્તોને તેવોજ (રસમય) અનુભવ કરાવે છે. ક્ષણક્ષણમાં અધિક રસદાન કરે છે તેથી ભક્તનો ભાવ પણ ક્ષણે ક્ષણે અધિક પ્રકટે છે એવા રસદાન કર્ત્તા શ્રીકૃષ્ણ પ્રભુ કયારે દર્શન આપશે!! (૧૭)

**मूलम्ः—विरहे युगपत्सर्वनिजलीलानुभावकम् ।**
**साकारानन्दरूपेण व्रजभक्तहृदि स्थितम् ॥ १८ ॥**

**શબ્દાર્થ:**—જે સર્વભક્તોને એકી વખતે (જે સમય એક ભક્તની સાથે ક્રીડા કરતા હોય છે) નિજ સર્વ લીલાનો અનુભવ કરાવે છે; અને જે સાકાર આનન્દરૂપે વ્રજભક્તોના હૃદયમાં વિરાજી રહ્યા છે. (૧૮)

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ એવા ભાવાત્મક રસાત્મક છે કે જે કોઇ એમને વિષે કેવળ શુદ્ધ વિરહ કરે તેને નિજ લીલાનો અનુભવ કરાવે. જે જીવ અહોરાત્ર કેવળ વિપ્રયોગાર્ત્તિથી શુદ્ધ હ્રદયવાળો થાય છે તેને આ લીલાનો અનુભવ થાય છે. આવા ભાવાત્મક શ્રીકૃષ્ણ–રસાત્મક, સાકાર, આનન્દરૂપ, સર્વ લીલા સંયુક્ત–વ્રજભક્તોના હ્રદયમાં બિરાજમાન છે. રસનો સ્વભાવ છે કે પાત્ર વિના રહેજ નહિ, પ્રભુ રસાત્મકરસઘન–છે તેથી એ સાકાર રસાત્મક પ્રભુ નિજ રસના પાત્ર વ્રજભક્તોના હ્રદયમાં સ્થિતિ કરે છે. (૧૮)

**मूलम्ः–एवं दिदृक्षा सततं स्थापनीया निजे हृदि ।**
**सैवास्माकं प्रेमभावोऽन्यरागाविनिवर्त्तकः ॥ १९ ॥**

**શબ્દાર્થઃ**—આ પ્રકારે ( અરાઢ શ્લોકમાં નિરૂપણ કર્યું છે જેનું ) એવા સ્વરૂપની દર્શનેચ્છા પોતાના હ્રદયમાં નિરન્તર સ્થાપન કરવી. આ (દિદક્ષા રૂપી) પ્રેમભાવ જ આપણા અન્યરાગને (ભગવાન્ વિના અન્ય સર્વ વસ્તુઓમાં પ્રીતિ) નિવૃત્ત કરનાર છે. (૧૯)

**વિવેચનઃ**—ઉપર અરાઢ શ્લોકમાં વર્ણવેલા શ્રીકૃષ્ણના સ્વરૂપની દર્શનેચ્છા જેને હોય તેણે એ સ્વરૂપનું નિરન્તર પોતાના હ્રદયમાં ધ્યાન કરવું. જો કોઇ એમ* શંકા કરે કે મ્હારા હ્રદયમાં તો પ્રેમનો અભાવ છે અને એ સ્વરૂપ તો પ્રેમથી ધારણ કરી શકાય છે. મ્હારામાં તો અન્યરાગની નિવૃત્તિ જ દુર્લભ છે'–ત્યાં સમાધાન કરે છે કે 'તમારામાં પ્રેમ છે, પ્રભુમાં આર્ત્તિ પણ છે, આસક્તિ પણ છે પુષ્ટિમાર્ગની રીત પ્રમાણે વર્તો છો તો તમને કંઇ પણ બાધકર્તા નથી.'

**मूलम्ः–ततः स्यादार्त्तिराधिका गेहदैहिकबाधिका ।**
**आसक्तिः सैवमार्गेऽस्मिन् गृहस्थास्वास्थ्यकारिका ॥२०॥**

**શબ્દાર્થઃ**—પ્રેમભાવ થયાથી ગૃહકાર્ય તથા દેહકાર્યનો બાધ કરનારી આસક્તિ થાય છે, આ અન્યરાગને નિવૃત્ત કરનાર ભગવદાસક્તિ ગૃહસ્થને અસ્વસ્થ કરે છે.

**વિવેચનઃ**—ગૃહદેહ સમ્બન્ધી લૌકિક વૈદિક કાર્યો સમ્બન્ધી આર્ત્તિ ( આસક્તિ ) ભગવદ્ભાવમાં બાધક છે. આ પુષ્ટિમાર્ગમાં ભગવદાસક્તિ જ પરમધર્મ છે. જેની આર્તિ ( આતુરતા ) પ્રભુમાં છે એવો ગૃહસ્થ ( ભગવદીય )

* પ્રેમનો અભાવ અને અન્યરાગ–નિવૃત્તિ–દુર્લભતાનું વિવેચન મૂલ શ્લોક અનુસાર નથી.

ગ્રહમાં કેવી રીતે સ્વસ્થ રહી શકે ? એવો ગૃહસ્થ ભગવદીય ગૃહકાર્યમાં પોતાનું ચિત્ત સ્વસ્થ રાખી શકે જ નહિ. એથી ઉલટું જે જીવનું ચિત્ત ગૃહ-કાર્યમાં સ્વસ્થ છે તે જીવ પુષ્ટિમાર્ગમાં કેવી રીતે સ્વસ્થ હોઈ શકે ? એવા જીવનું ચિત્ત પુષ્ટિમાર્ગમાં સ્થીર રહી શકે જ નહિ. આ પ્રકારે એમ સિદ્ધ થયું કે જેની આસક્તિ પ્રભુમાં છે તેનાથી દેહ સમ્બન્ધી લૌકિક–વૈદિક ક્રિયા સંતોષકારક રીતે સિદ્ધ નહિ જ થાય. (૨૦)

**मूलम्:–परितापोदयस्तस्मात् सर्वविस्मृतिकारकः।**
**स एव व्यसनं यत्र प्रपञ्चस्फूर्तिनाशनम् ॥ २१ ॥**

**શબ્દાર્થ**:—( ગૃહ અને દેહ સમ્બન્ધી લૌકિક કાર્યોની આસક્તિને બાધ કરે એવી ભગવદાસક્તિ થાય–ભગવત્સ્વરૂપ દર્શનની આર્તિ વધે–ત્યાર પછી ) આ પ્રભુમાં આસક્તિ થયાથી સર્વ પ્રપંચનું વિસ્મરણ કરાવે એવો પરિતાપ પ્રકટ થાય છે. એ પરિતાપ જ વ્યસન છે કે જ્યાં પ્રપંચસ્ફૂર્તિનો નાશ થાય છે. (૨૧)

**વિવેચન**:—ઉપર કહ્યું તેમ પ્રભુમાં આસક્તિ થાય તો પ્રભુ દયા કરી આર્ત્તિનું દાન કરે. ત્યારે વિપ્રયોગ થાય. પ્રભુથી આપણે વિખુટા પડયા છીએ. “એ પ્રભુને આપણે કયારે મલીશું ! કયારે એમનું મિલન થશે !” એવો તીવ્રતાપ આપણને થાય છે, આ પરિતાપ–દશામાં પ્રભુ સમ્બન્ધ વિના દૈહિક સર્વકાર્યની વિસ્મૃતિ થાય છે, સર્વ પ્રપંચને ભૂલી જવાય છે. લૌકિક, વૈદિક સર્વ વસ્તુઓથી પૂર્ણ જગત્–પ્રપંચનું વિસ્મરણ થાય છે. પ્રભુમાં એવી આસક્તિ વ્યસન દશા–પ્રાપ્ત થાય છે કે જે દશામાં પ્રભુ વિનાં રહી શકાતું નથી ! જે દશામાં પ્રભુ વિનાની એક ક્ષણ પણ એક યુગ સમાન વીતે છે ! પ્રભુની વાત, પ્રભુનું દર્શન, પ્રભુની લીલા ઈત્યાદિ પ્રભુ સમ્બધ વિના સ્થિતિ કરી શકાતી નથી ! એ વ્યસન–અવસ્થામાં પ્રપંચસ્ફૂર્તિનો નાશ થઈ કેવળ સ્વરૂપ દર્શન જ થયાં કરે છે. કેવલ પ્રભુપર જ તન્મયતા થઈ રહે છે.

પ્રપંચ—જગત્–સાધારણ દશામાં જગત્ ભગવન્મય, ભગવદ્રૂપ છે એવું ભાન થતું નથી. વસ્તુતઃ જગત્ ભગવન્મય ભગવદ્રૂપ પણ છે તેનો સાક્ષાત્ અનુભવ વિરલ ભક્તોને જ થાય છે. પ્રાકૃત દશામાં જેમ પ્રાકૃત જનો ભગવદ્રહિત જગત્ જુએ છે, તેથી વિરૂદ્ધ વ્યસ-નાવસ્થાની ઉચ્ચ ભૂમિકા પર રૂઢ થયેલો ભગવદીય સર્વ પ્રપંચ ભગવન્મય, ભગવદ્રૂપ અનુભવે છે.

**मूलम्:–एवंविधस्तु त्रिविधो भावो निःसाधनो मतः।**
**अतस्तु दुर्लभा लोके तत्प्राप्तिर्भजतां नृणाम् ॥२२॥**

**શબ્દાર્થ**:—એ પ્રકારે પ્રેમ, આસક્તિ અને વ્યસન એમ ત્રણ પ્રકારનો

ભાવ નિ:સાધન કહ્યો છે. માટે ભગવદ્ભજન કરનાર જનોને એ નિ:સાધન ભાવની પ્રાપ્તિ લોકમાં દુર્લભ કહી છે. (૨૨)

**વિવેચન:**—આ પ્રકારે મન, વચન અને ક્રિયાથી ત્રણ પ્રકારનો ભાવ સિદ્ધ થાય ત્યારે નિ:સાધન થવાય છે. નિ:સાધન થવું એ આ લોકમાં દુર્લભ છે. નિરન્તર જો શ્રીકૃષ્ણની સેવા કરે તો નિ:સાધન થવાય છે.

આ શ્લોકનો શબ્દાર્થ રત્નભટ્ટજીની ટીકા અનુસાર છે. વિવેચન અને શ્લોકમાં ઘણોજ ભેદ દીસે છે. વિવેચનમાં બતાવેલો મન, વચન અને ક્રિયાનો ભાવ, મૂળ શ્લોકને અનુસરતો નથી. કદાચ નીચેનું વિવેચન પણ પ્રાપ્ત થઈ શકે છે.

"ભક્તિ કરનારા જીવોને પણ નિ:સાધન ભાવની પ્રાપ્તિ આ લોકમાં દુર્લભ છે. નિરન્તર શ્રીકૃષ્ણની સેવામાં જ સ્થિતિ કરવામાં આવે છે ત્યારે જ એ ભાવની પ્રાપ્તિ થાય છે. એ નિ:સાધન ભાવનો ઉદય થયો–પ્રેમભાવ, આસક્તિ, અને વ્યસન કેવલ પ્રભુપર જ થઈ રહ્યું–એટલે પ્રસાદ, દર્શન, અને અનુભવ સર્વ નિત્ય પ્રાપ્ત જ સમજી લેવું, નિ:સાધન ભાવની સિદ્ધિ થઈ એટલે કાર્ય માત્ર શ્રીકૃષ્ણાર્પણ જ થઈ જાય છે, અને વ્યવસાય માત્રમાં પ્રભુનું સાન્નિધ્ય, પ્રભુનો પ્રસાદ, પ્રભુની ઈચ્છા, પ્રભુનો હાથ, અને પ્રભુનું સ્વરૂપ અનુભવાય છે; અને પ્રત્યક્ષ પૂર્ણ રસાનુભવની સિદ્ધિ થાય છે. માટે સાર એજ આવે છે કે નિ:સાધન ભાવે ભક્તિ પૂર્ણ હૃદયથી જીવન આમરણાન્ત સફલ કરવું. જીવન સર્વસ્વ ભગવદિચ્છાનુસાર ભગવત્સેવાનુસાર ભગવત્સેવામાં જ વિનિયોજવું. (૨૨)

**मूलम्:—चक्रे करुणया कृष्णो भावात्माऽऽस्यं तथाविधम् ।**
**मूर्त्तिमद्भावसम्बन्धात्तत्प्राप्तिरिति वेद यः ॥२३॥**

**શબ્દાર્થ:**—શ્રીકૃષ્ણે કરૂણા કરી ભાવાત્મકના મુખારવિન્દરૂપ એવા શ્રીમદાચાર્યજીને પ્રકટ કર્યા. એ મૂર્ત્તિમદ્ ભાવરૂપ શ્રીઆચાર્યજીના સમ્બન્ધથી આ ત્રિવિધ ભાવની (પ્રેમ, આસક્તિ અને વ્યસન એમ ત્રિવિધ ભાવની) પ્રાપ્તિ થાય છે એમ જે જાણે છે (તેને એ ત્રણ ભાવ પ્રાપ્ત થાય છે). (૨૩)

**વિવેચન:**—ભાવાત્મકના મુખારવિન્દરૂપ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની કૃપા હોય ત્યારે એ ભાવસિદ્ધ થાય છે. જ્યારે એવો ભાવ સિદ્ધ રહે કે 'શ્રીકૃષ્ણ ભાવાત્મક મ્હારા પતિ છે'–મનસા વાચા અને કર્મણા આજ ભાવ સ્થિર રહે ત્યારે નિ:સાધન થવાય છે. (૨૩)

---

૧ કવચિત્ भावात्माख्यं એવો પાઠ પણ ઉપલબ્ધ થાય છે. ત્યારે "શ્રીકૃષ્ણે, ભાવાત્મા છે નામ જેમનું એવા શ્રીમદાચાર્યજીને પ્રકટ કર્યા" એવો અર્થ થાય છે.

**मूलम्ः–प्रमेयबलतो नान्यत्साधनं तत्र भाव्यताम् ।**
**अतः सर्वैः प्रकर्त्तव्यो निजाचार्यपदाश्रयः ॥२४॥**

**શબ્દાર્થ:**—આ ત્રિવિધ ભાવની પ્રાપ્તિમાં પ્રમેયબલ વિના અન્યસાધન નથી એમ સમજવું. તેથી સર્વે (ભગવદીયોએ) નિજાચાર્યના ચરણારવિન્દનો આશ્રય વિશેષે કરી કરવો જોઈએ,

**વિવેચનઃ—જીવકૃત સાધનથી** શ્રીકૃષ્ણના સ્વરૂપમાં એવો **ભાવ સિદ્ધ થતો નથી.** શ્રીકૃષ્ણ **પ્રમેયબલથી** જ્યારે એ **ભાવનું દાન કરે છે** ત્યારે જ એ ભાવ સિદ્ધ થાય છે. તેથી પુષ્ટિમાર્ગની રીતથી તન, મન અને ધનથી પ્રીતિ સહિત સેવા કરવી. શ્રીમદાચાર્યજીના ચરણકમલનો દૃઢ આશ્રય કરીએ તો શ્રીમહાપ્રભુજી પ્રમેયબલથી એ ભાવનું દાન કરે. આમ જીવકૃત સાધનથી ભાવ સિદ્ધ થતો નથી તેથી પુષ્ટિમાર્ગની રીતે શ્રીકૃષ્ણ સેવા અને શ્રીમદાચાર્યજીના ચરણ કમલનો દૃઢ આશ્રય મન લગાડી કરવો એજ સિદ્ધાન્ત સર્વોપરિ છે.

**मूलम्ः–तदभावे न वै भावि फलमेतन्न संशयः ।**
**अतएवास्मदीशैस्तु ग्रन्थे श्रीवल्लभाष्टके ॥२५॥**
**स्वामिन् ! श्रीवल्लभेत्येतत्पद्येऽखिलमुदीरितम् ।**
**तदाश्रयो न वचनैः किन्तु तन्मार्गनिष्ठया ॥२६॥**

**શબ્દાર્થ:**—માર્ગની રીતિથી સેવા અને શ્રીઆચાર્યજીના ચરણકમલનો આશ્રય–આ બન્નેનો અભાવ હોય તો ભાવરૂપ ફલ નિઃસંશય થતું નથી. આ જ ઉદ્દેશથી શ્રીગુસાંઈજીએ શ્રીવલ્લભાષ્ટક ગ્રન્થમાં "स्वामिन् श्रीवल्लभाग्ने" એ શ્લોકમાં સર્વ નિરૂપણ કર્યું છે. તેથી એમનો આશ્રય કેવલ વચનથી થઈ શકતો નથી, પરન્તુ પોતે પ્રકટાવેલા પુષ્ટિમાર્ગમાં નિષ્ટા રાખવાથી એ આશ્રય સિદ્ધ થાય છે. (૨૫–૨૬)

**વિવેચનઃ**—ઉપર કહ્યું તેમ શ્રીઆચાર્યજીનાચરણારવિન્દના આશ્રયપૂર્વક ભગવત્સેવા કરે તો શ્રીઆચાર્યજી ભાવનું દાન કરે. ત્યારે ભાવાત્મક રસમાં તદ્રૂપ થઇ જાય ત્યારે જ પુષ્ટિમાર્ગીય ફલની નિઃસંશય પ્રાપ્તિ થાય હમારા શ્રીગુસાંઈજી વલ્લભાષ્ટકમાં કહે છે કે "**स्वामिन् श्रीवल्लभाग्ने क्षणमपि भवतः सन्निधाने कृपातः प्राणप्रेष्ठव्रजाधीश्वरवदनदिदृक्षार्त्तितापो जनेषु । यत्प्रादुर्भावमाप्नो त्युचिततरमिदं यत्तु पश्चादपीत्थं दृष्टेऽप्यस्मिन्मुखेन्दौ मधुरतरमुदेत्येवतद्दृष्टमेतत् ।**"

"હે સ્વામિન્! શ્રીવલ્લભરૂપ અગ્નિ! ક્ષણમાત્રના પણ આપના સાન્નિધ્યથી-ક્ષણમાત્ર પણ આપની સમીપમાં રહેવાથી-આપની કૃપાના બલે જેઆર્ત્તિનો તાપ અનુભવાય છે-આપની કૃપાના બલે પ્રાણપ્રેષ્ઠ શ્રીવ્રજાધીશ્વર શ્રીકૃષ્ણના વદનના દર્શનની તીવ્રેચ્છારૂપ આર્ત્તિનો જે તાપ ભક્ત જનોમાં અનુભવાય છે તે તો અત્યન્ત યુક્ત છે, પરંતુ પાછલથી પણ-એ આપના મુખારવિન્દ-રૂપ ચન્દ્રનું દર્શન થયા પછી પણ-એ વ્રજાધીશ-શ્રીકૃષ્ણના દર્શન કરવાની આર્ત્તિરૂપ તાપ જે અત્યન્ત ઉદય પામે છે-તે અતિ વિચિત્ર છે-એ જ આપના દર્શનની નવાઇ છે." પરન્તુ આવા વચનોના ઉચ્ચાર માત્રથી કંઇ સિદ્ધ થતું નથી. એ વચનાનુસાર આશ્રય અને પુષ્ટિમાર્ગમાં સુદૃઢ નિષ્ઠા રાખવાથી સર્વ લીલાનો અનુભવ થાય છે. આશ્રય અને માર્ગનિષ્ઠા કેવે પ્રકારે સિદ્ધ થાય તે અગ્રિમશ્લોકમાં કહે છે. (૨૬)

અહિં શ્રીવલ્લભાચાર્યજીને અગ્નિની ઉપમા આપી છે તે સપ્રયોજન છે. જેમ અગ્નિની સન્નિધિમાં તાપ લાગે છે તેમ શ્રીમદ્ વલ્લભાચાર્યજીની સામીપ્યમાં એક ક્ષણ માત્ર પણ રહેવાથી આર્તિરૂપ તાપ અનુભવાય છે. શ્રીમદાચાર્યજી શ્રીકૃષ્ણના વિપ્રયોગાગ્નિ તાપથી પૂર્ણ છે. તેથી જે કોઇ એમની સમીપમાં આવે છે તેને શ્રીકૃષ્ણના વિપ્રયોગાગ્નિ-વિયોગાગ્નિ તાપનો અનુભવ થાય છે. એટલે કે શ્રીકૃષ્ણ-પ્રાણપ્રેષ્ઠ શ્રીવ્રજાધીશથી આપણું વ્યુચ્ચરણ થયું-આપણે વિખુટા પડયા-તે પ્રાણપ્રેષ્ઠ શ્રીકૃષ્ણને આપણે કયારે મલીશું! એવો તાપ-એવી ઉષ્ણ ભક્તિ-આપણામાં પ્રકટ થાય છે. શ્રીમદાચાર્યજીની નિકટમાં એક ક્ષણ માત્ર પણ રહેવાથી પ્રાણપ્રેષ્ઠ વ્રજાધીશના સ્વરૂપ દર્શનની તીવ્રેચ્છા ઉદ્ભવે છે. અત્ર લૌકિક ચન્દ્રથી શ્રીઆચાર્યજીના મુખચન્દ્રની વિલક્ષણતા છે. લૌકિક ચન્દ્રથી શીતલતા-શાન્તિ-ઉપજે છે. જ્યારે શ્રીઆચાર્યજીના મુખચન્દ્રનું એક ક્ષણ પણ દર્શન થયું તો પ્રભુમિલન-દર્શનની આર્ત્તિરૂપ ઉષ્ણ તાપ ઉદ્ભવે છે.

## મૂલમ્:-मार्गनिष्ठा न स्वबोधै किन्तु तादृग्गुरूदितैः ।
## गुरूदितानि वाक्यानि न स्वतो ह्यनुवादतः ॥२७॥

**શબ્દાર્થ:**—માર્ગમાં નિષ્ઠા પોતાના જ્ઞાનથી થતી નથી પણ તાદૃગ્ ગુરૂના [1]વચનામૃતથી માર્ગમાં નિષ્ઠા સ્થીર થાય છે. એ વચનામૃત પણ પોતાની બુદ્ધિ પરિકલ્પિત ન હોય પણ પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તના અનુવાદ રૂપ હોય તોજ માર્ગમાં નિષ્ઠા વધે છે.

---

૧ 'વચનામૃત' શબ્દનો અર્થ "પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તના ગ્રન્થો" એવો થાય છે. તેથી ગુરૂની આજ્ઞા પણ સ્વકલ્પિત ન હોવી જોઇએ પણ એ આજ્ઞા શ્રીમદાચાર્યજી પ્રકટિત ગ્રન્થાનુસાર હોવી જોઇએ. ગ્રન્થનો અર્થ પોતાની બુદ્ધિકલ્પિત ન કરે પણ એ ગ્રન્થોના મહાનુભાવી ટીકાકારના વચનનીસહાયથી કરવો.

**વિવેચન:**--ગુરૂના બોધ વિના પુષ્ટિમાર્ગમાં નિષ્ટા સિદ્ધ થતી નથી. ગુરૂ પ્રસન્ન થઈ કૃપા કરી બોધ કરે ત્યારેજ માર્ગમાં નિષ્ઠા આવે છે. ગુરૂના વચનોમાં દૃઢ વિશ્વાસ રાખવો. વિશ્વાસથી એમના અર્થની ભાવના વારંવાર કરવી. તાદૃશીય વૈષ્ણવોએ એકત્રિત થઈ ગુરૂના અર્થનો અનુવાદ કરવો, ભાવના કરવી. એ વચનોનો અર્થ આપણી બુદ્ધિ કલ્પિત ન હોવો જોઇએ.

**मूलम्ः–अनुवादो न स्वबुद्ध्या किन्तु मूलक्रमागतः ।**
**अथापि तत्र चापेक्ष्यो दृढः स्वाचार्यसंश्रयः ॥२८॥**

**શબ્દાર્થ:**--અનુવાદ સ્વબુદ્ધિએ ન કરવો પણ *મૂલક્રમાનુસાર કરવો જોઇએ અને પછી પણ આપણા શ્રીઆચાર્યજીનો દૃઢ આશ્રય અપેક્ષિત છે.(૨૮)

**વિવેચન:**--ગુરૂના વચનનો અનુવાદ સ્વબુદ્ધિની કલ્પનાથી કરવો નહિ. પણ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ મૂલક્રમથી જે ગ્રન્થો શ્રીસુબોધિનીજી, નિબન્ધાદિ રચ્યા છે તેનો ભાવ વિચારી અર્થ કરવો. શ્રીઆચાર્યજીના ચરણારવિન્દનો દૃઢ આશ્રય કરવો. કારણ કે એમની કૃપાથી શ્રીસુબોધિનીજી નિબન્ધાદિ ગ્રન્થોનો ભાવ હૃદયંગત થાય છે, શ્રીસુબોધિનીજી નિબન્ધાદિ ગ્રન્થમાં જે ક્રમથી ભાવ વિચારેલો છે તે ક્રમાનુસાર હૃદયમાં ભાવના કરી સેવા કરવી.

**मूलम्ः–एतादृशेन गुरुणाऽवगत्य निखिलं जनः ।**
**आश्रित्य च निजाचार्यान् सदानन्दं सदा भजेत् ॥२९॥**

**શબ્દાર્થ:**--ભક્તજનોએ એવા [ માર્ગનિષ્ઠ, પારમ્પર્ય વિચારયુક્ત ] ગુરૂના મુખથી સર્વ અર્થ જાણીને, શ્રીમદાચાર્યજીનો આશ્રય કરી સદાનન્દરૂપ શ્રીકૃષ્ણનું સદા ભજન કરવું. [૨૯]

**વિવેચન**--માટે ભક્ત એવા વૈષ્ણવે ગુરૂની આજ્ઞા પ્રમાણે સર્વ અર્થ જાણી આચરણ કરવું. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પોતાનો આશ્રય નિશ્ચય અર્પણ કરે. 'શ્રીઆચાર્યજી સદા આનન્દરૂપ છે' એવા ભાવથી ભજન કરવું. લૌકિક વૈદિકમાં રસ નથી. લૌકિક વૈદિકનો આનન્દ તુચ્છ છે. નિરન્તર ચાલી શકે એવો નથી. લૌકિકમાં વિષયાદિ સુખ ભોગવવાથી નરકગતિ પ્રાપ્ત થાય છે. અને સ્વર્ગાદિ સુખ પણ નિત્ય નથી. પુણ્ય જ્યારે ક્ષીણ થાય છે ત્યારે સ્વર્ગમાં જનાર માણસને પણ પુનઃ સંસારમાં–મર્ત્યલોકમાં જન્મ લેવો પડે છે અને દુઃખી થવું પડે છે. પણ શ્રીઆચાર્યજીનો આનન્દ એવો ક્ષણિક

---

* **मूलक्रमः**—એતન્માર્ગીય વિદ્વાનો, જે પરમ્પરાથી ગુરૂના મુખથી એ ગ્રન્થાનુવાદનો આશય જાણતા હોય તેમના અર્થ પર પણ વિચાર કરવો.

નથી. શ્રીઆચાર્યજી સદા એકરસ આનન્દરૂપ છે. તેજ પ્રકારે શ્રીગુસાંઈજી શ્રીસર્વોત્તમજી સ્તોત્રમાં શ્રીમહાપ્રભુજીનું "आनन्दाय नमः परमानन्दाय नमः" "આનન્દને નમું છું; પરમાનન્દને નમું છું," એવું નામ આપે છે. શ્રીઆ-ચાર્યજીની નામાવલિમાં "आनन्दमूर्त्तये नमः" એવું "આનન્દ મૂર્ત્તિ રૂપ" શ્રીઆચાર્યજીનું સ્વરૂપ દર્શાવ્યું છે. તેથી શ્રીઆચાર્યજીનું સ્વરૂપ સદા મૂર્ત્તિમાન્ આનન્દમય, એકરસ છે. તેથી એમનું ભજન પ્રેમથી કરવું.

મૂલમાં निजाचार्यान् सदानन्दं એવો પાઠ છે છતાં निजाचार्यम् सदानन्दं सदा भजेत् એવો પાઠ હોય એમજ અર્થ વિવેચનમાં લીધો છે. કોઇએ ભાવથી એમ લખ્યું હશે એવું અનુમાન થાય છે. રત્નભટ્ટજીની ટીકા અનુસાર सदानन्द શબ્દનો અર્થ શ્રીકૃષ્ણ પરત્વ લેવો વધારે યોગ્ય છે. સદાનન્દ શબ્દનો યૌગીક અર્થ શ્રીકૃષ્ણ જ થાય છે. છતાં અહિં શ્રી આચાર્ય પરત્વે લીધો છે તે ભાવનાથી છે એમ સમજવું વસ્તુતઃ શ્રીકૃષ્ણ જ સદાનન્દ છે. પ્રાકૃત જીવો લૌકિક, વૈદિક વસ્તુઓમાં, કાર્યોમાં રસ, આનન્દ જોઇ રહ્યા છે. તેમને શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે "નિરન્તર, અનન્ત રસ–આનન્દ, લૌકિક વૈદિકમાં નથી, પણ સદાનન્દ, રસેશ, પુરૂષોત્તમ શ્રીકૃષ્ણમાં છે. લૌકિક વૈદિક વસ્તુઓનો–કાર્યોનો આનન્દ, રસ તુચ્છ છે. એ આનન્દથી રસ નથી પણ આનન્દાભાસ છે, રસાભાસ છે. ખરો આનન્દ, રસ રસેશ પ્રભુમાં છે. 'रसो वै सः' 'ખરેખર પ્રભુ રસ છે.' (૨૯)

**मूलम्ः–भजनं भावरूपस्य भावेनैवोपपद्यते ।**
**चेतस्तत्प्रवणं सेवा ह्यत एव निरूपिता ॥३०॥**

હવે ભજન કેવે પ્રકારે કરવું તે બતાવે છે.

**શબ્દાર્થ**:—ભાવરૂપ એવા શ્રીકૃષ્ણનું ભજન [સેવા] ભાવથીજ પ્રાપ્ત થાય છે. માટેજ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ સિદ્ધાન્તમુક્તાવલિ નામના ગ્રન્થમાં "પ્રભુમાં ચિત્ત–પ્રવણ થવું–પ્રભુમાં ચિત્ત પરોવાવું, પ્રભુમાં ચિત્તલીન થવું–તે સેવા એમ નિરૂપણ કર્યું છે. [૩૦]

**વિવેચન**:—ભજન, સેવા, ભાવથી કરવાં, કારણ કે ભાવ વિના અગ્રિમ ફલ રૂપ માનસી સેવા સિદ્ધ થતી નથી. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સિદ્ધાન્ત મુક્તાવલિ નામના પોતાના ગ્રન્થમાં કહે છે કે "कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता" "સદા શ્રીકૃષ્ણની સેવા કરવી. તે માનસી સેવા ઉત્તમ છે." સદા શ્રીકૃષ્ણની સેવા કરનારને માનસી સેવા સિદ્ધ થાય છે. "चेतस्तत्प्रवणं सेवा तत्सिद्धयै तनुवित्तजा" પ્રભુમાં ચિત્તનું પરોવાવું–એકાગ્ર થવું તે સેવા. તે [માનસી] સેવાની સિદ્ધિને અર્થે તનુજા એટલે શારીરિક સેવા અને વિત્તજા

**એટલે આર્થિક–દ્રવ્યની સેવા કરવી. જેમ નદીનો પ્રવાહ રાત્રિ દિવસ એક રસ વહ્યો જાય છે તેમ ચિત્તમાં અષ્ટ પ્રહર માનસી સેવાનો પ્રવાહ નિરન્તર અસ્ખલિત વહ્યો જવો જોઈએ. પણ તેમ થવાને માનસી સેવા સાધનારી તનુજા અને વિત્તજા સેવા મન લગાડી ભાવપૂર્વક કરવી જોઈએ.**

**તનુજા એટલે શરીરથી** પ્રભુની સેવા કરવી. સેવકનું શરીર પોતાના સુખને અર્થે નથી પણ પ્રભુના સુખને અર્થે છે. શરીર સેવકનું નથી પણ પ્રભુનું છે. સેવક "એ કહેવાતા પોતાના દેહપરથી" અહંભાવ અને મમત્વ દૂર કરે તે માટે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તનુજા સેવા કરવાની આજ્ઞા કરે છે. દેહની સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ પ્રભુના સુખાર્થે કરવો. 'संसारावेशदुष्टानामिन्द्रियाणां हिताय वै कृष्णस्य सर्ववस्तूनि भूम्न ईशस्य योजयेत्.' સંસારાવેશથી દુષ્ટ થયલી ઇન્દ્રિયોના હિતને માટે ઇન્દ્રિયો તેમજ ઇન્દ્રિયોના સર્વ વિષયોને સર્વ ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર ઇશ્વર, સર્વત્ર વ્યાપક શ્રીકૃષ્ણ પુરૂષોત્તમને વિષે નિશ્ચયથી જોડવી.' શ્રીમદ્ભાગવતમાં પણ કહે છે કે "अक्षण्वतां फलमिदम्"–ઇન્દ્રિયવન્ત જીવોનું ફલ આ ભગવાન્ જ છે.

**વિત્તજા સેવાથી** દ્રવ્યનો વિનિયોગ શ્રીકૃષ્ણ સેવામાં કરવાનો છે. આપણા દ્રવ્યથી આપણા પ્રાણપ્રેષ્ઠ શ્રી ઠાકોરજીને સુખ પ્રાપ્ત થાય એવી અભિલાષા ઉદ્ભવે છે, દ્રવ્યનો વિનિયોગ જો શ્રીકૃષ્ણ સેવામાં થાય છે તો "આ દ્રવ્ય મ્હારૂં છે." એવી બાધક બુદ્ધિ નષ્ટ થાય છે: પણ જો કેવલ સ્વસુખાર્થે વા લૌકિક, વૈદિક કાર્યોમાંજ સમસ્ત દ્રવ્યનો વ્યય થાય તો એ દ્રવ્યથી આસુરત્વ, મમત્વ, લોલુપતા અને અન્તે સંસારજ ફલ રૂપે પ્રાપ્ત થાય છે.

**માનસી સેવા** ભક્તિ શબ્દનો અર્થ માનસી સેવામાંજ પરિણામે છે. ભકિતમાં भज ધાતુ છે. એ भज सेवायाम् ભજ ધાતુ સેવાના અર્થમાં છે. આથર્વણમાં શ્રુતિ છે કે भाक्तिरस्य भजनं तदिहामुत्रोपाधिनैराश्येन मनःकल्पनम्." આ લોક અને પરલોકની ઉપાધિની નિરાશાપુર્વક એનું (પરમાત્માનું) ભજન–મનઃ કલ્પના સતેજ ભકિત. આ વાક્યમાં પણ ચિત્તનું પ્રભુમાં લીન થવું એને જ ભક્તિ કહી છે. ભકિતમીમાંસા સૂત્રમાં પણ કહ્યું છે કે "सावरानुरक्तिरीश्वरे." આ સૂત્રમાં 'ઇશ્વરને વિષે ચિત્તમાં અત્યન્ત અનુરાગવૃત્તિ' તે જ ભકિત એમ કહ્યું છે. માટે ભકિતમાં માનસી સેવા જ પ્રધાન છે. એ માનસી સેવા તનુજા અને વિત્તજા સેવાથી સિદ્ધ થાય છે ઉપરના પ્રમાણોથી શ્રીમહાપ્રભુજીનું સેવાનું લક્ષણ 'चेतस्तत्प्रवणंसेवा" પ્રભુમાં 'ચિત્તનું પરોવાવું તે સેવા' એ સબલ છે. (૩૦)

## मूलम्ः–तस्यां तु विस्मृतिर्भाव्या जगतः सर्वथा ध्रुवम्। तदभावे मानसी तु सेवनान्नैव सिद्धयति ॥३१॥

સર્વદા એવી માનસી સેવામાં નિમગ્ન રહેનાર પરમ વૈષ્ણવના લક્ષણો આ શ્લોકમાં દર્શાવે છે.

**શબ્દાર્થ:—**આ માનસી સેવામાં તો સર્વથા જગતની વિસ્મૃતિ **નિશ્ચલ**

થવી જોઇએ. એ જગત્‌ની વિસ્મૃતિના અભાવમાં માત્ર સેવનાથી માનસી સેવા સિદ્ધ થતી નથી. (૩૧)

**વિવેચનઃ**—તનજા વિત્તજા સેવા મન લગાડી કરે તો સર્વ જગત્–દેહ સમ્બન્ધી પદાર્થની વિસ્મૃતિ થાય. માનસી સેવાનો એ જ ભાવ છે કે સર્વ જગત્‌ને ભૂલાવે; મનમાંથી અહન્તા મમતા ટાળી, જગતના સમ્બન્ધ માત્ર દૂર કરાવી કેવળ ભગવદિચ્છાનું જ અનુવર્ત્તન કરાવે છે; અને એમ સર્વ જગત્‌ને ભૂલાવી હરિ પરાયણ સદાનન્દમય શ્રીકૃષ્ણ તત્પર રાખે એ જ ખરી માનસી સેવા છે. પોતાનું દેહાનુસન્ધાન ભૂલી, ખાનપાન નિદ્રાદિ સર્વ ભૂલીને ભગવદ્ભાવાવિષ્ટ થઈ મનમાં સેવાથી સ્વરૂપાનન્દનો અનુભવ કરાય ત્યારે જ જાણવું કે ભાવરૂપ માનસી સેવા સિદ્ધ થઈ. (૩૧)

તનુજા અને વિત્તજા સેવા જ દુર્લભ છે તો પછી માનસી સેવા તે કયે પ્રકારે સિદ્ધ થાય? છતાં તે સિદ્ધ કરવી એજ વૈષ્ણવોનો પરમ પુરૂષાર્થ છે. તેથી એ માનસી સેવામાં બાધક પદાર્થોનું નિરૂપણ અગ્રિમ શ્લોકમાં કરે છે.

**मूलम्ः-तब्दाधकानीन्द्रियाणि विषया लौकिकी मतिः ।**
**प्रतिबन्धस्तथोद्वेगो भोगोऽप्यत्रैव लौकिकः ॥३२॥**
**दुष्टान्नभक्षणं चापि ह्यसमर्पितभक्षणम् ।**
**असत्सङ्गः सर्वथा हि भावबाधक इष्यते ॥३३॥**

**શબ્દાર્થઃ**—ઇન્દ્રિયો, વિષયો, લૌકિક બુદ્ધિ, પ્રતિબન્ધ, ઉદ્વેગ, લૌકિક ભોગ એ માનસી સેવાને બાધ કરનારાં છે. દુષ્ટાન્નભક્ષણ, અસમર્પિત (અપ્રસાદિત) ભક્ષણ, અને અસત્સઙ્ગ એ પણ સર્વથા ભાવબાધક અથવા ભગદ્ભાવને પ્રતિબંધ કરનારા છે. (૩૨–૩૩)

**વિવેચનઃ**—તનુજા વિત્તજા સેવા મન લગાડી કરવામાં દશ ઈન્દ્રિયો બાધક છે. કારણ કે ઇન્દ્રિયોના દેવતાને વિષય પ્રિય છે. તેથી તે દેવતાઓ ઇન્દ્રિયોને વિષય તરફ ખેંચે છે, અને ભગવત્સેવામાં પ્રવર્ત્તતી ઇન્દ્રિયોને બાધ કરે છે, કયે પ્રકારે સેવામાં લૌકિક બુદ્ધિ થાય એવો રસ્તો બતાવે છે. સેવા કરવામાં પણ એવા વિચાર ઉદ્ભવે કે "ગૃહનું લૌકિક કાર્ય કરવાનું પુષ્કળ કામ બાકી રહ્યું છે! ભૂખ અત્યન્ત લાગી છે! એવી લૌકિક બુદ્ધિ ઉત્પન્ન થઈ સેવામાં મનને ઉદ્વેગ ઉપજાવે છે. એ મનના ઉદ્વેગથી જેમ બને તેમ સત્વર અનોસર કરાવે છે. શ્રીઠાકોરજીતો મનની લૌકિક બુદ્ધિ તરતજ જાણી જાય છે. તેથી સેવામાં પ્રતિબંધ કરે એવા લૌકિક, વૈદિક કાર્યોમાં તેમજ

વિષયાદિકમાં મનને પ્રેરે છે. આ પ્રકારે મનના ઉદ્વેગ રૂપ પ્રતિબન્ધથી ભગવત્સેવા–તનુજા, વિત્તજા–બનતી નથી. મન ખાનપાનાદિ વિષયભોગમાં આસક્ત રહે છે. વિષયાદિકના સંગથી મન કેવળ લૌકિક થઈ જાય છે. સેવાફલમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે "उद्वेगः प्रतिबन्धो वा भोगो वा स्यात्तु बाधकः" ઉદ્વેગ, પ્રતિબન્ધ અથવા ભોગ સેવામાં બાધક થાય છે." આ વચનો એમ જણાવે છે કે ઇન્દ્રિયો તથા મન વિષયમાં મગ્ન થઇ, પ્રથમ ઉદ્વેગ કરાવે છે, પછીથી પ્રતિબન્ધ કરે છે અને અન્તે ભોગ દ્વારા જીવને કેવલ લૌકિક બનાવી દે છે. હવે કોઇ એમ શંકા કરે કે 'ઇન્દ્રિયોને વિષયમાં પ્રેરનાર બુદ્ધિ કેમ થાય છે?' તો તેનું સમાધાન કરે છે. દુષ્ટાન્ન ભક્ષણ, અસમર્પિત ભક્ષણ અને અસત્સંગ–એ આ લૌકિક મતિના મુખ્ય કારણો છે દુષ્ટ પ્રાણીની સત્તાનું અન્ન ભક્ષણ કરવું અથવા દુષ્ટ ક્રિયા કરી અન્ન લાવી તેનું ભક્ષણ કરવું તે દુષ્ટાન્ન ભક્ષણ. અસમર્પિત ભક્ષણ એટલે પ્રભુના શ્રીમુખ સમીપ ધરાવેલા ભોગ વિના અન્ય વસ્તુનું ભક્ષણ તે અણપ્રસાદિત–અસમર્પિત ભક્ષણ કહેવાય છે. એ અણપ્રસાદિત વસ્તુનું ભક્ષણ જીવની દુર્મતિને પોષણ આપનારૂં છે, ભગવદ્‌ભાવનું બાધક છે, દુષ્ટ અન્ન બહુ બાધક છે તે પદ્મપુરાણમાં કહે છે—

"अवैष्णवानामन्नं च पतितानां तथैव च।
अनर्पितं तथा विष्णोः श्वमांससदृशं भवेत्॥
अनिवेद्य तु यो भुङ्क्ते हरये परमात्मने।
पतन्ति पितरस्तस्य नरके शाश्वतीः समाः॥"

"અવૈષ્ણવનું અન્ન, પતિતનું અન્ન, અને પ્રભુને અર્પિત ન કરેલું એવું અન્ન શ્વમાંસ–કૂતરાના માંસ–સમાન છે. જે હરિ–પરમાત્માને અર્પણ કર્યા વિના પોતે ભોજન કરે છે તેના પિતા, પિતામહાદિ બહુ વર્ષ પર્યન્ત નરકમાં પડે છે." આ વચનાનુસાર અવૈષ્ણવનું અન્ન, તથા પતિત—ચાણ્ડાલાદિ નીચ યોનીમાં જન્મેલાનું અન્ન, તથા અસમર્પિત અન્નનું ભોજન કરવાથી ઇન્દ્રિય, બુદ્ધિ, સર્વ નષ્ટ થાય છે—અસુરવત્ થઈ જાય છે. શ્રાદ્ધપણ પ્રસાદી અન્નથી કરવું. કૂર્મ પુરાણમાં કહે છે કે:—

"अनर्पयित्वा गोविन्दे यो भुङ्क्ते धर्मवर्जितः।
शुनो विष्ठासमं चान्नं नीरं तत्सुरया समम्॥"

"ગોવિન્દને અપર્ણ કર્યા વિના ધર્મરહિત જે અન્ન ખવાય છે તે અન્ન કુતરાની વિષ્ટા સમાન છે, અને એવું અસમર્પિત જળ સુરા–મદિરા–સમાન છે." આ પ્રકારે અસમર્પિત વસ્તુનું ભક્ષણ અસુરત્વ ઉપજાવે છે. દુષ્ટસંગથી અન્ય

**સમ્બન્ધ થાય છે તેથી દેહ ઈન્દ્રિયાદિ સર્વ બહિર્મુખ થઈ જાય છે, ભગવદ્વિમુખ થાય છે. વિષયના ધ્યાનમાં તત્પર થાય છે. તેથી વૈષ્ણવે મનમાં દૃઢ નિશ્ચય કરી દુષ્ટ અન્ન, અસમર્પિત અન્ન અને દુઃસંગ એ ત્રણનો સમ્બન્ધ કદાપિ ન કરવો. (૩૩)**

(સર્વ વસ્તુ ભગવાનની છે. તેથી એ વસ્તુઓનો પ્રથમ ભોગ ભગવાનથી થાય એજ ભક્તોને ઇષ્ટ છે. ભગવાનની વસ્તુઓ-ખાન, પાન, આદિ સર્વ વિષયો-ભગવાન આરોગે તે પહેલાં જો જીવ તેનો ઉપયોગ કરે તો જીવ અપરાધી થાય છે. શ્રીમદ્દ્ભગવદ્દ્ગીતામાં ભગવાન શ્રીમુખે કહે છે.—

"**यज्ञशिष्टा शिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।**
**भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्म कारणात् ॥**"

વૃષ્ટયાદિથી અન્નાદિ રસોત્પત્તિ પ્રથમ ભગવાનના ભોગાર્થે જ છે. ભગવાન્ અન્નાદિરસનો ઉપભોગ કરે તે પહેલાં જીવ પોતે તેનો ભોગ કરે એ પાપરૂપ છે. અન્નાદિની ઉત્પત્તિનું પ્રયોજન જાણનાર સન્તો-ભક્તો-પ્રથમ ભગવાનને માટે અન્નપાક કરે છે, તે સર્વ અન્નપાક ભગવાનને સમર્પિત કરી, ભગવાનના ઉપભોગ પછી અવશિષ્ટ જે પ્રસાદ રહે છે તેનું ભોજન કરે છે. આમ ભગવદ્દુચ્છિષ્ટ વસ્તુનું ભક્ષણ કરવાથી અન્ન દોષરહિત થાય છે. તેથી સેવામાં પ્રતિબન્ધ કરનાર પાપ દૂર થાય છે. પણ જે પાપી જીવો ભગવદુચ્છિષ્ટ ભોજન ન કરતાં, પોતાને અર્થેજ પાકાદિક્રિયા કરે છે તેઓ તો પાપનું જ ભક્ષણ કરે છે-અન્નનું નહિ. શ્રી મહાપ્રભુજી ખાન પાનાદિ વસ્તુઓના સર્વ દોષ દૂર કરવાને સુકર માર્ગ એજ બતાવે છે કે 'જે કંઈ વસ્તુનો ખાન, પાન, વસ્ત્રાદિનો-જીવ ઉપભોગ કરે તેનો પ્રથમ શ્રીપ્રભુને અંગીકાર કરાવવો. અને પછીજ તે ઉપયોગમાં લેવી. એમ થવાથી તે વસ્તુના દોષ ભગવદ્દ અંગિકારથી દૂર થાય છે. સિદ્ધાન્ત રહસ્ય નામના ગ્રન્થમાં શ્રી મહાપ્રભુજી કહે છે કે असंमार्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् " તે તે વસ્તુ ગત દોષ દૂર કરવા સર્વ વસ્તુ પ્રભુને સમર્પવી. જે અસમર્પિત વસ્તુઓ છે તેનો ત્યાગ કરવો." પુષ્ટિમાર્ગમાં પ્રસાદિત અન્ન જ લેવું, પ્રસાદિત જલનું જ પાન કરવું. ભગવદર્થ ભોગ, સામગ્રી તૈયાર કરવા અને તે મહાપ્રસાદ ભગવદીયોએ લેવા કે જેથી સર્વ અન્ન જલ ગતદોષ દૂર થાય અને મતિ શુદ્ધ રહે. પ્રસાદિત વસ્તુ લેનાર ભગવદીયો સામું આક્ષેપ કરનારાઓનું ગાઢ અજ્ઞાન આ વિવેચનથી કેટલેક અંશે દૂર થશે!) (૩૩)

**मुलम्ः—तस्मात्त्यक्त्वा दुष्टसंगं कृत्वा स्वाचार्य संश्रयम् ।**
**तदीयजनसंसर्गे स्थित्वा मार्गे तथा गुरौ ॥३४॥**
**कृत्वा विषयवैराग्यं परितोषं विधाय च ।**
**सदानन्दं सदानन्दं फलप्राप्त्यै सदाभजेत् ॥३५॥**

**શબ્દાર્થઃ**—તેથી દુઃસંગનો ત્યાગ કરી, આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો આશ્રય કરી, તદીયજનના સંસર્ગ (સમ્બન્ધ) થી માર્ગમાં તથા ગુરૂમાં

સ્થિતિ કરી, વિષયોમાં વૈરાગ્ય રાખવો, સર્વદા સન્તોષ આચરવો, અને ફલપ્રાપ્તિને અર્થ નિરન્તર આનન્દમય એવા સદાનન્દરૂપ શ્રીકૃષ્ણનું સદા ભજન કરવું. (૩૪-૩૫).

**વિવેચનઃ**—દુષ્ટના સંગથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, અસમર્પિત વસ્તુનું ભોજન કરવાનું મન થાય છે, અન્યાશ્રય પણ થાય છે. તેથી સર્વ દોષના મુલરૂપ દુઃસંગનો ત્યાગ કરવો. પુષ્ટિમાર્ગીય ભગવદીયોએ પાંચ પ્રકારે કર્તવ્ય છે. (૧) દુઃસંગનો ત્યાગ, (૨) શ્રીઆચાર્યજીના ચરણારવિન્દનો આશ્રય. (૩) ભગવદીયનો સંગ (૪) પુષ્ટિમાર્ગીય રીતિ પ્રમાણે માર્ગમાં સ્થિતિ. (૫) ગુરૂ કહે તે પ્રમાણે સેવા. (૩૪).

વિષયમાં વૈરાગ્ય થાય ત્યારેજ સર્વ ધર્મ બની આવે છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સંન્યાસનિર્ણય નામના ગ્રન્થમાં કહે છે કે "विषयाक्रान्त देहानां नावेशः सर्वथा हरेः" વિષયોથી પૂર્ણ છે દેહ (ઇન્દ્રિયાદિ) જેમના એવા જીવોના હૃદયમાં સર્વથા હરિનો આવેશ થતો નથી. આ વાક્યાનુસાર જે જીવના હૃદયમાં વિષયનું જ્ઞાન હોય, દેહમાં વિષય કામના હોય, તેમના હૃદયમાં હરિ-ભગવાનનો આવેશ સર્વથા ન થાય. તેથી વિષયાદિકમાં વૈરાગ્ય રાખવો. ત્યારેજ મનમાં સન્તોષ રહે છે-જે ભગવદિચ્છાથી આવી પ્રાપ્ત થાય તેનાથી સન્તોષ માનવો. લૌકિક વૈદિક, દેહસમ્બન્ધી સર્વ ચિન્તાનો ત્યાગ કરી સદા આનન્દમાં રહેવું, હૃદયમાં સન્તોષ હોય તોજ આનન્દ પ્રકટે છે. ચિન્તા ન હોય તોજ ભગવદ્ધર્મમાં મન એકાગ્ર થાય છે. શ્રીઆચાર્યજી નવરત્ન ગ્રંથમાં આજ્ઞા કરે છે કે "चिन्ता काऽपि न कार्या निवेदात्मभिः कदापि" જે વૈષ્ણવોએ પોતાનો આત્મા ભગવાનને નિવેદિત કર્યો છે-તેઓએ કદાપિ કોઇપણ ચિન્તા કરવી નહિ. નિવેદિતાત્મ ભકતોએ હવે ચિંતા ન કરતાં આનંદમાં રહેવું. ત્યારેજ સદાનન્દરૂપ શ્રીકૃષ્ણ સેવાનો સ્વીકાર કરશે. શ્રીવૃન્દાવનમાં શ્રીકૃષ્ણભગવાને વ્રજભક્તોને જેવું ફલ આપ્યું હતું તેવુંજ ફલ એવા ભક્તને આપશે. સદાનન્દમય એવા શ્રીકૃષ્ણ ફલરૂપે અનુભવાશે અર્થાત્ ફલરૂપે રસદાનપૂર્વક અનુભવ કરાવશે.

**इति श्रीहरिरायजीविरचितं नवमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं सम्पूर्णम् ॥९॥**

# શિક્ષાપત્ર ૧૦ મું.

**ઉદ્દેશઃ**—લૌકિક કલેશને સમ્બન્ધ થાય તોપણ પ્રભુમાં દોષારોપ ન કરવો, પ્રભુનો આશ્રય ન છોડવો, લૌકિક વિપત્તિનો સમ્બન્ધ કરાવીને પણ ભગવાન્ ભક્તનું હિતજ કરશે એવો દૃઢ વિશ્વાસ પ્રભુમાં રાખવો. જેમ ચાતક પક્ષી મેઘજલની આકાંક્ષા રાખી દૃઢ વિશ્વાસ રાખે છે તેમ ભક્તોએ પણ ભગવાન્ તેઓનું લૌકિક કલેશદ્વારા પણ હિત કરશે એવો દૃઢ વિશ્વાસ રાખવો. વિષયમાં વૈરાગ્ય રાખી યથાલાભ સન્તોષ માની પ્રસન્નતાપૂર્વક શુદ્ધ હૃદયથી ભગવત્સેવા કરીએ ત્યારેજ ફલ પ્રાપ્તિ થાય. ફલદાતા શ્રીકૃષ્ણજ છે. શ્રીકૃષ્ણ જ્યારે ફલદાન કરવાની ઇચ્છા કરે ત્યારેજ ફલ પ્રાપ્ત થઇ શકે. કયારે અને કેટલું અને કેવું ફલ શ્રીકૃષ્ણ આપશે. એ શ્રીકૃષ્ણ ભગવાનનો મનોભિપ્રાય જાણવાને જીવ સમર્થ નથી. જીવનું કર્તવ્ય ફલ પ્રાપ્તિ વિચારવાનું નથી. જીવે તો શ્રીકૃષ્ણ પરમાત્માની સેવામાં રહી, ભગવદિચ્છાને અધીન થઈ, પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરવી એજ મહાફલ છે. શ્રીકૃષ્ણ કયે પ્રકારે કેવું ફલ આપશે ઇત્યાદિક સમજાવવાને આ દશમ શિક્ષાપત્ર પ્રવર્ત્તે છે.

**मुलम्ः-को वेद कीदृशः कृष्णाभिप्रायः स्वजने मतः**
**स्वानन्दसिद्धये राति निजार्त्तिं दर्शनादिषु ॥१॥**

**શબ્દાર્થઃ**—શ્રીકૃષ્ણ પરમાત્માનો સ્વજન વિષયક અભિપ્રાય કેવા કેવા પ્રકારનો છે તે કોણ જાણે છે? તો પણ (પ્રમેય બલથી એટલું તો જણાય છે કે) પોતાના આનન્દની સિદ્ધિને અર્થે દર્શનાદિકમાં નિજાર્ત્તિનું (પોતાને વિષે એટલે પ્રભુ વિષે દર્શનાદિકમાં આર્ત્તિ–આતુરતાનું) દાન કરે છે. [૧]

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણનો અભિપ્રાય જાણવા વેદ પણ અસમર્થ છે તેથી नेति नेति એમ પોકાર વેદ કરે છે. વેદ ભગવત્સ્વરૂપ છે, ભગવાનના શ્વાસથી પ્રકટિત છે. એવા વેદ પણ જ્યારે શ્રીકૃષ્ણનો અભિપ્રાય જાણવા સમર્થ નથી તો હું મ્હારી બુદ્ધિથી એ અભિપ્રાયનું જ્ઞાન શી રીતે ધરાવું? છતાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની કૃપાથી હું કંઈક મ્હારી મતિઅનુસાર કહું છું. વેદ તો શ્રીપ્રભુના બંદીજન હોઈ સદા પ્રભુના ગુણગાન કરે છે. બહાર ઈશ્વરનું માહાત્મ્ય ગાય છે. હું તો શ્રીકૃષ્ણનો દાસ છું તેથી પ્રભુની કૃપા મ્હારા પર છે. શ્રીકૃષ્ણ આનન્દ રૂપ છે. એવા શ્રીકૃષ્ણ જ્યારે એમ ઇચ્છા કરે કે "અમુક પુષ્ટિમાર્ગીય જીવને મ્હારો આનન્દાનુભવ થાય, ત્યારે એ ભક્તને શ્રીકૃષ્ણના દર્શનની આર્ત્તિ–આતુરતા થાય છે. એ દર્શનની આતુરતા થાય એટલે એ

સેવકના હૃદયમાં "હું શ્રીકૃષ્ણના દર્શન ક્યારે કરૂં! કેટલા જન્મો અને વર્ષો થયા હું શ્રીકૃષ્ણથી વિયોગ પામ્યો છું." એવો પ્રભુમિલન સમ્બન્ધી તાપ પ્રકટે છે. એ કૃષ્ણ વિયોગાત્મક તાપમાંજ સ્મરણ, સેવા કીર્તનાદિ સર્વ સિદ્ધવત્ જાણી લેવું, કેમકે એ જીવથી પ્રભુના દર્શન વિના સ્થિતિ થઈ શકશે નહિ અને તેથી એની પ્રીતિ ભગવદ્ધર્મમાં, સેવા-સ્મરણાદિકમાં, ભગવદ્ભાવમાં, આપો આપ ચાલી આવશે. (૨)

**मुलम्ः—संसाररागाभावाय लौकिकार्त्तिं तथा पुनः।**
**मदाभावाय च स्वार्त्तिं शरीरार्त्तिं प्रयच्छति ॥२॥**

**શબ્દાર્થ**:—સંસારમાં સ્નેહ હોય તો તેની નિવૃત્તિ સિદ્ધ કરવા ભગવાન્ લૌકિક દુઃખ આપે છે. મદ નિવારણ કરવા જ્ઞાતિ સમ્બન્ધી દુઃખ તેમજ શરીર સમ્બન્ધી દુઃખ-રોગ પીડાદિક- આપે છે.

**વિવેચનઃ**—આ સંસાર તથા દેહસમ્બન્ધી જેટલા પદાર્થ છે તે સર્વમાંથી જ્યારે ભક્તનો રાગભાવ-વા સ્નેહ-આસક્તિ છૂટી જાય ત્યારે શ્રીકૃષ્ણ કૃપા કરે. ભક્તની સંસારમાંથી આસક્તિ દૂર કરવા પ્રભુ લૌકિક-કલેશ આપે છે. હું સર્વ કરૂં છું-મ્હારા વિના કશું થાત નહિં. એવું સ્વાભિમાન દૂર કરાવવા, શ્રીકૃષ્ણ કૃપાયુક્ત થઈ, આપણા (જીવોના) શરીર સમ્બન્ધી દુઃખો તેમજ ધન સમ્બન્ધી દુઃખ, મોકલે છે. જ્યારે જીવ લૌકિક કાર્યોમાં દુઃખ અનુભવે છે ત્યારે એની બુદ્ધિ પ્રભુ પ્રતિ વળે છે. [ આ ઉપરથી સિદ્ધ થશું કે જે કંઈ લૌકિક કલેશ-શરીર સમ્બન્ધી, ધન સમ્બન્ધી—આવી પડે તો ભક્તોએ તેથી ખિન્ન થઈ ભગવાનમાં દોષારોપણ ન કરવું. પણ એ સર્વ દુઃખ જે આરમ્ભમાં કડવા લાગે છે તે પરિણામમાં અત્યન્ત હિતદાયક છે એમ સમજી પ્રભુ એ દુઃખનો અનુભવ કરાવીને પણ આપણું હિત જ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખવો. શ્રીકૃષ્ણ સંસારમાં આસક્તિ સિદ્ધ નહિજ કરે. કારણકે પોતે સંસાર વૈરી છે. તેથીજ શ્રીકૃષ્ણ દેહ સમ્બન્ધી, શરીર સમ્બન્ધી પીડા મોકલે છે કે જેથી ભક્તનું ચિત્ત ભગવાનમાં નિરૂદ્ધ થાય. "संसारी चेद्भजेत् कृष्णं लोको नश्यति सर्वदा" સંસારી જો શ્રીકૃષ્ણને ભજે તો તેનો લોક (સંસાર) સર્વથા નાશ પામે છે." (સિદ્ધાન્ત મુક્તાવલિ.) આ પ્રકારે લૌકિક-કલેશ પણ શ્રી કૃષ્ણની કૃપાથીજ પ્રાપ્ત થાય છે એવો દૃઢ વિશ્વાસ રાખવો. ]

**मुलम्ः—संगाभावाय बन्ध्वार्त्तिं देशार्त्तिं दैन्यसिद्धये।**
**मोहाभावाय भगवान् साधनार्त्तिं ददाति हि ॥३॥**

**શબ્દાર્થ:**—બહિર્મુખ બન્ધુઓ–સગા સમ્બન્ધીઓ–નો સંગ દૂર કરવા પ્રભુ એમનો નાશ કરે છે અથવ એમના વિષેની આર્ત્તિ કલેશ–દુઃખાદિક આપે છે. દીનતા સિદ્ધ કરવા દેશાર્ત્તિ–વિદેશ ગમનનું દુઃખ આપે છે. તેમજ ( મ્હારા અમુક સાધનથી અમુક ફલ પ્રાપ્ત થઈ એવો મોહ દૂર કરાવવા ) મોહ દૂર કરાવવા પ્રભુ સાધન–આર્ત્તિ મોકલે છે.

**વિવેચન:**—સગા સમ્બન્ધી દુઃસંગ આપતા હોય અને ભગવદીયોનો સંગ થતો ન હોય તો બન્ધુ સમ્બન્ધી–દેહ સમ્બન્ધી કુટુમ્બ વિષેનું દુઃખ મોકલે છે. જો કુટુમ્બીઓથી વિયોગ થાય તો એવો વિચાર કરવો કે "એમની સાથે મ્હારે શું સમ્બન્ધ છે ? મ્હારા આત્માના સમ્બન્ધી તો શ્રીભગવાન્ છે. મ્હારે તો શ્રી પ્રભુનુંજ કામ છે." આ પ્રકારે વિચારી બન્ધ્વાર્તિ સમયે પણ શ્રીકૃષ્ણની કૃપાજ માનવી. આપણા દેશમાં આફત્ આવી પડે–આપણે જ્યાં નિવાસ કરતા હોય ત્યાં આકસ્મિક દુઃખ આવી પડે તો પણ એવું આશ્વાસન લેવું કે "પ્રભુએ આપણામાં દીનતા સિદ્ધ કરવા આવી વિપદ્ મોકલી છે." પ્રભુ પ્રસન્ન કરવાનું એક સાધન દીનતા જ છે, શ્રી ગુસાંઈજીએ વિજ્ઞાપ્તમાં કહ્યું છે કે "आचार्यचरणैरुक्तं दैन्यं त्वत्तोष साधनम्" એટલે કે આપને પ્રસન્ન કરવાનું એક સાધન શ્રી આચાર્યોક્ત દૈન્યજ છે." આ વચનાનુસાર પ્રભુ પ્રસન્ન કરવાનું કારણ દીનતા શ્રીકૃષ્ણની કૃપાથી સિદ્ધ થાય છે. શ્રીકૃષ્ણ વિના અન્ય પદાર્થોમાં–સ્ત્રી, પુત્ર; પતિ, મિત્ર, પુત્ર, ગૃહ, દ્રવ્ય, દેહ, આ લોક, અને પરલોક–આદિમાં મોહ ન થાય તે સારૂ પ્રભુ (આપણા સાધનોમાં–જીવકૃત પ્રયત્નોમાં નિષ્ફળતા આપે છે.) સાધનાર્તિ આપે છે. મોહ એક શ્રીકૃષ્ણમાંજ રહે–અન્ય સ્થલેથી આપણો મોહ દૂર થાય તે સારૂ શ્રી ભગવાન્ સ્વતઃ કૃપા કરી પુષ્ટિમાર્ગીય ભગવત્સેવા, સ્મરણ, કીર્ત્તન, જપ, પાઠ, ભગવદ્વાર્ત્તાદિક કરાવી આપે છે. (૩)

**मुलम्**:—प्रारब्ध भोजनार्थं वा परीक्षार्थं विलम्बनात् ।
निर्वाहार्थं तथा वेदसाध्यार्थार्त्तिं प्रयच्छति ॥४॥
एवमार्त्तिप्रदानेऽपि परमानन्ददायिनः ।
समाश्रयो न मोक्तव्यो दृढः स्वाचार्यसंश्रयैः ॥५॥

**શબ્દાર્થ:**—પ્રારબ્ધ ભોગ કરાવવા, અથવા પરીક્ષા કરવા પ્રભુ વિલમ્બ કરી નિર્વાહ સમ્બન્ધી તેમજ વેદસાધ્ય સ્વર્ગાદીક સમ્બન્ધી આર્ત્તિ–પીડા આપે છે, અર્થાત્ લૌકિક, વૈદિક, અર્થની અસિદ્ધિ રાખે છે. [૪]

આ પ્રકારે પ્રભુ આર્ત્તિ–પીડા આપે છે તો પણ પરમ આનન્દ આપનાર શ્રીકૃષ્ણનો દૃઢ આશ્રય શ્રી આચાર્યજીનો સુન્દર આશ્રય કરનાર વૈષ્ણવોએ ત્યજવો નહિ. (૫)

**વિવેચનઃ**—ઉપર કહ્યો તે પ્રકારે શ્રીકૃષ્ણ જ્યારે કૃપા કરે ત્યારે લૌકિક–પીડા ઉદ્ભવે છે અને ભગવત્સમ્બન્ધી–આતુરતાનું દાન થાય છે. ઉપર્યુકત–પીડાઓ આવી પડે ત્યારે પણ જો શ્રીકૃષ્ણનો દૃઢ આશ્રય જ્યાં સુધી રાખી શકાતો નથી ત્યાં સુધી પરમાનન્દનું દાન થતું નથી. સર્વ સાધનોમાંથી એક પણ સાધન જીવને હાથ નથી. શ્રીકૃષ્ણ સ્વતઃજ સર્વ સાધનો સિદ્ધ કરી આપી પુષ્ટિમાર્ગીય પરમફલરૂપ પરમાનન્દનું દાન કરે છે. આ આશય હું મ્હારી યુકતિથી કહેતો નથી. શ્રી આચાર્યજીના ચરણકમલનો દૃઢ આશ્રય કરી હું કહું છું કે "શ્રીકૃષ્ણજ સર્વ કર્ત્તા છે." શ્રી આચાર્યજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કે "सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति" "(પ્રભુ સર્વના ઇશ્વર છે, સર્વના આત્મા છે. તે નિજેચ્છાથી સર્વ કરશેજ.") આ પ્રકારે લૌકિક પીડામાં જે મન સાધારણ રીતે ચલાયમાન થઈ શ્રીકૃષ્ણનો આશ્રય ત્યજે છે તેને સમજાવી શ્રીકૃષ્ણમાં દૃઢ આશ્રય રાખવો. (૪–૫).

**मूलम्ः—स्वतः कृष्णः सदानन्दो निजानन्दं प्रदास्यति ।**
**तदाशयैव स्थातव्यं सर्वैश्चातकपाक्षिवत् ॥ ६ ॥**

**શબ્દાર્થ**—શ્રીકૃષ્ણ સદા સ્વતઃ આનન્દરૂપ છે. તે પોતે પોતાનો આનન્દ નિજ ભક્તોને વિશેષે કરીને દાન કરશે. તેથી સવ ભગવદીયોએ એ આનન્દની આશાથી ચાતક પક્ષીવત્ સ્થિતિ કરવી. (૬)

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ પોતેજ આનન્દરૂપ છે. પરમ કૃપાળુ છે. સર્વ પ્રાણી માત્રને આનન્દનું દાન કરે છે. એવા શ્રીકૃષ્ણ નિજ દાસને તો અધિકાધિક આનન્દદાન કરે એ તો ઉચિત છે. નિજ દાસ પર અતિશય કૃપા કરે એ નિશ્ચય છે, શ્રીકૃષ્ણના નામથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. શ્રીભાગવત દ્વાદશ સ્કન્ધમાં શ્રીશુકદેવજી કહે છે કે "**कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः । कीर्तनादेव कृष्णस्य मुक्तबन्धः परंव्रजेत्** [अ. ३. ५१]" એટલે કે "હે પરીક્ષિત રાજા ! દોષના નિધિ એવા કલિયુગને વિષે પણ એક મહાન્ ગુણ છે, તે એ કે શ્રીકૃષ્ણના કીર્તન માત્રથી જ મુક્તબન્ધ થઈ પરને પ્રાપ્ત થવાય છે."

યદ્યપિ કલિયુગ દોષનો ભણ્ડાર છે તો પણ શ્રીકૃષ્ણના નામથી સંસાર ટી જાય છે, ભક્તિ પ્રાપ્ત થાય છે. એક ભગવદીય ગાય છે કેઃ—**राग बिहागडो.**

**करि है कृष्ण नाम सहाय । अधमता उर आनि अपनी मरत अकुलाय,**

करि है० ।१। अधम अग्नितें उद्धारे सो कहा तेरो भार । कोन उद्यम अपने निज करि सक्यो निस्तार ।।२।। नेक ऊधो करि भरोसो बसत जाके गाम । सो क्यों ममता छांडि है ले जीवन जाको नाम ।।३।। बरद विविध [illegible]लायवा करि हारि न धरिहे लाज । तोपें गदाधर निगम आगम बकत कितवे काज " ।। ४ ।।

આવી રીતે પ્રભુ જો કે દયાલ આનન્દરૂપ છે તો પણ ચાતક પક્ષી જેમ મેઘના ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ રાખે તેમ ભક્તોએ પણ પ્રભુના ઉપર દૃઢ વિશ્વાસ રાખવો. ચાતક જો વિશ્વાસ રાખે છે તો જડ એવો જે મેઘ તે પણ એનો–ચાતકનો–તાપ શાન્ત કરે છે, મનોરથ પૂર્ણ કરે છે તો પછી ભક્તિથી શ્રીકૃષ્ણનું અહોનિશ સ્મરણ કરનાર, શ્રીકૃષ્ણને વિષે આતુરતા રાખનાર ભક્તને પરમાનન્દરૂપ શ્રીકૃષ્ણ આનન્દનું દાન કેમ ન કરે ? અર્થાત્ શ્રીકૃષ્ણ કૃપા કરી સર્વ ભક્ત–મનોરથ પૂર્ણ કરે છે. તેથી દૃઢ વિશ્વાસથી શ્રીકૃષ્ણનું ભજન કરવું. (૬)

**मूलम्ः–लौकिकार्त्तेरगणनं परमानन्दचिन्तनात् ।**
**यथा न गणयेद्रोगी तिक्तभेषजभक्षणम् ।।७।।**

**શબ્દાર્થઃ**—પરમાનન્દના ચિન્તનથી લૌકિક–કલેશ ગણકારવો નહિ જેમ રોગી માણસ કડવી ઔષધીનું ભક્ષણ ગણકારતો નથી તેમ સંસારની નિવૃત્તિને અર્થે જીવે લૌકિક–કલેશ લેખવ્યા વિના પરમાનન્દના ચિન્તનથી સ્થિતિ કરવી.

**વિવેચનઃ**—જો જીવ લૌકિક દેહસમ્બન્ધી સંસારના કલેશથી ખેદ પામે તો પ્રભુને ચિન્તા રહેતી નથી. જ્યારે જીવને પ્રભુને વિષે આતુરતા–આર્ત્તિ ઉદ્ભવે ત્યારે પ્રભુને ચિન્તા થાય. તેથી જીવે લૌકિક–આર્ત્તિ ન કરવી, પણ પ્રભુની વિપ્રયોગાર્ત્તિ કરવી. પરમાનન્દ રૂપ ભગવવાનના ગુણ વિચારી, જીવે પોતાના દોષનું ચિન્તન કરવું. ત્યારે જ પ્રભુના હૃદયમાં દયા આવે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નિરોધલક્ષણ ગ્રન્થમાં કહે છ કેઃ—

क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं सदानन्दं हृदिस्थं निर्गतं बहिः ।।

(ભકતોને આર્ત્તિયુકત જોઈને પ્રભુ જ્યારે કૃપાયુક્ત થાય ત્યારે હૃદયમાં રહેલો સર્વ સદાનન્દ બહાર નીકળે છે.)

નિજજનનો પ્રભુ વિષયક વિપ્રયોગ–કલેશ જોઈને પ્રભુ દર્શન આપે છે. શ્રી ભાગવત રાસપંચાધ્યાયીમાં વર્ણન કર્યું છે કે " જ્યારે વ્રજભક્તોને મદ થયો ત્યારે પ્રભુ અન્તર્ધાન થયા પછી તેજ ભક્તોને પ્રભુ–વિરહથી આર્ત્તિ

ક્લેશ થયો ત્યારે શ્રીઠાકોરજી કૃપા કરી પ્રકટ થયા. આ પ્રકારે આ પુષ્ટિમાર્ગમાં વ્રજભક્તોના ભાવયુક્ત જ્યારે મનમાં ક્લેશ થાય ત્યારે પ્રભુની કૃપા થાય. લૌકિક આર્ત્તિ છોડી પ્રભુની વિપ્રયોગાર્ત્તિયુક્ત પરમાનન્દનું ચિન્તન કરવું. આમાં દૃષ્ટાન્ત રોગીજનનું આપે છે. રોગીજન પોતાના રોગ-નિવારણાર્થ કઢવામાં કડવી પણ ઔષધિનું ભક્ષણ કરે છે. તે જ પ્રકારે જેને પોતાના સંસાર રૂપ કામ, ક્રોધ, મોહ, મદ, મત્સરનું રોગસદશ જ્ઞાન ઉદ્ભવ્યું છે તેવા ભગવદીયે તો સંસારરૂપ રોગ-નિવૃત્તકરણાર્થ લૌકિકાર્ત્તિ સહન કરી પરમાનન્દના ચિન્તનરૂપ ઔષધિ ખાવી. ત્યારે જ પ્રભુ કૃપા કરી સર્વ દુઃખ નિવૃત્ત કરે. આ પ્રકારે લૌકિકાર્ત્તિનો ત્યાગ કરી પ્રભુના વિપ્રયોગનું ચિન્તન કરવું. (૭)

**मूलम्ः—अहितं निजभक्तानां विदधाति हरिर्न हि।**
**समस्तानां सखा स्वीयभक्तानां न कथं भवेत् ॥८॥**

**શબ્દાર્થઃ**—નિજ ભક્તોનું અહિત હરિ સર્વથા કરતા નથી. જે સમસ્ત જગત્ના સખા છે તે સ્વીય ભક્તોના સખા કેમ ન થાય ?

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ પોતાના ભક્તોનું સદા હિત જ કરે છે, તેમનું અહિત (બુરૂં) કદાપિ કરતા નથી. મહાભારતમાં ભક્ત ભીષ્મનું વચન સત્ય કરવા પોતાનું પણ ત્યજ્યું. પછી અન્ત સમયે કૃપા પણ કરી. શ્રીનન્દરાયજીએ અમ્બિકાનું પૂજન કરવામાં અન્યાશ્રય કર્યો હતો. તેથી સુદર્શન નામના સર્પે તેમને ગ્રસી લીધા હતા. આમ અન્યાશ્રય કર્યો તે છતાં જ્યારે એમણે શ્રીપ્રભુનું સ્મરણ કર્યું ત્યારે શ્રીઠાકોરજીએ કૃપા કરી એમને સુદર્શન સર્પના ગ્રાસમાંથી મુક્ત કર્યા. પુષ્ટિમાર્ગીય ભક્તના કોઇ દોષ નિવૃત્ત કરાવવા પ્રભુ દુઃખ દે તો મનમાં ચિન્તા કર્તવ્ય નથી, અન્તે તો પ્રભુ હિત જ કરશે. સમસ્ત જીવના પાલનકર્ત્તા જે ભગવાન્ તે નિજભક્તો ઉપર કૃપા કરે એમાં શું આશ્ચર્ય છે! પ્રભુ નિઃસંશય પોતાના ભક્તોપર કૃપા કરતા આવ્યા છે, કૃપા કરે છે, અને ભવિષ્યમાં પણ કરશે.

આ પ્રકારે આ દશમા પત્રમાં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે કોઇ પણ જાતના લૌકિક-ક્લેશમાં પ્રભુપર દોષારોપણ ન કરવું. જે કંઇ ક્લેશ દૈહિક-કૌટુમ્બિક, જીવપર આવી પડે છે તે તેના હિતાર્થે જ પ્રભુ મોકલે છે. જીવે તે સહન કરી, પોતે દોષથી પૂર્ણ છે અને પ્રભુ જ નિર્દોષ અને પૂર્ણગુણ છે એમ વિચારી પ્રભુનું સ્મરણ ભજન કરવું એ સિદ્ધાન્ત છે.

**इति श्रीहरिरायजीविरचितं दशम शिक्षापत्र श्रीगोपेश्वरजीकृत टीका-नुवादसहितं समाप्तम् ॥१०॥**

# શિક્ષાપત્ર ૧૧ મું.

ઉદ્દેશ:—ભક્તનું કર્ત્તવ્ય–ગુણગાન, દુ:ખભાવન, દૈન્ય અને ત્યાગ–આ કર્ત્તવ્ય ચતુષ્ટયનું નિરૂપણ આ એકાદશ પત્રમાં કર્યું છે. ઉપર કહ્યું કે "પ્રભુ પોતાના ભક્તનું કદાપિ અહિત નહિ જ કરે" તેથી ભક્તોએ ભક્તિ–માર્ગની રીતિ કદાપિ ત્યજવી નહિ. ભક્તોએ કયે પ્રકારે સ્થિતિ કરવી તે હવે વર્ણન કરે છે.

**मूलम्:—सर्वदा सर्वभावैकहेतुभूतेषु सर्वथा ।**
**श्रीमदाचार्यपादेषु स्थाप्यतां तन्मयं मनः ॥१॥**

**શબ્દાર્થ:**—નિરન્તર સર્વ ભાવના મુખ્ય હેતુભૂત (કારણરૂપ) શ્રીઆ-ચાર્યજીના ચરણારવિન્દમાં મનને તન્મય કરી નિશ્ચય સ્થાપવું. (૧).

હવે ભગવદ્‌ભક્તના લક્ષણ કહે છે.

**વિવેચન:**—સર્વદા (સર્વકાલમાં) સર્વભાવના હેતુભૂત શ્રીમદાચાર્યજીના ચરણકમલમાં આપણા મનની સ્થિતિ કરવી એક એમને વિષે જ દૃઢ આશ્રય કરવો. આપણા મનને તન્મય કરી. મન, વચન, અને કર્મથી શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલનો આશ્રય રાખવો. (૧).

**मूलम्:—तत एव कृतार्थत्वं निश्चयः क्रियतां हृदि ।**
**आसुरत्वं विनिश्चेयमन्यत्तत्साम्यवादिषु ॥२॥**

**શબ્દાર્થ:**—"શ્રીઆચાર્યજીના ચરણકમલમાં મન સ્થાપન કરવાથી જ કૃતાર્થતા છે" એવો નિશ્ચય હૃદયમાં કરવો. શ્રીમદાચાર્યજીથી અન્ય (સિદ્ધાન્ત) નું વિવેચન કરનારને વિષે તેમજ શ્રીઆચાર્યજીના સમાન વિવેચન કરનાર વાદિઓ આસુરવૃત્તિના છે એવો વિશેષે નિશ્ચય કરવો.

**વિવેચન:**—ઉપર્યુક્ત શ્રીમદાચાર્ય ચરણકમલના દૃઢ આશ્રયથી કૃતાર્થતા છે. આ સિદ્ધાન્તમાં કોઈ વાદિને વિશ્વાસ ન હોય અને જો તે વિવાદ કરે તો તેને નિશ્ચય આસુરી જાણવો, કારણકે શ્રીમદાચાર્યજીનો સિદ્ધાન્ત વેદ, શાસ્ત્ર, ગીતા, અને શ્રીમદ્‌ભાગવતના પ્રમાણથી સિદ્ધ છે અને એવા પ્રામાણિક સિદ્ધાન્તમાં વિશ્વાસ ન રાખનાર નિશ્ચય આસુરી હોવો જોઈએ. (૨).

**मूलम्:—श्रीकृष्णः सर्वदा स्मर्यः सर्वलीलासमन्वितः ।**
**भक्तैकहृदयस्थायी सकलः पुरुषोत्तमः ॥३॥**

**શબ્દાર્થ:**—સર્વલીલા (વેણુગીત, યુગલગીતાદિક) યુક્ત, ભક્તના હૃદયમાં

સ્થિત કરનાર, અંશકલા સહિત, શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ સર્વદા સ્મરણ કરવા યોગ્યછે.

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ ફલાત્મક, રસાત્મક, ભાવાત્મક, સ્વરૂપાત્મક છે. તેમનું લીલા સહિત-ભક્તો સહિત સ્મરણ કરવું. કારણકે રસાત્મક શ્રીકૃષ્ણ વ્રજભક્તોના સંગમાં અષ્ટપ્રહર લીલા કરે છે. એવા લીલાયુક્ત વ્રજભક્તોના હૃદયમાં વિરાજી રહેલા શ્રીકૃષ્ણના સ્મરણથી આપણા હૃદયમાં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ સદા સ્થિતિ કરે છે. ભક્તિની એવી રીત છે કે જેનું ધ્યાન કરે તે હૃદયમાં સ્થિત થાય. સંસારનું ધ્યાન કરે તો હૃદયમાં સંસાર પૂર્ણ થાય છે. અને જો ભક્ત પ્રભુનું સ્મરણ કરે તો સર્વવ્યાપક પ્રભુ ભક્તના હૃદયમાં લીલા-સહિત સ્થિતિ કરે છે.

પ્રભુ એવા અલૌકિક છે, એમનું સામર્થ્ય એવું અચિન્ત્ય છે કે સર્વ વિરૂદ્ધ ગુણો, ધર્મો એમનામાં (યુગપત્) એકી વખતે આશ્રય કરી શકે છે. પ્રભુ સર્વ વિરૂદ્ધ ધર્મગુણા-શ્રય યુક્ત છે. તેથી સર્વત્ર વ્યાપક છે છતાં ભક્તના હૃદયમાં એક સ્થિતિ (યુગપત્) એકી વખતે કરી શકે છે.

**मूलम्ः—गुणगानं तथा दुःखभावनं दैन्यमेव च ।**
**तथा त्यागः सिद्धदृशः कृत्यमेतच्चतुष्टयम् ॥४॥**

**શબ્દાર્થઃ**—ગુણગાન, દુઃખની ભાવના (વિપ્રયોગાર્ત્તિ) દૈન્ય અને ત્યાગ (લૌકિક વૈદિક આસક્તિ છોડવી તે) આ કૃત્ય ચતુષ્ટય સિદ્ધ દૃષ્ટિવાળાઓનું છે.

**વિવેચનઃ**—શ્રીઠાકોરજીની લીલાનું ગુણગાન, વિપ્રયોગ દુઃખની ભાવના, દૈન્ય, અને સર્વ લૌકિક વૈદિકનો ત્યાગ-આ ચારે કૃત્ય અવશ્ય કરવા. પ્રથમ ગુણગાન કરવાથી આપણા દોષમાત્ર ભસ્મ થાય, હૃદય શુદ્ધ થાય, ત્યારે આપ-ણને આપણા દોષ સ્ફૂરે છે, આપણી જાતને તુચ્છ ગણીએ છીએ, પ્રભુને સર્વોપરિ જાણીએ છીએ. આપણે એવી ભાવના કરવી કે મેં તો કંઈ સાધન કર્યાં નથી તો પ્રભુ મ્હારો અંગીકાર કેવી રીતે કરશે ? આ પ્રકારે વિચારવાથી નિઃસાધનતાની ભાવના મનમાં થાય છે, ત્યારે દીનતા આવે છે ત્યારે પ્રભુ વિના અન્ય કશું ચેન પડતું નથી. લૌકિક વૈદિક સર્વનો ત્યાગ કરવો એ પ્રકાર ચતુષ્ટય પુષ્ટિમાર્ગીય સાધન તેમજ ફલરૂપ જાણીને કર્ત્તવ્ય છે. (૪).

**मूलम्ः—गुणगानं भागवतात् सेवया दुःखभावनम् ।**
**तद्दैन्यभाववद्दैन्यं त्यागो विरहभावतः ॥५॥**

**શબ્દાર્થઃ**—શ્રીમદ્ ભાગવત (ના મનન પૂર્વક પાઠ) થી ગુણગાન, સેવાથી દુઃખ ભાવના[1] (વિપ્રયોગ આર્ત્તિ), જે દૈન્ય પ્રભુની કૃપાનું કારણ છે

---

૧ દુઃખભાવનાઃ-પ્રથમ ચોરાશી અને બસોબાવન વૈષ્ણવોની પાસેથી પ્રભુ માગી માગીને આરોગતા હતા. એવું સુખ મને ક્યારે પ્રાપ્ત થશે એ દુઃખની ભાવના કરવી.

તે દૈન્ય[2] ભાવથી દૈન્ય, અને (સંન્યાસનિર્ણયમાં બતાવેલી રીતથી) વિરહભાવથી ત્યાગ[3] સિદ્ધ થાય છે. (૫)

**વિવેચનઃ**—કર્મ ચતુષ્ટય જે ઉપરના શ્લોકમાં બતાવ્યા તે કયે પ્રકારે સિદ્ધ થાય તે બતાવે છે. સાધનરૂપ ગુણગાનથી સર્વ દોષ દૂર થાય છે. અને ફલરૂપ ગુણગાનથી ભગવાનનું દર્શન સિદ્ધ થાય છે. શ્રીઠાકોરજી જ્યારે વનમાં પધારતા ત્યારે તેમના વિરહમાં વ્રજભક્તો વેણુગીત, યુગલગીતાદિકનું ગુણગાન કરી નિર્વાહ કરતા તે પ્રકારે વૈષ્ણવોએ સેવાના અનોસરમાં ગુણગાન કરવું, અને પ્રભુની સેવાનો સમય કયારે આવશે—પ્રભુનો સંયોગ કયારે થશે—એમ આર્ત્તિ કરવી—દુઃખ ભાવના કરવી. આ ગુણગાન દ્વારા સેવાની આર્ત્તિ સિદ્ધ થાય છે. એ આર્ત્તિદ્વારા નિઃસાધનતા સિદ્ધ થાય છે. ગમે તેટલી સેવા કરે તો પણ મનમાં એવી ઉદ્વેગયુક્ત આર્ત્તિ રાખવી કે 'મ્હારો સર્વ જન્મારો વૃથાજ ગયો ! કોઇ પણ પ્રકારની ભગવત્સેવા મ્હારાથી થઈ શકી નહિ !' એ પ્રકારે દૈન્યની ભાવના કરતાં કરતાં સર્વ દેહસમ્બન્ધી પદાર્થમાં ત્યાગ ઉત્પન્ન થાય છે. ત્યારે શુદ્ધ વિપ્રયોગની ભાવના થાય એ સર્વોપરિ મુખ્ય ફળ છે. ત્યાર પછી સર્વલીલાનુભવ થાય છે.

**मूलम्ः—एतच्चतुष्टयं सिद्धं यदि नान्यदपेक्षितम् ।**
**सर्वस्य मूलं सत्संगस्तदभावे न सिध्यति ॥६॥**

**શબ્દાર્થઃ**—ઉપર શ્લોકમાં પ્રદર્શિત ગુણગાન, દુઃખભાવન, દૈન્યભાવ, અને ત્યાગ—એ કૃત્ય ચતુષ્ટય સિદ્ધ થાય તો પછી વૈષ્ણવને બીજા કશાની અપેક્ષા નથી. પરન્તુ સર્વનું મૂલ સત્સંગના અભાવે તો એમાંનું કશું સિદ્ધ થતું નથી.

**વિવેચનઃ**—ઉપર દર્શાવ્યું કે આ ચતુષ્ટય પ્રકાર જેને સિદ્ધ થાય તેને અન્ય સાધનની કશી જરૂર પડતી નથી તેથી પ્રથમ ગુણગાન કરવું, ભગત્સેવા કરી દુઃખ ભાવના—આર્ત્તિ કરવી, દૈન્ય યુક્ત થઈ સર્વ ત્યાગપૂર્વક વિપ્રયોગની ભાવના કરવી. જો આ ફલરૂપ સાધન—વિપ્રયોગ ભાવના—સિદ્ધ થાય—ગુણગાનાદિક કૃત્ય ચતુષ્ટયપૂર્વક વિપ્રયોગાર્ત્તિ—પ્રભુથી આપણને વિરહ થયો છે ! એ પ્રભુનું મિલન આપણને કેમ થતું નથી ! કયારે થશે !—એવો શ્રીકૃષ્ણવિયોગ જનિત કલેશાનન્દ સિદ્ધ થાય તો અન્યસાધનની અપેક્ષા નથી, આ ફલરૂપ ચતુષ્ટય પદાર્થ સત્સંગથી સિદ્ધ થાય છે કારણ કે સર્વનું મૂલ સત્સંગ છે શ્રીભાગવતના પ્રથમ સ્કન્ધમાં શૌનકનું વાકય છે કેઃ—

---

૨—૩ દૈન્ય અને ત્યાગ અને દુઃખ ભાવનાનો અર્થ રત્નભટ્ટજીની ટીકાનુસાર લખ્યો છે.

तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥ (अ० १८ श्लो १३)

**અર્થ:**—ભગવદ્ભક્તના સંગની એક ક્ષણની તુલના સ્વર્ગ તેમજ મોક્ષ પણ કરી શકતા નથી તો પછી મનુષ્યના મનોરથરૂપ રાજ્યાદિક એ સંગની ક્ષણ સાથે તુલના ન કરી શકે એમાં તો શું કહેવું ?' એકાદશ સ્કન્ધમાં ઉદ્ધવજી પ્રતિ ભગવાન્ કહે છે કે:—

न रोधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ॥१॥
व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।
यथावरुन्धे सत्सङ्गः सर्वसङ्गापहो हि माम् ॥२॥
सत्सङ्गेन हि दैतेया यातुधानाः खगाःमृगाः ।
गन्धर्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः ॥३॥
विद्याधरा मनुष्येषु वैश्याः शूद्राः स्त्रियोऽन्त्यजाः ।
रजस्तमः प्रकृतयस्तस्मिंस्तस्मिन् युगेऽनघ ! ॥४॥
बहवो मत्पदं प्राप्तास्त्वाष्ट्रकायाधवादयः ।
वृषपर्वा बलिर्बाणो मयश्चाथ बिभीषणः ॥५॥
सुग्रीवो हनुमानृक्षो गजो गृध्रो वणिक्पथः ।
व्याघ्रः कुब्जा व्रजे गोप्यो यज्ञपत्न्यस्तथा परे ॥६॥
ते नाधीतश्रुतिगणानोपासितमहत्तमाः ।
अव्रतातप्ततपसः सत्सङ्गान्मामुपागताः ॥७॥ (अ० १२.)

**અર્થ:**—"હે ઉદ્ધવ! યોગ, સાંખ્ય, સ્વાધ્યાય (વેદનો પાઠ) તપ, ત્યાગ, ઇષ્ટાપૂર્ત્ત, દક્ષિણા, વ્રતો, યજ્ઞો, છન્દો (રહસ્ય મન્ત્રો) તીર્થ, નિયમ, યમ; એમાંનું કંઈપણ મને વશ કરી શકતું નથી. પણ મને વશ કરનાર તો એક સત્સંગજ છે કે જે સત્સંગ અન્ય સર્વમાંથી આસક્તિ છોડાવી મ્હારામાંજ આસક્તિ ઉપજાવે છે. [ ઇષ્ટાપૂર્ત્ત: ઇષ્ટ=યજ્ઞાદિ; આપૂર્ત્ત–કૂપ, વાવ, બગીચા. ] (૧–૨)

એવા સત્સંગથીજ દૈત્ય, રાક્ષસ, પશુ, ગન્ધર્વ, અપ્સરા, નાગ, સિદ્ધ, ચારણ, ગુહ્યક, વિદ્યાધર, અને મનુષ્ય જાતિમાં પણ હીન એવા વૈશ્ય, સ્ત્રી, શુદ્ર, અને તેથી પણ હીન–નીચમાં નીચ એવા અન્ત્યજ–ચાણ્ડાલાદિ પણ મારા (શ્રીકૃષ્ણના) પદને પ્રાપ્ત થયા છે. તે તે યુગમાં રજોગુણ અને તમોગુણ પ્રકૃતિવાળા પણ બહુ જીવો સત્સંગદ્વારા મ્હારા ચરણારવિન્દને પ્રાપ્ત થયા છે, હે

પાપરહિત ! (૪) વૃત્રાસુર, પ્રલ્હાદાદિક, વૃષપર્વા, બાણાસુર, મયદાનવ; વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જામ્બુવાન, ગજેન્દ્ર, જટાયુ, તુલાધાર, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજમાં ગોપીજન, યજ્ઞ પત્નીઓ તથા અન્ય બહુ નીચ યોનિમાં જન્મેલા જીવો -દાનવો, મનુષ્યો-પણ મને પ્રાપ્ત થયા છે. (૫-૬) એઓએ નહોતું કર્યું વેદાધ્યન, કે નહોતી કરી મહત્તમની (મોટાઓની-વૃદ્ધોની) સેવા, કે નહોતી કરી ઉપાસના, કે નહોતાં કર્યાં વ્રતો, કે નહોતાં આચર્યાં તપ-તે છતાં, આ સર્વ સાધનાદિનું આચરણ એમણે કર્યું નહતું, તોપણ તેઓ મ્હારા પદને કેવળ સત્સંગથીજ પ્રાપ્ત થયા છે. (૭) આ પ્રકારે ભગવાને શ્રીમુખથી ઉદ્ધવજીને ઉપદેશ કર્યો છે. તાત્પર્ય એટલુંજ કે સત્સંગ સર્વ સાધનનું મૂલ છે. સત્સંગથી તદ્રૂપભાવ હૃદયારૂઢ થાય છે. સત્સંગથી-ભગવત્પરાયણ જનોના સમાગમથી ભગવદ્ભાવ, ભગવદ્ધર્મ, ભગવદ્દર્શન, ભજનાન્દ, રસાનુભવાદિ સર્વ ફલ સિદ્ધ થાય છે. તેથી ભગવદીયનો સત્સંગ અવશ્ય કરવો. (૬)

## इतिश्री हरिरायजीकृतं एकादशं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृतटीकानुवाद सहितं समाप्तम् ॥

---

# શિક્ષાપત્ર. ૧૨ મ.

---

ઉદ્દેશ—આ દ્વાદશ શિક્ષાપત્રમાં શ્રીસ્વામિનીજીના વાક્યની અહર્નિશ ભાવનાનું નિરૂપણ કરે છે. તેમજઉપર કહેલા ચતુષ્ટય પ્રકાર સિદ્ધ થયા પછી કયે પ્રકારે અનુભવ થાય એ દર્શાવવાનો ઉદ્દેશ છે.

**मूलम्ः—भावनीयं सदा चित्ते स्वामिनीजल्पितं मुहुः ।**
**तापक्लेशस्य मार्गः श्रीमदाचार्यरूपितः ॥१॥**

**શબ્દાર્થઃ**—વારંવાર ચિત્તમાં શ્રીસ્વામિનીજીના વિપ્રયોગદશાના વચન (હા નાથ ! હા પ્રિય ! રમણ ! તમે ક્યાં છો ! ક્યાં છો ! હે મહાભુજ ! મને આપની દીન દાસીને દર્શન આપો ! ઈત્યાદિ ) ભાવનીય છે. શ્રીમદાચાર્યજીએ આ માર્ગ વિરહ તાપના કલેશ સહિત નિરૂપણ કર્યો છે.

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણના વિપ્રયોગમાં શ્રીસ્વામિનીજી જે પ્રકારે વારંવાર જલ્પના કરે છે તેની પુષ્ટિમાર્ગીય ભગવદીયે ચિત્તમાં ભાવના કરવી. પ્રેમામૃતમાં કહે છે કેઃ—

**एकदा कृष्णविरहाद्ध्यायन्ती प्रियसङ्गमम् ।**
**मनोबाष्पनिरासाय जल्पतीदं मुहुर्मुहुः ॥**

એટલે ( એક દીન શ્રીકૃષ્ણના વિરહથી પ્રિય-સંગમનું ધ્યાન કરતાં કરતાં શ્રીસ્વામિનીજી હૃદયના અશ્રુ બહાર કહાડવા વારંવાર આવું જલ્પન કર્યા કરે છે. શ્રીસ્વામિનીજી રસાત્મક શ્રીકૃષ્ણના મિલનાર્થ તીવ્ર વિરહ ભાવયુક્ત વચનો ઉચ્ચારે છે કે "હે નાથ ! હે રમણ ! હે મહાભુજ ! તમે કયાં છો ! કયાં છો ! દર્શન આપો ! દર્શન આપો !" આવા તીવ્ર વિપ્રયોગ ભાવના ઉદ્ગાર સર્વોપરિ જાણવા. એ શબ્દોદ્વારા કૃષ્ણમિલનાર્થ જે ભાવ દર્શાવ્યો છે તે પુષ્ટિમાર્ગમાં સર્વોપરિ ફ્લરૂપ છે. આ પુષ્ટિમાર્ગ તાપ કલેશરૂપ છે. 'જે શ્રીકૃષ્ણથી અગણિત વર્ષો થયા જીવ વ્યુચ્ચરણ પામ્યો છે તે પ્રભુ શ્રીકૃષ્ણનો પુનઃ સંગમ ક્યારે થશે એવી વિરહ દશાની ભાવના સહિત તાપ-કલેશનો અનુભવ થાય ' એ પુષ્ટિમાર્ગમાં સર્વોપરિ ફ્લ છે. પ્રભુ શ્રીકૃષ્ણને વિષે વારંવાર આવો તાપ કલેશ-વિપ્રયોગ દુઃખનો અનુભવ થાય એ પુષ્ટિમાર્ગનો મુખ્ય સિદ્ધાન્ત છે. આવો તાપ કલેશનો અનુભવ શ્રીસ્વામિનીજી વારંવાર કરે છે. શ્રીમહાપ્રભુજી શ્રીસ્વામિનીજીના તાપ કલેશ-ભાવાત્મક છે. [ એટલે શ્રીમહાપ્રભુજી ઉપર્યુકત તાપકલેશ-ભાવથી પૂર્ણ છે ]. તેથી શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કરેલો પુષ્ટિમાર્ગ પણ તાપ-કલેશરૂપ છે. તાપકલેશથી આ માર્ગમાં ફ્લ સિદ્ધ થાય છે. તેથી જે પ્રકારે શ્રીસ્વામિનીજી વિરહ ભાવ અનુભવે છે તે તીવ્ર વિરહભાવની ભાવના કરવી. [૧]

શ્રીસ્વામિનીજીની ભાવનાનું સ્વરૂપ અગ્રિમ શ્લોકમાં બતાવે છે.

**मूलम्ः-दर्शनं देहि गोपीश[१] ! गोकुलानन्ददायकः[२] ! ।**
**गोविन्द[३] ! गोपवनिताप्राणाधिप[४] ! कृपानिधे[५] ! ॥२॥**

શ્રી સ્વામિનીજીનાં ચાર યૂથ છે. પ્રત્યેક યૂથમાં સોળ શ્રૃંગારાત્મક શ્રીસ્વામિનીજી છે. તેના ભાવથી શ્રી ઠાકોરજીના ચોસઠ નામ આ શિક્ષાપત્રના અન્ત પર્યન્ત આવે છે. તે દરેક નામપર અંક મૂકયા છે.

**શબ્દાર્થઃ**—હે ગોપીજનના ઇશ ! હે ગોકુલ ( ધેનુકુલ અથવા ભક્તના કુલ ) ને આનન્દ આપનાર ! હે ગોવિન્દ ! હે વ્રજભક્તના પ્રાણપતિ ! હે કૃપાના ભણ્ડાર ! દર્શન આપો. [૨]

**વિવેચનઃ**—શ્રીસ્વામિનીજીએ આ પ્રમાણે કહ્યું છે કે હે ગોપીજનના ઈશ ! તમે અમને દર્શન દ્યો, કારણ કે તમે ગોપીજનના પતિ-ઈશ-રાજા છો ! રાજા પોતાની પ્રજાને દુઃખ ન દે, સુખ આપે, એવી મર્યાદા છે ! તે જ પ્રકારે હે શ્રીકૃષ્ણ ! અમો તમારી પ્રજા છીએ, તેથી તમે અમને દર્શન દ્યો !

તમે ગાયોના કુલને આનન્દ દાન કરો છો એ ગાયો પણ તમારા દર્શન વિના આકુલ વ્યાકુલ થાય છે તેથી એ ગાયોને દર્શન દ્યો. જેમ ગાયોને ચરાવી દર્શન આપો છો તેમ વેગથી પધારી હવે અમને દર્શન આપો! તમે ગોવિન્દ છો એટલે ગાયના ઇન્દ્ર છો! જેમ ગાયોને સુખ આપવા એમનો રક્ષક દોડી આવે છે તેમ તમે અમને–તમારા ભક્તોને–સુખ આપવા વેગથી દર્શન આપો! તમે ગોપવનિતાના પ્રાણાધિપ છો એટલે આપના દર્શન વિના અમારૂં–ગોપ વધૂઓનું જીવન વ્યર્થ છે! તમારા સ્વરૂપ દર્શનથી જ અમારૂં જીવન ટકી શકે છે! હે શ્રીકૃષ્ણ! તમે કૃપાનિધિ છો તેથી વેગથી દર્શન કરાવો. આ પ્રકારે શ્રીસ્વામિનીજી લીલાસહિત પ્રભુના નામ લઈ વિલાપ કરે છે.

ગોવિન્દ—ગાયોના ઇન્દ્ર, ઇન્દ્રિયોના નાથ. પૃથ્વીને પ્રાપ્ત કરનારા. ગોવિન્દ શબ્દથી સર્વજ્ઞતા, સર્વ વ્યાપકતા અને સર્વ નિયન્તૃત્વ પ્રભુમાં સૂચવાય છે.

કૃપાનિધિ—કૃપાના ભણ્ડાર–એમ કહી ભગવત્કૃપાનો દઢ આશ્રય, દઢ ભગવદ્ ભાવનું સૂચન થાય છે.

**मूलम्:—[૬]गोपाल ! [૭]पालितव्रज ! [૮]निजव्रजसुखाम्बुधे !।**

**[૯]परमानन्द ! [૧૦]नन्दादिरुचिरोत्सङ्गलालित ! ॥३॥**

**શબ્દાર્થ**:—હે ગોપાલ! હે વ્રજપાલ! હે નિજવ્રજના સુખામ્બુધિ! હે પરમાનન્દ! હેનન્દાદિકના રૂચિર ઉત્સંગમાં લાડ પામેલા પ્રભુ! અમને દર્શન દ્યો!

**વિવેચન**:—હે ગોપાલ! તમે ગાયોના પાલન કર્ત્તા છો! આ વ્રજ તમારૂં છે. તે સર્વનું પાલન કરી સર્વ વ્રજના સુખદાતા છો. તમે સુખના સમુદ્ર છો. આ તમારા વ્રજમાં તમારા વ્રજભક્તો, પશુ, પક્ષી, ગાય, ગોવાલ, જડ, ચેતનાદિ સર્વને સુખ આપનારા છો! એક સુખના સમુદ્ર છો! હે પરમાનન્દરૂપ! નન્દ યશોદાજીના ઉત્સંગમાં ખેલતા શ્રીકૃષ્ણ! તમે અમને દર્શન આપો. (૩)

**मूलम्:—[૧૧]सदानन्द ! [૧૨]निजानन्दसमुदायप्रदायक !।**

**[૧૩]दामोदर ! [૧૪]दयार्द्रार्द्र ! [૧૫]दीनानाथ ! [૧૬]दयापर ! ॥४॥**

**શબ્દાર્થ**:—હે સદા આનન્દરૂપ! હે નિજ ભક્તોને આનન્દ સમુદાયનું દાન કરનોરા! હે દામોદર [ભક્ત વશ્ય] હે દયાર્દ્રના પણ દયાર્દ્ર પરમકૃપાલુ! હે દીનાનાથ! હે દયાપર પ્રભુ! તમે દર્શન દ્યો. [૪]

**વિવેચન**:—હે શ્રીકૃષ્ણ તમે તો સદા આનન્દરૂપ છો. વ્રજમાં સમુદિત જીવ માત્રના આનન્દ–દાતા છો એવા ભક્તાધીન છો કે શ્રીયશોદાજી પર કૃપા

કરી એમના દામ ( દોરડાથી ) તમારા ઉદરને બન્ધાવા દીધું હતું. દયાથી તમારૂં હૃદય આર્દ્ર–ભીંજી રહ્યું–છે. હે શ્રીકૃષ્ણ તમે કૃપા કરી દર્શન દ્યો! [૪]

આ શ્લોકમાં પ્રભુ દયાપર–દયાલુ છે. દીનાનાથ છે. જે દીનનું ગરીબનું કોઇ કલ્યાણ કરતું નથી તેના પણ નાથ–ધણી શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણ ભકતાધીન છે. પ્રાણીમાત્રના આનન્દ દાતા છે.' એવો ભાવ દર્શાવ્યો છે.

मूलम्ः–पुरुषोत्तम ! सर्वाङ्गरुचिर ! प्रेमपूरित ! ।
अनङ्गरूपपरम ! प्रिय ! गोपवधूपते ! ॥५॥

શબ્દાર્થઃ—હે પુરૂષોત્તમ! હે સર્વ અંગમાં સુન્દરતા વાળા! હે પ્રેમથી પૂરિત! હે કામદેવથી પણ અધિક રૂપવાળા! હે પ્રિય! હે ગોપવધૂના પતિ! તમે અમને દર્શન દ્યો. [૫]

વિવેચનઃ—હે પુરૂષોત્તમ! તમારા સર્વ અંગ સર્વથી ઉત્કૃષ્ટ છે. સર્વ અંગ રૂચિર–મનોહર છે. જે અંગનું દર્શન થાય છે ત્યાંજ નયન સ્તબ્ધ થઇ જાય છે. એક ભગવદીય ગાય છે કેઃ— ॥ राग नट. ॥

" रूप देखि नयनां पलक लगे नांहि ।
श्रीगोवर्धनधरके अङ्ग अङ्ग पर निरखि नेन मन रहत तहिं ॥"

આ પ્રકારે સર્વાંગે રૂચિર છો! પ્રેમથી પૂરિત છો! તમારા સર્વ અંગમાં પ્રેમરસ ભરેલો છે! તમારી લાવણ્યતા કોટિ કન્દર્પ–કામદેવથી પણ ઉત્કૃષ્ટ છે! તમે આધિદૈવિક અનંગરૂપ પરમસુન્દર છો! ગોપીજનને તમે પરમપ્રિય છો! તમને ગોપીજન પરમપ્રિય છે! ગોપવધૂઓના તમે પતિ છો! એવા હે શ્રીકૃષ્ણ તમે દર્શન દ્યો.

પુરૂષોત્તમ—એ નામથી શ્રીકૃષ્ણ જડ અને ચેતન નામ રૂપાત્મક જગતથી અધિક છે એમ સૂચવે છે.

પ્રેમપૂરિત—પ્રભુના સર્વ અંગો આનન્દ પ્રચુર છે. આનન્દથી પૂર્ણ છે. રસથી ભરેલા છે. પ્રાકૃત માંસ, મજ્જાદિથી ભરેલા નથી. " आनन्दमात्रकरपादमुखोदरादिः " એમના સર્વ અંગ કર, પાદ, મુખ, ઉદારાદિ આનન્દ માત્ર છે. આથી એમ સૂચન થાય છે, શ્રીકૃષ્ણ કોઇ પ્રાકૃત જન નથી, પણ સર્વને આનન્દનું દાન કરનાર રસાત્મક પૂર્ણ પુરુષોત્તમ છે.

અનંગ રૂપ પરમ—શ્રીકૃષ્ણમાં લૌકિક કામની શંકા આ શબ્દ દૂર કરે છે. પ્રભુ શ્રીકૃષ્ણ તો साक्षात्कोटिमन्मथमन्मथः કોટિ કન્દર્પનું લાવણ્ય પણ દૂર કરે એવી સુન્દરતા વાળા છે. શ્રીકૃષ્ણ આધિભૌતિક અને આધ્યાત્મિક એવા કન્દર્પથી પણ અધિક છે. પોતે આધિદૈવિક અનંગરૂપ છે.

२३ २४ २५

**मूलम्ः—व्रजावलम्बसुकटे ! लम्बकेश ! कलानिधे ! ।**

२६ २७

**विरहार्त्तिहर ! स्वीयमनोहरणतत्पर ! ॥६॥**

**શબ્દાર્થઃ**—હે વ્રજના અવલમ્બ ( આશ્રય )! હે સુન્દર કટિવાળા ! હે લમ્બકેશવાળા ! હે કલાનિધિ ! હે વિરહની આર્ત્તિને હરનારા ! હે સ્વીયજનોનું મન હરણ કરવામાં તત્પર એવા પ્રભુ ! તમે મને દર્શન દ્યો ! ! (૬)

**વિવેચનઃ**—વ્રજના અવલમ્બ ( આશ્રય ) તમે જ છો. અખિલ વ્રજ તમારે આશ્રયેજ છે. તમારા કેશ લાંબા અને વાંકડીઆળા છે. તે ભ્રમર પંક્તિની સમાન શોભા આપી રહ્યા છે. તમે કલાનિધિ છો. "કલાનિધિ" એવું નામ આપવામાં તાત્પર્ય એ છે કે સૂર્યમાં માત્ર ષોડશ કલાઓ છે પરન્તુ તમે તો કલાના ભંડાર છો, એટલે એટલી સોળ કળાઓનો તાપ તમારા પ્રતાપના ગુણ આગળ શા લેખામાં છે! અહીં પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્માના પ્રતાપને કશાની ઉપમા આપી શકાય એમ નથી. એમનો પ્રતાપ એટલો બધો છે કે કોઈ જીવ એનું વર્ણન કરવાને સમર્થ નથી ! નિજભક્તોની આર્ત્તિનું–દુઃખનું હરણ કરવામાં તેમજ પોતાનું સુન્દર મુખનું શ્રીઅંગનું દર્શન આપી, અનેક લીલા કરી, સમસ્ત વ્રજભક્તોના મનને હરી લેવામાં તત્પર છો ! એવા હે શ્રીકૃષ્ણ તમે અમને વેગથી દર્શન આપો !

મનોહરણ તત્પર—એ કહેવાનું તાત્પર્ય એ દીસે છે કે સ્વરૂપ દર્શન આપનાર તથા પ્રેમમાં આકર્ષનાર વા બલાત્કારે પણ પ્રભુ પ્રેમમાં પ્રેરનાર, પ્રભુમાં આસક્તિ, વ્યસનાદિ ઉત્કૃષ્ટ દશાએ લઈ જનાર પ્રભુ શ્રીકૃષ્ણ પોતેજ છે. प्रेमाऽपि हरिणाकृतम् નિજભકતોને પ્રભુમાં પ્રેમ પણ હરિ પોતેજ કરી આપે છે. (૬)

२८ २९ ३०

**मूलम्ः—मनोविनोद ! भावाब्धे ! भाववद्धृदयस्थित ! ।**

३१ ३२

**चञ्चलीकृतचित्त ! स्वभावांदोलितरूप धृक् ! ॥७॥**

**શબ્દાર્થઃ**—હે મનને વિનોદ રૂપ ! હે ભાવના સમુદ્ર ! હે ભાવવાનોના હૃદયમાં સ્થિતિ કરનારા ! હે ભક્તોના ચિત્તને ચંચળ કરનારા ! નિજ ભક્તોના ભાવવડે ( દોલોત્સવાદિકમાં ) આન્દોલિત રૂપને ધારણ કરનારા હે પ્રભુ ! તમે મને દર્શન દ્યો. (૭)

**વિવેચનઃ**—વ્રજભક્તોના મનને વિનોદ વા આનન્દનું દાન કરનારા આપ છો ! તમારાથીજ સમગ્ર વ્રજભક્તો આનન્દ પામે છે ! તમે ભાવના સમુદ્ર છો ! જે ભાવથી

તમારૂં ભજન થાય તે તેને સિદ્ધ થાય છે. કોઈ પણ જીવ તમારા ભાવને પાર પામી શકે નહિ એવા આપ ભાવના સમુદ્ર રૂપ છો ! સમસ્ત જગતમાં જે સર્વ ભાવ છે તે તમારી કણિકારૂપ છે–તમારા ભાવરૂપ સમુદ્રના જલકણ સમાન છે! તમે ભાવથીજ ભક્તોના હૃદયમાં સ્થિતિ કરો છો ! જે ભક્તના હૃદયમાં જેવો ભાવ તે તે ભાવાનુસાર તમે તેના હૃદયમાં વિરાજી તે ભક્તના ચિત્તને ચલાયમાન કરો છો ! આપ પણ આન્દોલિત–ચલાયમાન રૂપ ધારણ કરો છો ! આપ પણ ચંચલ છો ! જે કોઈ ભક્તોના ચિત્ત ગૃહ વ્યવહારના કાર્યમાં–લૌકિક વૈદિક કાર્યમાં–આસક્ત થયલા હોય છે તે તે ભક્તોના ચિત્તને ત્યાંથી ખસેડી આપનામાં–પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્માના ચિન્તનમાં–મગ્ન થાય એવું આપ કરો છો ! આપ એવા પ્રસંગો એ સંસારમાં મગ્ન થયલા ભક્તોને બતાવો છો કે જેથી એ ભક્તોના ચિત્ત બળાત્કારે પણ આપનામાં–પ્રભુમાં–પરોવાય ! પ્રભુ શ્રીકૃષ્ણના સર્વ અંગ ભક્તોના ભાવરસથી ભરપૂર છે. ભક્તોના જે જે ભાવો છે તે તે ભાવરસો પ્રભુના સ્વરૂપમાં પૂર્ણ થઈ રહ્યા છે. એવા શ્રીકૃષ્ણ મને દર્શન દ્યો ! !

**मूलम्ः—महामुग्ध[૩૩] ! सदादुग्धपानतत्परमानस[૩૪] ! ।**
**नवनीतालिप्तमुख[૩૫] ! पयोबिन्दुयुताधर[૩૬] ! ॥८॥**

**શબ્દાર્થઃ**—હે મહામુગ્ધ ! હે સદા દુગ્ધપાનમાં તત્પર માનસવાળા ! હે નવનીત ( માખણથી ) થી લપટાયલા મુખવાળા ! હે પયોબિન્દુયુક્ત અધરોષ્ટવાળા પ્રભુ ! તમે મને દર્શન આપો ! ! (૮)

**વિવેચનઃ**—નિજભકતોમાં મહા મુગ્ધ છો ! આપ કંઇ જાણતા નથી ! જે ભકત કહે છે તે જ કરો છો ! નિરન્તર દુગ્ધ (દૂધ)નું પાન કરવામાં તત્પર છો ! ક્ષણ ક્ષણમાં શ્રીયશોદાજીના સ્તનનું પાન કરો છો ! તેમ જ વ્રજભકતો જે દૂધ આપે છે તે પીવામાં તત્પર છો ! તમારૂં મન જ તેમાં છે ! તમારા મુખમાં નવનીત (માખણ) લપટાઈ રહ્યું છે ! દુધના કેટલાક બિન્દુઓ તમારા અધરોષ્ટપર લાગી રહ્યા છે તે પરમ શોભા આપે છે. એવા શ્રીકૃષ્ણ મને દર્શન દ્યો ! (૮)

**मूलम्ः—अलकावृतवदन[૩૭] ! मदनाधिकसुन्दर[૩૮] ! ।**
**कपोलविलसद्राग[૩૯] ! कस्तूरीतिलकाञ्चित[૪૦][૧] ! ॥९॥**

૧ **कस्तूरीतिलकार्चितः**—એવો પાઠ પણ કવચિત્ પ્રાપ્ત થાય છે, પણ અર્થ "કસ્તૂરીના તિલકથી પૂજિત" એવોજ રહે છે.

**શબ્દાર્થ:**—હે અલકથી આવૃત વદનવાળા ! હે કામદેવથી અધિક સૌન્દર્યવાળા ! હે કપોલમાં શોભિત રંગવાળા ! હે કસ્તૂરીના તિલકથી પૂજિત ! તમે મને દર્શન દ્યો.

**વિવેચનઃ**—તમારૂં વદનકમલ સુન્દર અલક (વાલથી) થી ઢંકાયલું હોઈ અતિ શોભાયમાન છે. સર્વ શ્રી અંગ કામથી પણ અધિક સુન્દર છે. આ જ ભાવ ભગવદીય જનો ગાય છે " कोटिकाम वारने यह सुन्दरता पर करिये ॥ " કસ્તૂરીનું તિલક ભાલ પર વિરાજી રહ્યું છે. એવા શ્રીકૃષ્ણ મને દર્શન દ્યો.

**मूलम्ः—सिञ्जन्नूपुरशोभाढ्य[४१] ! नखभूषणभूषित[४२] ! ।**
**सघोषसूक्ष्मसुकटि[४३]विलसत्क्षुद्रघण्टिक ! ॥१०॥**

**શબ્દાર્થ:**—હે શબ્દાયમાન નૂપુરની શોભાથી યુક્ત ! હે નખના ભૂષણથી શોભિત ! હે સુન્દર સૂક્ષ્મ કટિ ભાગને વિષે વિલાસ પામતી મધુર ધ્વનિવાળી ક્ષુદ્ર (ઝીણી) [ઘણ્ટિકા] ઘુઘરીઓવાળા પ્રભુ ! તમે મને દર્શન દ્યો ! ! [૧૦]

**વિવેચનઃ**—બન્ને ચરણ કમલમાં સ્વર્ણ નૂપુરથી ત્રિલોકમાં અપ્રાપ્ય એવી અતિશય શોભા આવી રહી છે. દશે નખ પર નખભૂષણ યુક્ત નખાવલિ વિરાજે છે. તે કોટિ સૂર્ય ચન્દ્રની કાન્તિને લજ્જા પમાડે છે. સૂક્ષ્મ કટિ પર ઝીણી ઘૂઘરીઓ મધુર શબ્દ કર્યા કરે છે. એવા શ્રીકૃષ્ણ મને દર્શન દ્યો. !! (૧૦)

**मूलम्ः—राजत्हृदयवैयाघ्र[४४]नखभूषणभूषित ! ।**
**कञ्जलोचनलोलाक्ष[४५] ! विशालाक्षविलक्षण[४६] ! ॥११॥**

**શબ્દાર્થ:**—હે હૃદય ઉપર શોભાયમાન વાઘનખારૂપ ભૂષણથી ભૂષિત ! હે કમલ સમાન ચંચળ નયનવાળા ! હે વિશાલ નેત્રથી વિલક્ષણ ! [૧૧]

**વિવેચનઃ**—મારા પુત્રને કોઈની નજર લાગે નહિ એવા ભાવથી શ્રીયશોદાજીએ વક્ષઃસ્થલ પર વાઘનખું પહેરાવેલું છે. એ વાઘનખું અતિ શોભા આપે છે. નયન કમલ સમાન અતિલોલિત ( ચંચળ ) છે. જેમ કમલ શીતલ હોઈ તાપહારક છે તેમ શ્રીઠાકોરજીના નેત્રરૂપ કમલ સમસ્ત ભક્તોના હૃદયના તાપહારક છે અને એ શીતળ નેત્રથી ભક્તોને રસદાન કરે છે—સંકેત સૂચન કરે છે. નેત્ર કમલવત્ વિશાલ છે. નેત્ર ઘૂર્ણાયમાન છે, સ્વલ્પ આરક્ત પણ છે તેથી પ્રભુ વિલક્ષણ દીસે છે. એવા—પ્રભુની ઉપમા અનિર્વચનીય છે. શ્રીકૃષ્ણ અમને કૃપા કરી તમારૂં દર્શન આપો !! [૧૧]

मूलम्:–दीनैकशरण[४७] ! स्वीयसर्वसामर्थ्यसंयुत[४८] ! ।
व्रजराजसुत[४९] ! स्वीयजननीकण्ठभूषण[५०] ! ॥१२॥

**શબ્દાર્થ:**—હે દીન જનોના મુખ્ય આશ્રયસ્થાન ! હે નિજસર્વ સામર્થ્યથી સંયુક્ત ! હે શ્રી નન્દરાયજીના પુત્ર ! હે નિજમાતા શ્રી યશોદાજીના કણ્ઠનાં આભૂષણરૂપ ! તમે મને દર્શન દ્યો ! [૧૨]

**વિવેચન:**—જે નિજભક્તો દીન થઈ તમારે શરણે રહે છે તેની સર્વ પ્રકારે પ્રભુ રક્ષા કરે છે. કારણ કે શ્રીકૃષ્ણ સર્વ સામર્થ્ય-સંયુક્ત છે. શ્રીમદ્ભાગવત નવમ સ્કન્ધમાં ભગવાન્ દુર્વાસા પ્રતિ કહે છે કે:—

ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परम् ।
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥ (अ. ४. ६५)

આ વાકયથી શ્રીઠાકોરજી કહે છે કે "જે ભક્તો સ્ત્રી, ઘર, પુત્ર, પ્રાણ, વિત્ત, આલોક, અને પરલોક એ સર્વનો ત્યાગ કરી મારે શરણે આવેલા છે તેઓને ત્યજી દેવાનું હું કેમ સહન કરૂં ? હું એવા ભક્તોની તો અષ્ટ પ્રહર રક્ષા કરૂં છું !" શ્રીકૃષ્ણ શ્રીનન્દરાયજીના પુત્ર, નિજમાતા શ્રીયશોદાજીના કણ્ઠે સુતભાવે ટીંગાઈ યશોદાજીની કંઠના આભૂષણ રૂપ શોભી રહ્યા છે. એવા શ્રીકૃષ્ણ મને દર્શન દ્યો ! (૧૨)

मूलम्:–हा कृष्ण[५१] ! हा सदानन्द[५२] ! हा वृन्दावनभूषण[५३] ! ।
हा नन्दराजतनय[५४] ! हा यशोदाङ्कखेलन[५५] ! ॥१३॥

આટલા શ્લોક પર્યંત શ્રૃંગાર સ્વરૂપે સંયોગરસની ભાવના કરી નિરૂપણ કર્યું છે. હવે ખેદાત્મક સમ્બોધનથી વિપ્રયોગાત્મક ભાવનું નિરૂપણ કરે છે. એ ખેદાત્મક ભાવ વ્યંજિત કરવા હાહાકારયુક્ત સમ્બોધન વાપરે છે. હા કૃષ્ણ, હા સદાનન્દ, ઈત્યાદિક વિલાપ કરતા હૃદયના ઉદ્ગાર રૂપે બોલાય છે. હવે આગળ પણ "હા હા" એવો વિપ્રયોગજન્ય શોકોદ્ગાર આવશે.

**શબ્દાર્થ:**—હા કૃષ્ણ ! હા સદા આનન્દ રૂપ ! હા વૃન્દાવનના ભૂષણ ! હા નન્દરાયજીના પુત્ર ! હા શ્રીયશોદાજીના અંકમાં ખેલનાર ! (મને ત્યજીને કયાં ગયા છો ! મને દર્શન આપો !) (૧૩)

**વિવેચન:**—શ્રીકૃષ્ણનું નામ ફલાત્મક છે. શ્રીકૃષ્ણ નામ સર્વ વેદસ્મૃતિનો સાર છે. ભક્તો શ્રીકૃષ્ણના નામનું સ્મરણ અને જપ તેથી કરે છે. શ્રીઆ-

ચાર્યજી મહાપ્રભુજીએ તેથીજ અષ્ટાક્ષર મન્ત્રમાં તેમજ પંચાક્ષર મન્ત્રમાં એજ સર્વોપરિ શ્રીકૃષ્ણનુંજ શરણુ બતાવ્યું છે. (વ્યવહાર માત્રમાં વ્યગ્ર થયા હોઈએ તોપણ પ્રભુનું ભાન થાય, ભગવન્નિષ્ઠા રહે, સર્વ વ્યવહારમાં સર્વત્ર અને સર્વદા ભગવદ્ધર્મની, ભગવદ્દર્શનની, ભગવદ્ભાવની, સ્વરૂપ દર્શનની, પુષ્ટિમાર્ગીય રીતિએ વર્તન કરી દર્શન પામવાની, તીવ્ર આતુરતા રહ્યા કરે તે અર્થે હવે વિપ્રયોગની કેટલીક ભાવનાઓ વિસ્તારે છે. પ્રભુને મલવાની તીવ્રેચ્છા પ્રદર્શિત કરવા " હા કૃષ્ણ ! હા સદાનન્દ " એવા ઉદ્ગાર એ ભક્તો કરે છે.) હે શ્રીકૃષ્ણ ! તમે તો સદા આનન્દરૂપ એકરસ છો ! તમે અમને આનન્દ આપો ! હે વૃન્દાવનના ભૂષણ શ્રીકૃષ્ણ ! તમે તો શ્રીવૃન્દાવનમાંથી એક ક્ષણ પણ બહાર જતા નથી કારણ કે તમે એનું ભૂષણ છો ! હે શ્રીનન્દરાયજીના પુત્ર, શ્રીયશોદાજીના ખોળામાં ખેલનાર ! અમને દર્શન દ્યો ! (૧૩)

मूलम्ः—हा गोपिकेश ! [૫૬] हा नाथ ! [૫૭] हा गोकुलपुरन्दर ! [૫૮] ।
हा हा व्रजजनार्तिघ्न ! [૫૯] हा हा निःसाधनाधिप ! [૬૦] ॥१४॥

**શબ્દાર્થ**:—હે ગોપિકાના ઇશ ! હા નાથ ! હા ગોકુલના ઈન્દ્ર ! હે વ્રજજનના આર્તિનું હરણ કરનારા ! હે નિ:સાધન જનનું અધિક રક્ષણ કરનારા ! તમે ક્યાં છો ! મને દર્શન આપો ! [૧૪]

**વિવેચનઃ**—હે ગોપીજનના ઇશ, રાજા ! હે નાથ ! તમે અમારી રક્ષા સત્વર કરો ! રાસ પંચાધ્યાયીમાં વિરહથી આર્ત્ત એવા ભકતો કહે છે:–

" हा नाथ ! रमण ! प्रेष्ठ ! क्वासि ? क्वासि ? महाभुज ! ।
दास्यास्ते कृपणाया मे सखे ! दर्शय सन्निधिम् ॥ "

" હા નાથ ! હા રમણ ! હા પ્રિય ! હે મહાબાહુ ! તમે ક્યાં છો ! ક્યાં છો ! હું આપની દીન દાસી છું. મને તમારી સન્નિધિ [ નિકટતા ]માં લાવો ! સામીપ્ય દર્શન આપો ! " એમ કહ્યું છે. તેવો જ ભાવ આ શ્લોકનો છે, હે ગોકુલના ઈન્દ્ર ! જેમ ઈન્દ્ર એક ક્ષણ પણ ભોગ ત્યજતો નથી, પણ ભોગ ભોગવવામાં તત્પર છે તેમ તમે પણ ગોકુલના ઇન્દ્ર થઈ ક્યાં બેસી રહ્યા છો ! આપ પ્રકટ થઇ આપની ભોગ્ય વસ્તુઓનો ભોગ કરો ! અમને પ્રકટ થઈ આનન્દ આપો ! વ્રજજનોનું દુઃખ તમે કદાપિ સહી શકતા નથી ! જ્યારે વ્રજજનોએ ઈન્દ્રયાગનો ત્યાગ કરી ગિરિરાજ પૂજનરૂપ યજ્ઞ કર્યો ત્યારે ઇન્દ્ર રાજાએ કોપ કરી સર્વ વ્રજ દેશને જલના પૂરથી ડુબાડી દેવોનો વિચાર કર્યો ! સમસ્ત મેઘમણ્ડલને આજ્ઞા કરી અત્યન્ત વૃષ્ટિ થવા માંડી ! ત્યારે આપે જ

ગોવર્ધન પર્વતને એક અંગુલીથી ઉઠાવી સમસ્ત વ્રજને (વ્રજના નિવાસી-ઓને, તેમના ઢોર ઢાંખર સહિત) એ પર્વતરૂપ છત્ર નીચે રાખી રક્ષા કરી! તે જ પ્રમાણે અમે પણ આપના વિરહ–સમુદ્રમાં ડૂબીએ છીએ! આપ જ એ સમુદ્રમાંથી અમારૂં રક્ષણ કરવા સમર્થ છો! તેથી સત્વર રક્ષા કરો! આપ નિઃસાધન ભક્તોના અધિપતિ છો! અમે વિરહથી વ્યાકુલ છીએ! અમારૂં સર્વસ્વ દેહ, ઇન્દ્રિયાદિ શિથિલ થઈ ગયું છે! અમે કોઈ પણ પ્રકારના જીવ-કૃત સાધન કરવા અસમર્થ છીએ! તેથી અમને આપ સ્વરૂપ દર્શન કરાવી અમારી આર્ત્તિનું હરણ કરો! (૧૪)

**મૂલમ્ઃ—हा हा नन्दादि सर्वस्व ! हा हा ऽनङ्ग नवाङ्कुर ! ।**
**हा निरालम्बनालम्ब ! हा हान्धलकुटि प्रिय ! ॥१५॥**

**શબ્દાર્થ**:—હે નન્દરાયજી આદિના સર્વસ્વ! હે કામદેવના નવીન અંકુરરૂપ! હે આલમ્બન (આશ્રય) રહિતના આલમ્બન (આશ્રય) રૂપ! હે અન્ધને લાકડી જેવા પ્રિય પ્રભુ! આપ અમારો ત્યાગ કરી ક્યાં ગયા છો! અમને દર્શન આપો! (૧૫)

**વિવેચન**:—નન્દાદિક એટલે ગોપ, ગોપી, સખા, ગાયો એ સર્વના સર્વસ્વરૂપ એક આપ જ છો! આપ વિના સર્વ પદાર્થ તુચ્છ છે! આપ જ એક સર્વના જીવનના પ્રાણરૂપ છો! આપ અનંગ એટલે કામદેવ તેના પણ નવીન અંકુર રૂપ છો! અનંગરૂપ વૃક્ષમાં નૂતન અંકુર રૂપ છો! આપ સાક્ષાત્ કામદેવના પણ કામદેવ છો! આપનું સૌન્દર્ય જોઈ જો કામદેવ પણ મોહિત થાય છે તો અમે સર્વ મોહિત થઇએ એમાં શું આશ્ચર્ય! જેને કોઈ પણ જાતનો આધાર નથી તેના તમે જ આધાર છો–નિરાલમ્બના–નિરાધારના આધાર પ્રભુ છે–એમ કહેવામાં ભાવાર્થ એ સમાયલો છે કે 'જે કોઈ જીવ અન્ય સર્વ સ્થલેથી આશ્રય ત્યજી એક શ્રીકૃષ્ણનો જ આશ્રય કરે છે, તેને પ્રભુ શ્રીકૃષ્ણ આશ્રય આપે છે જ.' પ્રભુ શ્રીકૃષ્ણ નિરાલમ્બના–નિરાધારના અવલમ્બ–આધાર છે! જેમ અન્ધજનોને લકુટિ પ્રિય હોય છે–લકુટિ (લાકડી) જ આધાર છે તેમ આપ અમને પ્રિય છો, અમારા આધારરૂપ છો! અમે તમારે અર્થે જ સર્વ ક્રિયાઓ કરીએ છીએ! આ પ્રકારે સમસ્ત શ્રી સ્વામિ-નીજી વિપ્રયોગ–ભાવ દર્શાવે છે! (૧૫)

**મૂલમ્ઃ—एवंविधानि सततं जल्पितानि मुहुर्मुहुः ।**
**अवगत्य च भावेन भावनीयान्यहर्निशम् ॥१६॥**

શબ્દાર્થ:—શ્રીસ્વામિનીજીના નિરન્તર આવા જલ્પ-વિલાપ-વિપ્રયોગ દશાના દુઃખયુક્ત શબ્દો-થયા છે. એ જલ્પિતનું-વિલાપનું નિરન્તર મર્મ-રહસ્ય જાણીને એની ભાવના અહર્નિશ કરવી. (૧૬)

વિવેચનઃ—આ પ્રકારે નિરન્તર શ્રી સ્વામીનીજી જલ્પના કરે છે ત્યારે શ્રીઠાકોરજી પધારી સર્વ શ્રીસ્વામીનીજીને દર્શન આપે છે. એમના મનોરથ પૂર્ણ કરે છે. તેથી સર્વ વૈષ્ણવોએ એવી ભાવના રાત્રિ દિવસ કર્યા કરવી. (૧૬)

"આ પત્રમાં પ્રભુનાં ચોસઠ નામ કહ્યાં છે. તેનો અભિપ્રાય એ છે કે શ્રીસ્વામીનીજીના ચાર યુથ છે. પ્રત્યેક યુથ સોળ સોળનું બનેલું છે. શ્રીઠાકોરજી એ ચાર યુથના પતિ છે. પ્રત્યેક યુથના શ્રીસ્વામિનીજી ષોડશ ( સોળ સોળ ) નામ પ્રભુના આપે છે. તે પ્રત્યેક સોળ નામથી સોળ શ્રૃંગારાત્મક રસનો અનુભવ લીલા સહિત શ્રીસ્વામિનીજી કરે છે. આ પ્રકારે ચારે યુથના ચોસઠ નામ થયાં છે. અન્તે શ્રા હરિરાયજી કહે છે કે જો તમે આ પ્રકારે શ્રીસ્વામિનીજીના વિરહભાવની ભાવના અહર્નિશ કરો તો શ્રીસ્વામિનીજીની કૃપાથી હૃદયમાં ભાવ સ્થિત થશે. ત્યારે પ્રભુ તમને નિજ સ્વરૂપનો અનુભવ કરાવશે. આ સર્વોપરિ સિદ્ધાન્ત છે." ( ટીકાકાર. )

**॥ इति श्रीहरिरायजी विरचितं द्वादश शिक्षापत्रं श्रीगोपश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥१२॥**

## શિક્ષાપત્ર ૧૩ મું.

ઉદ્દેશઃ—'સર્વ સ્થલથી ચિત્તને નિવૃત કરી એક પ્રભુ ચરિત્રમાં ચિત્તનો નિરોધ કરવો. ઉપર કહ્યું તે પ્રમાણે ભાવના કરવી, વિપ્રયોગ અનુભવવો. ત્યારે શ્રીસ્વામિનીજીની કૃપાથી ભાવ સિદ્ધ થાય છે. પરન્તુ આ કાલ મહા કઠિન આવ્યો છે. આ સમયમાં સત્સંગ દુર્લભ છે. દુઃસંગ સર્વત્ર પ્રસરી રહ્યો છે, સર્વની બુદ્ધિ ભ્રષ્ટ કરે છે. વિપ્રયોગની ભાવનામાં આ દુઃસંગરૂપ બાધક દોષને વિચારી દીનતા વિના અન્ય ઉપાય નથી. એ દૈન્ય પ્રદર્શિત કર્યાથી પ્રભુ પ્રસન્ન થાય છે.' એમ આ શિક્ષાપત્રનો ઉદ્દેશ દૈન્ય દર્શાવવાનો છે.

**मूलम्ः—कालः करालः समुपागतोऽयं मतिं सतां द्रागहरत्समस्ताम् ।
श्रीवल्लभाचार्यसमाश्रितानां यः कालकालः शरणं स एव ॥१॥**

શબ્દાર્થ:—આ કાલ મહાકરાલ આવ્યો છે. જે સમસ્ત સત્પુરૂષોની બુદ્ધિ શીઘ્ર હરી લે છે. તેથી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના આશ્રિત વૈષ્ણવોનું શરણ તો કાલના પણ કાલરૂપ પ્રભુ ( શ્રીકૃષ્ણ ) જ છે. (૧)

વિવેચનઃ—( શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને શરણે આવેલા જીવોને કાલ પ્રતિબન્ધ કરી શકતો નથી. )

આવા મહાકરાલ કાલમાં જ્યારે સત્પુરૂષોની બુદ્ધિ પણ ભ્રષ્ટ થાય છે તો અન્ય જીવોની તો શી ગતિ ? આ કલિયુગે સર્વની બુદ્ધિ હરી લીધી ! કોઈને પણ કલિએ છોડયા ? આમ શંકા કરનારનું સમાધાન શ્રીહરિરાયજી કરે છે કે " શ્રી આચાર્યજી મહાપ્રભુજીને શરણે તન, મન અને ધનથી જનારને કાલ કદાપિ બાધ કરતો નથી. પરન્તુ એ કાલ એવા આશ્રિત જીવને સાધક થઈ પડે છે. શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કન્ધમાં એવું વાકય છે કેઃ–

कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वाऽनुसृतस्वभावात् ।
करोति यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ॥ (अ. २. ३६)

એટલે કે ' શરીરથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયથી, બુદ્ધિથી, આત્માથી, અથવા નિજ સ્વભાવથી જે જે કાર્ય થાય તે સર્વ પરને–નારાયણને–શ્રીકૃષ્ણને અર્પણ કરવું. " એ પ્રકારે સર્વ કર્મો પ્રભુને–શ્રીકૃષ્ણને–આચાર્યજીદ્વારા સમર્પણ કરી નિશ્ચિન્ત થવું. દ્વાદશ સ્કન્ધમાં શ્રીશુકદેવજી કહે છે કેઃ—

" कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः ।
कीर्त्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं व्रजेत् ॥ " (अ. ४. ५१)

અર્થઃ—" હે પરીક્ષિત્ ! દોષના નિધિરૂપ કલિયુગનો એક મહાન્ ગુણ છે. તે એ છે કે ફક્ત શ્રીકૃષ્ણના કીર્ત્તન માત્રથી જીવ બન્ધનોથી મુક્ત થઈ પરને–પ્રભુને–શ્રીકૃષ્ણને પ્રાપ્ત થાય છે. "

તેથી શ્રીઆચાર્યજી પ્રકટિત ભાવ જે વૈષ્ણવને થાય તેને આ કલિકાલ પરમ સુન્દર છે. (૧)

**मूलम्ः–न सेवा न कथा नैव भावनं नाऽपि संश्रयः ।**
**नित्यमुद्विग्नमनसा कथं कालः प्रयास्यति ॥२॥**

શબ્દાર્થઃ—જેને સેવા નથી, કથા નથી, ભાવના પણ નથી, અને સારા પ્રકારનો આશ્રય પણ નથી–તે જીવનું મન સદા ઉદ્વિગ્ન હોઈને એનો સમય કેવી રીતે વ્યતીત થશે ? (૨)

વિવેચનઃ—પુષ્ટિમાર્ગની રીતિએ ભગવત્સેવા, શ્રીઆચાર્યજીના ગ્રન્થાદિકનું શ્રવણ, ભગવદ્ધર્મ હૃદયમાં સ્થિર થાય એવી કથા, હૃદયમાં ભગવદ્ધર્મની ભાવના અને શ્રીકૃષ્ણનો આશ્રય–આમાંથી કશું પણ જે જીવથી બનતું નથી તેનું મન સદા ઉદ્વેગયુક્ત હોય છે, તેનો સમય કેમે કરતાં વ્યતીત થતો નથી. એટલે

તેને જ આ કલિકાલ મહાકરાલરૂપ થઈ ભક્ષે છે. અન્ય અશક્ત જીવો, જેઓ દૃઢ ભગવદાશ્રયનું અવલમ્બન કરે છે અને અન્ય કંઈ પણ કરી શકતા નથી તેઓ યથા કથન્ચિત્ સંસાર તરી શકે છે. જે કોઇ એકલો હોય, દ્રવ્યાદિકની સહાય વિનાનો હોય, શરીરે રોગયુક્ત હોય તો તેનાથી ભગવત્સેવા ન બની શકે એ સ્વાભાવિક છે, પણ એવા જીવોએ અષ્ટાક્ષર શરણ મન્ત્રની ભાવના કરવી. એ પણ ન બને તો લૌકિક, વૈદિક સર્વ ત્યજી એક શ્રીઆચાર્યજીના ચરણકમલનો દૃઢ આશ્રય કરવો. આ પ્રકારે કોઇ પણ સમયે ભગવદ્ધર્મમાં મન ન લગાડતાં દેહસમ્બન્ધી સંસારાગ્નિમાં સુખ દુઃખથી પીડાય–અષ્ટપ્રહર સુખદુઃખમાં હાય હાય કરે તેને આ કાલ નિશ્ચય બાધ કરે જ. કલિયુગના દોષ બહુ છે તો સેવા, કથાથી શું થાય ? એમ શંકા કરનારને પ્રત્યુત્તર આપે છે કે નવમસ્કન્ધમાં દુર્વાસા પ્રતિ ભગવાન્ પોતે કહે છે કેઃ—

" मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।
नेच्छन्ति सेवया पूर्णाःकुतोऽन्यत्कालविप्लुतम् " (અ. ૪. ૬૭)

અર્થઃ—"મારી સેવાથી પ્રાપ્ત થયલી સાક્ષાત્ ચાર પ્રકારની સાલોકયાદિ મુક્તિ પણ મારી સેવાથી પૂર્ણ થયલા ભગવદીયો ઇચ્છતા નથી ! તો પછી કાલાદિકથી નષ્ટ થાય એવા સ્વર્ગ, અને રાજ્યાદિકની ઇચ્છા એ ભગવદીયો કેવી રીતે કરી શકે ? " ચાર પ્રકારની મુક્તિ (૧) સાલોકય (૨) સામીપ્ય, (૩) સારૂપ્ય, (૪) સાયુજ્ય એવી મુક્તિની પણ ઇચ્છા જે કરતા નથી, પણ ફક્ત પ્રભુની સેવા કરવામાં પૂર્ણ થઈ રહ્યા છે એવા ભક્તોને ભગવાન આધીન થઈ રહે છે. એવા સેવાપૂર્ણ ભગવદીયોને કાલ કેવી રીતે બાધ કરી શકે ? ભગવાનની કથા માહાત્મ્યયુક્ત છે. આનન્દરસથી સુન્દર છે. એ ગોવિન્દના મહાત્મ્યનું જે કોઇ નિત્ય શ્રવણ કરે, કીર્ત્તન કરે તે નિઃસંશય કૃતાર્થ છે. (तस्माद्गोविन्दमाहात्म्यमानन्दरससुन्दरं । श्रृणुयात् कीर्त्तयेन्नित्यं स कृतार्थो न संशयः॥) વળી દ્વિતીય સ્કન્ધમાં રાજા પરીક્ષિતનું વાકય છે કેઃ—

" પ્રવિष्टः कर्णरन्ध्रेण स्वानां भावसरोरुहम् ।
धुनोति शमलं कृष्णः सलिलस्य यथाशरत् ॥ (અ. ૮. ૫)

અર્થઃ—"જેમ શરદ્ ઋતુ જલના મલને દૂર કરે છે તેમ શ્રીકૃષ્ણ (નિજ કથામાં) કર્ણરૂપ રન્ધ્ર (કાણા) દ્વારા ભક્તોના ભાવાત્મક હૃદયમાં પ્રવેશ કરી હૃદયના મલને દૂર કરે છે."

આ વાકયાનુસાર શ્રીઠાકોરજીની કથારૂપ સુન્દર અમૃતનું જે જીવ નિત્ય કર્ણદ્વારા પાન કરે છે તે કૃતાર્થ છે. તેન કર્ણદ્વારા શ્રીઠાકોરજીની કથારૂપ

અમૃત હૃદયમાં જઈ તેના સર્વ દોષ દૂર કરે છે. કથા કહેનાર, શ્રવણ કરનાર, તથા સાંભળેલી કથાનો અનુવાદ કરનાર એ ત્રણે જીવ કૃતાર્થ છે. દૃષ્ટાન્ત તરીકે ગંગાજલ લાવનાર, પાન કરનાર, તથા આસપાસના સર્વ જનો પવિત્ર થાય છે. આ પ્રકારે ભગવદ્ધર્મમાં મન આસક્ત કરનારને આ કાલ બાધક થતો નથી અન્ય સર્વને બાધક છે. (૨)

**मूलम्ः—सत्सङ्गो दुर्लभो दुष्टसङ्गः संचिन्तनादृते ।**
**अनायासेन संसिद्धः का गतिर्मे भविष्यति ॥३॥**

**શબ્દાર્થ:**—સત્સંગ દુર્લભ છે અને દુઃસંગ વિના વિચારે, વિના શ્રમે અચ્છી રીતે આવ્યો જાય છે તો પછી મારી શી ગતિ થશે ? (૩)

**વિવેચનઃ**—સત્સંગ મહા દુર્લભ છે. આ જીવ સ્વભાવથી દુષ્ટ છે તેથી દુષ્ટ જીવની પાસે દુઃસંગ અણચિન્ત્યો દશે દિશામાંથી આવી પડે છે, જીવને ભગવદ્ધર્મમાં આસક્ત થવા દેતો નથી. જ્યારે દુઃસંગનો ગન્ધ પણ બાધક છે તો પછી દશ દિશામાંથી આવતો દુઃસંગ મહા બાધક હોય એમાં શું કહેવું ? શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે—

" अहं कुरङ्गीदृग्भङ्गिसङ्गिनाङ्गीकृतोऽस्मियत् ।
अन्यसम्बन्धगन्धोऽपि कन्धरामेव बाधते ॥ "

હરિણીના સમાન ચપલનેત્રવાલા વ્રજભક્તોના સંગી એવા જે શ્રીકૃષ્ણ છે–તેમણે જ્યારથી મ્હારો અંગીકાર કર્યો છે–મને પોતાનો કરી રાખ્યો છે–ત્યારથી અન્ય સમ્બન્ધનો ગન્ધ પણ મને શિરચ્છેદ સમાન દુઃખમય લાગે છે. "

આ પ્રકારે કૃષ્ણ વિના અન્ય કોઈના સમ્બન્ધનો ગન્ધ પણ શિરચ્છેદ કરે છે એમ શ્રી પ્રભુની આજ્ઞા છે. પણ મને દુઃસંગ દશે દિશાથી બાધ કરે છે તો મારી શી ગતિ થશે ?

**मूलम्ः—संग्राहायितुमखिलं तैः क्रीडयितुमेव च ।**
**शकलीकर्त्तुमधुना प्रभोर्बालचिकीर्षितम् ॥४॥**

**શબ્દાર્થ:**—સમગ્ર ચર અને અચર ( જંગમ અને સ્થાવર ) વસ્તુઓનો સંગ્રહ કરાવવાની, તેમજ તેમની સાથે ક્રીડા કરાવવાની તથા સર્વને ભિન્ન કરવાની પ્રભુની બાલ ક્રીડા કરવાની ઇચ્છા છે ( તે કોણ જાણે છે. ) [૪]

**વિવેચનઃ**—ઉપર કહ્યું કે દુઃસંગથી સંસારી લોક અહન્તા મમતાથી આસક્ત થઈ રહ્યા છે. તેમને સાથે રાખી અષ્ટ પ્રહર ખિલોનાની માફક તેમની સંગતમાં હું રમી રહ્યો છું, હું ( જીવ ) શું કરૂં ? જગત્‌માં એવા જ (સંસારી)

જનો મને પ્રાપ્ત થાય છે! તેથી હે પ્રભુ! આધુનિક જીવોને આપ જ નચાવો છો! કાષ્ઠની પુતલીની સમાન સર્વ વસ્તુઓની દોરી તમારા હાથમાં છે! આ સર્વ જગત્ યન્ત્ર સમાન છે! આપ એના યન્ત્રી (યન્ત્ર ચલાવનારા) છો! જેમ આપ વગાડો તેવો સૂર આ સર્વ કરી રહ્યું છે! આપ તો બાલકની સમાન ક્રીડા કરી રહ્યા છો! સહજમાં અમે તથા સર્વ જગત્ (આપની) માયારૂપ શક્તિથી ભ્રમણ કરી રહ્યાં છીએ! આમ છે તેથી અમારે (જીવોને) તમારે શરણે જ આવવાનું છે!

આ પ્રકારે સર્વ જગત્ પ્રભુની ક્રીડા છે. જગતના સર્વ જીવો પ્રભુની લીલામાં રમકડા સમાન છે. જેમ પ્રભુ એમને દોરે તેમ એમને (જીવોને) દોરાવાનું છે. જીવે તો ફક્ત પ્રભુને શરણે જવાનું છે પ્રભુની કૃપા અર્થે દીનતાથી પ્રાર્થના કરવાની છે! (૪)

**मूलम्ः—हा नाथ! हा कृपानाथ! गोपीनाथ! दयानिधे!।**
**व्रजनाथ! रमानाथ! निजनाथ! जगत्पते!॥५॥**

**શબ્દાર્થઃ**—હે નાથ! હે કૃપાનાથ! હે ગોપીજનના નાથ! હે દયાના નિધિ! હે વ્રજના નાથ! હે લક્ષ્મી નાથ! હે ભક્તોના નાથ! હે જગત્‌ના પતિ! અમારાપર દયા કરો! (૫)

**વિવેચનઃ**—હે નાથ! અમારા તમે સ્વામી છો! તેથી તમારા વિના અન્ય કોને અમારા સુખ દુઃખ કહી શકીએ! હવે આ સંસાર દુઃખ સહી શકાતું નથી! તેથી તમે અમને તમારા ગણી દયા કરો! હે કૃપાનાથ! તમે પ્રથમથી કૃપા કરતા આવ્યા છો. અમારાપર કૃપા કરો! તમે ગોપીજનના નાથ થઈ નિઃસાધન ગોપીજનપર નિરન્તર કૃપા કરી તેમના સર્વ કાર્યો સિદ્ધ કર્યા! તેમજ અમે પણ નિઃસાધન (જીવકૃત સાધન વિનાના) છીએ તો અમારા પર કૃપા કરો! તમે વ્રજના નાથ હોઇ કંસ સમ્બન્ધી સર્વ દૈત્યોને માર્યા! વ્રજની અગ્નિથી, ઈન્દ્રના કોપથી ઉપજેલા જલના પૂરથી, કાલીય નાગથી, વિષથી—એમ સર્વ પ્રકારની આપદ્‌માંથી આપે રક્ષા કરી! તેમ જ તમે અમારી પણ સર્વ આપદોમાં રક્ષા કરો! તમે લક્ષ્મીનાથ અમારા પર પ્રસન્ન રહો! તમે ભક્તોના નાથ હોઈ ભક્ત પ્રસન્ન રહે, ભક્ત સુખી થાય એવું જ કરો છો! શ્રી ભાગવત નવમ સ્કન્ધમાં દુર્વાસા પ્રતિ ભગવાન્ કહે છે કે—

"अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः॥" (अ. ४. ६३)

**અર્થઃ**—હે વિપ્ર! હું ભકતોને આધીન છું! હું ભકતો આગલ અસ્વતન્ત્ર જેવો છું! હે વિપ્ર! ભકતો મને અતિ પ્રિય લાગે છે! સાધુ ભક્તોએ મ્હારૂં હૃદય ગ્રહણ કરી લીધું છે!"

તમે જગતના નાથ છો! તમારૂં કર્યુંજ થયું જાય છે! તેથી તમે જ્યારે કૃપા કરશો ત્યારે આ કાલ નિઃસંશય અમને દુઃખ દેતો અટકશે! (૫)

**मूलम्ः–गोकुलाधीश ! गोपीश ! व्रजाधीश ! व्रजप्रिय ! ।**
**व्रजानन्द ! निजानन्द ! गोकुलानन्द ! गोप्रिय ! ॥६॥**

**શબ્દાર્થઃ**—હે ગોકુલના અધીશ! હે ગોપિકાના ઇશ! હે વ્રજના અધીશ! હે વ્રજના પ્રિય! હે વ્રજના આનન્દરૂપ અથવા વ્રજમાં છે આનન્દ જેનો એવા પ્રભુ! હે નિજ ભકતોના આનન્દરૂપ! હે ગાયના કુલોના આનન્દરૂપ! અથવા હે સમસ્ત ઇન્દ્રિયોના આનન્દરૂપ! હે ગાયો પર પ્રીતિ રાખનારા! તમે અમારા પર કૃપા કરો! (૬)

**વિવેચનઃ**—હે શ્રીકૃષ્ણ! તમે ગોકુલના રાજા છો! સર્વ ગોકુલવાસીઓ તમારાથી જ શોભે છે! ગાયોના રક્ષક તમે જ છો! ગોપીજનના ઈશ પણ તમે જ છો! વ્રજ દેશ તમને પ્રિય છે! દશમ સ્કન્ધમાં બ્રહ્માજી કહે છે કેઃ—

**"अहो भाग्यमहो भाग्यं नन्दगोपव्रजौकसाम् ।**
**यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥" (पू॰ अ॰ १४. ३२)**

**અર્થઃ**—"શ્રીનન્દરાયજીના વ્રજમાં વસનાર સર્વના અહોભાગ્ય છે કે તેમના મિત્ર પૂર્ણ બ્રહ્મ, પરમ આનન્દરૂપ, સનાતન શ્રીકૃષ્ણ છે! આપ નિજ ભક્તોને આનન્દનું દાન કરો છો! આપ ગાયોના કુલને આનન્દ અર્પો છો! ગાય આપને અતિ પ્રિય છે! એક ભગવદીય ગાય છે કે—"आगें गाय पाछें गाय इतगाय उतगाय। गोविन्दाकुं गायनमें रहिवोहि भावेरी" એમ, ગાય છે પ્રિય જેને એવા શ્રીકૃષ્ણ અમારા પર કૃપા કરો! (૬)

**मूलम्ः–हा कृष्ण । हा दयासिन्धो ! हा राधावर ! सुन्दर ! ।**
**दीनेषु सततं श्रीमन्निजाचार्याश्रितेषु च ॥७॥**
**दुष्टेषु दोषपुष्टेषु भाग्यनष्टेषु मत्प्रभो ! ।**
**निःसाधनेषून्मातिषु दयां कुरु दयां कुरु ॥८॥**

**શબ્દાર્થઃ**—હા કૃષ્ણ! હા દયાસિન્ધુ! હા રાધાવર! હા સુન્દર! હે મ્હારા પ્રભુ! તમે મ્હારા પર દયા કરો! દુષ્ટોપર, દોષથી પુષ્ટ થયલા ઉપર, ભાગ્યહીન ઉપર, નિઃસાધન જનો પર અને ઉત્કૃષ્ટ મતિમાનો ઉપર દયા કરો! (૭)

**વિવેચનઃ**—હે શ્રીકૃષ્ણ! તમે નિઃસાધન ફલાત્મક છો! તમે અમારા પર કૃપા કરશોજ પરન્તુ અમને ધીરજ નથી. શ્રી ગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ—

अम्बुदस्य स्वभावोऽयं समये वारि मुञ्चति ।
तथापि चातकः खिन्नो रटत्येव न संशयः ”

એટલે કે “ મેઘનો એ જ સ્વભાવ છે કે સમયાનુસાર જલનું સિંચન કરવું, છતાં ચાતક પક્ષી ખેદયુક્ત થઈ રટન કર્યા કરે છે એમાં સંશય નથી.” તેજ પ્રકારે શ્રીકૃષ્ણ નિજ ભક્તો પર નિશ્ચય કૃપા કરશે જ કરશે, છતાં ભક્તો આતુરતાયુકત થઇ રહે છે એ સ્વાભાવિક છે. હે દયાસિન્ધુ ! તમે સત્વર દયા કરો ! કારણ કે તમે દયા કરશો ત્યારે જ સર્વ અનુકૂલ થશે, ત્યારે જ માયા બાધ નહિ કરે. જ્યાં સુધી તમે દયા કરવામાં ઢીલ કરશો ત્યાં સુધી માયા અમને દુ:ખ દેશે ! શ્રી ગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે;--

“ नाथेऽनुकूलतां याते सर्वे यान्त्यनुकूलताम् ।
तस्मिंस्तद्विपरीते तु सर्वमेव भवेत्तथा ॥ ”

અર્થ:--“સ્વામી અનુકુળ હોય તો સર્વ અનુકુલ થાય છે અને જો સ્વામી વિપરીત થાય તો સર્વ વિપરીત થાય છે.” હે સ્વામી, આવી સ્થિતિ છે તેથી તમે સત્વર દયા કરો ! તમે સ્વામિનીજીના નાથ હોઈ પરમ સુન્દર છો ! અમે બહુ દુ:ખી છીએ ! તેથી કૃપા કરો તો ઠીક થાય ! અમારા દોષ વિચારી કૃપામાં ઢીલ ન કરો ! શ્રી આચાર્યજી મહાપ્રભુજીના આશ્રિતની આતર કૃપા કરો ! આ પ્રકારે દીનતાથી પોતાના દોષ વિચારવા. (૭)

હું અતિ દુષ્ટ છું. અનેક પ્રકારની કાયિક, માનસિક, અને વાચિક દુષ્ટતાથી દૂષિત છું. મ્હારા ભાગ્યમાં ભગવદ્ધર્મ લખ્યો નથી. મ્હારી બુદ્ધિ જતી રહી છે ! હું શૂન્ય જેવો છું. હે પ્રભુ ! મને એટલો ભરોસો છે કે તમે મ્હારા પ્રભુ છો, નાથ છો તેથી શરણે રાખશો જ. હું તો નિ:સાધન છું. મ્હારાથી એક પણ સાધન બની આવતું નથી. આવો જે હું તેના પર કૃપા કરો ! મ્હારો દોષ મા વિચારો ! જો કોઈ એમ શંકા કરે કે “ શ્રીકૃષ્ણ પ્રભુ છેતેથી ગુણ દોષ વિચાર કરે-કેમ ગુણ દોષ ન વિચારે ? ગુણ દોષ હોય તો વિચારે જ ” તો શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં એનું સમાધાન કરે છે કે--

“ बलिष्ठा अपि मद्दोषास्त्वत्कृपाग्रेऽतिदुर्बलाः ।
तस्या ईश्वरधर्मत्वाद्दोषाणां जीवधर्मतः ॥
अपराधेऽपि गणना नैव कार्या व्रजाधिप ! ।
सहजैश्वर्यभावेन स्वस्य क्षुद्रतया च नः ”

અર્થ:--“જો કે મ્હારો દોષ બહુ બલિષ્ઠ છે તો પણ આપની (શ્રીકૃષ્ણની) કૃપા આગળ એ દોષો અતિ દુર્બલ છે. કારણ કે આપની કૃપા ઇશ્વર ધર્મ છે. એ ઇશ્વર ધર્મ પાસે જીવધર્મરૂપ દોષ ક્યાં સુધી ટકી રહેશે. હે વ્રજાધિપ !

તમે નિઃસાધન ફલાત્મક છો તેથી અમારા અપરાધની ગણના તમારે કરવી યોગ્ય નથી કારણ કે તમારૂં ઐશ્વર્ય સહજ છે. તમારૂં એવું સહજ ઐશ્વર્ય છે કે તેની પાસે અમારા દોષો મહાક્ષુદ્ર છે ! અજામિલે પુત્રના ભાવથી 'નારાયણ' શબ્દનો ઉચ્ચાર કર્યો એટલાથી જ કાલના બન્ધનથી મુક્ત થયો, ત્યારે તમે તો શ્રીકૃષ્ણ છો-દોષ જોતા પણ નથી તેથી અમારા પર કૃપા કરો !

**मूलम्ः–निवर्त्य सर्वतश्चेतो निरुद्धय चरिते हरेः !**
**हृदिकृत्य कृपावश्यं स्थीयतां सज्जनैः सह ॥९॥**

**શબ્દાર્થઃ**—ચિત્તને સર્વ લૌકિકથી નિવૃત્ત કરી હરિના ચરિત્રમાં નિરૂદ્ધ કરવું (રોકવું). પ્રભુની કૃપાને વશ્ય-આધીન એવો જે નિરોધ[1]-તેને હૃદયમાં ધારણ કરી સદા સજ્જન ( પુષ્ટિમાર્ગીય ભક્તો ) ના સંગમાં સ્થિતિ કરવી (૯)

કૃપાવશ્ય પ્રભુની કૃપાથી વશ્ય-પ્રભુકૃપાને આધીન એવો **નિરોધ** આ અર્થ રત્નભટ્ટજીની ટીકાનુસાર છે,

**વિવેચનઃ**—હે શ્રીકૃષ્ણ! આ સંસારમાં મ્હારૂં ચિત્ત અહન્તા (હું ભાવ) અને મમતા (આ મારૂં અને આ બીજાનું એવી બુદ્ધિ ) થી ફસાઈ ગયું છે! આ સંસાર મ્હારા દેહ સમ્બન્ધી છે ! એમાં મ્હારૂં ચિત્ત નિરન્તર વ્યગ્ર થઇ રહ્યું છે ! તેથી હું તમારૂં સ્મરણ કરી શકતો નથી ! આ દેહસમ્બન્ધી અહન્તા મમતાત્મક સંસારમાંથી મ્હારૂં ચિત્ત નિવૃત્ત કરો –દૂર કરો; અને તમારામાં (શ્રીકૃષ્ણમાં) મ્હારૂં ચિત્ત રોકો ( નિરૂદ્ધ કરો )! વ્રજભક્તોનું ચિત્ત દહી, દૂધ, માખણ ઈત્યાદિકમાં વ્યગ્ર હતું તેથી શ્રીઠાકોરજીએ એ ભક્તો પર કૃપા કરી એમની આસક્તિના પદાર્થો-દહી, દૂધ, માખણ-ની ચોરી કરી, કે જેથી એમનું ચિત્ત શ્રીઠાકોરજીમાં આસક્ત થાય ભગવાન્ વિના અન્ય પદાર્થોમાં-અન્ય બાબતોમાં-વ્રજભકતોનું ચિત્ત આસકત હતું. તે સર્વમાંથી એમનું

૧ નિરોધ—પ્રપંચ વિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ. પ્રપંચને-જગતને ભૂલી જઈ, ભગવાનમાં ચિત્તનું આસક્ત થવું ( રોકાવું ). જગતના સર્વ પદાર્થો ભગવદ્રૂપ છે, ભગવાનના છે તે ભૂલી જઈ એ પદાર્થોપર અહન્તા મમતા કરી જીવ એમને 'મ્હારા છે' એવો દુષ્ટ આગ્રહ કરે છે. આ પ્રકારે ભગવાન્થી એવું ચિત્ત દૂર થાય છે અને અહન્તા-મમતાત્મક સંસારમાં ફસાય છે. આમ ભગવાન્ વિના અન્ય સંસારિક પદાર્થોમાં આસક્ત થયલા ચિત્તને ભગવાન્ જ દૂર કરે છે અને પોતાનામાં રોકે છે. આનું નામ નિરોધ. એવો નિરોધ ભગવાને વ્રજભક્તોને સિદ્ધ કરી આપ્યો હતો. વ્રજભક્તોનું ચિત્ત ઇન્દ્રાદિક દેવતામાં આસક્ત હતું-તો તે અન્યાસક્તિ દૂર કરવા ભગવાને ગોવર્દ્ધન પર્વતનું ઉદ્ધરણ કર્યું-ઈન્દ્રાદિકનો મદ ઉતાર્યો. વિવિધ રાક્ષસોનો વધ કર્યો-પૂતના વધ કર્યો. કાલિદમન કર્યું-દૂધ દહિ માંખણની ચોરી કરી. આમ વ્રજભક્તોનું ચિત્ત ભગવાને અન્ય પદાર્થોમાંથી દૂર કરી પોતામાં રોકયું. આવો નિરોધ ભગવાનની અતિકૃપાને અધીન છે. (૯)

ચિત્ત દૂર કરી પોતાનામાં (ભગવાનમાં) એમનું ચિત્ત રોકાય એ ઉદ્દેશથી શ્રીઠાકોરજીએ અનેક લીલા કરી, અને પોતાનામાં (ભગવાનમાં) વ્રજભક્તોના ચિત્તને આકર્ષ્યું આ પ્રકારે ભગવાને જ વ્રજભક્તોનો નિરોધ સિદ્ધ કરી આપ્યો. તેવે પ્રકારે તમે અમારા ઉપર કૃપા કરી અમારા ચિત્તનો નિરોધ આપનામાં સિદ્ધ કરો! અમને "તમારા" ગણી લ્યો! આપ સજ્જન ભક્તોના હૃદયમાં સ્થિતિ કરો છો તો અમારા પર કૃપા કરો!

**मूलम्ः–अदृष्टदुःखितमुखोऽननुभूतसुखेतरः ।**
**स्वदुःखितातिकरुणः स कृष्णः शरणं मम ॥१०॥**

**શબ્દાર્થ:**—જે દુ:ખ યુક્ત (ભક્તનું) મુખ જોઇ શકતા નથી, જેમણે સુખ વિના અન્ય કશાનો–દુ:ખનો–અનુભવ કર્યો નથી, જે પોતાના દુ:ખિત ભક્તોપર અતિ કરૂણ છે–એવા શ્રીકૃષ્ણ મ્હારૂં શરણ (આશ્રય સ્થાન) છે. (૧૦)

ઉપર શ્લોકમાં કહ્યું તે પ્રકારે ચિત્તને નિરૂદ્ધ કરી ભક્તોના સંગમાં રહી શરણ ભાવના કરવી. એ વાત આ બે શ્લોકમાં દર્શાવે છે.

**વિવેચન:**—હે શ્રી કૃષ્ણ! તમે નિજ ભક્તો દુ:ખ કલેશથી પીડિત થાય એ સહી શકો એમ નથી. તમને તો જે પ્રકારે ભક્ત પ્રસન્ન રહે એ જ રૂચે છે, ભક્તો દુ:ખ પામે–ભક્તોના મુખ ગ્લાનિયુક્ત હોય, એ તમે સહી શકતા નથી. તમે સર્વ પ્રાણી માત્રના સુખદાતા છો, તો પછી ભક્તોના દુ:ખ કેવી રીતે દેખી શકો. શ્રી ગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કે,—

" जानामि मन्दभाग्योऽहं यदर्थे गोकुलेश्वरः ।
भक्तक्लेशासहिष्णुत्वस्वभावं कुरुतेऽन्यथा "

**અર્થ:**—"હું મન્દ ભાગ્યવાન્ છું એમ જાણું છું. કારણ કે મ્હારા મન્દ ભાગ્યને લીધે શ્રીગોકુલના ઇશ્વર–શ્રીકૃષ્ણ 'ભક્તનો કલેશ સહન ન કરવો' એવો જે પોતાનો સ્વભાવ છે તેને પણ અન્યથા [દૂર] કરે છે." ભગવાનનો સ્વભાવ એવો છે કે 'ભક્તનો કલેશ સહન ન કરવો.' આવો જે પોતાનો સ્વભાવ તે પણ જો ભગવાન્ અન્યથા (દૂર) કરે તો એમાં દોષ બીજા કોઈનો નથી પણ મ્હારા મન્દ ભાગ્યનો છે! એમાં હું શું કરૂં?

હે શ્રીકૃષ્ણ! આપ સર્વ પ્રાણીમાત્રના સુખદાતા છો. નિજભક્તોને દુ:ખિત જોઇ અત્યન્ત કરૂણા કરો છો! એવા ભક્તના કરૂણાસિન્ધુ શ્રીકૃષ્ણ મ્હારૂં શરણ છે. એ જ શ્રીકૃષ્ણ–દયાસિન્ધુ–મ્હારૂં આશ્રયસ્થાન છે એવી ભાવના વિના અન્ય [સાધન] હું શું કરી શકું?

**मूलम्ः–अमन्दपरमानन्दो निजानन्दाश्रयास्थितः ।**
**स्वरूपानन्ददाता च स कृष्णः शरणं मम ॥११॥**

**શબ્દાર્થ:**—અધિક ઉત્તમ આનન્દરૂપ, નિજ આનન્દના આશ્રયરૂપ શ્રીમહાચાર્યજી અથવા વ્રજભક્તાદિકમાં સ્થિતિ કરનારા, અને રસાત્મક સ્વરૂપના આનન્દનું દાન કરનારા–એવા શ્રીકૃષ્ણ મ્હારૂં શરણ–આશ્રયસ્થાન છે. (૧૧)

**વિવેચન:**—હે શ્રીકૃષ્ણ ! તમે અતિશય આનન્દથી પૂર્ણ છો. પરમાનન્દ રૂપ છો. તમે નિજ ભક્તોને આનન્દનું દાન કરો છો. જે કોઇ તમારો આશ્રય કરે તેના આશ્રયરૂપ છો, તેને સ્વરૂપાનન્દનું દાન કરો છો. દશમ સ્કન્ધમાં શ્રી નન્દરાયજી ઉદ્ધવજી પ્રતિ કહે છે કે—

**मनसो वृत्तयो नः स्युः कृष्णपादाम्बुजाश्रयाः ।**
**वाचोऽभिध्यायिनीर्नाम्नां कायस्तत्प्रह्वणादिषु ॥** (अ. पू. ४७. ६६)

**અર્થ:**—"અમારા મનની વૃત્તિઓ શ્રીકૃષ્ણના ચરણારવિન્દના આશ્રયવાળી થાઓ! અમારી વાણી એમના નામનો ઉચ્ચાર કરે એવી થાઓ! તથા શરીર એમને શ્રીકૃષ્ણને દણ્ડવત્ કરે એવાં થાઓ !"

મન વચન અને કાયાથી શ્રીકૃષ્ણના પદામ્બુજનો આશ્રય કરનાર ભક્તને કશું કર્ત્તવ્ય રહેતું નથી, તેને સર્વ સિદ્ધ જ છે. જે ભક્ત તમારો આશ્રય કરે છે તેને સ્વરૂપાનન્દનું દાન કરો છો! એવા શ્રીકૃષ્ણ મ્હારૂં આશ્રયસ્થાન હજો! નવરત્ન ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે "**तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम**" "તેથી નિરન્તર સર્વાત્મભાવથી શ્રીકૃષ્ણ મ્હારૂં શરણ છે" એમ નિત્ય શ્રીકૃષ્ણની શરણભાવના કર્ત્તવ્ય છે. ભગવદ્ ગીતાના અન્તિમ અધ્યાયમાં શ્રીકૃષ્ણ અર્જુનને અતિગોપ્ય બોધ કૃપા કરી કથે છે કે—

**सर्वे धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः"** (अ. १८. ६६)

અર્થ "સર્વ ધર્મોનો પરિત્યાગ કરી એક મ્હારે શરણ આવ! હુ તને સર્વ પાપમાંથી મુકત કરીશ! શોક મા કર!

"શરણ વિરોધી સર્વ ધર્મોનો ત્યાગ કરી એકધર્મી શ્રીકૃષ્ણને શરણે જવું" એવી આજ્ઞા ભગવાન્ અર્જુનને કરે છે. **સર્વ** પદથી એમ દર્શાવાય છે કે ધર્મો ઘણા છે જ્યારે તેનું સાંગોપાંગ અનુષ્ઠાન થાય ત્યારે જ તેઓ ફળદાયક છે. બીજું એ ધર્મોનું અનુષ્ઠાન દુષ્કર છે. એથી વિરૂદ્ધ **મને એકલાને** શરણ આવ એમ આજ્ઞા શ્રીકૃષ્ણ કરે છે. તેથી એમ સુચન થાય છે કે મારા શરણરૂપ ધર્મ સુકર છે. કલિકાલમાં સર્વનું કલ્યાણ કરે એવો શરણ માર્ગ છે. અલ્પ પ્રયાસે મહત્ફલદાયક શરણ માર્ગ છે. 'શરણ વિરોધી સર્વ ધર્મોનો ત્યાગ કરી અન્ય સર્વ દેવોનો આશ્રય ત્યજી એક શ્રીકૃષ્ણનો આશ્રય કરવો' એજ રહસ્ય પરમકૃપાળુ શ્રીકૃષ્ણ અર્જુનને અન્તે ઉપદેશે છે.

**સ્વરૂપાનન્દઃ**—સ્વરૂપનો આનન્દ શ્રીકૃષ્ણનું સ્વરૂપ આનન્દથી પૂર્ણ છે અલૌકિક રસથી પૂર્ણ છે શ્રીકૃષ્ણ રસાત્મક છે–રસઘન છે–આનન્દ ઘન છે. એવા નિજ રસનું દાન–આનન્દનું દાન–તે સ્વરૂપાનન્દ કહેવાય છે. અતિ નિકટના ભક્તોને રસાત્મક પ્રભુ પોતાનો અલૌકિક આનન્દ યા સ્વરૂપાનન્દનો આસ્વાદ કરાવે છે.

## इति श्रीहरिरायजीविरचितं त्रयोदश शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं सम्पूर्णम् ॥१३॥

# શિક્ષાપત્ર ૧૪ મું.

ઉદ્દેશઃ—હવે આ ચોદમા શિક્ષાપત્રમાં વૈષ્ણવનાં લક્ષણનું નિરૂપણ કરે છે. વૈષ્ણવના મુખ્ય લક્ષણ (૧) પ્રભુના ચરણારવિન્દમાં ચિત્ત સ્થાપન કરવું. (૨) અન્યાશ્રય અને દુઃસંગનો ત્યાગ કરવો. (૩) નિવેદન મન્ત્રનું અનુસન્ધાન કરવું (૪) અને આપણા આચાર્યજી શ્રી વલ્લભાધીશના ચરણ કમલનો દૃઢ આશ્રય કરવો. આ ચાર લક્ષણનું નિરૂપણ હવે થશે. ઉપર કહ્યું કે શરણ ભાવનાથી સર્વ સિદ્ધ થાય છે તો તે શરણ ભાવના સિદ્ધ કરવાના ઉપાય હવે દર્શાવે છે.

**मूलम्ः**—श्रीमत्प्रभुपदयुगले स्थाप्यं चेतश्चमत्कारि ।
तदनुग्रहणादेव हि भवंति तदीयस्य सर्वतः सकलम् ॥१॥

**શબ્દાર્થઃ**—શ્રીઠાકોરજી તથા શ્રી ગુસાંઈજીના ચરણકમલમાં ચમત્કારયુક્ત ચિત્તને સ્થાપવું. કારણ કે એમના અનુગ્રહથી–કૃપાથી–તદીય (એમના આશ્રિત) જનના સર્વપ્રકાર સિદ્ધ થાય છે. (૧)

**વિવેચનઃ**—શ્રીમત્પ્રભુ એટલે શ્રીસહિત પ્રભુ એવા જે શ્રીગુસાંઈજી તેમના બન્ને ચરણકમલમાં ચિત્તને સ્થાપન કરવું. એમના પાદયુગલ ચિત્તને ચમત્કારી ભક્તિરસનો અનુભવ કરાવે છે. વામ (ડાબા) ચરણકમલના આશ્રયથી પુષ્ટિરસનો અનુભવ થાય છે, અને દક્ષિણ (જમણા) ચરણ કમલના આશ્રયથી મર્યાદા ભક્તિરસનો અનુભવ થાય છે. શ્રીગુસાંઈજી લલિત ત્રિભંગમાં કહે છે કેઃ—

" पुष्टिभक्तिं स्थिरीकृत्य मर्यादां च तदाश्रिताम् ।
कृत्वा वृन्दावनक्षोणीमयथापूर्वसंस्थितः ॥"

**અર્થઃ**—" પુષ્ટિભક્તિને સ્થિર કરીને અને મર્યાદાભક્તિને પુષ્ટિભક્તિની આશ્રિત કરીને એવા તો શ્રીવૃન્દાવનની ભૂમિને વિષે સ્થિત છે કે જેવા પૂર્વે નહિ હતા ! ! " આવા વચનાનુસાર વૃન્દાવનમાં પ્રભુ લલિતત્રિભંગી થઇ

વેણુનાદ કરે છે. તેમાં એવો ભાવ છે કે પુષ્ટિરૂપ વામચરણ સ્થિત કરી રહ્યો છે, અને મર્યાદા ભક્તિરૂપ દક્ષિણ ચરણ ટેડો (વક્ર, વાંકો) થઈ (પુષ્ટિભક્તિરૂપ) વામચરણનો આશ્રય કરી રહ્યો છે.*

એ બન્ને ચરણમાં-બન્ને પ્રકારની ભક્તિમાં-ચિત્ત સ્થિર કરવું. મર્યાદા ભક્તિને પુષ્ટિભક્તિની આશ્રિત કરી દેવી. ચિત્તને પુષ્ટિભકિતમાં એવું તો લીન કરી દેવું-પુષ્ટિ ભક્તિ એવી તો સ્થીર થાય-કે જેથી મન ઐહિક પારલૌકિક સર્વપદાર્થોમાં વિરક્ત થઈ શ્રીકૃષ્ણને શરણે જાય. પ્રભુના અનુગ્રહથી તદીય ભકતના સર્વ કલ્યાણ સર્વત્ર સિદ્ધ થાય છે. નવમસ્કન્ધમાં ભગવાન્ દુર્વાસા પ્રતિ કહે છે કે,

" ये दारागारपुत्राप्तान्प्राणान् वित्तमिमं परम् ।
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥" ( અ० ૪-૬૫)

અર્થ:—" જે ભકતો સ્ત્રી, ઘર, પુત્ર, લૌકિકહિતૈષી, પ્રાણ, ધન, આલોક અને પરલોકનો ત્યાગ કરી મારે શરણે આવ્યા તેનો ત્યાગ કરવાનો ઉત્સાહ હું કેમ કરી શકું ?" અર્થાત્ શ્રીકૃષ્ણાર્થ ગૃહ, સ્ત્રી, પુત્ર, પ્રાણ, દેહ, વિત્તાદિ સર્વ સમર્પણ કરી શ્રીકૃષ્ણને શરણે જે ભકતો રહે છે તેને પ્રભુ કદાપિ ત્યજતા નથી. શ્રીકૃષ્ણાશ્રયમાં શ્રીઆચાર્યજી કહે છે કે " शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् " શરણે આવનારનો સારીરીતે ઉદ્ધાર કરે એવા શ્રીકૃષ્ણને હું વિજ્ઞપ્તિ કરૂં છું" આ વાકયથી શરણ માર્ગમાં સ્થિતિ કરનાર જીવનો નિશ્ચય ઉદ્ધાર સિદ્ધ છે [૧]

**मूलम्ः—अन्याश्रयस्तदीयैकपदाश्रयविरोधकृत् ।**
**प्रभोरुदासीनतायाः कारणं त्यज्यतां द्रुतम् ॥२॥**

શબ્દાર્થ:—અન્યાશ્રય એવો છે કે તદીયો [અનન્ય ભકતો] જે એક [શ્રીકૃષ્ણના] પદામ્બુજનો આશ્રય કરે છે તેમાં વિરોધ કરે છે. શ્રીકૃષ્ણ તથા શ્રીગુસાંઈજીની ઉદાસીનતાનું કારણ અન્યાશ્રય છે. તેથી એ અન્યાશ્રયનો [શ્રીકૃષ્ણ પ્રતિ અનન્ય ભક્તિનો ત્યાગ કરી અન્ય દેવોનો આશ્રય કરવો—તે અન્યાશ્રયનો] શીઘ્ર ત્યાગ કરવો. [૨]

* પ્રભુ વેણુનાદ કરતા હોય તે સમયનું સ્વરૂપ ધ્યાનમાં રાખવું. પ્રભુ જ્યારે વેણુનાદ કરે છે ત્યારે જમીન ઉપર પોતાનો ડાબો પગ જ રાખે છે અને જમણા પગને વાંકો કરી ડાબા પગના ઘુંટણપર ટેકવી રાખે છે; અને માત્ર એક પાદ પર શ્રીઅંગ સ્થિર કરી વેણુનાદ કરે છે. આવું સ્વરૂપ (શ્રીમદનમોહનજી, શ્રીગોકુલચન્દ્રમાજી ઇત્યાદિકમાં દૃષ્ટિગોચર થાય છે.) એ સ્વરૂપનો ભાવ અત્ર દર્શાવ્યો છે. ડાબો પગ પુષ્ટિભક્તિરસથી પૂર્ણ છે, તે જમીનપર સ્થિતિ કરી રહ્યો છે. જમણો પગ મર્યાદા ભકિતરસથી પૂર્ણ છે તે વાંકો થઈ ડાબા પગ પર આશ્રય કરી રહે છે. એટલે મર્યાદા ભકિત પુષ્ટિભક્તિને આશ્રિત છે ભકતોએ મર્યાદા ભક્તિને પુષ્ટિભકિતની આશ્રિત કરી દેવી એમ સૂચન થાય છે.

વિવેચનઃ—ઉપર કહ્યું કે શરણભાવનાથી સર્વ સિદ્ધ થાય છે. પરન્તુ એ શ્રીકૃષ્ણની શરણભાવનામાં અન્યાશ્રય મહા બાધક છે. અન્યાશ્રય એવો તો બાધક છે કે મહા ભગવદીયોને પણ વિરોધ કરે તો પછી પ્રાકૃતજીવોની તો શી ગતિ? શ્રીકૃષ્ણનો અનન્ય આશ્રય ત્યજી અન્યાશ્રય કરનાર તો નિશ્ચય અધોગતિને પ્રાપ્ત થાય છે. અન્યાશ્રયનો ત્યાગ કરવા કહ્યું છે કે—

" भगवत्पदपद्मपरागजुषो न हि युक्ततरं मरणेऽपितराम् ।
इतराश्रयणं गजराजधृतो न हि रासभमप्युररीकुरुते ॥ "

અર્થ—ભગવાનના ચરણકમલની રજ સેવનાર ભકતને મરણ કરતાં પણ અધિક આપત્તિમાં શ્રીકૃષ્ણ વિના અન્યનો આશ્રય સર્વથા અનુચિત છે. જે ગજરાજ [ધુરન્ધર હાથી] પર સ્વારી કરનાર કોઇ પણ દિવસ ગધેડાનો અંગીકાર કરતો નથી. તે જ પ્રમાણે પરમકાષ્ઠાપન્ન કોટિ કન્દર્પલાવણ્ય યુક્ત શ્રી કૃષ્ણનો આશ્રય કરનાર ભક્ત કદાપિ મરણ કરતાં પણ અધિક આપત્તિમાં શ્રીકૃષ્ણ વિના અન્ય દેવાદિકનો આશ્રય કરતો નથી. હારિત સ્મૃતિમાં વચન છે કેઃ—

"नान्यं देवं नमस्कुर्यान्नान्यं देवं निरीक्षयेत् । नान्यं प्रसादमश्नाच्च नान्यदायतनं व्रजेत्॥
अनन्यशरणा ये तु तथैवानन्यसाधनाः ।
अनन्य भोग भोग्या ये ते तु सर्वेऽधिकारिणः ॥ "

અર્થઃ—અન્યદેવને નમસ્કાર ન કરવા, અન્યદેવના દર્શન ન કરવા, અન્યદેવનો પ્રસાદ પણ ન લેવો, અન્યદેવના મન્દિરમાં પણ જવું નહિ, [શ્રીકૃષ્ણનું] અનન્ય શરણ ધારણ કરનાર, શ્રીકૃષ્ણને વિષે અનન્ય સાધનવાન્—શ્રીકૃષ્ણને વિષે—અન્યદેવને વિષે નહિ—સેવા સ્મરણાદિક કરનાર, શ્રીકૃષ્ણ વિના અન્ય દેવતાઓના ભોગ ન ભોગવનાર એવા અનન્ય ભકતોપર પ્રભુ સદા અનુગ્રહ કરે છે. એવા અનન્યભકતો જ સર્વઅધિકારી છે. અન્યાશ્રય કરનાર જીવ પ્રતિ પ્રભુ ઉદાસીન થઇ જાય છે પ્રભુ એમ વિચારે છે કે "મ્હારામાં શું સામર્થ્ય નથી કે જીવો અન્ય દેવોનો આશ્રય કરે છે?" દામોદરદાસ સંભરવાળાની સ્ત્રીએ એક રંચક [સ્વલ્પ] અન્યાશ્રય કર્યો તો તેથી તેનો પુત્ર મ્લેચ્છ થયો. આ પ્રકારે વૈષ્ણવ ભગવદીયોએ સર્વથા અન્યાશ્રયનો શીઘ્ર ત્યાગ કરવો.[૨]

**मूलम्ः—असत्सङ्गस्य च त्यागो भावबाधकता यतः ।**
**यथा व्याघ्रो बाधकः स्याच्छरीरादेः शरीरिणः ॥३॥**

શબ્દાર્થઃ—જેમ શરીરી [જીવ] ના શરીરાદિનો બાધ કરનાર વ્યાઘ્ર છે તેમ ભગવદીયના ભગવદ્ભાવનો બાધ કરનાર અસત્પુરૂષોનો સંગ છે, તેથી અસત્સંગનો ત્યાગ કરવો. [૩]

વિવેચનઃ—અસત્સંગ બાધક છે એમાં લૌકિક દ્દષ્ટાન્ત બતાવે છે. જે

વ્યાઘ્ર મનુષ્ય પાસે જાય તો તે મનુષ્યના શરીરાદિકનો નાશ કરે છે. તેજ પ્રકારે અસત્સંગ થાય, દુઃસંગ થાય તો ભગવદ્ભાવનો નિશ્ચય નાશ થાય છે. જડભરતને અસતુસંગ થયો, પ્રાકૃત યોનિમાં જન્મેલા હરણનો દુઃસંગ પ્રાપ્ત થયો તો તેથી તેની પર ગતિ થતાં ત્રણ જન્મનો અન્તરાય પડયો. દ્વિવિદ વાનરને નરકાસુરના અસત્સંગથી શ્રીબલદેવજી સાથે ત્રણ વખત લડવું પડયું. તેથી અસત્સંગ મહાબાધક છે એમ સમજી તત્કાળ એનો ત્યાગ કરવો. [૩]

**मूलम्ः-असत्सङ्गस्तथा प्रोक्तः श्रीमदाचार्य पण्डितैः ।**
**अध्यासः स्वशरीरादौ तदीयत्वप्रकारतः ॥४॥**

**શબ્દાર્થ:**—મહા પણ્ડિત એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું છે કે સ્વશરીરાદિકમાં તદીયપણાના પ્રકારથી અધ્યાસ રાખવો તે અસત્સંગ છે; અથવા જ્યારે જીવ પોતાના શરીરાદિક વિષે અહન્તા મમતાત્મક અધ્યાસ રાખે—જ્યારે જીવ પોતાના શરીરાદિક વિષે એવી બુદ્ધિ રાખે કે "આ શરીરાદિક મ્હારાં છે, આ હું અને આ મ્હારૂં",—ત્યારે તે અધ્યાસ અસતુસંગ—દુઃસંગ કહેવાય છે; પરન્તુ જ્યારે જીવ એમ સમજે કે "આ દેહ તદીય છે—ભગવત સમ્બન્ધી છે—ભગવાનનો છે માટે ભગવત્સેવાર્થ એનો વિનિયોગ થવો જોઇએ" ત્યારે તેવા તદીયત્વના પ્રકારને સત્સંગ કહેવો. (૪)

**વિવેચનઃ**—અસત્સંગ મહા દુઃખરૂપ છે. અમારા શ્રી આચાર્યજી મહા પ્રભુજી મહા સમર્થ પણ્ડિત છે અને તેમણે વેદ, શાસ્ત્ર, પુરાણ, શ્રીમદ્ ભાગવતાદિ સર્વનું મન્થન કરીને શ્રીસુબોધિનીજી આદિ ગ્રન્થ પ્રકટ કર્યા છે. તે સર્વ ગ્રન્થોમાં અન્યાશ્રય અને અસત્સંગ મહાબાધક છે એમ સર્વત્ર નિરૂપણ કર્યું છે. તેથી ભગવદીયોનો સંગ કરવો કે તેથી અન્યાશ્રય અને અસત્સંગથીદૂર રહેવાય.

**मूलम्ः—विधाय सर्वथा भीतिं विधेयेतरयोगतः ।**
**सत्सङ्गेन स्वमार्गैकनिष्ठत्वेन च सर्वथा ॥५॥**
**समर्पणाऽनुसन्धानं विधेयं मिलितैः सदा ।**
**इदमेवाऽस्मदाचार्यमार्गे साधनमुत्तमम् ॥६॥**

**શબ્દાર્થઃ**—અકર્ત્તવ્યના યોગથી સર્વથા ભય રાખીને, સત્સંગથી, અને સ્વમાર્ગમાં [ પુષ્ટિમાર્ગમાં ] એક નિષ્ઠાપણાથી એકત્રિત થયલા ભગવદીયો સાહત નિવેદન મન્ત્રનું અનુસન્ધાન જ આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના પુષ્ટિમાર્ગમાં ઉત્તમ સાધન છે. [ ૫-૬ ]

**વિવેચન**—આ પ્રકારે અસત્સંગથી મહા ભય રાખવો. જીવે તો એક

શ્રીકૃષ્ણનો અનન્યાશ્રય કર્ત્તવ્ય છે. એમ સમજી યથાશકય ભગવદ્ધર્મ આચરવો પરન્તુ અસત્સંગ ન કરવો, સત્સંગ ( ભગવદીયોનો સંગ ) રાખવો. જે જે ભગવદીયની પુષ્ટિમાર્ગમાં નિષ્ઠા હોય તેનો સંગ કરવો, કારણ કે એતન્માર્ગીય ભગવદીયના સંગથી પુષ્ટિમાર્ગની સર્વ રીતિઓ, પ્રકારો જણાય છે, માર્ગમાં પૂર્ણ નિષ્ઠા ઉદ્ભવે છે, અને ભગવદ્ભાવ વૃદ્ધિ પામે છે. [૫] શ્રીઆચાર્યજી મહાપ્રભુજીદ્વારા શ્રીઠાકોરજીને સર્વ વસ્તુનું સમર્પણ કર્યું હોય એવા ભગવદીયો સહિત વિચાર કરવો કે "મ્હેં" શું સમર્પણ કર્યું છે ? હવે હું કેવી ક્રિયાઓનું આચરણ કરૂં છું ? મ્હારી કેટલી વસ્તુ પ્રભુ અંગીકાર કરે છે ? મ્હારી કઈ ઇન્દ્રિય બહિર્મુખ છે ? મ્હારી સર્વ ઇન્દ્રિયો ભગવત્સેવામાં વિનિયોજાય છે ? કઈ ઇન્દ્રિય ભગવદ્વિમુખ છે ? હું કેટલા સમયથી પ્રભુના અલૌકિક ધામમાંથી વિછર્યો છું [ વ્યુચ્ચરણ પામ્યો છું ], ભગવાનથી વિખુટો પડયો છું ? હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ કૃપા કરી મ્હારો અંગીકાર કર્યો અને ભગવત્સમ્બન્ધ કરાવી આપ્યો !" આવી ભાવનાઓ ભગવદીયોએ એકત્ર થઇ કરવી. ભગવદીયની સાથે દીનતા રાખવી કે જેથી એમની કૃપા સમ્પાદન થાય અને કંઈક નવીન રસાનુભવ થાય. ભગવદીયોના સંગમાં નિવેદન મન્ત્રનું ( श्रीकृष्णः शरणं मम ) નું સ્મરણ કરવું. તેજ પ્રકારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કે " निवेदनंतु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः " " સદા તાદૃશીયજનના સંગમાં નિવેદન મન્ત્રનું સ્મરણ કરવું." આ પ્રકારે ભગવદીયો પાસેથી નિવેદનનો પ્રકાર જાણી લઇ મનમાં ભાવ રાખવો. પુષ્ટિમાર્ગમાં આજ ઉત્તમોત્તમ સાધન છે. [૬]

**मूलम्ः—स्वाचार्यचरणद्वन्द्वदृढाश्रयणमादृतैः ।**
**विधेयं तेन सकलमस्मिन्मार्गे भविष्यति ॥७॥**

**શબ્દાર્થ**:—આપણા આચાર્યજી શ્રીમહાપ્રભુજીના બન્ને ચરણકમલનો દૃઢ આશ્રય આદરયુક્ત થઈ કરવો. તેથીજ આપણું સકલકાર્ય આ પુષ્ટિમાર્ગમાં સિદ્ધ થશે.

**વિવેચન**:—આપણા આચાર્યજી શ્રીવલ્લભાધીશના ચરણકમલનો દૃઢ આશ્રય જે કોઇ પુષ્ટિમાર્ગીય જીવ કરે તેને આ સર્વોપરિ પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત હૃદયારૂઢ થાય છે. તેથી દૈવી જીવોએ તો અવશ્ય શ્રીઆચાર્યજીનો દૃઢ આશ્રય કરવો તેથી સકલ કાર્ય સિદ્ધ થશે. [૭]

**इति श्रीहरिरायजीविरचितं चतुर्दशं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवाद सहितं समाप्तम् ॥१४॥**

# શિક્ષાપત્ર ૧૫ મું.

ઉદ્દેશ:—હવે આ પંચદશ શિક્ષાપત્રમાં ભગવાનની લીલાના અનુસન્ધાન પૂર્વક ભગવત્સ્મરણ કરવું એમ નિરૂપણ છે. ઉપર કહ્યું કે ભગવદીયનો સંગ કરવો, શ્રીઆચાર્યજીના બન્ને ચરણારવિન્દનો આશ્રય કરવો. ત્યારે જ પુષ્ટિમાર્ગનું ફલ સિદ્ધ થાય. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો આશ્રય કયે પ્રકારે સિદ્ધ થાય તે દર્શાવે છે.

**मूलम्:—यदङ्गीकृतजीवानां न दुःखं लेशतोऽपि हि ।**
**सदानन्दः सदानन्दात्तत्स्मृतिः क्रियतां सदा ॥१॥**

**શબ્દાર્થ:**—જેમના અંગીકૃત જીવોને [ જે જીવોને એમના દ્વારા ભગવત્સમ્બન્ધ થયો છે એવા જીવોને ] એક લેશ પણ દુ:ખ નથી, જે સદા આનન્દરૂપ છે એમની સ્મૃતિ સદા આનન્દપૂર્વક કરવી. (૧)

**વિવેચન:**—પુષ્ટિમાર્ગમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી શરણ આવનાર જીવને આનન્દનું દાન કરે છે. તેવા શરણે આવેલા જીવોને—અંગીકૃત જીવોને લેશ પણ દુ:ખ થાય તે પોતે સહી શકતા નથી. (૧)

**मूलम्:—यो निजानतिसन्तप्तान्स्वकृते वीक्ष्य विस्मितः ।**
**प्रादुर्भवत्यचिरतस्तत्स्मृतिः क्रियतां सदा ॥२॥**

**શબ્દાર્થ:**—જે પ્રભુ પોતાને માટે પોતાના ભકતોને અતિસન્તપ્ત જોઇને ( વિપ્રયોગાગ્નિથી–વિરહાગ્નિથી તપ્ત જોઇને ) વિસ્મિત થાય છે અને શીઘ્ર ( આચાર્યરૂપે ) પ્રકટ થાય છે તેની સ્મૃતિ સદા કરવી. (૨)

**વિવેચન:**—જે દિવસથી આ જીવ ભગવાનથી વ્યુચ્ચરણ પામ્યો ( વિછર્યો–વિખુટો પડયો ) તે દિવસથી ચોરાશીલક્ષ યોનિમાં એ ભ્રમણ કરે છે, જન્મ મરણના અનેક પ્રકારના દુ:ખ પ્રાપ્ત કરે છે, સંસારાગ્નિમાં મહા સન્તપ્ત છે. યદ્યપિ પોતે દૈવી જીવ છે તો પણ પોતાનું ભગવત્પ્રતિ દાસત્વ તથા ભગવાનનું સ્વરૂપ એ જીવ ભૂલી ગયો છે તેથી સંસારમાં મહા દુ:ખ પામે છે. પોતાની કૃતિયોથી દુ:ખી થાય છે. શ્રીઠાકોરજી આ જોઇને વિસ્મય પામ્યા અને મનમાં ખિન્ન થયા કે " મ્હારા દૈવી જીવ અતિ દુ:ખિત છે " તેથી કરૂણા કરી શ્રીકૃષ્ણ પોતેજ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીરૂપે અગ્નિમાંથી પ્રકટ થયા. એ અગ્નિસ્વરૂપ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ નિજ દૈવીજીવના

ચિરકાલના સકલ દુઃખ દૂર કર્યા. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી એવા પરમ દયાલુ અને ભકતવત્સલ છે. તેથી તેમનું સ્મરણ સદા કર્ત્તવ્ય છે. (૨)

**मूलम्ः-यः स्वतः सेवकानां हि पराश्रयनिवारकः ।**
**कृपासारित्पतिः कृष्णस्तत्स्मृतिः क्रियतां सदा ॥३॥**

**શબ્દાર્થઃ**—જે શ્રીકૃષ્ણ સ્વતઃ (પોતે જ) નિજ સેવકોના અન્યાશ્રયનું નિવારણ કરે છે, જે શ્રીકૃષ્ણ દયાના સાગર છે તેમની સ્મૃતિ સદા કરવી. [૩]

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણે સર્વ વ્રજભકતોનો અન્યાશ્રય છોડાવ્યો વ્રજના ગોપો શ્રીકૃષ્ણ ભગવાનના માહાત્મ્યથી અજ્ઞાત હોઈ ઈન્દ્રયજ્ઞ કરતા હતા. આ રીતે તેઓ એક પ્રકારનો અન્યાશ્રય દોષ આચરતા, શ્રીકૃષ્ણે કૃપા કરી એમનો અન્યાશ્રય છોડાવ્યો. પોતે જ ઇન્દ્રયજ્ઞ બન્ધ કરાવ્યો, ઈન્દ્રને કોપાવ્યો, સાત દિવસ સુધી ઘનઘોર વર્ષાદ ઇન્દ્રે વર્ષાવ્યો. આ આપત્તિમાં પણ પ્રભુએ પોતે જ ગોવર્ધન પર્વતનું ઉદ્ધરણ કર્યું, પોતે જ ગિરિરાજનું સ્વરૂપ ધારણ કરી ઈન્દ્ર યજ્ઞને અર્થે તૈયાર કરેલી સર્વ સામગ્રીનો ભોગ કર્યો. આ પ્રકરિ ભગવાન પોતે જ નિજ ભક્તોની અન્યાસક્તિ દૂર કરાવે છે. શ્રીનન્દરાયજી અમ્બિકાપૂજનાર્થે ગોપ સહિત ગયા હતા. સ્વગૃહમાં પ્રકટ, લીલા વિશષ્ટ રસાત્મક પૂર્ણપુરૂષોત્તમનો આશ્રય ત્યજી અન્ય પ્રાકૃત દેવીની ઉપાસનાર્થ નન્દરાયજી ગોપસહિત વનમાં પધાર્યા. શ્રીકૃષ્ણે પોતાના પિતાની આ અન્યાસક્તિનો ત્યાગ કરાવવા સુદર્શન સર્પનો દંશ કરાવ્યો અતિ ઉપાય કર્યા છતાં જ્યારે સર્પ નન્દરાયજીનો ગ્રાસ કરતાં અટકયો નહિ, ત્યારે નન્દરાયજીએ પોતે સ્વપુત્ર શ્રીકૃષ્ણનું સ્મરણ કર્યું કે તરતજ શ્રીકૃષ્ણે પોતાના કોમલ ચરણ સ્પર્શથી સર્પદંશ નિવૃત્ત કર્યો, અને સુદર્શન સર્પને પણ પોતાનું મૂલ દીવ્ય સ્વરૂપ પ્રાપ્ત થયું. સ્વપુત્રનું આવા અલૌકિક માહાત્મ્યનું જ્ઞાન આ પ્રકારે નન્દરાયજી તથા ગોપોને થયું કે તરતજ એમનો અન્યદેવનો આશ્રય છુટયો અને પ્રભુ શ્રીકૃષ્ણમાં એમના ચિત્તનો નિરોધ થવા માંડયો.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પણ નિજ સેવકોનો પરાશ્રય [અન્ય દેવનું ભજન] છોડાવી એક શ્રીકૃષ્ણનું શરણ ઉપદેશે છે. શ્રી આચાર્યજી મહાપ્રભુજી દ્વારા શરણે આવેલા જીવોને શ્રીકૃષ્ણ સ્વીય તરીકે અંગીકાર કરે છે. શ્રીકૃષ્ણ એવા કૃપાના સમુદ્ર છે કે જેનો અંગીકાર કરે છે તેને પુનઃ ત્યાગ કરતા નથી. ભકતો પર કૃપા જ કરે છે. નવમસ્કન્ધમાં દુર્વાસા પ્રતિ ભગવાન્ કહે છે કેઃ—

**“ अहंभक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज ! ।**
**साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रियः ॥ ” (अ. ४. ६३)**

**અર્થ**:—"હે દ્વિજ દુર્વાસા! હું તો ભક્તને વશ-પરાધીન છું! સાધુ-ભક્તોએ મ્હારૂં હૃદય ગ્રસી લીધું છે! ભક્તજનો મને અતિ પ્રીય છે!" આવા ભક્તવત્સલ પ્રભુની પ્રાપ્તિ નિજ શરણાગત સેવકોને કરાવી આપનાર શ્રીઆચાર્યજીના ચરણકમલનું સ્મરણ અહોનિશ કર્ત્તવ્ય છે. (૩)

**मूलम्ः—हृदयस्थः समस्तानां धुनोति विषयादरम् ।**
**दया दामोदरः श्रीमांस्तत्स्मृतिः क्रियतां सदा ॥४॥**

**શબ્દાર્થ**:—જે સમસ્ત (ભક્તોના) હૃદયોમાં સ્થિતિ કરે છે અને જે તેમની (ભકતોની) વિષય પ્રતિ પ્રીતિ દૂર કરે છે, જે દયાથી દામોદર થાય છે, જે શ્રીમાન્ છે તેવા શ્રીકૃષ્ણનું સ્મરણ સદા કર્ત્તવ્ય છે. (૪)

**વિવેચન**:—શ્રીકૃષ્ણ સર્વ પ્રાણીમાત્રના હૃદયમાં સ્થિતિ કરે છે તો પછી ભકતોના હૃદયમાં સ્થિતિ કરે એમાં શું કહેવું? પરન્તુ જીવ વિષયાદિક ખાન-પાન, દેહસમ્બન્ધી સંસાર સુખમાં આદર કરી મન વિષયોમાં આસકત કરી દે છે તેથી હૃદયમાં સ્થિતિ કરી રહેલા પ્રભુને ભૂલી જાય છે. અનેક વિષયમાં લુબ્ધ થઈ સંસારમાં ભ્રમણ કરે છે. પ્રભુ કૃપા કરી નિજભકતોનો વિષય પ્રતિ આદર દૂર કરે છે. પ્રભુ દામોદર છે. પ્રભુએ શ્રીયશોદાજી ઉપર એવી કૃપા કરી પોતેજ તેના દોરડાથી પોતાનું ઉદર બન્ધાવા દીધું. આવા ભક્તવત્સલ પ્રભુ તથા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પુષ્ટિમાર્ગમાં એકરૂપ છે, તેથી તેમનું સ્મરણ કરવું. (૪)

**मूलम्ः—यः प्राणप्रेष्ठगोपीनां सङ्गं गोपयति स्वतः ।**
**निलायनादिलीलाभिस्तत्स्मृतिः क्रियतां सदा ॥५॥**

**શબ્દાર્થ**:—જે પ્રભુ સ્વતઃ પ્રાણપ્રેષ્ઠ ગોપીજનનો સંગમ નિલાયનાદિક લીલા વડે (છુપાઈ છુપાઇને ક્રીડા કરી, સન્તાઈને ખેલન કરી) ગુપ્ત રાખે છે તેનું સ્મરણ સદા કરવું (૫)

ભગવાન્ ભક્તોને જે રસદાન કરે છે તે અતિ ગોપ્ય છે. 'પ્રકટ કરે રસ જાય' એ વાક્ય પણ રસમાર્ગના સિદ્ધાન્તનું પોષક છે. ભગવાન્ ગોપીજનોને જે રસદાન કરે છે તે અતિ ગુપ્ત છે. ભગવાન્ તેમજ ગોપીજનો એ રસનો અનુભવ અન્યસર્વથી ગુપ્ત રાખે છે. સ્વામીસંગની રસાત્મકતાનો અનુભવ અતિગુપ્ત છે. જે કોઇ ભક્તને ભગવદ્ભાવનું, ભગવદ્દર્શનનું અથવા ભગવત્સમાગમનું અલૌકિક સુખ પ્રાપ્ત થાય છે તે સુખ તે ભક્તજ જાણે છે. તે સુખનો સાક્ષાત્કાર અન્ય વ્યક્તિને-જનને થતો નથી. જે જીવ ભગવત્પરાયણ છે, પરમ વૈષ્ણવ છે તેના હૃદયમાં જે રસાધિક્ય અનુભવાય છે તે બીજાથી અનુભવાતું નથી. ભગવાન્ પોતે રસરૂપ છે જે રસદાન પોતે કરે છે તે અતિ ગુપ્ત રાખે છે. ભગવાનમાં

જે અલૌકિક રસ પરિપૂર્ણ છે તે પ્રકટ ન થાય, તે પ્રકટ થઇ રસાભાસ થઇ ન જાય તેથીજ પોતે કનકના જેવું પીતામ્બર ધારણ કરે છે. ભગવાનનું પીતામ્બર રસાચ્છાદન કરવામાં ઉપયોગી છે તેથી પોતે એનો અંગીકાર કરે છે. ભગવદ્દર્શન, ભગવત્સમાગમ, ભગવદ્દરસાસ્વાદ અનુભવૈકવેદ્ય છે. (સૌ સૌના અનુભવથીજ જાણી શકાય એમ છે.) પ્રત્યેક વ્રજભક્તને વિચિત્ર રસનો આસ્વાદ થાય છે. એ રસાસ્વાદ ભક્ત તેમજ ભગવાન્ અન્ય સર્વથી ગુપ્ત રાખે છે એ વાત આ શ્લોકમાં સ્પષ્ટ કરે છે કે "ભગવાન્ પ્રાણપ્રેષ્ઠ એવા જે ગોપીજન ભક્તો છે તેમની સાથેના સમાગમથી ઉદ્દ્ભવેલા રસને ગુપ્ત રાખે છે."

**વિવેચનઃ**—શ્રીનન્દરાયજી, શ્રીયશોદાજી તેમજ અન્ય ગોપાદિક જાણે નહિ એવી રીતે ભગવાન્ વ્રજભક્તો (ગોપીજનાદિક) ને રસદાન છુપાઇ છુપાઇને કરે છે. આ ગોપીજન (ભક્તો) શ્રીઠાકોરજીને પ્રાણ પ્રિય છે. એ વાત ઉદ્ધવજીને ભગવાન્ દશમસ્કન્ધમાં કહે છે કેઃ—

"ता मन्मनस्का मत्प्राणा मदर्थे त्यक्तदैहिकाः ।
ये त्यक्तलोक धर्माश्चमदर्थे तान्बिभर्म्यहम्" (अ. ४६. ४)

**અર્થ**ઃ—એ ગોપીજનો મારામાં મન રાખવાવાળા છે, મારામાંજ એમનો પ્રાણ છે. (મારા ગુણગાન કરીને પોતાના પ્રાણ ટકાવી રાખે છે), મારે અર્થે એમણે સર્વ દેહના ધર્મો ત્યજ્યા છે, મારે અર્થેજ એમણે સર્વ લૌકિક ધર્મનો ત્યાગ કર્યો છે તેથી હું તેમનું (આવા ગોપીજનનું) પોષણ કરૂં છું." એ ગોપીજનોએ પોતાના તન, મન, ધન, પ્રાણ અને દેહ સર્વ પ્રભુને અર્પણ કર્યા છે. પ્રભુને મેવા, મીઠાઈ, દૂધ, દહીં, માખણ ભાવપૂર્વક આરોગાવે છે. પ્રભુના ચિન્તનમાં પોતાના મનનો વિનિયોગ કરે છે. પ્રભુના ગુણગાન કરવામાં વાણીનો ઉપયોગ કર્યો છે. ટુંકમાં પોતાની એકાદશ ઇન્દ્રિયો ભગવદર્થ વિનિયોજે છે. પ્રભુનુંજ શ્રવણ, કીર્તન, દર્શન આદિમાં પોતાની કર્ણેન્દ્રિય, વાગિન્દ્રિય, અને નેત્રેન્દ્રિયનો ઉપયોગ કરે છે. જે ગોપીજનોએ ભગવાનને અર્થે નથી કરી લોકનિન્દાની ફીકર, કે નથી કરી વેદનિન્દાની ફીકર, જેમણે ભગવત્સમાગમને અર્થે પોતાના દેહસમ્બન્ધી પતિ, પુત્ર, બાન્ધવ, આપ્ત અને સ્નેહીઓનો પણ ત્યાગ કર્યો અને માત્ર ભગવાનમાંજ તલ્લીન થઈ ગયા તો એવા અનન્ય ગોપીજનો ભગવાનને પ્રાણપ્રેષ્ઠ હોય એમાં શું આશ્ચર્ય ! ! તૃતીય સ્કન્ધમાં ઉદ્ધવજી કહે છે કેઃ—

"अहो बकी यं स्तनकालकूटं जिघांसयापाययदप्यसाध्वी ।
लेभे गतिं धात्र्युचितां ततोऽन्यं कं वा दयालुं शरणं व्रजेम ॥" (अ. २. २३)

**અર્થ**ઃ—"અહો દુષ્ટ પૂતનાએ શ્રીકૃષ્ણનો વધ કરવા સ્તન વિષેનું કાલકૂટ–વિષનું પાન કરાવ્યું ! એવી રાક્ષસી (જેણે ભગવાન્ પર આટલું બધું વેર આચર્યું) પણ ભગવાનની માતાને યોગ્ય પરમ ગતિને પ્રાપ્ત થઇ ! શ્રીકૃષ્ણ

એવા તો દયાલુ છે કે પોતાનો વધ કરનાર રાક્ષસીને પણ ઉત્તમ ગતિ આપે છે તો એમનાથી અન્ય કોણ વધારે કૃપાલુ હોઇ શકે કે જેને શરણે આપણે જઈ શકીએ ? " ભગવાન્ જ્યારે આવી **વિષપાન** કરાવનાર રાક્ષસીને પણ વશ થઈ તેને ઉત્તમ ગતિ આપે છે તો જે ભક્તો ભગવાનને દૂધ આદિ અનેક પ્રકારની સામગ્રી આરોગાવે છે તેમને વશ થઈ ઉત્તમ ગતિ આપે એમાં શું આશ્ચર્ય ? એવા શ્રીકૃષ્ણ પ્રાણપ્રેષ્ઠ ગોપીજનને સર્વથી છુપાઇને રસદાન કરે છે, એમની સાથે નિત્ય રાસાદિક લીલા કરે છે. એવા રસાત્મક શ્રીકૃષ્ણનું સ્મરણ સદા કર્ત્તવ્ય છે. (૫)

**मूलम्ः–य उद्धवन भक्तेन स्वस्वरूपमबोधयत् ।**
**गोपिकानां हृदन्तस्थस्तत्स्मृतिः क्रियतां सदा ॥६॥**

**શબ્દાર્થ:**—આ શ્લોકનો શબ્દાર્થ બે રીતે થાય છે.

(૧) ગોપિકાના હૃદયની અન્દર વિરાજેલા જે ભગવાને ઉદ્ધવજી ભક્તદ્વારા પોતાના સ્વરૂપનો બોધ કર્યો છે તે ભગવાનની સ્મૃતિ નિરન્તર કરવી જોઇએ.

(૨) ગોપિકાના હૃદયમાં રહેલા સ્વસ્વરૂપનો બોધ જે ભગવાને ગોપીજનોને ઉદ્ધવજી ભક્તદ્વારા કર્યો તે ભગવાનની નિરન્તર સ્મૃતિ કરવી. (૬)

આ શ્લોકમાં ઉદ્ધવજી અને ગોપીજન વિષે કંઈક સમ્બન્ધ બતાવ્યો છે. ઉદ્ધવજી જ્ઞાની છે. ગોપીજન ભગવાનના પ્રાણપ્રેષ્ઠ ભક્તો છે. ગોપીજન ભગવાનના તીવ્ર વિપ્રયોગાગ્નિથી સન્તપ્ત છે. ઉદ્ધવજી આવ્યા છે યોગનો ઉપદેશ કરવા, પરન્તુ ગોપીજનનો ભગવત્પ્રતિ તીવ્ર પ્રેમ, તેમજ ઉત્કટ અને ઉંચ્ચ વિરહદશા જોઇ ઉદ્ધવજી ઉપદેષ્ટા થઇ શકતા નથી પણ શિષ્ય થાય છે ! ગોપીજનની ઉત્કટ પ્રેમ લક્ષણા ભક્તિ જોઇ સચકિત થાય છે અને ગોપીજન જેવા અપ્રતિમ ભગવદ્વિરહી ભક્તોની પાદરજ પ્રાપ્ત કરવા વૃન્દાવનમાં કોઇક સાત્વિક, રાજસ વા તામસ વનસ્પતિ થવાની અભિલાષા દર્શાવે છે ! ઉદ્ધવજી અને ગોપીજનના સંવાદથી જ્ઞાન કરતાં પ્રેમલક્ષણા ભક્તિનો ઉત્કર્ષ સિદ્ધ થાય છે.

**વિવેચન:**—શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને નિજ ભક્ત ગણી વિચાર કરે છે કે ઉદ્ધવજીએ મ્હારી બહુ સેવા કરી અને એ સેવાફલમાં વ્રજલીલાનો અનુભવ થાય તો સારૂં ! પરન્તુ એ અનુભવ તો શ્રી સ્વામિનીજીને હાથ છે ! ભગવાનનું ભાવાત્મક સ્વરૂપ તો શ્રીસ્વામિનીજીના અને વ્રજભક્તોના હૃદયમાં સ્થિતિ કરી રહે છે ! એટલે યોગનું મિષ કરી ઉદ્ધવજીને પોતાના નિજસ્વરૂપના બોધાર્થ ભગવાને વ્રજમાં જવાની આજ્ઞા કરી. ભગવદાજ્ઞાનુસાર ઉદ્ધવજી વ્રજમાં ગયા તો ત્યાં ગોપીજનોએ ઉદ્ધવજીને ભગવાનના સખા ગણી પોતાની સર્વ લીલા ઉદ્ધવજીને બતાવી ત્યારે ઉદ્ધવજીને વ્રજલીલાનો અનુભવ થયો. ઉદ્ધવજી પોતાના યોગને ભૂલી ગયા અને ગોપીજનને વન્દન કરી કહેવા લાગ્યા કે:—

" नायं श्रियोऽङ्ग उ नितान्तरतेः प्रसादः
स्वर्योषितां नलिनगन्धरुचां कुतोऽन्याः ।
रासोत्सवेऽस्य भुजदण्डगृहीतकण्ठ
लब्धाशिषां य उदगाद्व्रजवल्लवीनाम् ॥६०॥
आसामहो चरणरेणुजुषामहं स्यां
वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ।
या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा
भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥६१॥
वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः ।
यासां हरिकथोद्गीतं पुनाति भुवनत्रयम् ॥६२॥ (श्री.भा.द.पू.अ. ४७)

**અર્થ**:—" શ્રીગોપીજનોને જે પ્રસાદ પ્રાપ્ત થયો છે-રાસોત્સવ સમયે ભગવાનના શ્રીહસ્તથી જ્યારે એમનું કણ્ઠ ગ્રહણ થયું ત્યારે જે પ્રસાદ-અલૌકિક રસ, એમણે અનુભવ્યો-તે પ્રસાદ નથી અનુભવ્યો નિરન્તર પ્રીતિવાળી લક્ષ્મીજીએ, કે નથી પ્રાપ્ત થયો કમલ સમાન કાન્તિ અને ગન્ધવાળી અપ્સરાઓને તો પછી અન્ય સ્ત્રીઓને તો ક્યાંથી એ રસની પ્રાપ્તિ થાય ! ! જે વ્રજભક્તો-ગોપીજનો પતિ, પુત્ર સમ્બન્ધી સર્વ કુટુમ્બને તેમજ વેદની મર્યાદાનો પણ ત્યાગ કરીને શ્રુતિથી શોધવા યોગ્ય શ્રીકૃષ્ણની પદવીને પ્રાપ્ત થયા તે ગોપીજનની ચરણ રેણુઓની સેવા કરનાર વૃન્દાવનના ( ચેતન ) પ્રાણી થવાની તો મ્હારી યોગ્યતા નથીજ ! ! તેથી વૃન્દાવનમાં એમની ચરણરેણુ સેવનાર વનસ્પતિયો, જેવી કે ગુલ્મ, લતા વા ઓષધિયો, આમાંથી કોઇક હું થાઉં તો કેવું સારૂં ! ! અર્થાત્ સાત્વિક, રાજસ, વા તામસ જે સ્થાવર છે તેમાંથી કોઈ પણ હું ( ઉદ્ધવજી ) થાઉં તો કેવું સારૂં, કે જેથી મને ( ઉદ્ધવજીને ) પણ કોઈક સમય આવા ભગવદ્વિરહી ભક્તોનાં ચરણરેણુનો સમ્બન્ધ થાય ! ! હું વ્રજ સ્ત્રીઓની ચરણકમલની રજને ક્ષણે ક્ષણે વન્દન કરૂં છું, કે જેમની હરિકથાનું સ્વતન્ત્ર રટન ( સ્વતન્ત્ર ગાન ) ત્રણે ભુવનને પાવન કરે એવું છે ! ! "

ઉપદેશ કરવા આવેલા યોગી, જ્ઞાની ઉદ્ધવજીની ગોપીજન પાસે આવી દશા થઈ ! ! એવા ઉદ્ધવજીને પણ વ્રજમાં ગુલ્મ, લતા, વા કોઈ પણ ઓષધિ થવાની અભિલાષા થઇ ! ! આથી સિદ્ધ થાય છે કે ભાવાત્મક ભગવાન્ વ્રજ-ભક્તોના હૃદયમાં સ્થિતિ કરે છે. તેથી એવા ભાવાત્મક ભગવાનનું તેમજ એ ભાવરૂપ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલનું સ્મરણ સદા કરવું. (૬)

**मूलम्ः—यः स्वमाहात्म्यबोधाय प्रादुर्भावितवान्स्वयम् ।**
**प्रभुः श्रीवल्लभाच यस्तत्स्मृतिः क्रियतां सदा ॥७॥**

**શબ્દાર્થ**:—જે પ્રભુ નિજભક્તોને પોતાના માહાત્મ્યનો બોધ કરવાને પોતે જ શ્રીમદ્ વલ્લભાચાર્યજી રૂપે પ્રકટ થયા તેમની સ્મૃતિ સદા કર્ત્તવ્ય છે. (૭).

**વિવેચન**:—શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને નિજ ભક્ત જાણી પોતે નિજ સ્વરૂપ નહિ બતાવ્યું પણ અન્તરંગ ભગવદીય શ્રીગોપીજન દ્વારા નિજ ભાવાત્મક સ્વરૂપનો બોધ કર્યો. ભગવાને ઉદ્ધવજીને ગોપીજનની પાસે મોકલ્યા અને ગોપીજને ભાવાત્મક ભગવત્સ્વરૂપનો બોધ કર્યો. આથી સિદ્ધ થાય છે કે ભગવાન કૃપા કરે તેથી પણ ભગવદીયો દ્વારા ભગવાનના સ્વરૂપનો બોધ થાય એ સર્વોપરિ છે. તે જ પ્રકારે દૈવી જીવો સંસારમાં વ્યગ્ર થઇ ભગવત્સ્વરૂપને ભૂલી ગયા હતા તેથી તેમને સ્વમાહાત્મ્યનો–ભગવત્ સ્વરૂપનો–બોધ કરવા શ્રીમદાચાર્યજી શ્રીવલ્લભાધીશને ભૂતલ પર મોકલ્યા. શ્રીવલ્લભાચાર્યજીએ પૃથ્વી પર પ્રકટ થઇ દૈવી જીવને સ્વરૂપાનન્દનો અનુભવ કરાવ્યો, શુદ્ધ પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો, રસાત્મક ભાવાત્મક પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણની શુદ્ધ નિર્ગુણ ભક્તિ પ્રતિપાદન કરી. પ્રભુ શ્રીકૃષ્ણ એવા સર્વસામર્થ્યયુક્ત છે. તેમનું સદા સ્મરણ કર્ત્તવ્ય છે. (૭)

**मूलम्ः–यस्य स्मरणमात्रेण सकलार्त्तिविनाशनम् ।**
**तत्क्षणादेव भवति तत्स्मृतिः क्रियतां सदा ॥८॥**

**શબ્દાર્થ**:—જે ( શ્રીમદાચાર્યજીના ) ના સ્મરણ માત્રથી સકલ આર્ત્તિ ( દુઃખ ) નો નાશ તત્ક્ષણ થઈ જાય છે તેની સ્મૃતિ સદા કર્ત્તવ્ય છે. (૮)

હવે શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી "स्मृतिमात्रार्त्तिनाशनः" "જેમની કેવલ સ્મૃતિથી સર્વ દુઃખનો નાશ થાય છે" એ નામનું પ્રતિપાદન કરે છે. શ્રી સર્વોત્તમજી સ્તોત્રમાં શ્રીમહાપ્રભુજીનું આ એક નામ છે.

**વિવેચન**:—એવા શ્રીકૃષ્ણ રૂપ ભાવાત્મક શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણારવિન્દના સ્મરણ માત્રથી સકલ આર્ત્તિનો–સંસારના સર્વ દુઃખનો, દોષનો નાશ થઇ જાય છે, અને તત્ક્ષણ શ્રીકૃષ્ણ એ જીવ ઉપર પ્રસન્ન થાય છે. આથી સિદ્ધ થાય છે કે વ્રજભક્તોની માફક અહર્નિશ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણ કમલનું સ્મરણ કરવું. (૮)

**इति श्रीहरिरायजीविरचितं पञ्चदशं शिक्षापत्र श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तम् ॥१५॥**

# શિક્ષાપત્ર ૧૬ મું.

ઉદ્દેશઃ—હવે આ ષોડશ શિક્ષાપત્રમાં અહર્નિશ ભગવત્સેવન, સ્મરણ, કીર્તન કરનાર ભક્તનો ભગવાન્ નિરોધ સિદ્ધ કરે છે. તેમ જ ઐહિક, પારલૌકિક ભગવાન્ પોતે જ ભક્તને સિદ્ધ કરી આપે છે. તેથી ભક્તોએ ચિન્તા કરવી નહિ. ઉપર કહ્યું તે પ્રકારે શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરે ત્યારે પ્રભુ પ્રસન્ન થાય, અને સ્વરૂપનું જ્ઞાન થાય, આપણા દોષ સ્ફૂરે એ પ્રકારનું નિરૂપણ કરે છે.

**मूलम्ः—सदा स्वभक्तहृदयावासः स्वाचार्यभावितः ।**
**यशोदाऽतिप्रियः श्रीमान् नन्दसूनुर्व्रजेश्वरः ॥१॥**
**स्मरणीयो यथाशक्ति सेवनीयस्तथा पुनः ।**
**तादृशैः सह सङ्गेन कथनीयश्च सर्वथा ॥२॥**

**શબ્દાર્થઃ**—સદા સ્વભક્તોના હૃદયમાં વિરાજમાન, સ્વાચાર્યના ભાવથી ભાવિત, શ્રીયશોદાજીને અતિપ્રિય, શ્રીમાન્, શ્રીનન્દરાયજીના પુત્ર, વ્રજના ઈશ્વર યથાશક્તિ સેવા કરવા યોગ્ય, તાદૃશીય (ભક્તોના) ના સંગમાં જેમની લીલાનું કથન કરવા યોગ્ય છે, એવા શ્રીકૃષ્ણનું સ્મરણ કરવું ઉચિત છે. (૧ ૨)

**વિવેચનઃ**—સદા શ્રીઠાકોરજી નિજ ભક્તના હૃદયમાં વાસ કરે છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ભાવથી શ્રીઠાકોરજીને પ્રસન્ન કરે એવા પુષ્ટિમાર્ગીય ભગવદીયોના હૃદયમાં પ્રભુ સદા વિરાજે છે. પ્રભુ કેવા છે? પ્રભુ શ્રીયશોદાના ઉત્સંગમાં લાડ પામી રહ્યા છે, શ્રીયશોદાજીને અતિ પ્રાણ પ્રિય છે, શોભાયમાન નન્દ સૂનુ છે. જેનું વર્ણન દશમ સ્કન્ધ (ભાગવત) માં નન્દ મહોત્સવમાં શ્રીશુકદેવજી કહે છે કે—

"नन्दस्त्वात्मज उत्पन्ने जाताह्लादो महामनाः"

**અર્થઃ**—"શ્રીનન્દરાયજીને જ્યારે આત્મ જ (પોતાના દેહમાંથી પુત્ર) ઉત્પન્ન થયો ત્યારે અતિ આનન્દથી ઉભરાઇ જઇ બહુ ઉદાર થયા." નન્દરાયજીના આત્માથી–દેહથી ઉત્પન્ન થયા એવા શ્રીકૃષ્ણ વ્રજના રાજા છે, સદા વ્રજમાં જ ભક્તના સંગમાં વિહાર કરે છે, એવા જ (નન્દસુનુ જ) પુષ્ટિમાર્ગમાં સેવ્ય છે, એવા શ્રીઠાકોરજી એતન્માર્ગીય ભગવદીયના હૃદયમાં વસે છે. નવમસ્કન્ધમાં ભગવાન્ દુર્વાસા પ્રતિ કહે છે કે—

"साधवो हृदयं मह्यं साधूनां हृदयं त्वहम् ।
मदन्यत्ते न जानान्ति नाहं तेभ्यो मनागपि" (अ० ४–६८)

સાધુ પુરૂષો મ્હારૂં હૃદય છે-ભક્તો મ્હારૂં હૃદય છે; અને સાધુ પુરૂષોનું હૃદય પણ હું છું-ભક્તોના હૃદયોમાં હું છું. ભક્તો મ્હારાથી અન્ય પદાર્થ જાણતા નથી અને હું એવા ભક્તોથી બીજું કંઈ જાણતો નથી." એવા ભાવાત્મક, નન્દસૂનુ, શ્રીઠાકોરજી, વિહારકર્ત્તા વ્રજભક્તને વશ છે. તેથી એમનું સ્મરણ વ્રજભક્તો સહિત કરવું, અને એમની સેવા પણ વ્રજભક્તોના ભાવથી કરવી, અને એમની કથા, પણ તાદૃશીય ભગવદીયના સંગમાં શ્રવણ કરવી. (૧-૨)

**મૂલમ્ઃ**—अहर्निशं व्रजाधीशः प्रपञ्चास्मृतिसाधकः ।
स्वकीयपक्षपाती च निजसक्त्या निरोधकृत् ॥३॥
स्मरणीयः कृपापारावारो विदितरूपवान् ।
स एवास्मत्सर्वकर्त्ता चिन्ताणुरपि नो हृदि ॥४॥

**શબ્દાર્થઃ**—અહર્નિશ પ્રપંચની વિસ્મૃતિના સાધક, નિજભક્ત તરફ પક્ષપાતી, પોતાનામાં આસક્તિ કરાવીને નિરોધ કરવાવાળા, કૃપાના સમુદ્ર, [वेणुगीत ના " बर्हापीडं नटवर वपुः—" શ્લોકમાં દર્શાવેલું સંયોગ, વિપ્રયોગ રસાત્મક] સ્વરૂપ જેમનું જણાયું છે એવા, સ્મરણીય ( રસાત્મક પૂર્ણ પુરૂષોત્તમ ) અમારૂં સર્વ સિદ્ધ કરનારા છે તેથી અમને અણુમાત્ર પણ ચિન્તા નથી. (૩-૪)

**વિવેચનઃ**—સ્મરણ, સેવા, કથા, વાર્ત્ત, અહર્નિશ જો એક વ્રજાધીશની કરે તો આ પ્રાપંચિક, દેહ સમ્બન્ધી તેમજ લૌકિક વૈદિક સર્વ બાધક પદાર્થોની વિસ્મૃતિ થાય છે. આ જ ( સેવા, સ્મરણ, કથા વાર્ત્તાદિ જ ) પ્રપંચની વિસ્મૃતિનું સાધન છે તથા પુષ્ટિમાર્ગીય ભગવદ્ધર્મ છે, અન્ય કંઇ એવું સાધક નથી.

વ્રજાધીશ પ્રભુ નિજભક્તનો પક્ષપાત કરે છે: નિજ સામર્થ્યથી ભક્તોને અન્ય સર્વ સ્થલેથી નિવૃત્ત કરી પોતાનામાં ( ભગવાનમાં ) નિરૂદ્ધ કરે છે ( રોકે છે ). આ નિરોધ જ્યારે સિદ્ધ થાય છે ત્યારે ભગવદ્ધર્મ, ભગવત્સેવ ભગવત્કથા, ભગવત્લીલાનું ગુણગાનાદ કર્યા કરવાનું શકય થાય છે. એકાદશ ઇન્દ્રિયો સંસારમાં ન યોજાતાં ભગવાનમાં વિનયોજાય છે. નિરોધલક્ષણમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે—

" हरिणा ये विनिर्मुक्तास्ते मग्ना भवसागरे ।
ये निरुद्धास्त एवात्र मोदमायान्त्यहर्निशम् ॥
संसारा वेशदुष्टानामिन्द्रियाणां हिताय वै ।
कृष्णस्य सर्ववस्तूनि भूम्न ईशस्य योजयेत् ॥

गुणेष्वा विष्टचित्तानां सर्वदा मुरवैरिणः ।
संसारविरहक्लेशौ न स्यातां हरिवत्सुखम् ॥

**અર્થઃ**—" જે જીવોનો પ્રભુ ત્યાગ કરે છે તે જીવો ભવસાગરમાં ડૂબે છે-સંસારસાગરમાં નિમગ્ન થાય છે. પરન્તુ જેનો પ્રભુ નિરોધ કરે છે ( ભગવદ્ધર્મમાં-ભગવાનમાં રોકે છે ) તેઓ જ અહિં અહોરાત્ર આનન્દ પ્રાપ્ત કરે છે. સંસારના આવેશથી દુષ્ટ થયલી ઇન્દ્રિયોના હિતાર્થે નિશ્ચય ઈન્દ્રિયોના સર્વ પદાર્થોના વ્યાપક, ઈશ શ્રીકૃષ્ણમાં વિનિયોજવા, ( એકાદશ ઈન્દ્રિયોનો વિનિયોગ સંસારમાં નહિ પણ ભગવાનમાં કરવો. જેમ કે નેત્રથી પ્રભુના દર્શન કરવા, કર્ણથી પ્રભુની કથા શ્રવણ કરવી ઇત્યાદિ ). જેઓનું ચિત્ત મુરારિ શ્રીકૃષ્ણના ગુણગાન કરવામાં આવિષ્ટ છે તેમને સંસારનો વિરહ તેમજ કલેશ પીડતા નથી પણ ભગવત્સુખ તેઓને પ્રાપ્ત થાય છે. "

જપ, હોમ, તપ, તીર્થ, વ્રતાદિક જે મર્યાદા માર્ગના સાધન છે તેમાં અનેક કાલાદિ દોષ બાધ કરે છે. તેમાં પ્રભુ રક્ષા કરતા નથી પરન્તુ ભગવદ્ધર્મના આચરણમાં રક્ષા કરે છે. જેમ કે પ્રહ્લાદની રક્ષા પ્રભુએ સ્તમ્ભમાંથી નૃસિંહ રૂપે પ્રકટ થઈ કરી કારણ કે પ્રહ્લાદ ભક્ત હતો અને ભક્તના ભગવદ્ધર્મમાં કોઈ પણ પ્રતિબન્ધ આવે તો તે ભગવાન દૂર કરે જ. શ્રીકૃષ્ણનું સ્મરણ, એમની સેવાદિક મન લગાડી કરતાં કાલાદિક કોઇ પણ પ્રતિબન્ધ કરતાં નથી. ભગવાન્ નિજભક્તોના પક્ષપાતી હોઈ ભક્તમાં પોતાની ભગવદાસક્તિનું સામર્થ્ય ઉપજાવી અન્ય સર્વ સ્થાનમાંથી ભક્તનો નિરોધ કરે છે. (૩) શ્રીકૃષ્ણ પરમદયાલુ છે એ વાત વેદ, શાસ્ત્ર તથા શ્રીભાગવતમાં પ્રસિદ્ધ છે. ષષ્ઠ સ્કન્ધમાં શ્રીવિષ્ણુદૂતો-મહાપતિત એવા અજામેલના અન્ત સમયે યમદૂતો અને વિષ્ણુદૂતોના સંવાદમાં કહે છે કે--

" सांकेत्यं पारिहास्यं च स्तोभं हेलनमेव वा ।
वैकुण्ठ नामग्रहणमशेषाघहरं विदुः ॥१४॥
अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत् ।
संकीर्त्तितमघं पुंसो दहेदेधो यथाऽनलः " ॥१८॥ ( अ० २ )

**અર્થ**:—" સંકેતમાં, હાસ્યમાં, મશ્કરીમાં યા અપરાધમાં લીધેલું વૈકુણ્ઠ ભગવાનનું નામ અશેષપાપનું હરણ કરનાર છે એમ ઋષિ લોકો જાણે છે. અજ્ઞાનથી અથવા જ્ઞાનથી ઉત્તમ યશવાન્ ભગવાન્ના નામનું કીર્તન, જેમ અગ્નિ કાષ્ઠને ભસ્મ કરે છે, તેમ મનુષ્યોના પાપને દહન કરે છે. " આ વચનાનુસાર શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કે—

" अज्ञानादथवा ज्ञानात्कृतमात्म निवेदनं ।
यैः कृष्णसात्कृतप्राणै स्तेषां का परिदेवना "

**અર્થ:**—" પ્રભુને આધીન પ્રાણવાલા જે ભક્તોએ અજ્ઞાનથી વા જ્ઞાનથી આત્મ નિવેદન કર્યું છે. તેવા ભક્તોને લૌકિક વૈદિકની ( વિધિ-નિષેધની ) શું ચિન્તા છે ? કંઇ પણ નહિ. " આ વચનથી સિદ્ધ થાય છે કે અજ્ઞાનથી વા જ્ઞાનથી સેવા સ્મરણાદિક જે કોઇ કરે છે તેના પર પ્રભુ કૃપા કરે છે જ. ચોરાશી વૈષ્ણવોમાં ગદાધરદાસે માધવદાસને સામગ્રીનું શાક લાવી આપવાનું કહ્યું અને માધવદાસ તે લઇ આવ્યા, તો તેથી પણ માધવદાસની સેવા પ્રભુએ સ્વીકારી અને માધવદાસને ભક્તિ પ્રાપ્ત થઈ. આ પ્રકારે પ્રભુ જ્ઞાનયુક્ત યા અજ્ઞાનયુક્ત સેવા પણ સ્વીકારી લે છે એવા પરમકૃપાલુ છે. તેથી ભગવદીયોએ લૌકિક વૈદિકની ચિન્તા, તેમજ પોતાના ઉદ્ધારની અણુ માત્ર પણ ચિન્તા કર્તવ્ય નથી. (૪)

**मूलम्ः—सतामप्यसतां वाऽपि स्वकीयानां कृपानिधिः ।
करिष्यति स्वतः सर्वमतश्चिन्ता न काऽपि हि ॥५॥**

**શબ્દાર્થ:**—સત્ (સાત્વિક) અને અસત્ (તામસ), અથવા સત્ (વ્રજભક્તો) અને અસત્ (આપણે વર્તમાનકાળના જીવો જે એમને શરણે જઈએ છીએ)—આ બન્ને સ્વકીય ભક્તના સર્વ મનોરથ કૃપાના નિધિરૂપ પ્રભુ પોતેજ સિદ્ધ કરે છે તેથી કોઈ પ્રકારની ચિન્તા કર્ત્તવ્ય નથી એ નિશ્ચય છે.

**વિવેચન:**—પ્રભુની પ્રતિજ્ઞા છે કે ' જે જે મ્હારા ભક્તો છે તેના ઉપર નિશ્ચય કૃપા કરવી ' એ પ્રતિજ્ઞા પ્રભુ સદા સત્યથી પાળે છે. મન, વચન, અને ક્રિયાથી પ્રભુ ભક્તો પર કૃપા કરે છે. પ્રભુનું નામ 'કૃપાનિધિ' છે. ત્રિવિધનામાવલિમાં પ્રભુનાં નામ " भक्तजनकल्पवृक्षायनमः " भक्ताधीनायनमः " છે. આ નામાનુસાર પ્રભુ સ્વતઃ સર્વસિદ્ધ કરશે. તેથી આપણું કાર્ય ચિન્તા કરવાનું નથી પણ ભગવત્પરાયણ થવાનું છે. [૫]

**मूलम्ः—सत्सङ्गाभावतो नित्यमसत्सङ्गस्वभावतः ।
वर्त्तते विषयाऽवेशैश्चक्रारूढैव मन्मतिः ॥६॥**

શ્રી હરિરાયજી હવે દીનતાભાવ શિખવવા પાંચ શ્લોકમાં પોતાની દશા વર્ણવે છે.

**શબ્દાર્થ:**—સત્સંગના અભાવથી અને દુઃસંગના સ્વભાવથી વિષયના આવેશથી મ્હારી મતિ ચક્ર પર આરૂઢઃ થઈ હોય એમ ભ્રમિત થાય છે. (૬)

**વિવેચનઃ**—હવે શ્રીહરિરાયજી કહે છે કે ચિન્તા કર્ત્તવ્ય નથી, પ્રભુ સર્વ પ્રકારે રક્ષા કરશે તો પણ ભગવદીયોનો સંગ અપ્રાપ્ય છે. સત્સંગ હોય તો દુઃસંગ બાધ ન કરે. સત્સંગ કલિકાલમાં દુર્લભ છે અને અસત્સંગ વિના પ્રયાસે પ્રાપ્ય છે. આ કારણથી હૃદયમાં વિષયનો આવેશ થાય છે. જો કે ભગવદ્ધર્માદિક કરાય છે તો પણ વિષયનો આવેશ હૃદયમાં રહે છે એ વિષયાવેશ જ્યાં સુધી હૃદયમાં રહે છે ત્યાં સુધી પ્રભુ એ હૃદયમાં વિરાજમાન્ થતા નથી. શ્રી મહાપ્રભુજી સંન્યાસ નિર્ણય નામના નિજ ગ્રન્થમાં કહે છે કે "विषया क्रान्तदेहानां नावेशः सर्वथा हरेः" "જેઓના શરીર વિષયથી ભરપૂર હોય છે તેઓમાં પ્રભુનો આવેશ સર્વથા થતો નથી." આમ અસત્સંગથી વિષયાવેશને લીધે મ્હારી મતિ ચક્રારૂઢ વસ્તુની સમાન, દશે દિશામાં ભ્રમણ કરે છે; પ્રભુમાં વિશ્વાસ રહેતો નથી; ચિન્તાથી અનેક સંસારના દુઃખો આવી પડે છે, અને તેથી બુદ્ધિ મલિન થાય છે. (૬)

**मूलम्ः—नैतस्मिन्समये कोऽपि सहायो मम वर्त्तते ।**
**विना श्रीवल्लभाचार्य चरणाम्बुरुहाश्रयात् ॥७॥**

**શબ્દાર્થઃ**—આ સમયમાં શ્રીવલ્લભાચાર્યજીના ચરણારવિન્દના આશ્રય વિના મને કોઇ સહાયક પ્રાપ્ત થતો નથી. [૭]

**વિવેચનઃ**—દુઃસંગથી વિષયાવેશમાં મન ભ્રમિત થાય છે, ભગવદીય કોઇ મલતા નથી, અનેક દુઃખ પ્રાપ્ત થાય છે. આ કરાલ કલિકાલમાં મ્હારી સહાય કોણ કરવા સમર્થ છે? શ્રી વલ્લભાચાર્યજીના ચરણકમલનો મેં આશ્રય કર્યો છે. એ આશ્રયજ મ્હારો સહાયક છે. શ્રીહરિરાયજી એમ બતાવે છે કે આ કરાલ કલિકાલમાં શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલનો આશ્રય કરનારને સર્વ ફલ સિદ્ધ થાય છે. એથી વિરૂદ્ધ આશ્રય કરનાર, કોટચાન્ કોટિ સાધન કરે પણ કાલદોષથી દુઃસંગના દોષ હૃદયમાં પ્રવેશ કરે અને ચક્રારૂઢ મતિ કરી આપે છે, તેથી કશું ફલ થતું નથી. તેથી વૈષ્ણવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણ કમલનો દૃઢ આશ્રય કરવો આવશ્યક છે. (૭)

સર્વફલ પ્રાપ્તિમાં કાલદોષ, સંગદોષ, તથા અન્નદોષ બાધક છે. શ્રીમદાચાર્યજીનો દૃઢ આશ્રય કરનારને સર્વ ક્રિયાઓ તેમની આજ્ઞાનુસાર વિવેક ધૈર્ય અને આશ્રયને અનુસરવાથી થઇ જાય છે તેથી ઉપર બતાવ્યા તે દોષો બાધક થતા નથી.

**मूलम्ः—ततश्च्युता मतिः कालबलात्केवललौकिके ।**
**नित्यं स्थिता ततो भीतिर्भूयसी जायते हृदि ॥८॥**

**શબ્દાર્થ:**—કાલબલથી મતિ કેવલ લૌકિક બાબતોમાં પડી ગઈ છે, તેમાંજ નિત્ય વ્યગ્ર થઇ રહે છે, અને તેથી હ્રદયમાં મહા ભય ઉપજે છે. (૮)

**વિવેચન:**—મેં આપની વાત સાંભળતાં કાલનું દુઃખ કેટલું બધું છે તેનો અનુભવ કર્યો છે. જન્મમૃત્યુ સમાન અન્ય કોઇ અધિક દુઃખ હોતું નથી એ વાત મ્હેં અનેક વડીલો પાસેથી શ્રવણ કરી છે. આ કાળ એટલો કઠિન છે કે સર્વજ્ઞાન બાજુએ રહે છે અને કેવલ લૌકિક કાર્યજ બની આવે છે! નિત્ય લૌકિક કાર્યોમાંજ મ્હારૂં મન સ્થિતિ કરી રહ્યું છે! જેમ પરિક્ષિત્ રાજાને કાલનો ભય પ્રાપ્ત થતાં પ્રભુ કૃપાથી શુકદેવજી જેવા [જ્ઞાની ભક્ત] પ્રાપ્ત થયા અને રાજાનો કાલનો ભય નિવૃત્ત કર્યો તેમ શ્રી આચાર્યજીની કૃપાથી કોઈ ભગવદીય મને પ્રાપ્ત થાય તો મ્હારો કાલભય નિવૃત્ત થાય. પરન્તુ એવા ભગવદીય દુર્લભ છે તેથી મ્હારૂં હ્રદય કમ્પાયમાન થાય છે!! [૮]

**मूलम्ः—किंवा को वेद भगवान् करुणात्मा चिकीर्षति ।**
**न जाने तेन मे चेतः खिन्नं भवति सर्वथा ॥९॥**

**શબ્દાર્થ:**—કરૂણાત્મા ભગવાન્ શું કરવા ઇચ્છા રાખે છે તે કોણ જાણે છે! હું જાણતો નથી તેથી મ્હારૂં ચિત્ત સર્વથા ખિન્ન થાય છે. [૯]

**વિવેચન:**—કોઈ પણ કરૂણાત્મા ભગવાનનો અભિપ્રાય શું છે તે કોટ્યાન્ કોટિ સાધન કયાંથી પણ જાણી શકે એમ નથી. ભગવાન્ કૃપા કરે તોજ જાણી શકાય છે. ભગવદ્ધર્મ, સેવા, સ્મરણાદિમાં પ્રભુકૃપા વિના દઢ વિશ્વાસ આવતો નથી તેથી મનમાં બહુ ખેદ ઉદ્‌ભવે છે જ્યાંસુધી પ્રભુકૃપા નથી ત્યાંસુધી સર્વથા સર્વકાર્યમાં દુઃખજ છે. [૯]

**मूलम्ः—विशेषः प्रेमजित्पत्राद्बोद्धव्यः सकलोऽपि हि ।**
**अनेनैव वय किञ्चित्स्वास्थ्यं मन्यामहे हृदः ॥१०॥**

**શબ્દાર્થ:**—વિશેષ સર્વ સમાચાર પ્રેમજિત્‌ના પત્રથી અથવા પ્રેમજી નામના વૈષ્ણવના મુખથી વા પત્રથી જાણશો. આ પ્રેમજીત્‌થી મ્હારા હ્રદયમાં કિંચિત્સ્વાસ્થ્ય છે એમ અમે માનીએ છીએ.

**વિવેચન:**—વિશેષ સમાચાર પ્રેમજિત્ વૈષ્ણવના પત્રમાં લખ્યા છે. જો આ પત્રથી બોધ ન થાય તો એ વૈષ્ણવનો પત્ર વાંચશો. પ્રભુ કરૂણાત્મા છે એ વિચારથી હ્રદયમાં કિંચિત્ સ્વાસ્થ્ય [ધીરજ] આવે છે. [૧૦]

**इति श्री हरिरायजीविरचितं षोडशं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृतटीकानुवाद सहितं समाप्तम् ॥**

# શિક્ષાપત્ર ૧૭ મું.

ઉદ્દેશઃ—આ સપ્તદશ શિક્ષાપત્રમાં ત્યાગનું દ્વૈવિધ્ય નિરૂપેલું છે. ત્યાગ બે પ્રકારના છે. કેટલીક વસ્તુઓનો ત્યાગ કરવાનો છે, અને કેટલીકનો અત્યાગ કરવાનો છે. અત્યાગવાળું પણ જીવ સ્વરૂપ હોય છે. સર્વ ફલની સિદ્ધિને અર્થે તો શ્રીઆચાર્યજીના ચરણારવિન્દના આશ્રય વિના અન્ય માર્ગ શકય નથી. દુઃસંગ તથા અવિશ્વાસ—ના અભાવે સર્વફલ પ્રાપ્ત થાય છે—ઈત્યાદિક વાર્ત્તાઓનું નિરૂપણ કરવું એ આ પત્રનો ઉદ્દેશ છે.

**मूलम्ः—यदुक्तमस्मदाचार्यैर्गौणमुख्यविभेदतः ।**
**त्यागो गृहधनादीनामथवा कृष्णयोजनम् ॥१॥**

**શબ્દાર્થ**:—આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ ગૌણ અને મુખ્ય એમ બે પ્રકારના ત્યાગ કહ્યા છે તેમાં ગૃહ ધનાદિનો ત્યાગ એ ગૌણ ત્યાગ છે, પણ ગૃહ ધનાદિનો શ્રીકૃષ્ણની સેવામાં વિનિયોગ કરવો એ મુખ્ય ત્યાગ છે. (૧)

**વિવેચનઃ**—શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ ભક્તિવર્દ્ધિની—આદિ ગ્રન્થમાં ઉત્તમ મધ્યમ પ્રકાર કહ્યા છે.

**" अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः ।**
**व्यावृत्तोऽपि हरौचित्तं श्रवणादौ यतेत्सदा ॥**

**અર્થ**:—" કોઇ પણ પ્રકારની વ્યાવૃત્તિ—વ્યગ્રતા ( ધન્ધા રોજગારની ખટપટ રાખ્યા ) વિના શ્રીકૃષ્ણનું ભજન સેવા તથા શ્રવણાદિથી કરવું. જે કોઈ વ્યાવૃત્ત હોય ધન્ધા રોજગારમાં વ્યગ્ર હોય—તેણે પણ ચિત્તને નિરન્તર શ્રીકૃષ્ણમાં તેમજ શ્રીકૃષ્ણ નિમિત્ત શ્રવણાદિકમાં પરોવવા યત્ન કરવો. " આ વચનાનુસાર અવ્યાવૃત્તિથી શ્રીકૃષ્ણની કથા, સેવા, સ્મરણાદિ કરવાં એ મુખ્ય છે; વ્યાવૃત્ત હોય—તે પણ હરિમાં ચિત્તને પરોવે એ ગૌણ છે. ગૃહ, ધન, લૌકિક વૈદિક, સર્વનો ત્યાગ કરી પ્રભુ ભજન કરવું એ એક પક્ષ. દૃષ્ટાન્તમાં ગદાધરદાસ અવ્યાવૃત્ત થઈ જલની લોટી ભરતા અને પદ્મનાભદાસ છોલા ધરી રહેતા હતા. આ જો નબને તો શ્રીકૃષ્ણ સેવામાં સર્વ ગૃહ, ધન, સ્ત્રી, પુત્રાદિને વિનિયોજવા—રાજસેવા કરવી તો પણ પ્રભુ કૃપા કરે છે. આ બીજો પક્ષ છે. (૧)

**मूलम्ः—वैराग्यपरितोषादेरत्यागोऽपि निरूपितः**
**तथा विषयभोगस्य त्यागोऽपि विनिबोधितः ॥२॥**

**શબ્દાર્થ:**—વૈરાગ્ય અને પરિતોષાદિનો અત્યાગ પણ નિરૂપેલો છે. તેમજ વિષયભોગનો ત્યાગ પણ વિશેષે કરીને બતાવ્યો છે. (૨)

**વિવેચન:**—વૈરાગ્ય અને સન્તોષનો ત્યાગ ન કરવો. વૈરાગ્ય હોય તો જ આ સંસારના લૌકિક અને દેહ સમ્બન્ધી સર્વ સુખ દુઃખ હૃદયમાં બાધ ન કરે, અને ભગવદ્ધર્મ શક્ય થાય. સન્તોષ હોય તો યદૃચ્છાથી જે કંઈ પ્રાપ્ત થાય તેથી આનન્દ ઉપજે છે અને ચિત્તની શાન્તિ રહે છે. એવા વિરક્ત અને સન્તોષી ભક્તોને લોભથી પાપ કરવાનું મન થતું નથી. શ્રીસુબોધિનીજીમાં શ્રી મહાપ્રભુજી કહે છે કે:–" अचौर्याणामपापानां " "જે દ્રવ્ય ચોરી કરીને આણેલું ન હોય અને જે દ્રવ્ય પાપીઓનું ન હોય તે જ દ્રવ્યનો અંગીકાર પ્રભુ કરે છે." જે દ્રવ્ય ચૌર્યથી તેમ જ પાપથી આવ્યું હોય તે દ્રવ્યનો સ્વીકાર પ્રભુ કેમ કરે ? તેથી વૈરાગ્ય તથા સન્તોષાદિ ધર્મનો ત્યાગ ન કરવો. પરન્તુ વિષયભોગનો ત્યાગ તો કરવો જ. અતિશય વિષયાશકિતથી વિષયનું ધ્યાન થાય, વિષય હૃદયમાં પ્રવેશ કરે તો પ્રભુનો આવેશ હૃદયમાં ન થાય. સંન્યાસનિર્ણય ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કે–" विषयाक्रान्तदेहानां नावेशः सर्वदा हरेः " વિષયથી આક્રાન્ત દેહોમાં પ્રભુનો આવેશ સર્વદા થતો નથી. તેથી વિષયભોગનો અવશ્ય ત્યાગ કરવો. [૨]

**मूलम्ः–तथा सत्सङ्गमाऽत्यागः सर्वत्रैव विशेषतः ।**
**अन्याश्रयपरित्याग उक्तो बाधकरूपतः ॥३॥**

**શબ્દાર્થ:**—તે જ પ્રકારે સત્સંગનો વિશેષે કરીને ત્યાગ ન કરવો; પરન્તુ અન્યાશ્રયનો સર્વતઃ ત્યાગ કરવો કારણ કે એ બાધકરૂપ છે. (૩)

**વિવેચન:**—ભગવદીયનો સંગ ન ત્યજવો કારણ કે સત્સંગ સર્વોપરિ છે, શ્રીમદ્ભાગવતના પ્રથમ સ્કન્ધમાં શૌનકનું વાકય છે કે––

**"तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।**
**भगवत्सङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः "**

"અમે, ભગવદ્ભક્તના સંગની એક રજ સમાન પણ તુલના નથી કરતા સ્વર્ગની, કે નથી કરતા મોક્ષની ! તો પછી એવા ભગવદીયના સંગની સાથે મનુષ્યની આશિષની તુલના તો કેવી રીતે કરી શકીએ ? "

આ પ્રકારે સત્સંગની સમાન નથી સ્વર્ગલોકનું સુખ, કે નથી મોક્ષનું સુખ. તેથી ભગવદીયનો સંગ સર્વથા સ્પૃહણીય છે. અન્યાશ્રયનો સર્વથા ત્યાગ કરવો. શ્રીકૃષ્ણ વિના અન્ય દેવનો આશ્રય ભગવદ્ભાવમાં સર્વથા બાધ કરે છે. શ્રીનન્દરાયજીએ અમ્બિકા પૂજનાર્થ અરણ્યમાં જઇ અન્યાશ્રય કર્યો, નિજગૃહ

પ્રકટિત પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પ્રતિ અનાદર કર્યો. શ્રીકૃષ્ણની અનન્ય સેવા (ભાવ)માં ત્રુટક પાડી; તેથી જ (અન્યાશ્રય ત્યાગ કરાવવા અર્થે જ) નન્દરાયજીને સર્પદંશ થયો. શ્રીગુસાંઇજીના સેવકની ડોસીએ ગામના હાકેમને કહ્યું કે "તમે મને જીવાડો છો." એટલા વચનની સાથે જ પ્રભુ અન્તર્ધાન થયા. શ્રીદામોદરદાસજીની સ્ત્રીએ અન્યાશ્રય કર્યો તેથી મ્લેચ્છ પુત્રની પ્રાપ્તિ થઈ તેથી મહા બાધક એવા અન્યાશ્રયનો સર્વથા વૈષ્ણવોએ ત્યાગ કરવો. (૩)

**मूलम्ः—एवं निरूपितौ त्यागाऽत्यागौ सर्वत्र सर्वशः ।**
**न जीवाः स्वबलात्किञ्चित्कर्त्तुं शक्नुवतेस्वतः ॥४॥**

**શબ્દાર્થ:**—આ પ્રકારે સર્વત્ર અને સર્વ રીતના ત્યાગ અને અત્યાગનું નિરૂપણ કર્યું. જીવ સ્વત: નિજબલથી કરવાને સમર્થ નથી. (૪)

**વિવેચન:**—શ્રીસુબોધિનીજી આદિ ગ્રન્થમાં નિરૂપિત ત્યાગાત્યાગનું કથન કર્યું. જે ભગવદ્ધર્મમાં સાધક હોય તેનો અત્યાગ કરવો, બાધક હોય તેનો ત્યાગ કરવો. પરન્તુ જીવનું બલ એવું ન્યૂન છે કે નહિ, તો એ ત્યાગી શકે કે નહિ, તો કશું રાખી શકે. જ્યારે શિવ બ્રહ્માદિક, નારદાદિ મોટા ત્યાગી હોઈને પણ પોતાનો ત્યાગ વશમાં ન રાખી શક્યા, તો તુચ્છ જીવ, જે માયાને વશ્ય છે, જે સ્વભાવથી દુષ્ટ છે, તે તો ત્યાગાત્યાગ આચરવા અસમર્થ હોય એમાં શું આશ્ચર્ય ? (૪)

**मूलम्ः—अतः कथं भवेन्मार्गस्थितिर्जीवेषु सर्वथा ।**
**फलाशाऽपि कथं कार्या जनैस्तत्रास्थितौ पुनः ॥५॥**

**શબ્દાર્થ:**—તેથી જીવોને વિષે માર્ગમાં સ્થિતિ સર્વથા કેવી રીતે થઈ શકે ? અને માર્ગમાં સ્થિતિ વિના મનુષ્ય ફલાશા પણ કેવી રીતે કરી શકે ? (૫)

**વિવેચન:**—આમ દુષ્ટ ક્રિયા કરનારો જીવ સદા દુષ્ટ રહે. એ દુષ્ટ જીવ સર્વોપરિ પુષ્ટિમાર્ગમાં સર્વથા સ્થિતિ કરી ન શકે. જો એ જીવ અષ્ટપ્રહર લૌકિક વિષયાદિકમાં પડી રહે તો પુષ્ટિમાર્ગમાં એની સ્થિતિ કેમ થઈ શકે ? સર્વથા માર્ગસ્થિતિ વિના પુષ્ટિમાર્ગીય ફલની આશા પણ કેમ રાખી શકાય ? જીવ તો તુચ્છ અને દુષ્ટ છે, તેથી જે રીતે એ લૌકિકથી મુક્ત થાય તે ઉપાય બતાવે છે. (૫)

**मूलम्ः—तथाऽपि श्रीमदाचार्यचरणाश्रयणादपि ।**
**अशक्यमपि यच्छकयं तद्भवेत्सर्वथैव हि ॥६॥**

**શબ્દાર્થ**:--તોપણ શ્રીમદાચાર્યજીના ચરણારવિન્દના આશ્રયથી જે અશકય છે તે પણ સર્વથા શક્ય થઈ જાય છે. [૬]

**વિવેચન**:--જો કે જીવ અનેક દોષથી પૂર્ણ છે તો પણ એ જીવ સ્વબલથી દોષમુક્ત થતો નથી. આવો દુષ્ટ જીવ પણ જો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલનો દઢ આશ્રય કરે તો જે દોષનો ત્યાગ અશકય છે તે શકય થાય. અને પુષ્ટિમાર્ગીય ફલ પ્રાપ્ત થાય. શ્રીગુસાંઈજી કહે છે કે:-

" संसारसागरे मग्नजीवोद्धारपरायणम् ।
आश्रये त्वत्पदाम्भोजं पुरुषोत्तम ! सद्गुरो ! "

હું ચિત્તથી દુષ્ટ, વચનથી દુષ્ટ, કાયાથી દુષ્ટ, જ્ઞાનથી દુષ્ટ, ભજનથી દુષ્ટ, આમ મ્હારા અપરાધ, હે પ્રભુ, તમે કેટલા પ્રકારના વિચારશો ! ! હે શ્રી પુરૂષોત્તમ ! હે સદ્‌ગુરો ! સંસાર સાગરમાં મગ્ન એવા જીવનોઉદ્ધાર કરવામાં તત્પર રહેલા આપના ચરણારવિંદનો આશ્રય હું કરૂં છું ! ! શ્રી મહાપ્રભુજી કહે છે કે " शरणस्थ समुद्धारम् " " શરણે રહેનારનો ઉદ્ધાર કરનાર છે " " अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः " અશકયમાં તથા સુશકયમાં નિશ્ચય સર્વથા હરિ શરણ છે. આ પ્રકારે નિઃસાધન થઈ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલનો દઢ આશ્રય કરનારને પુષ્ટિમાર્ગનું ફલ નિશ્ચય થશેજ.[૬]

## मूलम्ः—यदि दुःसङ्गदोषेण न भवेच्छिथिलं मनः ।
## यदि वा कालदोषेणाऽविश्वासोऽपि भवेन्नहि ॥७॥

**શબ્દાર્થ**:—જો દુઃસંગના દોષથી મન શિથિલ ન થાય અને જો કાલદોષથી અવિશ્વાસ પણ ન થાય ત્યારે અશકય પણ સુશકય થાય છે [૭]

**વિવેચન**—ઉપરના શ્લોકમાં કહ્યું કે શ્રીમદાચાર્યજીના ચરણારવિન્દના આશ્રયથી અશકય પણ સુશકય થાય છે અને બાધક પણ સાધક થાય છે! આશ્રયથી નિશ્ચય ફલસિદ્ધિ થાય છે, પણ તેમાં દુઃસંગ દોષ મહા બાધક છે. દુઃસંગથી મન શિથિલ થાય છે જેને પરિણામે આશ્રય જતો રહે છે. જડ ભરતને મૃગના દુઃસંગથી ત્રણ જન્મનો અન્તરાય પડયો. દ્વિવિદવાનર રામભક્ત હતો તો પણ નરકાસુરના દુઃસંગથી બલદેવજી સાથે લડયો. તેમજ કાલદોષથી પ્રભુમાં અવિશ્વાસ કરવો એ પણ આશ્રયમાર્ગમાં મહા બાધક છે. જે સમય પ્રભુમાં અવિશ્વાસ થયો તે સમયથી આશ્રય જતો રહે છે અને આશ્રિત જીવનું નિશ્ચય અધઃપતન થાય છે. (૭)

मूलम्ः—" अविश्वासो न कर्त्तव्य " [illegible]ः स तु बाधकः ।
अयमेवाऽस्य मार्गस्य मूलमाश्रय साधकः ॥८॥

**શબ્દાર્થઃ**—'અવિશ્વાસ કરવો નહિ' એમ શ્રીમદાચાર્યજીએ કહ્યું છે કારણ કે તે બાધક છે. આ ( પ્રભુમાં ઉત્તમોત્તમ ) વિશ્વાસ જ આ પુષ્ટિમાર્ગનું મૂલ છે અને આશ્રયનો સાધક છે. ( આમ વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં શ્રીવલ્લભાચાર્યજીએ કહ્યું છે ).

વૃક્ષનું મૂલ સિદ્ધ હોય તો સમગ્ર વૃક્ષ સ્થિર રહે તેમ જ જો પ્રભુમાં વિશ્વાસ દૃઢ હોય તો પુષ્ટિમાર્ગીય આશ્રય દૃઢ રહે.

**વિવેચનઃ**—શ્રીમહાપ્રભુજી વિવેક ધૈર્યાશ્રય નામના નિજ ગ્રન્થમાં કહે છે કેઃ—

" अविश्वासो न कर्त्तव्यः सर्वथा बाधकस्तुसः ।
ब्रह्मा[illegible] भाव्यौ प्राप्तं सेवेत निर्ममः ॥ "

**અર્થઃ**—" અવિશ્વાસ સર્વથા ન કરવો કારણ કે તે નિશ્ચય બાધક છે. બ્રહ્માસ્ત્રમાં જો અવિશ્વાસ થાય તો તે અસ્ત્રની શક્તિ વ્યર્થ થાય છે, તેમજ જો પ્રભુના સામર્થ્યમાં અવિશ્વાસ થાય તો પ્રભુનો આશ્રય ત્રુટી જાય છે. ચાતક પક્ષીને વિશ્વાસ છે કે મેઘ જલ આપશે જ. તો મેઘ એ પક્ષીને જલ આપે છે. તે જ પ્રકારે 'પ્રભુ સર્વદા લૌકિક આપત્તિ યા સમૃદ્ધિ દેખાડીને પણ ભક્તનું કલ્યાણ કરશે જ કરશે' એવો દૃઢ વિશ્વાસ રાખવો. રાવણે જ્યાં સુધી બ્રહ્માસ્ત્રની શક્તિમાં વિશ્વાસ રાખ્યો ત્યાં સુધી હનુમાનજી સૂત્રના તન્તુથી બન્ધાયા પણ જ્યારે રાવણે અવિશ્વાસ કર્યો કે " આવા સૂત્રના તન્તુથી હનુમાન ક્યાં સુધી બન્ધાઈ રહેશે ? એને તો લોહશૃંખલાથી બાંધો ! " આમ કહ્યું કે તરત જ બ્રહ્માસ્ત્ર છૂટી ગયું. તેથી અવિશ્વાસ તો આસુર ધર્મ છે. એનો વૈષ્ણવે સર્વથા ત્યાગ કરવો. જે દ્રવ્ય પ્રાપ્ત થયું હોય તે પ્રભુની સેવામાં ઉપયોગી થઈ પડે તેથી મમત્વ વિના તેની રક્ષા કરવી. " (૮)

मूलम्ः—आश्रयेणैव सकलं सिद्धिमेति न संशयः ।
पृथक् शरणमार्गो[illegible]क्तिरत एव प्रभोरपि ॥९॥
शरणस्थसमुद्धारकृतिविज्ञापना[illegible]पि ।
विवेकधैर्यभक्त्यादिसाधनाभाववादतः ॥१०॥

**શબ્દાર્થઃ**—આશ્રય કરવાથી જ નિઃસંશય સર્વ સિદ્ધ થશે. તેથી જ શ્રીગુસાંઈજીએ શ્રીમહાપ્રભુજીનું " पृथक्श णमार्गोपदष्टा " " પૃથક શરણમાર્ગના ઉપદેષ્ટા " એવું નામ શ્રીસર્વોત્તમજી સ્તોત્રમાં કહ્યું છે. વિવેક, ધૈર્ય, ભક્ત્યાદિ

સાધનના અભાવાદિથી શરણે રહેલા જીવોનો ઉદ્ધાર કરવાની વિજ્ઞપ્તિ શ્રીમહાપ્રભુજીએ કરી છે. (તેથી આશ્રય સર્વ સિદ્ધ થાય છે એ સિદ્ધાન્ત છે). (૭–૮)

**વિવેચન:**—જે જીવનો પ્રભુમાં દૃઢ વિશ્વાસ થયો તેનું સકલ કાર્ય સિદ્ધ થાય છે એમાં સન્દેહ નથી. આ પુષ્ટિમાર્ગમાં ફલાત્મક, પુષ્ટિ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણને શરણે જવાનું છે. નિજ દૈવી જીવોનો ઉદ્ધાર કરવાને શ્રીમહાપ્રભુજીએ આ ન્યારો પુષ્ટિમાર્ગ–શરણમાર્ગ પ્રકટ કર્યો છે. શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે–"**शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम्**" "શરણે રહેલા જીવોનો ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણને હું વિજ્ઞપ્તિ કરૂં છું." આમ શ્રીમહાપ્રભુજીએ શ્રીકૃષ્ણપ્રભુને વિજ્ઞપ્તિ કરી પુષ્ટિમાર્ગીય સેવકનું શરણ સિદ્ધ કર્યું. વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં શ્રીઆચાર્યજી પોતે કહે છે કે "જીવમાં સાધન કરવાનું સામર્થ્ય નથી. જીવ વિવેક, ધૈર્ય, ભકત્યાદિથી રહિત છે. એ જીવને શ્રીકૃષ્ણને શરણે ગયા વિના અન્ય માર્ગ રહ્યો નથી. પોતે વિવેક, ધૈર્ય અને આશ્રયનું નિરૂપણ કર્યા પછી અન્તે કહે છે કે:—

**" एवमाश्रयणं प्रोक्तं सर्वेषां सर्वदा हितम् ।**
**कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः ॥"**

"આ પ્રકારે મ્હેં આશ્રય માર્ગ કહ્યો. એ **શ્રીકૃષ્ણને શરણ જવાનો માર્ગ સર્વ જીવોનું સર્વ સમયે હિત કરે એમ છે; કારણ કે આ કાલિકાલમાં ભક્તિ અને અન્યમાર્ગો પણ દુ:સાધ્ય છે એમ મ્હારી મતિ છે.** આ પ્રકારે શ્રીમહાપ્રભુજી **સર્વ જીવોને સદાને માટે** શ્રીકૃષ્ણને **શરણે જવાનો માર્ગ–પ્રપત્તિ માર્ગ, કલિકાલમાં** ઉપદેશે છે એજ ગ્રન્થમાં પોતે કહે છે કે–"अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः" અશક્ય બાબતોમાં તેમજ સુશક્ય બાબતોમાં સર્વથા શ્રી હરિનું શરણ સ્વીકારવું." પુષ્ટિમાર્ગીય શરણ, સાધન વિનાના જીવોને કલ્યાણદાયક છે. ભગવદ્ગીતામાં પણ શ્રીકૃષ્ણે અર્જુનને અન્તે અતિગુઢ શરણ માર્ગ જ ઉપદેશ્યો છે:—

**सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहंत्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥**

અર્થ:—"સર્વ ધર્મોનો ત્યાગ કરીને એક મ્હારે (શ્રીકૃષ્ણને) શરણે આવ! હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ! શોક મા કર!"

પાપ દૂર કરીને ફલદાન કરવું એ મર્યાદા માર્ગની રીતિ છે. પરન્તુ પુષ્ટિમાર્ગમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ તો જીવ ભલેને દોષ સહિત હોય, ભલેને નિ:સાધન હોય–વિવેક, ધૈર્ય; ભકત્યાદિરહિત હોય–તો પણ તેવા જીવોનું શરણ પોતે સિદ્ધ કર્યું છે!! (૯–૧૦)

" सर्वेषां सर्वदा हितम् आश्रयणं प्रोक्तम् " એ શ્રીઆચાર્યજીના વચનામૃતથી એમ સિદ્ધ થાય છે કે એમનો આશ્રય માર્ગ ગમે તેવા અધમ જીવો સ્ત્રી, શૂદ્રાદિ યોનિમાં જન્મેલા હોય તે લોકો પણ એનું ગ્રહણ કરી શકે અને યથાકથંચિત્ કલિકાલમાં સંસાર તરી કૃતાર્થ થાય એવો સુકર છે !

मूलम्ः—सन्मार्गविद्भिः सततं कृतप्रभुपदाश्रयैः ।
तदुक्तवाक्यभावार्थ विभावनपरायणैः ॥११॥
यथाशक्तिस्वमार्गीयप्रभुसेवापरैरपि ।
विरुद्धकृतिसन्देहदाहनोद्योग तत्परैः ॥१२॥
निरन्तरं स्वमार्गीयसतां सङ्गसमन्वितैः ।
स्थेयं संसारविमुखैः स्वगुरुं प्रणतैरपि ॥१३॥

શબ્દાર્થ:—સન્માર્ગને જાણનાર, નિરન્તર શ્રી પ્રભુ ( શ્રીકૃષ્ણ તથા શ્રીગુસાંઈજીના ) ના ચરણકમલનો આશ્રય કરનાર, એમણે ઉચ્ચારેલા વાક્યો (ગીતા તથા વિજ્ઞપ્તિ વિગેરે) ના ભાવાર્થના વિચારમાં પરાયણ રહે એવા, તેમજ જેઓ યથાશક્તિ નિજમાર્ગીય પ્રભુસેવામાં તત્પર રહે તેવા ભગવદીયો, જેઓ વિરૂદ્ધ કૃતિ તથા સન્દેહનો દાહ ( નાશ, ભસ્મ ) કરવાના ઉદ્યોગમાં તત્પર છે, જેઓ નિરન્તર સ્વમાર્ગીય સત્પુરૂષોના સંગથી યુક્ત છે, જેઓ સંસારથી વિમુખ છે જેઓ આપણા ગુરુ (શ્રીમદાચાર્યજી) ને અત્યન્ત નમ્રતાથી નમન કરેછે– એવા ભગવદીયો સાથે સ્થિતિ કરવી. (૧૧–૧૨–૧૩)

**વિવેચનઃ**—પુષ્ટિમાર્ગમાં જે જીવ શ્રીઆચાર્યજીદ્વારા શરણ આવે છે તેનો પ્રભુના પદકમલનો આશ્રય શ્રી આચાર્યજી નિશ્ચય સિદ્ધ કરશે. પોતે નિજ જીવોને અર્થ આ શરણ માર્ગ પ્રકટ કર્યો છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના વાક્યની ભાવના અષ્ટપ્રહર કરવી. શ્રીઆચાર્યજીની વિજ્ઞપ્તિમાં–પ્રતિજ્ઞામાં દૃઢ વિશ્વાસ રાખવો. શ્રીકૃષ્ણ સન્મુખ શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થનો પાઠ કરવો. આ પ્રકારે સકલ કાર્ય સિદ્ધ થાય છે. [૧૧] યથાશક્તિ પુષ્ટિમાર્ગીય ભગવત્સેવા જેટલી બની આવે તેટલી કરવી. શ્રીઆચાર્યજીનું એવું વચન છે કેઃ–' अकाले वा सुकाले वा विकाले वा ' એટલે કે " નઠારો સમય હોય, સારો [અનુકૂલ] સમય હોય, કે વિપરીત સમય હોય " તો પણ ભગવત્સેવા, સ્મરણાદિકમાં તત્પર રહેવું. શ્રીમદ્ભાગવતના અષ્ટમસ્કન્ધમાં બ્રહ્માજી કહે છે કેઃ–

" यथा हि स्कन्धशाखानां तरोर्मूलावसेचनम् ।
एवमाराधनं विष्णोः सर्वेषामात्मनश्च हि " ( અ૦ ૫. ૪૯. )

એટલે કે "જેમ વૃક્ષના મૂલને જલનું સિંચન કર્યું હોય તો તે જલ સિંચન તેની બૃહત્ તેમજ લઘુ શાખાને પહોંચે છે, તેમજ વિષ્ણુની આરાધના [સેવા], સર્વ દેવોને તેમજ આત્માને પણ સન્તોષ આપે છે. પરન્તુ જો જલ મૂલમાં ન સિંચાતાં, કેવળ શાખાઓમાં સિંચાય તો તે અમુક શાખાઓને તૃપ્ત કરે પણ તેથી વૃક્ષના સમસ્ત ભાગ પ્રફુલ્લિત થતા નથી. તેજ પ્રકારે મૂલ દેવ શ્રીકૃષ્ણ [શ્રી-વિષ્ણુ] ની આરાધના [સેવા] ન થતાં અન્ય દેવોની સેવા થાય તો તેથી તે અમુક જ દેવ સન્તુષ્ટ રહે છે તેથી કંઇ મૂલ દેવને સન્તોષ પ્રાપ્ત થતો નથી. અત્ર અન્ય દેવ શાખા સમાન છે. તેથી પુષ્ટિ માર્ગીય ભગવદીયોનો મુખ્ય ધર્મ છે કે આદિ પુરૂષ-મૂળ પુરૂષોત્તમ રસાત્મક શ્રીકૃષ્ણની સેવા કરવી. પુષ્ટિમાર્ગ વિરૂદ્ધ યાવન્માત્ર કૃતિયો ને અગ્નિવત્ ગણી એમનો ત્યાગ કરવો. જેમ અગ્નિ દાહ કરે છે, તેમ સ્વમાર્ગ વિરૂદ્ધ કાર્યો દાહ કરે છે. તેથી એમનો ત્યાગ અવશ્ય કરવો. [૧૨]

પુષ્ટિમાર્ગીય ભગવદીયોનો સંગ કરવો. શ્રીમહાપ્રભુજી ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં કહે છે કે:-

" सेवायां वा कथायां वा यस्यासक्ति र्दृढाभवेत् ।
यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥ "

" સેવામાં અથવા કથામાં જેની દૃઢ આસક્તિ થઇ છે તેનો નાશ [યાવજજીવં] જ્યાં સુધી એ જીવે ત્યાં સુધી કદાપ થતો નથી એવું હું માનું છું ! !" આમ સેવાથી પહોંચી ભગવદીયના મુખથી કથાનું શ્રવણ કરવું. નિરોધલક્ષણ નામના સ્વગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કે:-

महतां कृपया यद्वत्कीर्त्तनं सुखदं स्मृतम् ।
न तथा लौकिकानां तु स्निग्धभोजनरूक्षवत् ॥

" મહાપુરૂષોની કૃપાથી જેટલું કીર્ત્તન સુખ આપનારૂં કહેવાય છે તેટલું લૌકિકના સંગથી સુખદ થઇ શકતું નથી. મહાપુરૂષોનો સંગ સ્નિગ્ધ [ધૃતયુક્ત] ભોજન સમાન છે અને લૌકિક સંગ [પ્રાકૃત જીવોનો સંગ] ધૃત વિનાના લુખા ભોજન સમાન છે, તેથી મહા ભગવદીયોના સંગમાં જે કથા શ્રવણ થાય છે તે સુન્દર, સ્નિગ્ધ, મહાપ્રસાદના ભોજન સમાન છે. તેથી સર્વ દોષ જતા રહે છે. એથી વિરૂદ્ધ લૌકિક જનના મુખની વાર્ત્તા એ લૂખા આસુરી ભોજન સમાન છે. તેથી સ્વમાર્ગીય વૈષ્ણવજનના સંગમાં ભગવત્કથા શ્રવણ કરવી. તેમજ લૌકીક સંસારથી વિમુખ રહેવું નિજ ગુરૂને શરણ રહી, દીન થઇ, દણ્ડવત્ કરવા. એવા વચનો છે કે:-

**त्रायस्व भो जगन्नाथ ! गुरो ! संसारवह्निना**
**दग्धं मां कालदष्टं च त्वदांयशरणागतः ॥**

[ હે જગતના નાથ ! હે ગુરૂ ! હું કે જે સંસારરૂપ અગ્નિથી દાઝી રહ્યો છું, કાલથી દંશ પામેલો છું, અને તમારે શરણ આવ્યો છું, તેનું રક્ષણ કરો !] આ પ્રકારે ગુરૂને શરણ રહેવું ગુરૂને પ્રસન્ન રાખવા. કહ્યું છે કે–" **हरौ रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन !** " પ્રભુ અપ્રસન્ન થાય તો ગુરૂ રક્ષા કરે, પણ ગુરૂ અપ્રસન્ન થાય તો કોઇ રક્ષા કરે નહિ, તેથી વૈષ્ણવે ગુરૂને પ્રણિપાત યુક્ત રહેવું. એવા વૈષ્ણવને પુષ્ટિમાર્ગીય ફલાનુભવ શ્રીઆચાર્યજીની કૃપાથી થાય છે. [૧૩]

**॥इति श्रीहरिरायजी विरचितं सप्तदशं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥१७॥**

## શિક્ષાપત્ર ૧૮ મું.

ઉદ્દેશઃ—અષ્ટાદશ શિક્ષાપત્રમાં એવું નિરૂપણ કર્યું છે કે "ભગવદીયો એ કેવલ ઉદરભરણાર્થ કાર્ય કરવું ઉચિત નથી, કેવલ ઉદરભરણાર્થ આખા દિવસનો બધો સમય વ્યતીત કરવાનો નથી પરન્તુ એવી રીતની વૃત્તિ રાખવી કે જેથી ભગવત્સેવા સ્મરણાદિક માટે કંઈક પણ સમય રહે. ભગવદીયોએ ભગવદ્વિરહભાવના (ભગવાનથી આપણે વિખુટા પડ્યા છીએ એવો એક જાતનો પરિતાપ) અનુભવવી જોઈએ. જ્યારે સર્વત્ર ભગવત્સ્ફૂર્તિ થાય છે ત્યારે લીલાતિરિક્ત સૃષ્ટિ આનન્દરહિત દીસે છે. કોઈ પણ ઉપાયથી પ્રપંચને —જગત્‌ને. સંસારને–ભૂલી જઈ શ્રીકૃષ્ણને હૃદયમાં સ્થાપન કરવા. શ્રીમદાચાર્યજી, શ્રીગુસાંઇજી અને શ્રીસ્વામિનીજી આદિથી અન્ય કશામાં ભગવત્તુલ્ય બુદ્ધિ ન રાખવી." ઉપર શરણનો અને સેવાનો પ્રકાર કહ્યો તેમાં કાલ બાધક છે. જીવ એ જાણતો નથી. જે પ્રકારે જીવને એ જ્ઞાન થાય તે નિરૂપણ કરે છે.

**मूलम्ः—कालः स्वकार्यं कुरुते न जानाति जनो यतः ।**
**प्रमाद्यति हरेः कार्ये स्वात्मकार्येऽति विह्वलः ॥१॥**

**શબ્દાર્થઃ**—કાલ સર્વનું આયુષ્ય હરવા રૂપ સ્વકાર્ય કરે છે તે જીવ જાણતો નથી; અને તેથી પ્રભુના કાર્ય–સેવાદિકમાં–પ્રમાદ કરે છે અને પોતાના કાર્યમાં (જીવના લૌકિક કાર્યમાં) અતિ વિહ્વલ છે. (૧)

**વિવેચનઃ**—કાલ પોતાનું કાર્ય કર્યો જાય છે. ક્ષણ ક્ષણમાં જીવનું આયુષ્ય હરી લે છે. જીવ જાણતો પણ નથી કે મ્હારૂં આયુષ્ય દિન પ્રતિદિન ઘટતું જાય છે. કાલ નિત્ય એ આયુષ્ય ખેંચી લે છે. જીવને આનું ભાન નથી તેથી પોતાના કાર્ય–ભગવત્સેવાદિકમાં પ્રમાદી રહે છે. લૌકિક, વૈદિક, સંસારના કામ, દેહ, ઇન્દ્રિયનું પોષણ, કામ. વિષયાદિક તેમજ અનેક પ્રકારની ચિન્તાથી જીવ ગભરાયલો રહે છે. આમ સંસારિક કાર્યોમાં વ્યગ્ર હોવાથી તથા નિજ કાર્ય ભગવત્સેવા–સ્મરણાદિમાં પ્રમાદી હોઇ, એ જીવને ભાન થતું નથી કે 'મ્હારૂં આયુષ્ય તો કાલ ભક્ષી લે છે અને મ્હારી પછી શી ગતિ થશે?' દેહસમ્બન્ધી સંસારના કાર્યોમાં તત્પર છે પરન્તુ આત્માસમ્બન્ધી ભગવદ્ધર્મ, સેવા, સ્મરણ, કીર્ત્તન, વાર્ત્તા, કથા ઇત્યાદિ કાર્યમાં વિહ્વલ–તત્પર થતો નથી.

**मूलम्ः–केवलौदरिकत्वं तु त[illegible]यानां न चोचित[illegible] ।**
**न पूरयेत् कि[illegible]दरं सेवकानां कृपानिधिः ॥२॥**

**શબ્દાર્થઃ**—જે તદીયો છે—ભગવાનના ભક્તો છે.–તેઓએ કેવલ ઉદરભરણ સમ્બન્ધી વ્યાપાર કરવો એ યોગ્ય નથી. જે પ્રભુ કૃપાના નિધિ છે તે શું નિજ સેવકોનું ઉદર પોષણ નહિ કરે? [પ્રભુનિજ સેવકોનું તો ઉદર પોષણ કરશેજ. તેથી ભગવદીયોએ પોતાનો સમગ્ર સમય ઉદરપોષણના કાર્યમાં વ્યતીત ન કરવો. ભગવત્કાર્યાર્થ કેટલોક સમય પૃથક્ કરવો. ઔદરિકત્વ (ઉદરપોષણ) ઉપરાન્ત ભગવત્સેવામાં જીવે પોતાના સમયનો તેમજ તન, મન, અને ધનનો વિનિયોગ કરવો.] (૨)

**વિવેચનઃ**—ઉપર કહ્યું કે જીવ લૌકિક કાર્યમાં તત્પર છે. કેવલ ઉદરભરણના કાર્યમાં વ્યગ્ર છે. પરન્તુ આ પ્રકાર પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને યોગ્ય નથી. કારણ કે શ્રીકૃષ્ણ તો કૃપાનિધિ છે, સકલ જગત્‌ના ભરણપોષણકર્ત્તા છે. તેવા શ્રીકૃષ્ણ શું પોતાનાજ સેવકોનું ઉદરપાલન–પોષણ નહિ કરશે? સેવકના ઉપર તો સદા કૃપાજ કરશે. પ્રભુએ સ્વસેવકો પર કૃપા કરી છે, કરે છે અને કરશેજ એમ દૃઢ વિશ્વાસ પ્રભુમાં રાખવો, અને ભગવદ્ધર્મનું આચરણ કરવું. વ્યવહાર વિના ન ચાલે તો અનવસરમાં પ્રહર એક તથા ઘડી ચાર વ્યવહાર પણ કરે–વ્યાવૃત્તિ પણ કરે, અને એમ વિશ્વાસ રાખે કે જે વૃત્તિ પ્રાપ્ત થવાની હશે તે એટલા સમયમાં મલી જશે. આમ એક પ્રહર અને ચાર ઘડીના વ્યવહારમાં જે કંઈ યદૃચ્છાથી લાભ થાય તેનાથી સન્તોષ માની

વૈષ્ણવે ભગવાનનું માહાત્મ્ય વિચારવું કે "પ્રભુ સર્વસામર્થ્યયુક્ત છે તે સર્વ સિદ્ધ કરશે. (૨)

मूलम्:-चिन्ता काऽपि न कार्येति प्रभुवाक्यं विचिन्त्यताम् ।
अज्ञानिनो ज्ञानिनश्च यदि स्यात् समता कृतौ ॥३॥
तदा तु साधनाभावात् किं वृत्तं ज्ञानतः फलम् ।

**શબ્દાર્થ**:—નવરત્ન ગ્રન્થમાં શ્રી મહાપ્રભુજી કહે છે કે 'કોઈ પણ ચિન્તા ન કરવી.' આ વાકય પર શ્રી ગુંસાઇજી કહે છે કે "લૌકિક ચિન્તા તો ભગવદીયને હોય નહિ પરન્તુ ભગવદર્થ પણ ચિન્તા ન કરવી." આ વાકય પણ વિચારો. જો જ્ઞાનીની અને અજ્ઞાનીની કૃતિમાં સમતા–સમાનતા હોય તો જ્ઞાની અને અજ્ઞાની બન્નેને સાધનનો અભાવ થયો–જ્ઞાની અને અજ્ઞાની બન્નેને કંઈ સાધન કરવાનું રહ્યું નહિ—ત્યારે તો પછી જ્ઞાનથી શું ફલ પ્રાપ્ત થાય ? (એમ તો જ્ઞાન નિષ્ફલ થાય એમ જો કોઈ શંકા કરે તો તેનું સમાધાન અગ્ર દોઢ શ્લોકથી કરે છે કે જ્ઞાન નિષ્ફલ નથી.)

**વિવેચન**:—શ્રીમહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કે:-

चिन्ता काऽपि न कार्या निवेदितात्मभिः कदाऽपीति ।
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ॥

**અર્થ**:—"નિવેદન કર્યો છે આત્મા અને આત્મા સમ્બન્ધી સર્વ જે-ઓએ એવા ભગવદીયોએ કોઇ પણ પ્રકારની ચિન્તા કર્ત્તવ્ય નથી, કારણ કે ભગવાન્ પુષ્ટિસ્થ હોઈને લૌકિકી ગતિ કરશે નહિ." આ વચનનું ચિન્તન મનમાં અહર્નિશ કરવું, 'હું તો કંઈ જાણતો નથી તેથી પ્રભુ કેમ કૃપા કરશે ?' એવો વિચાર ન કરવો. કારણ કે પ્રભુને જ્ઞાની ભક્ત તેમજ અજ્ઞાની ભક્ત બન્ને સમાન છે. એજ નવરત્ન ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે, 'अज्ञानादथवा ज्ञानात्कृतमात्मनिवेदनम्' 'અજ્ઞાનથી કે જ્ઞાનથી જેણે પોતાના આત્માનું નિવેદન ભગવાનને કર્યું છે તેને શું ચિન્તા હોઈ શકે ?' એટલે કે એ આત્મનિવેદન શ્રીઆચાર્યજીદ્વારા જ્ઞાનથી થાય અથવા અજ્ઞાનથી કોઇની દેખાદેખીથી થાય તો પણ ચિન્તા ન કરવી. અગ્નિનો એવો સ્વભાવ છે કે જે કોઈ એના ઉપર હસ્ત ધરે તેને પોતાનો તાપ આપી ભસ્મ કરે, પછી ભલે એ હાથ જાણી જોઈને ધરાયો હોય કે અજાણે ધરાયો હોય. જ્યારે લૌકિક અગ્નિનું 'જે કોઇ પાસે આવે તેને પોતાનો તાપરૂપ ધર્મ આપવો' એવું સામર્થ્ય છે તો પછી શ્રીઆચાર્યદ્વારા જે કોઈ જ્ઞાનીનું કે અજ્ઞાનીનું આત્મ નિવેદન થયું છે તેની લૌકિકી ગતિ કદાપિ ન થાય એમાં શું આશ્ચર્ય છે ?

શ્રીમદ્ ભાગવત–ષષ્ઠ સ્કન્ધમાં કહ્યું છે કે—

**अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकेनाम यत् ।**
**संकीर्त्तितमघं पुंसो दहेदेधो यथाऽनलः ॥** (अ. २. १८)

**" અજ્ઞાનથી કે જ્ઞાનથી ઉત્તમ યશવાન્ ભગવાનના નામનું જો કીર્ત્તન થાય તો તેથી જેમ અગ્નિ કાષ્ઠને ભસ્મ કરે છે તેમ મનુષ્યના સકલ પાપ ભસ્મીભૂત થાય છે." આ પ્રકારે અજ્ઞાનથી વા જ્ઞાનથી પ્રભુના નામનું કીર્ત્તન થાય, પ્રભુને આત્મ નિવેદન થાય, તો તેથી સકલ દોષ ભસ્મ થાય એમાં સંશય નથી. એક પ્રભુનો આશ્રય મનમાં રાખવો, જીવ બુદ્ધિથી એમ શંકા થાય કે 'હું તો કંઇ સાધન કરતો નથી તો મને શું ફલ પ્રાપ્ત થશે' તો સમાધાન કરે છે કે શ્રીઆચાર્યજીદ્વારા જેમનો અંગીકાર થયો છે તેમને કોઈ પણ પ્રકારની ચિન્તા કર્ત્તવ્ય નથી.**

અત્ર વિવેચન મૂળ શ્લોકને બરોબર અનુસરતું નથી. યથા તથા શ્લોકને સમજાવવાનો પ્રયત્ન થયો છે એમ લાગે છે. નીચેનું કંઇક ટીપ્પણ ઉપયુક્ત થઇ પડશે. જ્ઞાની અને અજ્ઞાની પ્રભુની પાસે સમાન છે તે નીચેના અર્થમાં સમ્ભવે છેઃ—

અજ્ઞાનીએ એમ ન માનવું કે પ્રભુ મ્હારી સદ્‌ગતિ નહિ કરે જો અજ્ઞાની જીવ પણ આત્મનિવેદન પ્રભુને કરે તો એની સદ્‌ગતિ થાયજ. જ્ઞાની જીવ જ્ઞાન પ્રાપ્ત કરીને આત્મ નિવેદન પ્રભુને કરે નહિ, ભગવદ્ધર્મ, તથા ભગવત્સેવાદિક કરે નહિ, તેમજ પોતાનું જ્ઞાન ભગવાન્‌નું માહાત્મ્ય સમજવામાં ઉપયોજે નહિ તો એવું જ્ઞાન વ્યર્થ છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તત્ત્વદીપ નિબન્ધમાં કહે છે કઃ—**अयमेव महामोहो हीदमेव प्रतारणम् । यत्कृष्णं न भजेत्प्राज्ञः शास्त्राभ्यासपरः कृती । तेषां कर्मवशानां हि भव एव फलिष्यति ॥**

**ज्ञानी चेद्भजते कृष्णं तस्मान्नास्त्याधिकः परः**

**અર્થ**:—નિશ્ચય આજ એક મહા મોહ છે અને પ્રતારણ (છેતરવાપણું) છે કે જે શાસ્ત્રના અભ્યાસમાં તત્પર છે એવો પણ્ડિત–જ્ઞાની શ્રીકૃષ્ણનું ભજન–સેવા કરતો નથી! એવા કર્મવશ જીવોને ભવસાગર (જન્મ મૃત્યુના આવર્ત્તનો) ફલરૂપે પ્રાપ્ત થાય છે!

જ્ઞાની થઇને પણ જો તે શ્રીકૃષ્ણનું ભજન વા સેવાદિક કરે તો તેનાથી અધિક કોઇ નથી!"

આ પ્રકારે ઉત્કૃષ્ટ ફલ તો જ્ઞાની વા અજ્ઞાની એમ ઉભયને શ્રીકૃષ્ણની સેવા કરવાથીજ થાય છે. ભક્તિમાર્ગ જ્ઞાનમાર્ગથી અધિક છે. કારણ કે શુદ્ધ જ્ઞાનમાર્ગમાં સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ પ્રભુમાં થતો નથી. એ જ્ઞાની સર્વ ઇન્દ્રિયોનું દમન કરે છે અને ભગવત્સેવામાં તેનો ઉપયોગ થતો અટકાવે છે, તેથી એનો અક્ષરબ્રહ્મમાં લય થાય એજ ફલ પ્રાપ્ત થાય છે. પરન્તુ જે ભગવદીય પોતાની સર્વ ઈન્દ્રિયોનો વિનિયોગ રસાત્મક પુરૂષોત્તમ શ્રીકૃષ્ણની સેવામાં કરે છે તેને તો એવા લયરૂપ ફલ કરતાં પણ અધિક ફલ

પ્રાપ્ત થાય છે; અને એ ઉત્કૃષ્ટ ફલ અક્ષર બ્રહ્મની સાથે વિવિધ કામોપભોગ વા સાયુજ્ય, વા સેવામાં ઉપયુક્ત થાય એવા અલૌકિક દેહની પ્રાપ્તિ, વા અલૌકિક સામર્થ્ય ઈત્યાદિક ભગવદીયો પ્રાપ્ત કરે છે. ઉપર્યુક્ત અક્ષરબ્રહ્મમાં લયરૂપ ફલ પણ શુદ્ધાદ્વૈતીય જ્ઞાનીને જ પ્રાપ્ત થાય છે. માયાવાદી જ્ઞાની જે સર્વ જગત્‌ને મિથ્યા કહે છે. તેને તો અસત્ય ફળ થાય છે. તેને તો સંસારમાં પુનરાવૃત્તિ થાય છે.

**' असन्नेव सभवति असद्ब्रह्मेति वेदचेत् '**

**અર્થ**:—' જે ( માયાવાદિ પ્રભૃતિ બ્રહ્મ રસરૂપ છે એમ જાણતા નથી તેઓ અસત્- મિથ્યા છે. ' આ પ્રકારે શ્રુતિ જ એવા મિથ્યાવાદી જ્ઞાનીનું મિથ્યાત્વ પ્રતિપાદન કરે છે. આ પ્રકારે જ્ઞાની વા અજ્ઞાની એમ સર્વ જીવે આત્મ નિવેદન ભગવત્સેવા, કથા ઈત્યાદિક અવશ્ય કરવા જોઇએ.

આત્મનિવેદન એટલે હું પ્રભુનો જ દાસ, પુત્ર કે પુત્રી છું, અને પ્રભુ જ મ્હારૂં સર્વસ્વ છે તેથી મ્હારે એમની આજ્ઞાનુસાર વર્ત્તન રાખવું જોઇએ. આમ પ્રભુનું દાસત્વ સ્વીકારી મનમાંથી અહંકાર નિવૃત્ત કરવો.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ નિજદાસ–સેવકોને અર્થે અશેષ સાધનો કર્યાં છે તેથી એમના સેવકોએ કોઇ પણ પ્રકારના સાધનો કરવાના નથી, એ સેવકોએ તો એક એમનુંજ શરણ સ્વીકારવું.

**विरहेण हरिस्फूर्त्या सर्वत्र क्लेशभावनात् ॥४॥**
**मूलम्ः—लीलातिरिक्तसृष्टौ हि निरानन्दत्वनिश्चयात् ।**
**यथाकथञ्चिद्विस्मृत्य प्रपञ्चं हृदये न्यसेत् ॥५॥**

**જ્ઞાન**—મિથ્યાવાદીનું જ્ઞાન નહિ–પરન્તુ શુદ્ધ બ્રહ્મવાદનું જ્ઞાન વ્યર્થ નથી. એ જ્ઞાનનો ઉપયોગ ભક્તિમાર્ગમાં છે. શુદ્ધ બ્રહ્મવાદના જ્ઞાનથી–શુદ્ધાદ્વૈતના જ્ઞાનથી–ભગવલ્લીલાવ્યતિરિક્ત ( લીલાથી પૃથક્–ભિન્ન ) સૃષ્ટિમાં આનન્દ નથી એમ દૃઢ નિશ્ચય થાય છે. અને એમ નિશ્ચય થયાથી સર્વત્ર તાપકલેશની ભાવના થાય છે. ભગવાનનો વિરહરૂપ તાપ–કલેશ અનુભવાય છે, અને તેથી સર્વત્ર ભગવાનની સ્ફૂર્તિ થાય છે. આ પ્રકારે ધીમે ધીમે પ્રપંચનું વિસ્મરણ થાય છે અને શ્રીકૃષ્ણનું હૃદયમાં સ્થાપન થાય છે. આ પ્રકારે શુદ્ધ બ્રહ્મવાદનું જ્ઞાન સાર્થક છે.

**શબ્દાર્થ**:—જ્ઞાનવાન્ મનુષ્યને લીલાથી ભિન્ન પદાર્થોમાં આનન્દનો અભાવ છે એમ નિશ્ચય થાય છે. અને તેથી સર્વત્ર કલેશની ભાવના થાય છે ( જેને પરિણામે ) ભગવદ્વિરહ થવાથી સર્વત્ર હરિની–ભગવાન્‌ની–સ્ફુર્ત્તિ થાય છે. આમ જેમ તેમ કરીને જ્ઞાની પ્રપંચની વિસ્મૃતિ કરી શ્રીકૃષ્ણને હૃદયમાં સ્થાપિત કરે છે. [ ૪–૫ ]

**વિવેચન**:—જ્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી જીવને વિપ્રયોગદાન કરે ત્યારે હૃદયમાં વિરહ થાય છે, કલેશ–તાપ–કલેશની ભાવના થાય છે, ભગવાનથી

આપણે વ્યુચ્ચરણ પામ્યા છીએ, વિયોગી થયા છીએ તેથી તાપ-ક્લેશ અનુભવાય છે. શ્રીમહાપ્રભુજી જ્યારે વિપ્રયોગનું દાન કરે ત્યારે જ સર્વત્ર સર્વ દુઃખહર્ત્તા એવા જે હરિ-શ્રીકૃષ્ણ તેનો વિરહ સર્વ સ્થલે અનુભવાય છે; ત્યારે જ શ્રીઠાકોરજીના સમ્બન્ધ વિના અન્ય કશા પર રૂચિ ઉત્પન્ન થતી નથી; ત્યારેજ ક્ષણ ક્ષણમાં વિપ્રયોગની ભાવના થાય છે. આ પ્રકારે જેને વિપ્રયોગરૂપ અગ્નિ હૃદયમાં પ્રકટે છે તેને પુષ્ટિમાર્ગીય ફલનો અનુભવ થાય છે. લીલા સમ્બન્ધથી રહિત જે પ્રવાહી સૃષ્ટિ છે તે આનન્દ વિનાની છે. એ પ્રવાહી સૃષ્ટિના જીવોને પ્રભુ કદાપિ નિજ-અલૌકિક-આનન્દનું દાન કરતા નથી. પ્રવાહી સૃષ્ટિના જીવો સંસારમાં ચર્ષણીની માફક ભ્રમણ કર્યાજ કરે છે એમને કોઈપણ કાર્યમાં સ્થિરતા હોતી નથી. એક કાર્યથી બીજા કાર્યમાં પ્રતિક્ષણ એમની મતિ ભ્રમિત હોય છે. એમને કોઈપણ સ્થળે રૂચિ નથી—આશ્રયસ્થાન-આનન્દ રૂપી નિવૃત્તિ સ્થાન હોતું નથી. આ પ્રકારની આસુરી સૃષ્ટિ છે. જે ભગવલ્લીલા સમ્બન્ધી દૈવી સૃષ્ટિ છે તે તો શ્રીમહાપ્રભુજીદ્વારા શરણે આવી સત્સંગથી પ્રપંચને વિસ્મરે છે એકી વખતે પ્રપંચ-વિસ્મૃતિ ન થાય તો ધીમે ધીમે પ્રપંચને વિસ્મરે છે. અહર્નિશ વિચારી વિચારી પ્રભુનું સ્મરણ કરે છે. આ દૈવી સૃષ્ટિને હૃદયમાં એવું જ્ઞાન થાય છે કે "આપણે તો પ્રભુના દાસ છીએ. અજ્ઞાનથી પ્રભુને ભૂલી ગયા છીએ. અમારો ધર્મ તો એજ છે કે પ્રભુની સેવા કરવી, પ્રભુનું સ્મરણ કરવું, પ્રભુના ગુણગાન કરવા ઈત્યાદિ." આસુરી સૃષ્ટિને આવું જ્ઞાન થતું નથી. (૪૫)

**मूलम्ः—कृष्णं गूढं सदानन्दं तथा लीलायुतं सदा ।**
**रसं स्वसमनामानं भक्तभावात्मकं पुनः ॥६॥**

પૂર્વ શ્લોકમાં શ્રીકૃષ્ણને હૃદયમાં સ્થાપન કરવાના કહ્યા તે કેવા પ્રકારના છે તે હવે નિરૂપણ કરે છે,

**શબ્દાર્થ:**—શ્રીકૃષ્ણ ગુઢ, સદા આનન્દરૂપ, તથા લીલાયુક્ત, સદા રસરૂપ, પોતાના જેવા નામવાળા, અને વળી ભક્તભાવાત્મક એવા શ્રીકૃષ્ણને હૃદયમાં સ્થાપિત કરવા. [૬]

**વિવેચન:**—શ્રીકૃષ્ણ કેવા છે ? તો કે મહાગુઢ છે-સર્વોપરિ છે, વેદાદિ પણ એમનો પાર પામી શકે એમ નથી, અને અન્તે 'नेति नेति' એમ એમને કહે છે; કારણ કે પોતે બુદ્ધિ અને વાણીથી અગમ્ય છે. શ્રીકૃષ્ણ સદા આનન્દ રૂપ છે અને એક રસરૂપ છે. **શ્રીકૃષ્ણનો આનન્દ અગણિત છે.** એમના આનન્દની એક કણિકામાં સકલ જગતનો આનન્દ સમાઇ રહે છે. શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે:—

**प्राकृताः सकला देवा गणितानन्दकं बृहत् ।**
**पूर्णानन्दो हरिस्तमात्कृष्ण एव गतिर्मम ॥**

સર્વ દેવો પ્રાકૃત છે–સર્વ દેવો પ્રકૃતિના ત્યાજ્ય ગુણોથી પૂર્ણ છે, તેથી નિકૃષ્ટ છે, એમના આનન્દની ગણના થઈ શકે છે. બૃહત્ (અક્ષર) બ્રહ્મનો આનન્દ પણ ગણ્ય છે. (તૈત્તિરીયોપનિષદ્‌ની આનન્દવલ્લિમાં વિવિધ પ્રકારના આનન્દની ગણના કરી છે.) તેમાં મનુષ્યના શત–આનન્દથી તે અક્ષર બ્રહ્મપર્યન્ત આનન્દ ગણાવ્યા છે. અક્ષર બ્રહ્મના આનન્દની ગણના એમ કરાવી છે કે "ते ये शतं प्रजापतेरानन्दाः सएको ब्रह्मण आनन्दः" "પ્રજાપતિના એવા સો આનન્દ તેના બરોબર બ્રહ્મનો એક આનન્દ" એમ બ્રહ્મના આનન્દની ગણત્રી કરી પણ અત્રે પુરૂષોત્તમના આનન્દની ગણના કરી નથી. શ્રીકૃષ્ણ–પૂર્ણ પુરૂષોત્તમનો આનન્દ અગણિત છે, શ્રીકૃષ્ણ પ્રાકૃત–હેય–સર્વ ધર્મ રહિત છે પણ અપ્રાકૃત નિખિલ ધર્મરૂપ છે; અન્યદેવ તેમજ અક્ષરબ્રહ્મ એવા નથી તેથી પૂર્ણાનન્દ શ્રીકૃષ્ણ જ મ્હારી ગતિ હજો !" શ્રીકૃષ્ણ વ્રજભક્તો સહિત સદા રસ લીલામાં નિમગ્ન છે. ભક્તના સંગમાં માનાદિક લીલા કરી રસવૃદ્ધિ કરે છે, શ્રીકૃષ્ણ પોતે રસરૂપ છે. "रसो वैसः" "પરમાત્મા નિશ્ચય રસ છે." તેથી નિજ ભક્તોના માન છોડવે છે. દીન થઈ તેમને મનાવે છે આ પ્રકારે રસ ઉદ્દીપન કરે છે. ગીતગોવિન્દમાં કહ્યું છે કે 'स्मरगर्वखण्डनं मम शिरसि मण्डनम् धेहि पदपल्लवमुदारम्' સ્મરનાગર્વનું ખણ્ડન કરનાર આપનું ઉદાર પદ (ચરણ) રૂપ પલ્લવ મ્હારા શિર પર મૂકો. એ ચરણ મારા મસ્તકનો શ્રૃંગાર છે.' આ પ્રકારે શ્રીઠાકોરજી ભક્તો પાસે દૈન્ય કરે છે. શ્રીકૃષ્ણના રસનો અનુભવ વ્રજભક્તો ભાવસહિત કરે છે. (૬)

**मूलम्ः—यशोदोत्सङ्गललितं मुग्धभावसमावृतम् ।**
**प्रपञ्चवैरिणं बाधहेतुलौकिकनाशनम् ॥७॥**

**શબ્દાર્થઃ**—શ્રી યશોદાજીના ઉત્સંગમાં શોભીત, મુગ્ધભાવથી પૂર્ણ, પ્રપંચ–સંસારના વૈરી અને [ભગવત્સેવામાં] બાધરૂપ લૌકિક હેતુના નાશ કરનારા શ્રીકૃષ્ણનું હૃદયમાં સ્થાપન કરવું. [૭]

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ કેવા છે? તો કે એમને શ્રીયશોદાજી નિજ ઉત્સંગમાં લઇ ખેલાવે છે, ત્યારે પરમ શોભા આપે છે. મુગ્ધબાલકની માફક શ્રીયશોદાજીના કણ્ઠમાં વીંટળાઇ વળે છે. પ્રપંચ–આ દેહસમ્બન્ધી સ્ત્રી, પુત્ર, પતિ, ગૃહ, લૌકિક, વૈદીક કાર્ય–એની સાથે વેર રાખે છે કારણકે પોતે સંસાર વૈરી છે–સંસારમાંથી મુક્તિ આપે એમ છે. તેથી સાંસારિક કાર્યમાં મનને આસક્ત થવા દેતા નથી. જે જે સંસારના પદાર્થો–સ્ત્રી, પુત્ર, ગૃહ, વિત્તાદીમાં ભક્તનું

ચિત્ત આસક્ત છે તેને પ્રભુ હરિ લઇ ભક્તનું ચિત્ત પોતામાં [ભગવાનૂમાં) નિરૂદ્ધ કરે છે [રોકે છે.] શ્રીયશોદાજી એક સમય દૂધ ઉભરાઈ જતું હતું તેને ઉતારવા પ્રભુને ત્વરાથી ભૂમિપર જરાક મૂકી દોડયા. પ્રભુ–શ્રીઠાકોરજી–ને એમ લાગ્યું કે " શ્રીયશોદાજી મ્હારા કરતાં દૂધને વધારે પ્રિય માને છે!" એ પોતે સહન કરી શકયા નહિ, તેથી દહીં, માખણનાં જેટલાં માટલાં હતાં તે ફોડી નાખી તેમાંનું દહીં તથા માખણ વાંદરાઓને લૂટાવી દીધું. આમ દહીં દૂધની માટલીઓ ફોડવાની, તથા અન્ય વ્રજભક્તો–ગોપીજનો–ના દહીં, માખણ લૂટાવાની ક્રીડા પ્રભુએ કરીને એમ બતાવ્યું કે " મ્હારો [ પ્રભુનો ] ત્યાગ કરીને ગૃહકાર્ય કરશો તોતે ગૃહકાર્ય–લૌકિક વા વૈદિક કશું સિદ્ધ થશે નહિ! ગોપીજનોની આસક્તિ પ્રભુ કરતાં દહિં દૂધ, માખણમાં વિશેષ હતી- તે આસક્તિ દૂર કરવા પ્રભુ એમના દહિં, દૂધ, માખણની ચોરી કરતા અને લૂટાવી દેતા. એમની પાસેથી દાન લેવામાં પણ ભક્તોનો નિરોધ સિદ્ધ કરવાનોજ હેતુ હતો. ભક્તોનું મન પ્રપંચમાં–દહીં, દૂધ, માખણાદિમાં લૌકિક–સંસારમાં અત્યાસક્ત થાય તો પ્રભુની વિસ્મૃતિ થાય, તેથી પ્રભુ પોતેજ એમની લૌકિક આસક્તિઓ–દહીં; દૂધ, માખણાદિ–હરી લે છે–એમની પાસે પ્રપંચ ભૂલાવે છે અને એમના ચિત્તને પોતામાં (પ્રભુમાં) રોકે છે. જે જે ભક્ત પ્રભુનો આશ્રય કરે છે તે સર્વનો પ્રપંચ–સંસાર નષ્ટ થાય છે. કારણ કે પ્રપંચ–સંસારમાં આસક્તિ ભગવત્સેવામાં બાધ કરે છે. પ્રભુ, ભગવત્સેવામાં બાધક એવાં સર્વ પદાર્થો–લૌકિક કાર્યો, કામ, ક્રોધ. મદ, મત્સર, અહન્તા, મમતા, માયાકૃત લૌકિકાદિ–સર્વના નાશ કર્ત્તા છે, અને ભક્તોને પોતામાં આસક્ત કરે છે. (૭)

**मूलम्ः–स्वप्रवेशाय कामादि सर्वदोषनिवारकम् ।**
**स्वार्थत्यक्ताखिलस्वीयपरमार्त्तिमहोत्सवम् ॥८॥**

**શબ્દાર્થઃ**—સ્વપ્રવેશાર્થ ( હૃદયમાંથી કામાદિ દોષ દૂર થાય ત્યારે ત્યાં પ્રભુનો આવિર્ભાવ થાય તે અર્થે ) કામાદિક સર્વ દોષને નિવૃત્ત કરનારા અને પ્રભુને લીધે જેઓએ સકલ લૌકિક, વૈદિકનો ત્યાગ કર્યો છે એવા સ્વીય–ભગવદીયોની પરમ વિપ્રયોગાર્ત્તિનેજ મહોત્સવરૂપ માનનારા–શ્રીકૃષ્ણને હૃદયમાં સ્થાપવા. [૮]

કવચિત્ स्वार्थत्यक्त–ને બદલે स्वार्थत्यक्त्वा એવો પણ પાઠ ઉપલબ્ધ છે. એ પાઠાનુસાર અર્થ:–" ભગવાન્ સ્વાર્થને ત્યજીને અખિલ સ્વીય ભક્તોને પરમાર્ત્તિનો મહોત્સવ કરાવનારા છે, એટલે કે ભગવાનનો સ્વાર્થ રમણ કરવામાંજ છે. પરન્તુ એવા રમણરૂપ

સ્વાર્થને ત્યજી અન્તર્ધાન થઇ જઇને વિરહની–વિપ્રયાગની આર્ત્તિદ્વારાએ મહોત્સવરૂપ થનારા છે, અથવા પશ્ચાત્ મહોત્સવ કરાવનારા છે. ”

**વિવેચનઃ**—એવા શ્રીકૃષ્ણ જ્યારે ભક્તોના હૃદયમાં પ્રવેશ કરવાનો વિચાર કરે છે ત્યારે એ ભક્તોના હૃદયના કામ, ક્રોધ, મદ, મત્સરાદિ સકલ દોષ દૂર કરે છે. આથી એમ સિદ્ધ થાય છે કે જ્યાં સુધી ભક્તનાં હૃદય કામાદિ દોષથી પૂર્ણ હોય છે ત્યાં સુધી શ્રીકૃષ્ણ એ હૃદયમાં પધારતા નથી. જ્યારે હૃદય દોષરહિત થાય ત્યારેજ પ્રભુ નિશ્ચય પધારે છે. શ્રીકૃષ્ણ, ભક્તના હૃદયમાં પધારીને ભક્તને સ્વદર્શનાર્ત્તિરૂપ–પ્રભુના દર્શન કરવાની તીવ્ર આતુરતા રૂપ પરમાર્તિનું ( તાપ–કલેશનું ) દાન કરે છે. “ પ્રભુને ક્યારે મળું ! ક્યારે એમના દર્શન કરૂં ! ” એમ તીવ્ર વિરહતાપનું ભક્તને દાન કરે છે. આ વિરહતાપનેજ–પરમાર્ત્તિનેજ–પ્રભુ, મહોત્સવરૂપ જાણે છે. આ વિરહતાપ–વિપ્રયોગાર્ત્તિ વ્રજભક્તોને સિદ્ધ થઈ છે. એમના હૃદયમાં ભાવાત્મક શ્રીકૃષ્ણ વિરાજે છે તેથી એ ભક્તો ગૃહકાર્ય કરી શકતા નથી. સકલ દિવસ ભગવાનના વેણુગીત, યુગલગીતાદિકનું ગાન કરી વ્યતીત કરે છે. રાસપંચાધ્યાયીમાં જ્યારે પ્રભુ ગોપીજનોના સૌભાગ્યમદથી અન્તર્ધાન થયા ત્યારે ગોપીજનોને અત્યન્ત વિરહ–વિપ્રયોગનો તાપ થયો અને જ્યારે એ વિરહાર્ત્તિની અન્તિમ દશા પ્રાપ્ત થઇ ત્યારે પ્રભુ પુનઃ પ્રકટ થયા અને રસદાન આપ્યું. આ પુન; પ્રાકટ્ય, અત્યન્ત વિપ્રયોગાર્ત્તિ વિના–પ્રભુના વિરહતાપ વિના–અસમ્ભવિત હતું. તેથી સિદ્ધ થાય છે કે જેમ શ્રીકૃષ્ણના વિયોગરૂપ આર્ત્તિ–તાપ–કલેશ અધિક, તેમ પ્રભુ ત્વરાથી પ્રકટ થાય છે અને રસદાન પણ અધિક કરે છે. તીવ્ર વિરહ–આર્ત્તિ મહોત્સવરૂપ છે. (૮)

**मूलम्ः–श्रीमदाचार्यहृदयशेषपर्यंकशायिनम् ।**
**अनन्तभावरूपात्मगोपीरमण तत्परम् ॥९॥**

**શબ્દાર્થ**:—શ્રીમદાચાર્યજીના હૃદયરૂપ શેષ શય્યામાં શયન કરનારા, અને અનન્ત ભાવરૂપ સ્વરૂપવાળા વ્રજભક્તો (ગોપીજનો) ના સંગમાં રમણ કરવામાં તત્પર ( એવા શ્રીકૃષ્ણને હૃદયમાં સ્થાપવા ). (૯)

**વિવેચનઃ**—એવા ભાવાત્મક શ્રીકૃષ્ણ શ્રીઆચાર્યજીના હૃદયમાં ભક્તો સહિત લીલા કરે છે. જેમ ક્ષીરસાગરમાં શેષ શય્યા છે તેમ શ્રીઆચાર્યજીનું હૃદય અત્ર શય્યા રૂપ છે. શેષશય્યાપર નારાયણ શયન કરે છે તેમ અત્ર ભાવાત્મક, રસાત્મક શ્રીકૃષ્ણ શ્રીઆચાર્યજીની હૃદયરૂપ શય્યાપર શયન કરે છે. ક્ષીરસાગરમાં તો શ્રીનારાયણના સંગમાં એક લક્ષ્મી છે, પરન્તુ અત્રે ભાવાત્મક રસાત્મક શ્રીકૃષ્ણ અનેક કોટયાન્ કોટિ, ભાવાત્મક વ્રજભક્તોના સંગમાં રમણ

કરવાને તત્પર છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કેવા પ્રકારે લીલા કરે છે તે શ્રીસુબોધિનીજીના મંગલાચરણમાં નમસ્કાર કરતાં કહે છે કેઃ-

**नमामि हृदये शेषे लीलाक्षीराब्धि शायिनम् ।**
**लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानं कलानिधिम् ॥**

આ શ્લોકમાં શ્રીઆચાર્યજી પોતાના હૃદયનો ભાવ જણાવતાં લખે છે કે "હૃદયરૂપ શેષશય્યાપર, લીલારૂપ ક્ષીરસાગરમાં શયન કરનાર અનેક લક્ષ્મીઓની ( વ્રજભક્તોની ) લીલાથી સેવ્યમાન કલાનિધિને (શ્રીકૃષ્ણને) હું નમસ્કાર કરૂં છુ." આ પ્રકારે શ્રીઆચાર્યજીના હૃદયમાં પ્રભુ લીલા કરે છે તેને નમસ્કાર કરીને શ્રીસુબોધિનીજી પ્રકટ કરી છે. એ વચનોમાં અતિ ગુઢભાવ રહ્યો છે. શ્રીઆચાર્યજીના હૃદયમાં જેમ ભાવાત્મક, લીલાવિશિષ્ટ પ્રભુ પધાર્યા છે તેમ પ્રત્યેક વૈષ્ણવે પોતાના હૃદયમન્દિરને વિષે ભગવાનની પધરામણી કરી કાર્ય કરવા. સર્વ કોઇ કાર્યમાં અહન્તા મમતા ન ધરતાં, ભગવદર્પણ કરીનેજ તે કરવું. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નિજશરણાગત સેવકોને પોતાના હૃદયની લીલા પ્રકટ કરી બતાવે છે. લીલા સહિત શ્રીઆચાર્યજીનું સ્મરણ કરવું. (૯)

જેના હૃદયમાં ભગવદ્‌ભાવ સદા જાજ્વલ્યમાન નથી, જે પોતાના હૃદયમાં ભગવાનને પધરાવતો નથી તે બાહ્યાચારથી ભલે વૈષ્ણવ કહેવાય પરન્તુ તે ભક્ત કહેવાય નહિ, તેને માટે ઉદ્ધાર નથી.................( એક ભાષાન્તરકાર ).

**मूलम्ः—मधुपालिजवोद्युक्तरोमालिसुविराजितम् ।**
**प्रसन्नवदनाम्भोजं करुणारसवद्दृशम् ॥१०॥**

**શબ્દાર્થઃ**—ભ્રમર પંક્તિના વેગથી રોમાવલિ ( પુલકિત થઈ આવવાથી ) થી જે ભગવાન્ વધારે શોભી રહ્યા છે, જે પ્રસન્ન મુખારવિન્દવાળા છે, અને જેમના નેત્રો કરુણારસથી પૂર્ણ છે એવા ભગવાન્ શ્રીકૃષ્ણને હૃદયમાં સ્થાપવા. (૧૦)

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણના નાભિકમલ ઉપર સુંદર રોમાવલિ છે. તે [ ઝીણા શ્યામ કેશ ] ભ્રમરાની પંક્તિની માફક શોભા આપે છે. એમનું મુખારવિન્દ અતિ પ્રસન્ન છે. વ્રજભક્તોના સંગમાં અનેક લીલા કરી છે તેથી મુખ ઉપર આનન્દ પ્રસરી રહ્યો છે. ભક્તોપર કરુણારસથી ભરેલા નેત્રથી દૃષ્ટિ કરે છે અને રસપાન કરાવે છે.

**मूलम्ः—बर्हिपिच्छाशिरोभूषं शृङ्गाररसरूपिणम् ।**
**एवंविधानन्तगुणं विधाय हृदये सदा ॥११॥**

**तस्य सेवां प्रकुर्वीत यावज्जीवं स्वधर्मतः ।**
**न फलार्थं न भोगार्थं न प्रतिष्ठा प्रसिद्धये ॥१२॥**

**શબ્દાર્થ**:—મયૂરના પિચ્છનો મુકુટ છે જેમને, જે શૃંગારરસરૂપ છે, અને એવા એવા અનન્ત ગુણવાલા ભગવાનને હૃદયમાં નિરન્ત સ્થાપીને સ્વધર્મથી જીવન પર્યન્ત એમની સેવા સારી રીતે કરવી. શ્રીકૃષ્ણની સેવા કોઇ ફલ પ્રાપ્તિ–અર્થ, કે કોઇ ભોગસિદ્ધિ–અર્થ, કે કોઈ પ્રતિષ્ઠા સ્થાપનાર્થે કરવાની નથી. ( ૧૧–૧૨)

**વિવેચન**:—શ્રીકૃષ્ણ મોરપિચ્છનો મુકુટ મસ્તક પર ધારણ કરે છે. તે શૃંગાર રસરૂપ છે. મોર જ્યારે રસદાન કરે છે ત્યારેજ નૃત્ય કરે છે. તેજ પ્રકારે શ્રીઠાકોરજી મોર મુકુટનો શૃંગાર ધરી ભક્તને રસદાન કરે છે. મોર મુકુટનો શ્રૃંગાર આ પ્રમાણે રસરૂપ છે. રાસાદિક લીલામાં અનેક જલસ્થલ–લીલાસંયુક્ત શ્રીકૃષ્ણને નિજ હૃદયમાં સ્થાપી, એમનું સ્મરણ તથા દર્શન નિયમશઃ કરવું.(૧૧)

ઉપર કહ્યું તેમ એવા શ્રૃંગાર રસરૂપ શ્રીકૃષ્ણનું સદા માનસી સેવાથી ધ્યાન કરવું. આ માનસી સેવા સિદ્ધ કરવા પ્રથમ તનુજા ( શારીરિક ) અને વિત્તજા [ ધનની સેવા ] મન લગાડી કરવી. સિદ્ધાન્ત મુક્તાવલિ ગન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે:–" कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता " 'કૃષ્ણની સેવા નિરન્તર કરવી. તે માનસી સેવા ઉત્તમ છે.' સદા શ્રીકૃષ્ણની [ તનુજા વિત્તજા ] સેવા કરનારને માનસી સેવા સિદ્ધ થાય છે. જેમ બ્રાહ્મણ ગાયત્રીનો જાપ ન કરે તો એનું બ્રાહ્મણપણું જતું રહે તેમ જો વૈષ્ણવ થઈ શ્રીકૃષ્ણની સેવા ન કરે તો એની વૈષ્ણવતા જતી રહે છે.

શ્રીકૃષ્ણની સેવા પણ સ્વધર્મ ગણી કરવી. કોઈ લૌકિક, વૈદિક મોક્ષાદિ ફલની આશાથી કૃષ્ણસેવા ન કરવી. હું જો સેવા કરીશ તો લોકો મને વૈષ્ણવ ગણી માન આપશે, દ્રવ્યાદિ આપશે એવો લોભ મનમાં ન રાખવો. તેમજ પ્રતિષ્ઠા–મોટાઈ પ્રાપ્ત કરવા પણ સેવા ન કરવી. પૂર્ણ નિષ્કામતાથી સ્વધર્મ સમજી કૃષ્ણસેવા નિરન્તર કરવી. શ્રીમદ્ભાગવત નવમસ્કન્ધમાં ભગવાન્ દુર્વાસા પ્રતિ કહે છે:—

**मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।**
**नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत् कालविप्लुतम् ॥** (અ૦ ૪–૬૭)

**અર્થ**:—" મ્હારી સેવાથી પ્રાપ્ત થાય એવા સાલોક્યાદિ ચારે પ્રકારના મોક્ષને પણ મ્હારા ભગવદીયો ઈચ્છતા નથી. મ્હારી સેવાથી મ્હારા ભક્તો એવા પૂર્ણ છે–સન્તુષ્ટ છે ( કે સેવાજ એમને પૂર્ણ ફલરૂપ છે ) જ્યારે એ

સેવાથી પૂર્ણ એવા ભગવદીયો આવા મોક્ષની પણ વાંચ્છના કરતા નથી તો પછી કાલથી નાશ પામે એવા રાજ્યાદિક પદાર્થો તો એઓ કેમ ઇચ્છે ?" આમ મનઃપૂર્વક સ્વધર્મ સમજી નિષ્કામ થઇ વૈષ્ણવે કૃષ્ણસેવા કરવી. (૧૨)

मूलम्ः—श्रीमदाचार्यमार्गेण नान्येनापि कदाचन ।
न कल्पितप्रकारेण न दुर्भावसमन्वयात् ॥१३॥

**શબ્દાર્થ:**—સેવા કરવી તે પણ શ્રીમદાચાર્યજીએ સર્વનિર્ણય નામના પ્રકરણમાં જે પ્રકાર નિરૂપણ કર્યો છે તે પ્રકારે કરવી. કદાપિ (પણ) અન્ય-માર્ગની રીતિથી, તેમજ સ્વકલ્પિત પ્રકારથી ( જેમકે ગ્રીષ્મ ઋતુમાં ગાઢ આભરણ વસ્ત્રાદિ પ્રભુને ધરવા ), તેમજ દુર્ભાવના સમન્વયથી ( અશ્રદ્ધાથી-અભાવપૂર્વક) ન કરવી. (૧૩)

**વિવેચનઃ**—વૈષ્ણવે સેવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના પુષ્ટિમાર્ગની રીતિથી કરવી. કદાચિત્ ભૂલે ચૂકે અન્યમાર્ગની રીતિથી કદાપિ ન કરવી. તેમજ પોતાના મનથી કલ્પિત પ્રકારે પણ સેવા ન કરવી. જો સેવા માર્ગની રીતથી અજ્ઞાત હોય તો વૈષ્ણવે રૂઢ પુષ્ટિમાર્ગીય ભગવદીયોને પૂછી લઈ સેવા કરવી. સર્વથા દુર્ભાવથી ન કરવી. સ્વલ્પ સમૃદ્ધિ હોય અને તેથી જો ઉત્તમ વસ્ત્ર આભરણાદિ પ્રાપ્ત ન થાય તો દુર્ભાવ-મનમાં સંકોચ-ન થવા દેવો. આપણી સમ્પત્તિના પ્રમાણમાં યથાશક્તિ શ્રીઠાકોરજીની સેવામાં ધનનો વિનિયોગ કરવો. શ્રીકૃષ્ણ સેવારૂપ કાર્યને અન્ય લૌકિક કાર્ય સમાન ન ગણવું. અન્ય લૌકિક કાર્યો શ્રીકૃષ્ણસેવારૂપ પરમફલ આગળ તુચ્છ છે. જો સામાન્ય લૌકિક કાર્ય સમાન શ્રીકૃષ્ણસેવાને ગણીએ તો સેવામાં અશ્રદ્ધા, દુર્ભાવ, અને અભાવ, આવે અને સેવા નિકૃષ્ટ થઈ જાય. તેથી વૈષ્ણવોએ "શ્રીકૃષ્ણસેવા એ ઉત્તમોત્તમ ફલરૂપ છે, અને સ્વધર્મ છે" એમ સમજી પુષ્ટિમાર્ગીય રીત્યનુસાર સેવા કરવી.

मूलम्ः—तत्त्वं विदित्वा परमं यशोदोत्सङ्गलालितम् ।
श्रीमदाचार्यतत्पुत्रान् हित्वास्मत्स्वामिनीरपि ॥१४॥
तत्तुल्यबुद्धया नाशः स्यात्सर्वथेति विनिश्चयः ।
एतावती सती शिक्षा संक्षिप्ता ध्रियतां हृदि ॥१५॥

**શબ્દાર્થ:**—શ્રીયશોદાજીના ઉત્સંગમાં લાલિત શ્રીકૃષ્ણને પરમતત્ત્વ જાણીને શ્રીમદાચાર્યજી, એમના પુત્ર, અને શ્રીવ્રજભક્તો વિના અન્ય કશા પર એમના તુલ્ય બુદ્ધિ (ભાવ) રાખવાથી સર્વથા નાશ થાય છે એવો દઢ નિશ્ચય રાખવો. આટલી સંક્ષિપ્ત સત્યશિક્ષા સર્વથા હૃદયમાં ધારણ કરવી. (૧૪-૧૫)

**વિવેચન**:—વૈષ્ણવ ભગવત્સેવા કરે અને નીચેના ચાર પદાર્થોને પરમ તત્ત્વ જાણે. (૧) શ્રીયશોદોત્સંગ લાલિત શ્રીકૃષ્ણ, (૨) શ્રીઆચાર્યજી મહાપ્રભુજી, (૩) એમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી-શ્રીગુસાંઈજી, (૪) આપણા સ્વામિનીજી-વ્રજભક્તો આ ચાર પરમતત્ત્વ પુષ્ટિમાર્ગમાં છે. આ ચાર તત્ત્વને વિષે જેવો અલૌકિક ભાવ, જેવું સન્માન, જેવું દૈન્ય રાખીએ તેવું અન્ય લૌકિક પદાર્થો વિષે કદાપિ ન કરવું. એ ચાર પરમતત્ત્વ વિષે ઉત્તમોત્તમ ભાવ રાખવો. એમને ત્યજી લૌકિકમાં ઉત્તમોત્તમ ભાવ રાખનારને અસુર જાણવો. એનો શીઘ્ર નાશ થાય છે. કોઇ એવો લૌકિક પદાર્થ નથી કે જે એ ચારમ ની કોઇ પણ તત્ત્વની સાથે તુલ્યતા ધરાવી શકે. આના દૃષ્ટાન્તમાં એક વાર્તા છે. મીરાંબાઇને ગૃહે રામદાસજીએ શ્રીઆચાર્યજીનું પદ ગાયું. ત્યારે મીરાંબાઇએ કહ્યું કે 'કોઈ શ્રીઠાકોરજીનું પદ ગાઓ'! રામદાસજીએ આ સાંભલતાં જ ખિન્ન થઇને કહ્યું કે "दारी रांड यह पद कहा तेरे खसमको हे, आजु पीछें तेरो मुख न देखुंगो!" એમ કહીને ત્યાંથી ચાલવા માંડયું. પછી મીરાંબાઇએ બહુ વિનંતી કરી પરન્તુ ત્યાં રામદાસજી ઉભા ન રહ્યા. આ એક દૃષ્ટાન્ત. બીજું દૃષ્ટાન્તઃ- છીતસ્વામી બીરબલને ત્યાં વરસોંત લેવા ગયા હતા. ત્યાં બિરબલે કહ્યું કે કોઈ પદ ગાઓ. છીતસ્વામીએ ગાયું કે 'छीतस्वामी गिरिधरन श्रीविठ्ठल येहि तेहि, तेहि येहि कछु न सन्देह' આ સાંભળી બીરબલે કહ્યું કે "જો દેશાધિપતિ (અકબરશાહ) પૂછશે તો શું જવાબ દેશો?" એટલું બોલતાંજ છીતસ્વામીએ કહ્યું કે 'मेरे माये तो तुंहि म्लेच्छ हे, आजू पीछे तेरो मुख न देखुंगो.' આમ કહી વરસોંતનો ત્યાગ કરી જતા રહ્યા. વૈષ્ણવો એવા ટેકીલા, અનન્ય હતા કે કોઇપણ પ્રકારનો આક્ષેપ વા સન્દેહ શ્રીમહાપ્રભુજી આદિ ચાર તત્ત્વોમાં સહી શકતા ન હતા! શ્રીહરિરાયજી કહે છે કે એ સર્વ શિક્ષા સંક્ષિપ્તમાં લખી છે તેના પર વિચાર કરી હૃદયમાં અવશ્ય ધારણ કરશો. (૧૫)

**मूलम्ः—अन्येऽपि चोपदेष्टव्या यदि स्युरधिकारिणः ।**
**मिलन्ति स्वेच्छया श्रद्धायुताः पृच्छन्ति चेत्तदा ॥१६॥**

**શબ્દાર્થ**:—(તમારે તો આ-સંક્ષિપ્ત શિક્ષાનું મનન કરવુંજ. આ ચાર પરમતત્વ સમાન લૌકિકમાં કોઈ પદાર્થ નથી એમ નિશ્ચય કરવો). અન્ય પણ જો કોઈ એના અધિકારી જનો હોય, અને જો તેઓ પોતાની ઇચ્છાથી મલે, અને જો શ્રદ્ધાયુક્ત થઇ તમને પૂછે તો તમારે એમને ઉપદેશ કરવો. [૧૬]

**વિવેચન**:—ઉપર જે શિક્ષા લખી તે અન્યજનોને કહેશો મા. જે કોઈ

ભગવદીય હોય, ભગવદિચ્છાથી આપની પાસે આવે અને પ્રાર્થના કરી પૂછે, ચિત્તપૂર્વક શ્રવણ કરે, તોજ અધિકારીઓને આ શિક્ષાનો બોધ કરવો. તમારી ઇચ્છાથી કોઇ અનધિકારીને આ શિક્ષાનો ઉપદેશ ન કરશો. અધિકારી-પાત્ર વિના રસ સ્થિર થાય નહિ એમ સમજી અન્યમાર્ગીયોને, તેમજ અનાધિકારીને આનો ઉપદેશ ન કરશો. [૧૬]

**मूलम्ः—जीवतत्परतासिद्धौ कृपालुस्तेषु तुष्यति ।**
**यथा विषयिणां तोषो दूतिकासु तथा हरेः ॥१७॥**

**શબ્દાર્થઃ**—જ્યારે ( ભગવત્સેવા, કથાદિકથી ) જીવની ભગવત્પરતા સિદ્ધ થાય છે ત્યારે તે જીવો પર કૃપાલુ પ્રભુ પ્રસન્ન થાયછે. જેમ દૂતિકાઓ ઉપર વિષયીજનો સન્તુષ્ટ હોય છે તેમ પ્રભુ ભગવત્પરાયણ જીવો પર સન્તુષ્ટ હોય છે. (૧૭)

**વિવેચનઃ**—જે જીવ ભગવત્પરાયણ હોય તેને પુષ્ટિમાર્ગીય ફલ સિદ્ધ થાય. પ્રલ્હાદજીને હિરણ્યકશિપુએ અતિશય દુઃખ આપ્યું તોપણ પ્રલ્હાદજીએ પોતાની ભગવત્પરાયણતા, ભગવદ્ધર્મ, ભગવદાશ્રયનો ત્યાગ ન કર્યો ત્યારે પ્રભુએ શ્રીનૃસિંહાવતાર લઈ એનો પ્રતિબન્ધ દૂર કર્યો. તેજ પ્રકારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પુષ્ટિમાર્ગમાં તત્પર થાય ત્યારેજ ફલ સિદ્ધ થાય. જેમ વિષયીજનો દૂતિની અનન્યતા જોઈ એના પર પ્રસન્ન રહે છે તેમ શ્રીભગવાન્ નિજ ભક્તોની અનન્યતા જોઈ તેમના પર કૃપા કરે છે, નિજ દાસ-ભક્તોના સકલ કાર્ય પૂર્ણ કરે છે, તેમના પ્રતિબન્ધો દૂર કરે છે.

ઉપરના ૧૬ મા શ્લોક અને આ ૧૭ મા શ્લોક સાથે કંઇક વિશેષ સમ્બન્ધ ભાસે છે. શ્રીહરિરાયજી શ્રીગોપેશ્વરજીને લખે છે કે જો ' તમે આ શિક્ષા અન્ય અધિકારી ભગવદીયોને આપશો તો તમે પ્રભુ શ્રીકૃષ્ણનો સન્દેશ અધિકારી ભક્તોને પહોંચાડવાની સેવા બજાવશો. જેમ દૂતિ પ્રેમના પાત્રોના સન્દેશ પરસ્પર પહોંચાડે છે અને વિષયીજનનો સન્તોષ લે છે. તેમ તમે પણ જો પ્રભુનો સન્દેશો અધિકારી ભગવદીયોને પહોંચાડી ભગવદ્ભાવ-ભગવદ્ધર્મની વૃદ્ધિ કરશો તો પ્રભુ તમારા પર સન્તુષ્ટ રહેશે. જીવે પણ શિક્ષા લેવાની છે કે કોઇના હૃદયમાં ભગવદ્ધર્મ કે ભગવદ્ભાવનું સ્થાપન થાય તો એ કાર્ય ભગવાનનું દૂતિનું કાર્ય કર્યા બરાબર છે.

**इति श्रीहरिरायजीविरचितं अष्टादशं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवाद सहितं समाप्तम् ॥१८॥**

# શિક્ષાપત્ર ૧૯ મું.

**ઉદ્દેશ:**—આ કરાલ કલિકાલમાં કુસંગથી સત્પુરૂષોની પણ બુદ્ધિ નાશ પામે છે. સત્સંગ તો અતિદુર્લભ છે, તેથી નિરન્તર અષ્ટાક્ષર મન્ત્રનું ઉચ્ચારણ કરી મન એક શ્રીમદાચાર્ય શરણ કરવું. એમ નિરૂપણ કર્યું છે. ઉપર બતાવેલા દોષોથી જો વૈષ્ણવ પોતાના ભગવદ્ભાવનું રક્ષણ કરે અને ભગવત્સેવા-સ્મરણ-કથાદિકમાં તત્પર રહી, શ્રીમદાચાર્યજીનો અનન્ય આશ્રય હૃદયમાં ધારણ કરે તો ફલ સિદ્ધ થાય. આ મહાબાધક કલિકાલથી બચવું આવશ્યક છે એ હવે કહે છે:-

**मूलम्ः—इदानीं वर्त्तते कालः करालः कलिरीदृशः ।**
**यस्मिन् विनश्यति मतिः सतामपि कुसङ्गतः ॥१॥**

**શબ્દાર્થ:**—હવે એવો કરાલ ( ભયંકર ) કલિ કાલ આવ્યો છે કે એ સમયમાં સત્પુરૂષોની મતિ પણ કુસંગથી નષ્ટ થાય છે. (૧)

**વિવેચન:**—વર્ત્તમાન કલિ કાલ મહાવિકરાલ છે! એનો પ્રસિદ્ધ પ્રવાહ જોઇએ છીએ તો કમ્પ ઉદ્ભવે છે! કારણકે સત્પુરૂષની મતિ કુસંગથી ભ્રષ્ટ થાય તો અજ્ઞાનીની બુદ્ધિ ભ્રષ્ટ થાય એમાં શું આશ્ચર્ય ! એવો કઠિન કાલ આવ્યો છે !

**मूलम्ः—सत्सङ्गो दुर्लभो यत्र सततं सत्प्रसंगतः ।**
**कथाः कृष्णचरित्रैकरता नित्यं भवन्ति हि ॥२॥**

**શબ્દાર્થ:**—( કોઇ કહે કે સત્પુરૂષોની મતિ કેમ ભ્રષ્ટ થઇ ? એમ જો કોઈ પૂછે તો કહે છેઃ- ) જે સમયમાં સત્સંગજ દુર્લભ છે ! અને સત્સંગમાંજ નિરન્તર એક શ્રીકૃષ્ણ ચરિત્રયુક્ત કથા થાય છે. (૨)

**વિવેચન:**—સત્સંગ તો દુર્લભ છે. નિરન્તર દુઃસંગથી સત્પ્રાણીની બુદ્ધિ નાશ પામી છે. જો એક ક્ષણ પણ ભગવદીયોનો સંગ દુર્લભ છે તો પછી નિરન્તર સત્સંગ પ્રાપ્તિ તો ક્યાંથીજ થાય ? નિરન્તર ભગવદીયનો સંગ થાય, શ્રીકૃષ્ણની લીલાનું શ્રવણ પ્રીતિથી કરે, શ્રીકૃષ્ણ સેવા કરે તો કંઇક ચિત્તને શાન્તિ મળે. જે ભગવદીયો પોતે સેવા કરતા હોય અને કૃષ્ણલીલાનું શ્રવણ કરતા હોય તે પોતાના સંગમાં રહેતા અન્ય વૈષ્ણવોને પણ ભગવદ્ધર્મમાં તત્પર કરી શકે. દૃષ્ટાન્તમાં એક ભીનું કપડું પોતાના સમ્બન્ધથી અન્ય સૂકા કપડાને ભીનું કરી શકે છે. પરન્તુ એવા ભગવદ્રસથી આર્દ્ર ભક્તો હમણા દુર્લભ છે! (૨)

मूलम्ः–निजाचार्यपदाम्भोजसेविनस्तु सुदुर्लभाः ।
अदम्भिनः कृष्णसेवाकथा चिन्तन तत्पराः ॥३॥

**શબ્દાર્થ:**—આપણા શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલનું સેવન કરનારા, દમ્ભરહિત, અને શ્રીકૃષ્ણસેવા તથા કથાનું ચિન્તન કરવામાં તત્પર–એવા ભગવદીયો અતિ દુર્લભ છે. (૩)

ભગવદીયોના લક્ષણ આપે છે કે જેથી વૈષ્ણવો સાવધાન રહે. જેઓમાં એ લક્ષણો હોય તેનોજ સંગ કરવો. અન્યના સંગથી ફસાવાનો સમય આવે છે.

**વિવેચન:**—જેઓ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલની સેવામાં અહર્નિશ મન રાખતા હોય એવા અનન્ય પુષ્ટિમાર્ગીય ભગવદીય અતિ દુર્લભ છે. જેઓ દમ્ભરહિત હોય, પાખણ્ડી ન હોય, શ્રીકૃષ્ણની સેવામાં તત્પર હોય, શ્રીકૃષ્ણની લીલાના ચિન્તનમાં તત્પર હોય, સેવા બાહ્યાચારથીજ ન કરતા હોય, પણ શુદ્ધ મનથી કરતા હોય એવા ભગવદીય તો આ કાલમાં બહુ દુર્લભ છે. (૩)

मूलम्ः–अहं तु सर्वथा नित्यं तथा सत्सङ्गवर्जितः ।
क्लिश्यामि मनसा नूनं निरानन्देन नित्यशः ॥४॥

હવે શ્રીહરિરાયજી પોતાને સત્સંગનો અભાવ છે એ નિરુપણ કરે છે.

**શબ્દાર્થ:**—હું તો સર્વથા નિત્ય સત્સંગથી રહિત છું. નિત્ય આનન્દ-રહિત મનથી ક્લેશ પામું છું. (૪)

**વિવેચન:**—મને સત્સંગ પ્રાપ્ત થતો નથી. ભગવદીયનો સંગ થાય તો એના હૃદયમાં વિરાજતા શ્રીકૃષ્ણના આનન્દનો પણ અનુભવ થાય. પરન્તુ ભગવદીય દુર્લભ છે, તેથી મારૂં મન આનન્દ રહિત હોઈ ક્લેશ પામે છે. (૪)

मूलम्ः–बाष्पनिः सरणोपायं न पश्यामि महितले ।
को वा मदीयहृदयदुःखं दूरीकरिष्यति ॥५॥

**શબ્દાર્થ:**—હું આ પૃથ્વી ઉપર અશ્રુ બહાર કહાડવાનો ઉપાય જોતો નથી. અથવા મ્હારા હૃદયનું દુઃખ કોણ દૂર કરશે ?

શ્રીહરિરાયજી દીનતાના આવેશથી આવા ઉદ્‌ગાર કહાડે છે.

**વિવેચન:**—મ્હેં આ પૃથ્વીપર વાસ કર્યો તે શું કરવા કર્યો ? જો પૃથ્વિ ઉપર જન્મ લઈને પણ હરિશરણ ન સાધી શકાય તો જન્મ વૃથા છે. પ્રલ્હાદજી શ્રીમદ્‌ભાગવત સપ્તમસ્કન્ધમાં કહે છે કે:–

कौमार आचरेत्प्राज्ञो धर्मान् भागवतानिह ।
दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम् ॥ (अ० ६–१)

**અર્થ**:—" કુમારાવસ્થામાં બુદ્ધિમાન્ આ સંસારમાં ભગવદ્ધર્મનું આચરણ કરે કારણકે માનુષ જન્મ દુર્લભ છે. જો કે માનુષ જન્મ (અધ્રુવ) નિશ્ચલતારહિત છે તોપણ અર્થ આપનારો છે." શ્રીએકાદશ સ્કન્ધમાં જનકવિદેહી કહે છેઃ-

**दुर्लभो मानुषो देहो देहिनां क्षणभङ्गुरः ।**
**तत्रापि दुर्लभं मन्ये वैकुण्ठ प्रियदर्शनम् ॥ [ अ० २–२९. ]**

**અર્થ**:—દેહિ જીવને માનુષ દેહ દુર્લભ છે. એ દેહ ક્ષણ ભંગુર (ક્ષણમાં નાશ પામે એવો) છે. તેમાં પણ વૈકુણ્ઠ ( ભગવાન્‌ના ) પ્રિયજનો–ભક્તજનોના દર્શન દુર્લભ છે." આ વાક્યાનુસાર માનુષ દેહ ઉત્તમ છે. જો કે ક્ષણભંગુર છે. તો પણ મહાન અર્થ સાધી આપે એવો છે. કૌમાર અવસ્થામાંજ પ્રભુનું શરણ લઈ ભગવદ્ધર્મ, કરવો યોગ્ય છે, કારણકે આવો ઉત્તમ માનુષ દેહ ક્ષણમાં નાશ પામે એમ છે, અને જો ભગવદ્ધર્મ, ભગવત્સેવા, સ્મરણાદિક જો વૃદ્ધાવસ્થાને માટે મુલતવી રાખવામાં આવે તો પશ્ચાત્તાપ કરવો પડે. ક્યારે કાલ ભક્ષણ કરશે તે કહી શકાતું નથી. અન્તકાળે કશું ન બની આવે તેથી સાવધાન રહી યથાશક્તિ ભગવદ્ધર્મનું આચરણ કૌમારાવસ્થાથીજ કરવા ચૂકવું નહિ. આવો ઉત્તમ ફલદાયક માનુષ દેહ પ્રાપ્ત કરીને પણ જીવ જો ચિત્તને લૌકિકમાં આસક્ત કરી હરિશરણ ન જાય, તો એનો માનુષ દેહ વૃથા છે, એ પોતાના પારસમણિને–ચિન્તામણિને કોડીના સમાન ધૂળમાં પલટે છે, અને અન્તે પશ્ચાત્તાપ કરે છે. એ પ્રકારે હરિશરણના ઉપાય દુર્લભ છે એ વિચારી શ્રીહરિરાયજી અતિ ખેદ કરે છે !

શ્રીગોપેશ્વરજીના ચિત્તનું સાન્ત્વન કરવા શ્રીહરિરાયજી શ્રીગોપેશ્વરજીને કઇ કઇ અનુકૂલતા છે તે બતાવી આપે છે. શ્રીહરિરાયજી, વ્રજદેશ તથા શ્રીયમુનાજી આદિથી દૂર પરદેશમાં છે.

**मूलम्ः–व्रजवासस्तथा श्रीमद्यमुनादर्शनं गतम् ।**
**दूरे गोवर्द्धनद्वार्शिर्दूरे तन्नाथदर्शनम् ॥६॥**

**શબ્દાર્થ**:—વ્રજમાં વાસ, તથા શ્રીમદ્‌યમુનાજીનું દર્શન, તથા શ્રીયમુનાજીના સ્વરૂપનું જ્ઞાન, તથા શ્રીગોવર્દ્ધન–શ્રીગિરિરાજજીના સ્વરૂપનું જ્ઞાન, તથા શ્રીગોવર્દ્ધનનાથજીના દર્શન–એ સર્વ દૂર થયા છે. ! ! (૬)

**વિવેચનઃ**—હરિશરણનું કોઈ પણ સાધન મ્હારાથી થયું નહિ ! વ્રજમાં વાસ પણ થયો નહિ ! વ્રજદેશ મહા ઉત્તમ છે ! વ્રજદેશ પ્રભુશરણ જવાનું ઉત્તમ સ્થલ છે. ! જો ત્યાં સ્થિતિ થાય તો પ્રભુ આપણને પોતાના કરી લે અને કૃપા કરે ! એવો ઉત્તમ વ્રજવાસ પણ મ્હારાથી તો ન થયો ! શ્રીયમુનાજીનો એવો પ્રતાપ છે કે ગમે તેવો દુષ્ટ જીવ પણ જો જાણે અજાણે એનું

સકૃત્ જલપાન કરે તો એ જીવને [1]યમયાતના ન થાય. જે જીવ શ્રીયમુનાજીનો આશ્રય કરે તેને શ્રીયમુનાજી શ્રીઠાકોરજીની લીલાનો અનુભવ કરાવે અને તેના સર્વ કાર્ય સિદ્ધ કરી ભગવલ્લીલાનુભવ યોગ્ય અલૌકિક દેહ સમ્પાદન કરી આપે. એવું શ્રીયમુનાજીનું અલૌકિક માહાત્મ્ય છે ! મ્હને તો એવા શ્રીયમુનાજીના દર્શન પણ દૂર છે ! [2]શ્રીગિરિરાજ એવા ભગવદિય છે કે પોતાના સંગથી નીચ યોનિમાં જન્મેલા પુલિન્દીજી [ભીલડી] ને પણ ભક્તિ આપે છે ! એવા શ્રી ગિરિરાજજી પણ મ્હારાથી દૂર છે ! અરે ! શ્રીગોવર્દ્ધનનાથજીના પણ દર્શન મને દુર્લભ થયા છે ! આ પ્રકારે પરદેશમાં સ્થિતિ કરવાથી હું ભાગ્યહીન છું ! હવે હું શું કરૂં ?

હવે જો કોઇ એમ શંકા કરે કે શું કરવા આવો ખેદ કરો છો ? મનમાં ભાવપૂર્વક એ વસ્તુઓનું સ્મરણ કરશો તો એ વસ્તુઓ પાસે જ છે. મનમાં વ્રજ, શ્રીયમુનાજી, શ્રીગિરિરાજ, શ્રીગોવર્દ્ધનનાથજી–એ સર્વની ભાવના કરો' તો પ્રત્યુત્તર આપે છે.

**मूलम्ः–विषयाक्रान्तितो दूरे भगवद्भावसन्ततिः ।**
**देशान्तरस्थितस्याद्य दूरे सङ्गः सतामपि ॥७॥**

---

૧ શ્રી યમુનાજી અને યમ સૂર્યની સન્તતિ છે. બીજું શ્રીઠાકોરજીએ શ્રીયમુનાજીના નીરપર, શ્રીયમુનાજીના જલમાં ક્રીડા કરી છે. આ પ્રકારે શ્રીયમુનાજીને ભગવત્સમ્બન્ધ છે. જેને પરિણામે જે કોઇ જીવ શ્રીયમુનાજીનું જલપાન કરે તેને ભગવત્સમ્બન્ધ પ્રાપ્ત થાય એમાં સંશય નથી. શ્રીયમુનાજીમાં શ્રીઠાકોરજીએ વ્રજભક્તો સહિત રાસલીલાને અન્તે જલક્રીડા કરી હતી. જેને લીધે શ્રીયમુનાજીનાં પાનથી વ્રજભક્તોની–શ્રીગોપીજનની ભક્તિ પ્રાપ્ત થાય છે. પુષ્ટિમાર્ગમાં શ્રીયમુનાજી ચાર પ્રકારના ભક્તોનું એક યુથ ગણાય છે. કે જે યુથ ભગવાનને નવીન સામગ્રી અંગીકાર કરાવે છે, ભગવત્સમ્બન્ધ કરાવે છે. અને ભગવાનની સાથે રમણ કરવા યોગ્ય અલૌકિક દેહ સમ્પાદન કરી આપે છે. આવા માહાત્મ્ય યુક્ત શ્રીયમુનાજીનું જલપાન કરનારને શ્રીયમરાજા પણ કેવી રીતે દુઃખ આપી શકે ? વધુ વિગત માટે જુઓ "**શ્રીયમુના સ્તોત્ર રત્નાકર.**"

૨ મથુરાજીની પાસે ૮૪ કોશનો એક વ્રજદેશ નામનો પ્રદેશ છે. ત્યાં શ્રીગિરિરાજ નામના એક પર્વત છે. આ પર્વતની કન્દરામાં શ્રીઠાકોરજી ગાયો ચરાવતા ચરાવતા પધારતા હતા શ્રીગિરિરાજ શ્રીઠાકોરજીનું સન્માન મધ્યાહ્ન સમયે શીતલ સ્થાન આપી કરતા હતા. તેથી એમને પણ પુષ્ટિમાર્ગમાં ભગવદીય કહ્યા છે. એમના સમ્બન્ધથી જે ભીલડીઓ–પુલિન્દીજીઓ–નિકટ પ્રદેશમાં રહેતા હતા તેમને ભક્તિ પ્રાપ્ત થઇ. અને નિચ યોનિમાં જન્મેલા પુલિન્દીજી–ભગવદીયોનો ભોગ ( વનના ફલફુલાદિ, ) શ્રીઠાકોરજી અંગીકાર કરતા આધુનિક સમયમાં પણ પુષ્ટિમાર્ગના મન્દિરોમાં ઉત્થાપન ભોગ શ્રીપુલિન્દિજીના ભાવથી ધરાવાય છે.

[ શ્રીગિરિરાજજીના સ્વરૂપ વર્ણન અને માહાત્મ્ય માટે જુઓ "**શ્રીગિરિરાજ ભૂષણ ગ્રન્થ**" ]

**શબ્દાર્થ**:—વિષયાક્રાન્તિથી ભગવદ્ભાવનો વિસ્તાર દૂર રહ્યો છે. અને હું કે જે પ્રદેશ–દેશાન્તરમાં સ્થિતિ કરી રહ્યો છું તેને સત્પુરૂષનો સંગ પણ દૂર છે. (૭)

**વિવેચન**:—દેહ વિષયથી આક્રાન્ત–પૂર્ણ થઈ રહ્યો છે. તેથી ભગવદ્ભાવ અતિ દૂર છે. જેનું હૃદય શુદ્ધ હોય, અષ્ટપ્રહર લૌકિક વાતો મનમાં ન સ્ફુરતાં ભગવત્સ્મરણ ચાલી રહે તેવા ભગવદીયને સર્વ વસ્તુ ભાવનાથી સિદ્ધ થાય. પરન્તુ હું તો વિષયથી પૂર્ણ છું. દૂર દેશમાં સ્થિતિ કરૂં છું. મને સંગ પણ અત્ર લૌકિક પ્રવાહી સૃષ્ટિનો થાય છે. ભગવદીયના સંગમાં રહી ભગવદ્ભાવનો વિચાર કરવો એ મ્હને સુલભ નથી. તેથી ખિન્ન થાઉં છું ! (૭)

**मूलम्ः—तदभावात् कथा दूरे ततो विमुखता हृदः ।**
**एवंविधस्य सततं श्रीकृष्णः शरणं मम ॥८॥**

**શબ્દાર્થ**:—સત્સંગના અભાવથી ભગવત્કથા દૂર છે તેથી હૃદયની વિમુખતા (બહિર્મુખતા) થાય છે. આવી સ્થિતિમાં રહેલો જે હું તેના નિરન્તર શ્રીકૃષ્ણ આશ્રય હજો ! (૮).

**વિવેચન**:—જો ભગવદીયો હોય તો શ્રીસુબોધિનીજી આદિ ભાવાત્મક કથા કહે. એમની કથાનું શ્રવણ થાય ત્યારે વિવિધ ભગવદ્ભાવ હૃદયમાં સ્ફુરે. પરન્તુ એવા ભગવદીયો મ્હારાથી દૂર છે, તેથી ભાવાત્મક કથા–શ્રવણ પણ દૂર છે અને હૃદયમાં બહિર્મુખતા છવાઈ રહી છે. આમ સર્વસાધનથી રહિત છું. તેથી શ્રીકૃષ્ણના શરણની ભાવના જ કરૂં છુ. શ્રીકૃષ્ણ શરણ ભાવના વિના અન્ય હું શું કરૂં ? શ્રીમહાપ્રભુજી કૃષ્ણાશ્રય ગ્રન્થમાં કહે છે કેઃ–

**विवेकधैर्यभक्तयादिरहितस्य विशेषतः ।**
**पापासक्तस्यदीनस्य कृष्ण एव गतिर्मम ॥**

**અર્થ**:—'વિવેક, ધૈર્ય અને ભક્તિ આદિથી રહિત, વિશેષ કરીને પાપમાં આસક્ત, દીન, એવો જે હું (જીવ) તેની કૃષ્ણ જ ગતિ હજો ! આ પ્રકારે હું સાધનથી રહિત છું તેથી શ્રીકૃષ્ણ જ મ્હારૂં સદા આશ્રયસ્થાન છે. (૮)

**मूलम्ः—को वेद कृष्णः किं कर्त्ता न जानेऽहं कृपानिधिः ।**
**तथापि श्रीमदाचार्यशरणं करवै मनः ॥९॥**

**શબ્દાર્થ**:—કૃપાનિધિ શ્રીકૃષ્ણ શું કરશે તે કોણ જાણે છે ? હું તો જાણતો નથી. તથાપિ મ્હારા મનને એક શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને શરણ કરૂં છું. (૯)

**વિવેચન**:—શ્રીકૃષ્ણ શું કરવાની ઈચ્છા રાખે છે તે હું જાણતો નથી. મ્હારી શી ગતિ કરશે તે મ્હારાથી જણાય એમ નથી. હું એટલું જાણું છું કે "શ્રીકૃષ્ણ દયાનિધિ છે. નિજ ભક્તોપર નિશ્ચય કૃપા કરે છે." હું એક

શ્રીઆચાર્યજીના ચરણકમલનો આશ્રય કરી રહ્યો છું તેથી શ્રીકૃષ્ણ કૃપા કરશે જ. મ્હારૂં સકલ કાર્ય સિદ્ધ થશે!

આમ કહી શ્રીહરિરાયજી એમ બતાવે છે કે શ્રીઆચાર્યજીનું શરણ અને શ્રીકૃષ્ણ શરણ એકવત્ છે. જે જીવ શ્રીઆચાર્યજીને શરણ આવે છે તેને સકલસિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, વ્રજ, શ્રીયમુનાજી, શ્રીગિરિરાજજી, અને શ્રીજીની સકલ લીલાનો અનુભવ તેને થાય છે શ્રીઆચાર્યજીના શરણ વિના કશી ફલસિદ્ધિ થતી નથી.

**मूलम्ः—विशेषः प्रेमजित्पत्राद्बोध्यः सर्ववृत्तयुक् ।**
**अनेन केवलेनैव किञ्चित्स्वस्थं मनो मम ॥१०॥**

**શબ્દાર્થઃ**—વિશેષ વાર્ત્તા સર્વ વૃત્તાન્ત સહિત પ્રેમજીના પત્રમાંથી જાણી શકાય એમ છે. મ્હારૂં મન જે કંઇક સ્વસ્થ છે તે કેવલ આનાથીજ (આ બોધ દર્શાવ્યો તેનાથીજ) છે. (૧૦)

**વિવેચનઃ**—વિશેષ સમાચાર પ્રેમજીના પત્રથી જાણશો. શ્રીમહાપ્રભુજીના શરણથી મ્હારૂં મન કંઇક સ્વસ્થ છે. (૧૦)

**इति श्रीहरिरायजीविरचितमेकोनविंशतितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तम् ॥१९॥**

---

## શિક્ષાપત્ર ૨૦ મું.

ઉદ્દેશઃ—શરણાગતિ થઇ તે પ્રથમના દોષોની ચિન્તા ન કરવી, શરણાગતિ થયા પછીથી સાવધાન રહેવું. નિવેદનનું અનુસન્ધાન કરવું. ભગવત્સેવા, ગુણગાનાદિક કરવા. [1]અલ્પજ્ઞજીવોના વચનથી મોહ પામવો નહિં, પુષ્ટિમાર્ગથી બુદ્ધિ ચલિત ન થવા દેવી, સર્વદા સત્સંગમાં રહેવું, શ્રીઆચાર્યજીના વાકયમાં નિષ્ઠા રાખવી, અને પુષ્ટિમાર્ગથી વિરૂદ્ધ આચરણ કરનારાનો સંગ ત્યજવો. એવું નિરૂપણ આ વિશમા શિક્ષાપત્રમાં કર્યું છે.

**मूलम्ः—समाचारावगत्यैव सन्तोषो जनितो महान् ।**
**सदोषेऽपि हरिर्जीवेऽनुग्रहं कुरुते स्वतः ॥१॥**

---

૧ અલ્પજ્ઞ એટલે થોડું જ્ઞાન ધરાવનારા. યદ્યપિ બહુ વિદ્વાન્ પણ્ડિત હોય પરન્તુ પુષ્ટિમાર્ગીય ગ્રન્થમાં ગંભીર પ્રવેશ ન કર્યો હોય તો તેને અલ્પજ્ઞ અથવા સ્વલ્પજ્ઞાનવાન્ સમજવો તેના વચનમાં શ્રદ્ધા ન રાખવી.

**શબ્દાર્થ**:—સમાચાર જાણીને મને મહાન્ સન્તોષ થયો છે. હરિ શ્રીકૃષ્ણ દોષસહિત જીવપર પણ પોતે જ અનુગ્રહ કરે છે. [૧]

**વિવેચનઃ**—શ્રીહરિરાયજી કહે છે કે 'તમારો પત્ર આવ્યો તે વાંચી મહાન્ સંતોષ થયો છે. તમને જે [૧]ગૃહભંગરૂપ આપત્તિ આવી પડી તે દુઃખમાંથી હવે તમારૂં મન શાન્ત થયું, તમારૂં હૃદય એ દુઃખથી નિવૃત્ત થયું, તમને હવે સન્તોષ થાય છે એ જાણીને અમને પણ સન્તોષ થયો. હવે જે શિક્ષાનો અગ્રભાગમાં ઉપદેશ થાય તે મનમાં ધારણ કરશો. હરિ જાણે છે કે જીવ દોષપૂર્ણ છે છતાં પણ એવા સદોષ–દુષ્ટ જીવને પોતાના બળથી ઉદ્ધારે છે. પ્રભુ જીવના સામર્થ્ય તેમજ દોષ વિચારતા નથી. એનાપર અનુગ્રહ કરે છે. શિશુપાલ શ્રીકૃષ્ણની નિન્દા કરતો હતો, દુષ્ટ હતો, તો પણ એને ઉત્તમ ગતિ પ્રભુએ દાન કરી. ઇન્દ્રે, પોતાનો ઇન્દ્રયાગ બન્ધ થવાથી, કોપ કરી વ્રજ દેશ ઉપર મૂશળધાર જલવૃષ્ટિ કરી તો પણ પ્રભુએ એના ઉપર કૃપા કરી. શ્રીકૃષ્ણ સ્વપ્રમેયબળથી દોષયુક્ત જીવો ઉપર કૃપા જ કરે છે. એવા શ્રીકૃષ્ણનું સ્મરણ, ભજન, શરણ નિરન્તર કર્ત્તવ્ય છે. [૧]

**मूलम्ः–प्रमेयबलमासाद्य किमसाध्यं तदा भवेत् ।**
**अतः प्रथमदोषाणां चिन्ता नैव विधीयताम् ॥२॥**

**શબ્દાર્થ**:—પ્રમેયબલની પ્રાપ્તિ કરી તો પછી શું અસાધ્ય હોઇ શકે? તેથી પ્રથમ દોષોની ચિન્તા કર્ત્તવ્ય નથી. (૨)

**વિવેચન**:–પુષ્ટિમાર્ગમાં–પ્રભુના અનુગ્રહ માર્ગમાં–કૃપામાર્ગમાં, સર્વ કાર્ય પ્રમેયબલથીજ સિદ્ધ થાય છે, જીવના સાધનથી કશું કાર્ય સિદ્ધ થતું નથી. જીવ ક્યાં સુધી સાધન કરી શકશે? એના સાધનના દોષ પણ દૂર થવાના નથી. તેથી વૃથા ચિન્તા ન કરવી. શ્રીમહાપ્રભુજી કહે છે કે जीवाः स्वभावतो दुष्टाः "જીવો સ્વભાવથી દુષ્ટ છે." તોપણ દુષ્ટ જીવ અજ્ઞાનથી પોતાની શ્રેષ્ઠતા માની રહ્યો છે. તેથી પુષ્ટિમાર્ગમાં જીવકૃત સાધનથી કશું કાર્ય સિદ્ધ થતું નથી. પ્રભુની કૃપાજ સર્વ કાર્ય સિદ્ધ કરે છે. પ્રભુ સ્વપ્રમેયબલથી સર્વ કાર્ય સિદ્ધ કરશે એવો દૃઢ વિશ્વાસ રાખી કોઇ પણ પ્રકારની ચિન્તા ન કરવી.

---

૧ વિવેચનમાં ગૃહભંગનું સ્મરણ કર્યું છે. મૂલમાં ફક્ત (સમાચાર જાણીને) એટલાજ શબ્દો છે. સ્પષ્ટ 'ગૃહભંગ' દર્શાવ્યો નથી. તોપણ શ્રીગોપેશ્વરજી વિવેચનમાં ગૃહભંગનો પ્રસંગ જણાવે છે તેથી એમ અનુમાન કરી શકાય કે 'નવમ શિક્ષાપત્રનું પ્રેમ, આસક્તિ, અને વ્યસનનું નિરૂપણ વાંચીને, તથા દશમ શિક્ષાપત્રમાં આર્ત્તિનાં કારણોનું મનન કરીને એમના ચિત્તનું સમાધાન થયું છે. એમણે ગૃહભંગનો શોક દૂર કર્યો છે. એ સમાચાર એમણે શ્રીહરિરાયજીને ઓગણીસમા પત્રના જવાબમાં લખ્યા હશે. તે જવાબ સ્વીકારીને શ્રીહરિરાયજીએ વિશમા પત્રનો આરંભ કર્યો છે:–'સમાચાર જાણીને ઇત્યાદિ.'

પુષ્ટિમાર્ગ માર્યાદામાર્ગથી વિલક્ષણ છે. પુષ્ટિમાર્ગ તો તેજ કે જેમાં પ્રભુની કૃપાજ પ્રભુને શરણ આવેલા સાધન રહિત જીવોનું સર્વ કાર્ય સિદ્ધ કરે છે! પુષ્ટિમાર્ગ તો તેજ કે જેમાં જીવોએ પોતાના ઉદ્ધારાર્થ વિહિત સાધન–જ્ઞાન–ભક્તિ–કરવાના નથી; પરન્તુ કેવલ પ્રભુ કૃપાનું–પ્રભુના સ્વરૂપબલનું અવલમ્બન કરવાનું છે! [વધુ વિસ્તાર માટે જુઓ ઉપોદ્‌ઘાત.]

**मूलम्ः–संजात भगवद्भावमपथ्यामिव सद्गुणम् ।**
**लोकनिन्दाभवं दुःखं न धर्त्तव्यं हि मानसे ॥३॥**

**શબ્દાર્થ:**—જેમ સારા ગુણવાળી ઓષધિને અપથ્ય (ખારૂ, ખાટું વગેરે ન ખાવાની વસ્તુ ખાવી તે) નાશ કરે છે, તેમ લોકનિન્દાથી ઉત્પન્ન થતું દુઃખ મનમાં લાવવાથી, જે (શ્રેષ્ઠ) ભગવદ્ભાવ સારી રીતે વૃદ્ધિ પામેલો છે તેનો નાશ થાય છે તેથી લોકનિન્દાનું દુઃખ મનમાં ન લાવવું. [૩]

**વિવેચનઃ**—લૌકિક ચિન્તાથી ભગવદ્ભાવનો નાશ થાય છે. તેમાં દૃષ્ટાન્ત કહે છે. જેમ કોઈ સુન્દર ઓષધિનું સેવન કરે અને પછી એ ઓષધિને અનુકૂલ [ખારૂં ખાટું ન ખાવું તે] કરી–નિયમ ન પાળે તો તે ઓષધિની અસર નાશ પામે છે, રોગ વૃદ્ધિ પામે છે, તેમ ભગવદ્ભાવ સારી રીતે વધ્યો હોય ત્યારે એ ભગવદ્ભાવના રક્ષણાર્થ લૌકિક નિન્દા મનમાં ન લાવવી. તોપણ જો લૌકિક નિન્દાનું દુઃખ જીવ મનમાં લાવે તો ભગવદ્ભાવને પોષણ મળતું નથી, ભગવદ્ભાવની કરી–ભગવદ્ભાવને વૃદ્ધિનો નિયમ–સચવાતો નથી. ભગવદ્ભાવને કુપથ્યનો સમ્બન્ધ થાય છે. આમ ભગવદ્ભાવ લૌકિકાદિ દુઃખની કોઈ પણ ચિન્તા કરવાથી નાશ ન પામે તે સારૂ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં ચિન્તાનિવૃત્તિને અર્થે કહે છે કે–" चिन्ता काऽपि न कार्या निवेदितात्मभिः कदापीति " " જેણે આત્મા સમ્બન્ધી સર્વ પ્રભુને નિવેદન કર્યું છે તેણે કદાપિ કોઈ પણ પ્રકારની ચિન્તા ન કરવી." તેથી લૌકિક નિન્દા રૂપ મહાદુઃખને કદાપિ મનમાં લાવવું નહિ. લૌકિક જીવો અનેક પ્રકારના છે. તે અનેક જીવોનું અનેક પ્રકારનું કહેવું કરી શકવું અશકય છે. એટલે એ લોકો નિન્દા કરે એમાં શું આશ્ચર્ય! શ્રી ભાગવતમાં કહ્યું છે કે " શ્રીગોપીજનોએ ભગવત્પ્રાપ્તિને અર્થે લોક અને વેદનો ત્યાગ કર્યો, અને પ્રભુનું ભજન કર્યું. તે સમય ગોપ તેમજ તેમના માતા પિતાઓએ બહુ નિન્દા કરી તોપણ ગોપીજનોએ તેની ચિન્તા ન કરી ત્યારેજ શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈ રાસલીલામાં ફલદાન કર્યું. " તેથી ભગવદીયોએ લૌકિક નિન્દા સહન કરવી એજ યોગ્ય છે. [૩]

**मूलम्ः–अग्रे तु सावधानत्वं विधेयं सर्वथा पुनः ।**
**दुःसङ्गादि महादोषा नाशयन्त्येव तत्क्षणात् ॥४॥**

**શબ્દાર્થ**:—તે પછી તો સર્વદા નિશ્ચય સાવધાનપણું રાખવું. દુઃસંગાદિ મહાદોષ તત્ક્ષણ ભગવદ્ભાવનો નાશ કરે છે.

**વિવેચનઃ**—હવે પછી સાવધાન રહેજો કારણ કે દુઃસંગ રૂપ દોષ મહાબાધક છે જન્મ જન્મથી એકત્રિત કરેલા ભગવદ્ભાવને એક ક્ષણમાંજ દુઃસંગ સર્વતઃ નાશ કરે છે. શ્રી ભાગવતાદિ પુરાણમાં કહ્યું છે કે, 'મહાન્ ભગવદીય પણ દુઃસંગથી પડયા છે, માટે તમે દુઃસંગથી ક્ષણે ક્ષણે સાવધાન રહેજો.' [૪]

**મૂલમ્ઃ—असज्जनकृता निन्दा तुष्टयै सत्त्वविनिश्चयात् ।**
**यतस्तेषां न रोचन्ते सन्त एव हि सर्वथा ॥५॥**

**શબ્દાર્થ**:—અસત્ પુરૂષો જે નિન્દા કરે છે તે નિન્દા ભક્તના સન્તોષને અર્થે છે કારણે કે એ નિન્દા ધૈર્યરૂપ સત્ત્વનો વિશેષ નિશ્ચય કરી આપે છે. અસત્પુરૂષોને સત્પુરૂષો સર્વથા પ્રિય લાગતાજ નથી.

**વિવેચનઃ**—અસજ્જન [ અવૈષ્ણવ ] તથા અન્યમાર્ગીય બહિર્મુખ જે નિન્દા કરે તે શ્રવણ કરીને મનમાં દુઃખ ન પામશો. મનમાં પ્રસન્ન રહેજો. 'હું જીવ છું. જીવ હોઇ દોષપૂર્ણ છું, તેથી દોષવાન્ જીવની લોકો નિન્દા કરે એ સત્યજ છે.' એવો નિશ્ચય કરી લોકનિન્દા સહન કરજો. જે સન્ત છે—સાધુ પુરૂષો છે તે કદાપિ દુષ્ટોની વાણીમાં રૂચિ રાખતા નથી. દષ્ટાન્તમાં પ્રહ્લાદજીએ દુષ્ટ પિતાના કટુ વચનોની ગણના કરી નહતી. જે નિન્દા વા દુઃખ—પ્રતિબન્ધાદિક પિતાએ મૂકયા તે સહન કર્યા ત્યારે પ્રભુએ ભક્તની રક્ષા કરી. તેથી ધૈર્ય રાખી લૌકિક નિન્દા સહન કરવી. [૫]

**મૂલમ્ઃ—मार्गे विश्वासरहिताः पूर्वदोषैकदृष्टयः ।**
**यतो नामैव हि हरेः सर्वदोष निवर्त्तकः ॥६॥**

**શબ્દાર્થ**:—(જે) અસજ્જન પુષ્ટિમાર્ગમાં વિશ્વાસ રહિત છે તેમજ પૂર્વથી જ દોષદષ્ટિ યુક્ત છે ( તેમની વાણીમાં વિશ્વાસ ન રાખવો ) તેથી હરિનું નામ જ સર્વદોષની નિવૃત્તિ કરે એમ છે. [૬]

**વિવેચનઃ**—દુષ્ટ કેવા છે ? તો કે પુષ્ટિમાર્ગમાં વિશ્વાસરહિત છે. પૂર્વજન્મથી દોષ જ આ પુષ્ટિમાર્ગમાં એ લોકો જોઈ રહ્યા છે. પુષ્ટિમાર્ગનો પ્રકાશ સર્વ જગત્માં પ્રસિદ્ધ છે તે જોઇ શકતા નથી. તેથી શરણ આવે તોપણ પ્રથમની દુષ્ટતાને લીધે દોષજ જોઈ રહ્યા છે. પોતાની કુટિલતા ત્યજતા નથી. આસુરી પ્રકૃતિના એ લોકો છે. તેથી એમનો વિશ્વાસ માર્ગમાં નથી. ભગવાનનું

નામ એવું છે કે કેવલ નામસંકીર્ત્તનથી સર્વદોષ નિવૃત્ત થાય છે. ષષ્ઠસ્કન્ધ શ્રીમદ્‌ભાગવતમાં અજામેલ આખ્યાનમાં વિષ્ણુ દૂતે કહ્યું છે કેઃ-

अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत् ।
संकीर्त्तितमघं पुंसो दहेदेधो यथानलः ॥ અ૦ ૨–૧૮ ॥

सांकेत्यं पारिहास्यं वा स्तोभं हेलनमेव वा ।
वैकुण्ठनामग्रहणमशेषाघहरं विदुः ॥ અ૦ ૨–૧૪ ॥

વળી યમ રાજા પણ કહે છે કેઃ--

नामोच्चारणमाहात्म्यं हरेः पश्यत पुत्रकाः ।
अजामिलोऽपि येनैव मृत्युपाशादमुच्यत ॥ અ૦ ૩–૨૩ ॥

અર્થઃ—"અજ્ઞાનથી વા જ્ઞાનથી ઉત્તમશ્લોક (ભગવાન)ના નામનું કીર્ત્તન, જેમ અગ્નિ કાષ્ઠને ભસ્મ કરે, તેમ સર્વ પાપને ભસ્મ કરે છે. વૈકુણ્ઠ (ભગવાનના)ના નામનું ગ્રહણ, ભલે સંકેતથી થયું હોય, વા પરિહાસમાં થયું હોય, વા ગીતાલાપપૂરણાર્થે થયું હોય–ગાયનના આલાપ પૂરવાને અર્થે પણ જો પ્રભુનું નામ લેવાયું હોય—અથવા અવજ્ઞાથી લેવાયું હોય તોપણ તે [ભગવન્નામ ગ્રહણ] સમગ્ર પાપનું હરણ કરે છે. એમ ઋષિ લોકો જાણે છે.

અર્થ--હે પુત્રો ! હરિના નામના ઉચ્ચારણનું પણ માહાત્મ્ય તો જુઓ ! અજામિલ જેવા ચાણ્ડાલે કેવલ પુત્ર બુદ્ધિથી ભગવાન્‌ના નામનું ગ્રહણ કર્યું તો તેથી તે મૃત્યુના પાશમાંથી મુક્ત થયો."

તેમજ અષ્ટમ સ્કન્ધમાં કહ્યું છે કેઃ-

मन्त्रतस्तन्त्रतश्छिद्रं देशकालार्हवस्तुतः ।
सर्वं करोति निश्छिद्रं नामसंकीर्त्तनं तव ॥ અ૦ ૨૩–૧૬ ॥

અર્થઃ—શુક્રાચાર્ય શ્રીવામનજીને કહે છે કેઃ-"હે પ્રભો ! મન્ત્રથી, તન્ત્રથી, દેશકાલ યોગ્ય વસ્તુઓમાં જે કાંઈ ન્યૂનતા હોય તે સર્વ આપનું નામ કીર્ત્તન, પૂર્ણ (નિશ્છિદ્ર) કરે છે." તેમજ વળી કહ્યું છે કેઃ-

ते सुभाग्या मनुष्येषु कृतार्था नृप निश्चितम् ।
स्मरन्ति स्मारयन्तीह हरेर्नाम कलौ युगे ॥

कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान् गुणः ।
कीर्त्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं व्रजेत् ॥

તેમજ ષષ્ઠ સ્કન્ધમાં વિષ્ણુદૂતનું વાક્ય છે કેઃ-

ब्रह्महा पितृहा गोघ्नो मातृहाचार्यहाघवान् ।
श्वादः पुल्कसको वापि शुद्धचेरन् यस्य कीर्त्तनात् ॥

**અર્થ**:—હે નૃપ! નિશ્ચય મનુષ્યોમાં તેઓજ કૃતાર્થ છે તેમજ સુભાગ્ય છે કે જેઓ કલિયુગમાં શ્રીહરિનું નામ સ્મરણ કરે છે અને તેનું સ્મરણ અન્ય-જનોને કરાવે છે!

હે રાજન્! દોષના નિધિરૂપ કલિયુગનો એક મહાન્ સદ્‌ગુણ છે. તે એ છે કે શ્રીકૃષ્ણના કીર્ત્તનથી જ સર્વ બન્ધનમાંથી મુક્ત થઈ જીવ પરગતિ પ્રાપ્ત કરે છે!

બ્રહ્મહત્યા કરનાર, પિતૃહત્યા કરનાર, ગોહત્યા કરનાર, માતૃહત્યા કરનાર, આચાર્ય (વેદોક્તયજ્ઞ કરાવનાર) અથવા આર્ય (પોતાના વડિલ)ની હત્યા કરનાર, પાવી, વા ચાણ્ડાલ, ગમે તેવો દુષ્ટ અને હીન હોય તોપણ જેના (ભગવાનૂના) કીર્ત્તનથી શુદ્ધ થાય છે.” આ પ્રકારે જ્યાં ત્યાં શાસ્ત્રમાં ભગવાનૂના નામનું માહાત્મ્ય પ્રસિદ્ધ છે. [૬]

## मूलम्ः—तदपि श्रीमदाचार्यवदनाम्बुजनिः सृतम् । तत्प्रकाशितमार्गस्य सर्वसम्पादनक्षमम् ॥७॥

**શબ્દાર્થ**:—એ ભગવન્નામ પણ જ્યારે શ્રીમદાચાર્યજીના મુખારવિન્દમાંથી (અષ્ટાક્ષર મન્ત્ર રૂપે) નિકળે ત્યારે એ એમના (આચાર્યજીના) પ્રકાશ કરેલા માર્ગના સર્વ [પ્રકાર] સમ્પન્ન કરવા શક્તિમાન્ છે.

**વિવેચન**:—યદ્યપિ સર્વ ભગવાનૂના નામો સર્વગુણદાતા છે, સંસાર દુ:ખથી મુક્ત કરે છે, તોપણ આ અષ્ટાક્ષર મન્ત્ર ( श्रीकृष्णः शरणं मम ) રૂપી નામ જ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના શ્રીમુખથી નીકળીને પુષ્ટિમાર્ગમાં સ્થિતિ કરાવે છે. જે જીવને શ્રીઆચાર્યજી દ્વારા નામ ( श्रीकृष्णः शरणं मम ) પ્રાપ્ત થયું છે, તેને પુષ્ટિમાર્ગમાં સ્થિતિ પ્રાપ્ત થાય છે. ભગવાનૂના સર્વનામમાં અષ્ટાક્ષર મન્ત્ર રૂપી નામ ઉત્કૃષ્ટ છે. એ અષ્ટાક્ષર મન્ત્ર પણ જ્યારે જીવને શ્રીઆચાર્યજીના મુખકમલ દ્વારા પ્રાપ્ત થાય છે, ત્યારે જીવનો પુષ્ટિમાર્ગમાં અંગીકાર થાય છે. શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:—

यदुक्तं तातचरणैः 'श्रीकृष्णः शरणं मम' ।
तत एवास्ति नैश्चिन्त्यमैहिके पारलौकिके ॥

**અર્થ**:—“તાતચરણ શ્રીમહાપ્રભુજીએ જે અષ્ટાક્ષરમન્ત્ર(श्रीकृष्णः शरणं मम) અમને કહ્યો છે તેનાથી જ આ લોક અને પરલોક સમ્બન્ધી સર્વમાં નિશ્ચિન્તતા છે.” આ પ્રકારે ભાવથી વૈષ્ણવે સર્વ સિદ્ધ કરવામાં સમર્થ એવા શ્રી અષ્ટાક્ષર મન્ત્રનો જપ કરવો. [૭]

મૂ :—ततोऽपि ब्रह्मसम्बन्धः सर्वदोष निवर्त्तकः ।
निर्दोषानन्दसेवापि दोषाभाव प्रसाधिका ॥८॥

શબ્દાર્થ:—તેથી [ ભગવન્નામથી ]જ બ્રહ્મસમ્બન્ધ થાય છે. એ બ્રહ્મ સમ્બન્ધ સર્વદોષને નિવૃત્ત કરે એમ છે. નિર્દોષ, આનન્દ રૂપ ભગવાનની સેવા પણ દોષનો અભાવ સાધી આપે એવી છે. [૮]

વિવેચન:—ઉપર કહ્યું કે નામથી સર્વદોષનો નાશ થાય છે. તો પછી જે જીવને બ્રહ્મસમ્બન્ધ થાય તેના સર્વ દોષનો નાશ થાય એતો ઉચિત છે. એમાં શું આશ્ચર્ય ! સર્વદોષની નિવૃત્તિ કરવાને પ્રભુએ બ્રહ્મસમ્બન્ધની આજ્ઞા આપી છે. સિદ્ધાન્તરહસ્ય નામના ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે:—

ब्रह्मसम्बन्धकरणात् सर्वेषां देहजीवयोः ।
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥

અર્થ:—[ બ્રહ્મસમ્બન્ધ કરવાથી સર્વના દેહ અને જીવના સર્વદોષની નિવૃત્તિ નિશ્ચયપૂર્વક થાય છે. એ નિવૃત્ત કરવાના દોષ પાંચ પ્રકારના છે. ] જે જીવને શ્રીઆચાર્યજીદ્વારા બ્રહ્મસમ્બન્ધ થાય તેના સર્વ દોષ દૂર થાય છે. ભગવાન્ નિર્દોષ છે તેથી એમની સેવામાં નિર્દોષ જીવનો જ અંગીકાર થઈ શકે. તેથી શ્રીઆચાર્યજી મહાપ્રભુજી જીવને બ્રહ્મસબન્ધ કરાવી તે દ્વારા નિર્દોષ કરીનેજ તે જીવને સેવામાં લગાડે છે. ભગવત્સેવા પણ નિર્દોષ અને આનન્દરૂપ છે; સર્વ દોષનો નાશ કરે એવી છે. ‘ બ્રહ્મસમ્બન્ધથીજ જો સર્વ દોષની નિવૃત્તિ થાય છે તો પછી ભગવત્સેવાથી કયા દોષનો નાશ થાય ? ’ એ શંકા કરનારનું સમાધાન કરે છે કે:—દેહ, અને જીવના જે સર્વ દોષ હતા તે તો બ્રહ્મસમ્બન્ધથી દુર કર્યા. પરન્તુ પુન: પ્રભુની લીલા પ્રાપ્તિમાં જે પ્રતિબન્ધ રૂપ દોષ હોય છે તે સેવાથી દૂર થાય છે, ત્યારેજ સ્વરૂપાનન્દનો અનુભવ થાય. એ ભાવ વિચારી વૈષ્ણવે બ્રહ્મસમ્બન્ધ લઈ ભગવત્સેવા કરવી. [૮]

मूलम्:—गुणगानं तु सर्वेषां दोषाणां विनिवारकम् ।
गुणगाने ज्ञानमार्गादुत्कर्षः प्रभुणोदितः ॥९॥

શબ્દાર્થ:—ગુણગાન તો સર્વ દોષની નિવૃત્તિ કરનાર છે; તેથી જ્ઞાનમાગ કરતાં ગુણગાન ઉત્કૃષ્ટ છે એમ [ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ ] કહ્યું છે. [૯]

વિવેચન:—સર્વ દોષ નિવૃત્ત કરનાર ગુણગાન બે પ્રકારનું છે. એક પુષ્ટિમાર્ગીય તથા બીજું મર્યાદામાર્ગીય ગુણગાન:—જેમ વ્રજભક્તો શ્રીઠાકોરજીના

સંયોગમાં સેવા, દર્શનાદિ કરે છે અને જ્યારે શ્રીઠાકોરજી ગોચારણાર્થે વનમાં પધારે છે ત્યારે ભગવાનના વિયોગમાં વેણુગીત, યુગલગીતાદિ ગાઇ ગાઇ સન્ધ્યા પર્યન્તનો સમય વીતાવે છે; તેમ શ્રીઆચાર્યજીના પુષ્ટિમાર્ગમાં વિરહથી વિયોગની ભાવના કરવી, સંયોગમાં સેવા દર્શન કરવાં,અને વિયોગમાં ભગવલ્લીલા વેણુગીત, યુગલગીતાદિનું ગાન કરવું, આ પ્રકારે પુષ્ટિમાર્ગીય ગુણગાનમાં સંયોગ અને વિપ્રયોગ એમ બન્ને રસનો અનુભવ થાય છે. મર્યાદામાર્ગમાં ( જ્ઞાનમાર્ગ ) માં કેવળ ગુણગાન જ થાય છે. પુષ્ટિમાર્ગની માફક સેવા, દર્શનાદિ સંયોગ રસનો અનુભવ મર્યાદામાર્ગમાં થતો નથી. (૯)

**मूलम्ः—ज्ञानं सकलदोषाणां दाहकं परिकीर्त्तितम् ।**
**तथापि न प्रभोः प्रादुर्भावे यत्प्रतिबन्धकम् ।।१०।।**
**तन्निवर्त्तयितुंशक्तमतो न्यूनं निरूपितम् ।**
**ततः स्वाचार्यसान्निध्यं क्षणाद्भावप्रदायकम् ।।११।।**

**શબ્દાર્થઃ**—જ્ઞાન સકલ દોષને ભસ્મ કરે છે એમ પ્રસિદ્ધ કરેલું છે. તો પણ પ્રભુ શ્રીકૃષ્ણના પ્રાદુર્ભાવ ( પ્રાકટય ) માં જે પ્રતિબન્ધક ( દોષો ) હોય છે, તેને નિવૃત્ત કરવા સમર્થ નથી, તેથી જ્ઞાન (શ્રીઆચાર્યજીના સાન્નિધ્ય કરતાં ) ન્યૂન કહેવાયલું છે. શ્રીઆચાર્યજીનું સાન્નિધ્ય (સામીપ્ય) છે તે જ ક્ષણમાં ભગવદ્ભાવનું દાન કરે છે. ( ૧૦–૧૧ )

**વિવેચનઃ**—જ્ઞાનમાર્ગનું ગુણગાન એવું છે કે તેથી સંસારના સકલ દોષ નિવૃત્તિ પામે–ભસ્મ થાય. પછીથી જો જીવ નિર્વિઘ્ન થાય તો મોક્ષ પ્રાપ્ત કરે. પરન્તુ જ્ઞાનમાર્ગમાં પ્રભુ પ્રકટ થઇને દર્શન દેતા નથી. જ્ઞાનમાર્ગનું ગુણગાન ભક્તિમાર્ગમાં પ્રતિબન્ધરૂપ છે કારણ કે એ ગુણગાનથી પ્રભુનું દર્શન થતું નથી, લીલારસનો અનુભવ થતો નથી. સ્વરૂપાનન્દનો અનુભવ થતો નથી. તેથી જ્ઞાનને ભક્તિમાર્ગમાં પ્રતિબન્ધરૂપ સમજવું. (૧૦)

આમ છે તેથી તમે જ્ઞાન સાધશો નહિં. ભગવત્સેવાજ મુખ્ય છે એમ સમજજો. ભક્તિમાર્ગથી જ્ઞાનમાર્ગ ન્યૂન છે એમ શ્રીઆચાર્યજી પોતે સંન્યાસ નિર્ણય નામના પોતાના ગ્રન્થમાં કહે છે કેઃ–' ज्ञानार्थमुत्तराङ्गं च सिद्धिर्जन्मशतैः परम् ' અર્થઃ–' સો જન્મ પર્યન્ત જ્ઞાનમાર્ગનું સાધન સિદ્ધ થાય અને તેમાં પ્રતિબન્ધ ન થાય ત્યારે બ્રહ્માના લોકમાં જવાય. પછી જ્યારે બ્રહ્માનો લય

થાય ત્યારે જ્ઞાનીનો લય મોક્ષ[1] થાય છે.' આ પ્રકારે જ્ઞાનમાર્ગીય જીવ ભક્તિમાર્ગીય જીવથી ભિન્ન પ્રકારનો છે. તેથી તમે પુષ્ટિમાર્ગની રીતિમાં તત્પર રહેજો. [2]શ્રીઆચાર્યજીનું સાન્નિધ્ય (સામીપ્ય) થાય તો પોતે ભગવદ્ભાવનું દાન કરે છે, સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે છે. તેથી શ્રીઆચાર્યજીનો સેવામાર્ગ–પ્રકાર ગ્રહણ કરજો.

**मूलम्:—तद्दिदृक्षार्त्तितापानां क्रमाद्धेह सम्भवात्।**
**तत उत्तरभावस्य भावनं वह्निरूपतः ॥१२॥**

**શબ્દાર્થ:**—શ્રીકૃષ્ણના દર્શનની ઇચ્છા, આર્ત્તિ અને તાપના ક્રમથીજ આ પુષ્ટિમાર્ગમાં સમ્ભવ (ઉત્પત્તિ) છે. તેથી વિરહાત્મક ભાવની ભાવના વિપ્રયોગાગ્નિથી થાય છે. (૧૨)

**વિવેચન:**—પુષ્ટિમાર્ગમાં જ્યાં જ્યાં ચિત્ત લગાડી ભગવત્સેવા કરે ત્યાં ત્યાં શ્રીકૃષ્ણના દર્શનનો તાપ ક્રમથી વધે છે. આ પ્રકારે જ્યારે અધિક તાપ થાય ત્યારે સર્વ દોષ દૂર થાય છે, ત્યારે જ દૈન્ય સિદ્ધ થાય. ત્યાર પછી [3]ઉત્તરભાવ (વિપ્રયોગાત્મક ભાવ) હૃદયમાં સિદ્ધ થાય ત્યારે વ્રજભક્તોના

---

૧ જ્ઞાનીનો મોક્ષ થાય છે એટલે જ્ઞાનીનો બ્રહ્મમાં લય થાય છે. જેમ સાકર જલમાં મિશ્ર થાય છે તેમ જ્ઞાની બ્રહ્મમાં એક રસ થઇ જાય છે. બ્રહ્મમાં સાયુજ્ય–લય પ્રાપ્ત કરવો એજ જ્ઞાનીનું પરમ ફલ છે. પરન્તુ ભક્તનું–તેમાં પુષ્ટિમાર્ગીય ભક્તનું–ઉત્તમોત્તમ ફલ, જ્ઞાનીના ફલ કરતાં અધિક છે. ભગવદીયોનો લય ભગવાનમાં થતો નથી. પરન્તુ તેમને અલૌકિક દેહ પ્રાપ્ત થાય છે. આ અપ્રાકૃત દેહ પ્રાપ્ત કરીને તેઓ ભગવાનની લીલાના રસનો આસ્વાદ કરે છે, શ્રીકૃષ્ણ પૂર્ણ પુરૂષોત્તમના અધરામૃતનો આસ્વાદ ભગવદીયો કરે છે, આ પ્રકારે જ્ઞાનમાર્ગનું ફલ ભક્તિમાર્ગીય ફલ કરતાં અતિ નિકૃષ્ટ છે! જ્ઞાનીને મોક્ષ દશામાં દેહ હોતો નથી કે જેથી તે રસાત્મક પુરૂષોત્તમના લીલા રસનો અનુભવ કરી શકે!

૨ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું સામીપ્ય–દર્શન–એવું ફલરૂપ છે કે એક ક્ષણ પણ જો એમની નિકટ હોઇએ, તો એમની કૃપાથી પ્રાણપ્રેષ્ઠ શ્રીવ્રજાધીશ શ્રીકૃષ્ણનું દર્શન કરવાની તીવ્ર ઉત્કણ્ઠા થાય છે. આવી તીવ્રેચ્છા એમની સમીપમાં હોઇએ ત્યારે થાય એ તો યોગ્યજ છે, પરન્તુ એમના દર્શન કર્યા પછી પણ એ શ્રીકૃષ્ણના દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા ઉદ્ભવ્યા કરે–પ્રભુના દર્શન કરવાનો આર્ત્તિ–તાપ પ્રકટ થાય એ અતિ વિચિત્ર છે!! આજ અર્થ શ્રીવલ્લભાષ્ટકમાં શ્રીગુંસાઇજી પ્રકટ કરે છે:–'स्वामिन् श्रीवल्लभाग्ने क्षणमपि भवतः सन्निधाने कृपातः प्राणप्रेष्ठ व्रजाधीश्वर वदनदिदृक्षार्त्तितापो जनेषु। यत्प्रादुर्भावमाप्नोत्युचिततरमिदमृतचित्रमेतत्।

૩ પૂર્વદલતે સંયોગાત્મક ભાવ છે અથવા પૂર્વભાવ છે અને વિપ્રયોગાત્મક ભાવ તે ઉત્તરદલ વા ઉત્તરભાવ છે.

ભાવની ભાવના કરવી. માનસી સેવા એ જ સર્વોપરિ ફલ છે. જ્યારે વ્રજભક્તોનો અગ્નિરૂપ ભાવ (તાપ-ક્લેશ, પ્રભુ મિલનાર્થ-ઉત્કટ, તીવ્ર, આકાંક્ષારૂપ ક્લેશ) વૃદ્ધિ પામે ત્યારે સમજવું કે ભાવાગ્નિરૂપ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી હ્રદયમાં પધાર્યા છે. (૧૨)

मूलम्ः—क्षणेन दोषसङ्घस्य नाशकं सर्वथा मतम् ।
एवंभूते स्थिते मार्गे नूनं येषामभाग्यतः ॥१३॥
अविश्वासस्ततस्तेषां न गतिः कापिविद्यते ।
अतः स्वयं श्रुतं यद्वा भाग्याद्धृदि समागतम् ॥१४॥
तदेव हि दृढं स्थाप्यं सर्वथा जीवनाऽवधि ।
नाल्पज्ञवचनं चाल्या बुद्धिस्तु[illegible]तसुन्दरात् ॥१५॥

**શબ્દાર્થઃ**—ઉપરના શ્લોકમાં કહેલા વિપ્રયોગાગ્નિની ભાવના દોષના સમૂહનો નિશ્ચય નાશ કરનાર છે. એવો આ પુષ્ટિમાર્ગ છે. છતાં એ માર્ગમાં જેના અભાગ્ય હોય તેમને જ અવિશ્વાસ થાય છે. એવા લોકોની કોઇ પણ ગતિ નથી. તેથી આપણા પોતાના શ્રવણથી કે આપણા ભાગ્યથી જે કંઈ વિપ્રયોગાગ્નિનો ભાવ હ્રદયમાં આવ્યો હોય તેને જીવનપર્યન્ત દૃઢ સ્થાપવો. અલ્પજ્ઞાન ધરાવનારના ઉપર ઉપરના સુન્દર વચનોથી બુદ્ધિ ચાલત ન કરવી. (૧૩-૧૪-૧૫)

**વિવેચનઃ**—રંચક પણ ભાવરૂપ અગ્નિ હ્રદયમાં આવે તો એક ક્ષણમાં તે સર્વ દોષનો નાશ કરે છે. આ પુષ્ટિમાર્ગમાં વ્રજભક્તોનો ભાવ મુખ્ય છે—વ્રજભક્તોનો ભાવાત્મક પુષ્ટિમાર્ગ છે. આવા સર્વોપરિ પુષ્ટિમાર્ગમાં ભાગ્યહીન જીવોનેજ વિશ્વાસ હોતો નથી. (૧૩) જે જીવને આ પુષ્ટિમાર્ગમાં અવિશ્વાસ છે તેની કોઈ પણ સ્થલે ગતિ નથી. અવિશ્વાસ સર્વનો બાધ કરે છે. એ અવિશ્વાસ આપણા હ્રદયમાં સ્વકલ્પિત વિચાર ઉત્પન્ન કરે છે કે ‘ આ પુષ્ટિમાર્ગમાં મને કંઇ સિદ્ધિ દેખાતી નથી ’ આપણા પુષ્ટિમાર્ગમાં અવિશ્વાસ રાખવાથી બીજું પરિણામ એ આવે છે કે ‘ જ્ઞાનમાર્ગીય કર્મમાર્ગીય અન્ય જીવો જે કંઈ આપણા ભાવવિરૂદ્ધ કહે તે શ્રવણ કરવાનું મન થાય છે. ’ તેથી અન્યમાર્ગીય જીવો, જે આપણા પુષ્ટિમાર્ગનો ઉત્કર્ષ સહી શકતા નથી, તેમનો સંગ પણ બાધક છે. એમના મુખથી આ માર્ગની નિન્દા શ્રવણ થયા પછી, અવિશ્વાસ આવે છે. અવિશ્વાસ થવાનું ત્રીજું કારણ એ પણ છે કે જો જીવ અન્દરથી પ્રવાહી સૃષ્ટિનોજ હોય વા મર્યાદામાર્ગીય હોય, અને પુષ્ટિમાર્ગીય

નજ હોય તો એને પુષ્ટિમાર્ગનું સર્વોપરિ ફલ પ્રાપ્ત થતું નથી તેથી એવા જીવને આ પુષ્ટિમાર્ગમાં અવિશ્વાસ થાય છે. પુષ્ટિમાર્ગમાં અવિશ્વાસ થવાનું ચોથું કારણ અનેક પ્રકારના લૌકિક, વૈદિક, વિષયના તરંગો મનમાં લાવવા એ છે. લૌકિકાદિ વિષયની ભાવનાથી અન્ય ક્રિયા કરવાનું મન થાય છે અને વિશ્વાસ જતો રહે છે. અવિશ્વાસનું પાંચમું કારણ બહિર્મુખ જનોનો દુઃસંગ છે. આ પાંચ કારણથી અવિશ્વાસ થાય છે અને તેથી પુષ્ટિમાર્ગીય ફલ સર્વથા દુર્લભ થાય છે. (૧૪) આ પ્રકારે જો અવિશ્વાસ હૃદયમાં દઢ સ્થાપિત થાય તો જેમ જલ અગ્નિનો નાશ કરે છે, તેમ અવિશ્વાસ અને દુઃસંગ ભગવદ્ભાવનો નાશ કરે છે. અલ્પજ્ઞાન ધરાવનાર જીવોના વચનચાતુર્યથી બુદ્ધિ ચલાયમાન ન કરવી. અલ્પજ્ઞજીવ અજ્ઞાનથી નિન્દાના દુર્વચનો મર્યાદા ત્યજીને બોલે છે, તેથી અજ્ઞાનીના સંગમાં વાદ સર્વથા ન કરવો. (૧૫)

**मूलम्ः—सत्त्वनिश्चयतः सङ्गः साधको नहि संशयात् ।**
**यत्र वै विपरीतैव कृतिस्तत्र भ्रमः कथम् ॥१६॥**

**શબ્દાર્થઃ**—વિવેક ધૈર્યાદિકના નિશ્ચયથી સંગ સર્વ સાધક છે એમાં સંશય નથી. જ્યાં વિપરીતજ કૃતિ છે ત્યાં ભ્રમ કેમ હોઈ શકે?

**વિવેચનઃ**—જીવે એટલો દઢ નિશ્ચય રાખવો કે સત્સંગજ ભગવદ્ધર્મનો સાધક છે. એમાં સંશય સ્વલ્પ પણ નથી. શ્રીભાગવત પ્રથમ સ્કન્ધમાં કહ્યું છે કેઃ-

**तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।**
**भगवत्साङ्गि सङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥ (अ. १८. १३.)**

એકાદશ સ્કન્ધમાં કહે છે કેઃ-

**न रोधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।**
**न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्त्तं न दक्षिणा ॥१॥**
**व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।**
**यथावरुन्धे सत्सङ्गः सर्वसङ्गापहो हि माम् ॥२॥ (अ. १२)**

**અર્થઃ**—ભગવદ્ભક્તના સંગની એક ક્ષણ સમાન નથી અમે સ્વર્ગની તુલના કરતા, કે નથી મોક્ષની તુલના કરતા તો પછી મનુષ્ય દેય આશીર્વાદ રૂપ રાજ્ય, ધનાદિની તો શી ગણના?

હે ઉદ્ધવ! નથી મને યોગ વશ કરી શકતો, કે નથી મને સાંખ્ય વશ કરી શકતો, નથી ધર્મ વશ કરી શકતો, કે નથી તપ, ત્યાગ, ઈષ્ટાપૂર્ત્ત (કૂપ, આરામ, મઠાદિક બન્ધાવવા), દક્ષિણા, વ્રત, યજ્ઞ, વેદ, તીર્થ, નિયમ, યમાદિ

વશ કરી શકતાં. જેમ સર્વ [દુઃસંગ વા ભગવદ્વ્યતિરિક્ત] સંગને દૂર કરનાર સત્સંગ મને વશ કરી શકે છે. તેમ ઉપર કહ્યા તેમાંનું કોઇ પણ મને વશ કરી શકતું નથી!"

આ વચનથી સિદ્ધ થાય છે કે સત્સંગ જ જીવને મહા સાધક થઈ પડે છે. પુષ્ટિમાર્ગથી વિપરીત કૃતિવાલાનો સંગ જ જો વૈષ્ણવ ન કરે તો પછી વૈષ્ણવને ભ્રમ કેવી રીતે થઈ શકે? તેથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે નિશ્ચય સત્સંગ કરવો. (૧૬)

मूलम्ः—तत्र भ्रान्ताः परं मूढास्तत्सङ्गः खलु बाधकः ।
अतः सत्सङ्गसहितस्तिष्ठेत्सर्वत्र सर्वदा ॥१७॥

શબ્દાર્થઃ—તેમાં [પુષ્ટિમાર્ગમાં] જે ભ્રાન્ત છે તે પરમ મૂઢ છે. તેઓનો સંગ નિશ્ચય બાધક છે. તેથી સત્સંગ સહિત સર્વસ્થલે નિરન્તર સ્થિતિ કરવી. [૧૭]

વિવેચનઃ—જે જીવ ભ્રાન્ત છે, આ પુષ્ટિમાર્ગમાં વિશ્વાસરહિત છે, તે મહામૂઢ અજ્ઞાની છે. તેમાં પણ ખલ (દુષ્ટ)નો સંગ મહાબાધક છે. આમ છે તો પુષ્ટિમાર્ગીય ભગવદીયે સર્વ સ્થળે પુષ્ટિમાર્ગીય ભગવદીયના સંગમાંજ સ્થિતિ કરવી. ત્યારે જ તે દુઃસંગથીબચી શકે. શ્રીઆચાર્યજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કેઃ—

निवेदनं तु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः ।

અર્થઃ—"નિશ્ચય તાદૃશ વૈષ્ણવજનના સંગમાં નિવેદનનું સ્મરણ કરવું જ" આ પ્રકારે સત્સંગ સર્વદા ભાવની વૃદ્ધિ કરે છે. તેથી ભગવદીયોએ એ અવશ્ય નિત્ય કરવો. [૧૭]

मूलम्ः—सेवां कुर्वन्सदाचारो धर्ममार्गस्थितोऽपि च ।
अविरुद्धवचोवक्ता ह्यविरुद्धकृतिप्रियः । ॥१८॥
स्वाचार्यमात्रवाक्यैकनिष्ठः सततभावुकः ।
तदीयजनसंसृष्टः सर्वसङ्ग विवर्जितः ॥१९॥

શબ્દાર્થઃ—[સર્વત્ર સત્સંગ સહિત સ્થિતિ કરવી પરન્તુ તે ઉપરાન્ત વૈષ્ણવે] ભગવત્સેવા કરવી, સદાચારનું પાલન કરવું, તેમજ વળી ધર્મમાર્ગમાં સ્થિતિ કરવી, અવિરુદ્ધ વચન કહેવા, અવિરુદ્ધ કૃતિમાં પ્રીતિ રાખવી, સ્વ [આપણા] શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના વાકયોમાં એક દૃઢ નિષ્ઠા રાખવી, નિરન્તર ભાવુક થવું, તદીયજનના સંસર્ગમાં રહેવું, અને સર્વ આસક્તિથી વિરક્ત થવું. [૧૮-૧૯]

**વિવેચનઃ**—પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે શ્રીઆચાર્યજી દ્વારા નિવેદન મન્ત્ર પ્રાપ્ત કરીને પુષ્ટિમાર્ગીયરીતિથી આચારસહિત ભગવત્સેવા કરવી એ વૈષ્ણવનો પ્રથમ ધર્મ છે. આચાર વિચારપૂર્વક ખાસા, સેવકી, છુયો, સખડી, અનસખડી, પ્રસાદી, જૂઠન, વગેરે સર્વનું ભાન રાખવું. પુષ્ટિમાર્ગીય ધર્મમાં તત્પર રહેવું. પાપાચરણ ન કરવું. પુષ્ટિમાર્ગથી અવિરૂદ્ધ વચન તેમજ સુન્દર શિક્ષા જો કોઇ ઉપદેશે તો તે માનવી. પુષ્ટિમાર્ગીય પ્રમાણાનુસાર ભગત્સેવાનેજ પ્રિય ગણવી. અન્યમાર્ગાનુસાર પૂજા, ઉપાસનાદિનો ત્યાગ કરવો. [૧૮]

એક શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના શ્રી સુબોધિનીજી તેમજ નિબન્ધાદિક એતન્માર્ગીય ગ્રન્થનું શ્રવણ મનન કરવું. તેમાં કહ્યું હોય તે પ્રમાણે આચરણ કરવું. જે ભગવદીય શ્રીવલ્લભાધીશના વચનાનુસાર વર્તે છે, એમના વચનમાં જ પૂર્ણ નિષ્ઠા રાખે છે તેવા ભગવદીયના સંગમાં રહેવું. જો એવા ભગવદીય પ્રાપ્ત ન થાય તો સર્વ [અન્ય] સંગનો ત્યાગ કરી ભગવત્સેવા, અને સ્મરણ માર્ગ રીતિ પ્રમાણે કરવાં; પરન્તુ અન્ય [માર્ગીયોનો] સંગ સર્વથા વૈષ્ણવે ત્યજવો. આ પ્રકારે વૈષ્ણવે સર્વ પ્રકારની અન્યાસક્તિઓ—અન્યાશ્રય ત્યજી એક શ્રી આચાર્યજી મહાપ્રભુજીને શરણે રહેવું. ત્યારે એમની કૃપાથી પુષ્ટિમાર્ગના ફલની પ્રાપ્તિ થાય છે. [૧૯]

**इति श्री हरिरायजीविरचितं विंशतितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृतटीकानुवाद सहितं समाप्तम् ॥**

---

# શિક્ષાપત્ર ૨૧ મું.

---

**ઉદ્દેશઃ**—હવે આ એકવીશમા શિક્ષાપત્રમાં એવું નિરૂપણ કર્યું છે કે "લૌકિક વ્યાવૃત્તિનો ત્યાગ કરી સેવા કરીએ તો બુદ્ધિ દૃઢ થાય. ભગવદીયના સંગમાં નિરન્તર નિવેદનના ચિન્તનથી બુદ્ધિ દૃઢ થાય છે. લૌકિક વાર્ત્તાનું શ્રવણ કરનાર, લૌકિકમાં પ્રતિષ્ઠાનો લોભ કરનાર અને અન્ય લૌકિક વૈદિક કાર્યોમાં આસક્ત થતાં મૂઢ જનોની પ્રભુ ઉપેક્ષા ( અવગણના ) કરે છે. લૌકિક પ્રતિષ્ઠા ભગવદ્ધર્મનો વિરોધ કરે છે એમ સમજી વૈષ્ણવે પુષ્ટિમાર્ગીય ભગવદીયના સંગમાં રહેવું. સંસારના કાર્ય સિદ્ધ થાય તે અર્થે જ ભગવત્સેવા કર્ત્તવ્ય નથી. લૌકિક વાંસના ત્યજી પરમ ફલરૂપ ભગવાનની સેવા કરવી."

मूलम्ः—भक्तिमार्गस्तिरोभूतस्तथा सङ्गः सतामपि ।
ततो भावस्य शैथिल्यं तदभावेऽखिलं वृथा ॥१॥

**શબ્દાર્થ:**—ભક્તિમાર્ગ તિરોભૂત થઈ ગયો છે. તે જ પ્રકારે સત્પુરૂષનો સંગ પણ તિરોભૂત થઇ ગયો છે. તેથી ભાવ શિથિલ થાય છે. અને ( ભગવદ્ભાવ ) ભાવના અભાવમાં સકલ વૃથા છે. (૧)

**વિવેચન:**—આ મહાકઠિન કાલને લીધે ભક્તિમાર્ગ તિરોભૂત થયો છે. પુષ્ટિમાર્ગીય ભગવદીયનો સંગ પણ તિરોભૂત છે. તેથી પુષ્ટિમાર્ગનો ભાવ પણ શિથિલ થયો છે. એ ભાવ વિના સર્વ વૃથા છે. પુષ્ટિમાર્ગમાં સર્વ ભાવથી જ થાય છે. પુષ્ટિમાર્ગ ભાવાત્મક છે. ક્રિયા માત્ર સર્વ ભાવાત્મક છે. એવો ભાવ તો પુષ્ટિમાર્ગમાં સ્થિતિ કરીને ભગવદીયોનો સંગ રાખીએ, ત્યારેજ જણાય. નહિ તો એ ભાવ (ભગવદ્ભાવ) કદાપિ ન જણાય. ભક્તિમાર્ગમાં અષ્ટ પ્રહર કેવલ પ્રભુનું જ સુખ વિચારાય છે. સેવકે (જીવે) પોતાના દેહ સમ્બન્ધી સુખ સ્વલ્પ પણ ન વિચારવું. જીવે પોતાનો દેહ ભગવત્સેવામાં સમર્પી દેવો. અને પોતાના દેહથી ભગવાનને કેમ સુખ આપી શકાય. તે વિચારી તે પ્રમાણે સેવા કરવી. પરન્તુ આ પ્રકારે સેવા કરનાર ભગવદીયો દુર્લભ છે. તેથી ભાવ શિથિલ થાય છે અને ભાવ વિના સર્વ વૃથા છે. (૧)

मूलम्ः—भक्तिमार्गीयताभावे क्रियामात्रं हि कर्मवत् ।
तत्रापि न मनःस्थैर्यं विक्षेपाद्व्यवहारतः ॥ २ ॥

**શબ્દાર્થ:**—ભક્તિમાર્ગીયપણાનો અભાવ થાય ત્યારે આ ભગવત્સેવા પણ કર્મની માફક ક્રિયા માત્ર થઈ જાય છે. તેમાં પણ વ્યવહારના વિક્ષેપને લીધે મનની સ્થિરતા નથી. (૨)

**વિવેચન:**—ભક્તિમાર્ગની રીતિ એવી છે કે અષ્ટ પ્રહર ( ભગવદ્ ) ભાવથી પૂર્ણ રહેવું. તે તો બનતું નથી જ. પણ એથી વિરૂદ્ધ ભગવત્સેવા એ સેવારૂપે થતી નથી, પણ કર્મની માફક કેવળ ક્રિયા થઇ રહી છે. જેમ કોઇ કર્મમાર્ગીય કર્મ કરે ત્યાં સુધી પોતાનું પ્રયોજન રાખે, કર્મ પૂર્ણ થયા પછી કોઇ પણ પ્રકારનું પ્રયોજન ( વા સમ્બન્ધ ) ન રાખે તેમ ભક્તિમાર્ગમાં સેવાનો સમય હોય ત્યાં સુધી કંઇક પ્રયોજન ભગવદીયને હોય છે. સેવા પૂરી થઇ એટલે સેવાનું કાર્ય સેવામાં અને વ્યવહાર જાગૃત થઈ રહે છે ! સેવા સમયે નથી થતો સંયોગરસનો અનુભવ, અનોસરમાં નથી થતો વિપ્રયોગ–રસનો અનુભવ ! તેથી આ સમયમાં તો ભગવત્સેવા પણ કેવલ કર્મવત્ થઇ રહી છે ! અરે !

સેવામાં કર્મમાર્ગની ક્રિયા સમાન પણ ચિત્ત રોકાતું નથી ! સેવામાં પણ મન એકાગ્ર થતું નથી ! સેવા સમય પણ અનેક પ્રકારના વિક્ષેપ મનમાં આવી જાય છે ! નાના પ્રકારના વ્યવહારના તરંગો મનમાં આવે છે મનની સ્થિરતા એક રહેતી નથી. પરન્તુ વિક્ષેપ પામે છે ! એટલે કર્મવત્ ક્રિયા માત્ર પણ સેવા થઈ શકતી નથી ! (૨)

**मूलम्ः–व्यवहारोऽप्यसिद्धश्चेद्विशेषक्षोभको मतः ॥**
**तदभावे तु गार्हस्थ्यप्रकारैः सेवनं कुतः ॥३॥**

**શબ્દાર્થ**:—વ્યવહાર પણ જો સિદ્ધ ન થયો તો તે વિશેષ ક્ષોભ કરે છે. કારણ કે વ્યવહારના અભાવમાં ગૃહસ્થાશ્રમના પ્રકારથી સેવન કેવી રીતે થઇ શકે ?

**વિવેચનઃ**—ભગવત્સેવામાં વ્યવહારના તરંગો ઉઠે છે એટલું જ નહિ પણ એ વ્યવહારના કાર્યો સિદ્ધ થતાં નથી ત્યારે મનમાં અતિ ક્ષોભ ઉદ્ભવે છે, અને ધૈર્ય જતું રહે છે ! આવી સ્થિતિમાં ગૃહસ્થનો ભાવ પણ કેમ રહી શકે તેમ જ ભગવત્સેવા પણ કેમ થઇ શકે ?

આ પુષ્ટિમાર્ગ તો ભાવાત્મક છે, જીવ તુચ્છ છે, આ કાલ મહા કઠિન છે, સેવા કરતાં કરતાં પણ વ્હવહારનું સ્મરણ સ્વતઃ કાલ દોષથી થઈ જાય છે ! વ્યવહાર ખાલી જાય તો ધીરજ રહેતી નથી. મનમાં લૌકિક ચિન્તા થવાથી ભગવદ્ભાવ કેમ રહી શકે ? આમ લૌકિક વ્યવહાર પણ કરવાનો છે અને ભગવત્સેવા પણ કર્ત્તવ્ય છે–એ બન્ને સિદ્ધ કેમ થાય ? આ શંકાના સમાધાનાર્થે જો કોઈ કહે કે "પ્રભુ શ્રીકૃષ્ણ સર્વ સામર્થ્યવાન્ છે, લૌકિક, વૈદિક સર્વ કાર્ય સિદ્ધ કરશે ! તમે તમારી જાતે ભગવત્સેવા મન લગાડી કર્યા કરો," તો તેનો ઉત્તર અગ્ર શ્લોકમાં આપે છે. (૩)

**मूलम्ः—व्यावृत्त्यभावपक्षस्तु बुद्ध्यदार्ढ्यात्सुदुर्लभः ।**
**बुद्धिदार्ढ्यं तु सततं निवेदन विचिन्तनैः ॥४॥**

**શબ્દાર્થ**:—બુદ્ધિની દઢતા નથી તેથી વ્યાવૃત્તિનો અભાવ રાખવો. (લૌકિક વ્યવહારના કાર્યો તેમજ વૈદિક કાર્યોનો ત્યાગ કરવો) એ પક્ષ તો અતિ દુર્લભ છે. બુદ્ધિની દઢતા તો નિરન્તર નિવેદનના વિશેષ ચિન્તનથી થાય છે. (૪)

**વિવેચન**:—જો કે અવ્યાવૃત્ત (વ્યાવૃત્ત રાખ્યા વિના, વ્યવહારનો ત્યાગ કરી) થઈ ભગવત્સેવા કરવી એ સર્વોપરિ છે તો પણ (અવ્યાવૃત્ત થઇ ભગવત્સેવા કરવી) એવી ઉત્કૃષ્ટ બુદ્ધિ જીવને નથી. આ કાલમાં પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ જ દુર્લભ છે. પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ વિના અવ્યાવૃત્ત થવું–લૌકિક વ્યવહારનો ત્યાગ કરવો–એ અત્યન્ત દુઃખકર છે. એમ કરવાથી શ્રીઠાકોરજીમાં

દોષ બુદ્ધિ આવી જાય છે કે 'હું પ્રભુની સેવા કરૂં છું, તો પણ પ્રભુ મ્હારૂં લૌકિક કાર્ય સિદ્ધ કરતા નથી!' આ પ્રકારે દોષ બુદ્ધિ થાય તો દાસભાવ જતો રહે! તેથી અવ્યાવૃત્ત કેમ થવાય? એવી દઢ બુદ્ધિ જ નથી-તીવ્ર, ઉત્તમ બુદ્ધિ નથી-પૂર્ણ વિશ્વાસ તો દુર્લભ છે. હવે કોઇ કહે કે પૂર્ણ વિશ્વાસ અને દઢ બુદ્ધિ રહે એવો ઉપાય કરો! પ્રભુમાં ઉત્તમ બુદ્ધિ અને પૂર્ણ વિશ્વાસ તો ત્યારે જ થાય કે જ્યારે અષ્ટપ્રહર નિવેદનનું ચિન્તન થાય, તેમજ અષ્ટાક્ષર અને શરણની ભાવના થાય. નિવેદનમાં શું કહ્યું છે? હવે હું કેવી ક્રિયા કરૂં છું, કેટલા દિવસથી પ્રભુને ભૂલુ છું? હવે મને શ્રીઆચાર્યજી દ્વારા પ્રભુનો સમ્બન્ધ થયો છે. 'પ્રભુ કેવા છે? જીવ કેવો છે? જીવે કયે પ્રકારે દાસત્વ કરવું?' ઇત્યાદિ વિચાર કરવો. 'પ્રભુજ મ્હારી ગતિ છે.' એમ દૃઢ વિશ્વાસ રાખવો. હવે નિવેદનના ચિન્તન કરવાનો પ્રકાર અગ્રે દર્શાવે છે. (૪)

**मूलम्ः—तत्रापि सहभावस्तु सतामेव निरूपितः ।**
**ते दुर्लभा दूरगाश्च ततो बुद्धिर्नतादृशी ॥५॥**

**શબ્દાર્થ**:—નિવેદનના ચિન્તનમાં પણ સત્પુરૂષ (ભગવદીય) નો જ સંગ નિરૂપણ કર્યો છે. એ ભગવદીયો દુર્લભ છે અને દૂર રહે છે. તેથી એવી ઉત્તમ બુદ્ધિ નથી. (૫)

**વિવેચનઃ**—નિવેદનનું ચિન્તન પોતાની બુદ્ધિથી થઈ શકતું નથી. નવરત્ન ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે:-

**निवेदनं तु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः ।**

**અર્થ**:—"નિવેદન તો સર્વથા તાદશ જનસહિત સ્મરણ કરવા યોગ્ય છે." તેથી નિવેદનનું ચિન્તન ભાવસહિત તાદશીય પુષ્ટમાર્ગીય ભગવદીયો સાથે મલીને કરવું ત્યારે જ ભાવ સિદ્ધ થાય. પરન્તુ એવા ભગવદીયો દુર્લભ છે. દૂર દેશમાં રહે છે. તેથી એમના સંગ વિના ઉત્તમ બુદ્ધિ કેવી રીતે થઈ શકે?

**मूलम्ः—स्थितापि शीर्यते नित्यं पोषकाभावतो मम ।**
**खिन्नं च जायते चित्तं वार्त्ताश्रवणतोऽन्यथा ॥६॥**

**શબ્દાર્થ**:—મ્હારી બુદ્ધિ સ્થિત છે [स्थितोऽपि એવો પાઠ હોય તો અર્થ:-"ભાવ સ્થિત છે." એમ થાય છે.] તો પણ એને પોષણ આપનારાના અભાવમાં એ બુદ્ધિ (ભાવ) શિથિલ થઈ જાય છે. અન્યથા વાર્ત્તાનું શ્રવણ કરીને ચિત્ત ખેદયુક્ત થાય છે. (૬]

**વિવેચનઃ**—ભાવ વૃદ્ધ થાય એતો પરમ દુર્લભ છે. પણ વધારે ખેદદાયક તો એ છે કે જે કંઇ ભાવ હૃદયમાં સ્થિત છે તે પણ પ્રતિદિન ક્ષીણ

થતો જાય છે. કારણુ કે પોષકના અભાવમાં ભગવદીયનો મેલાપ થાય તો ભાવને પોષણુ મલે, ભાવ–ભગવદ્ભાવ વૃદ્ધિ પામે. સત્સંગ વિના ભાવ શિથિલ થાય છે. લૌકિક મનુષ્યોનો સંગ આવી મલે છે, જેથી અનેક પ્રકારની લૌકિક વાર્ત્તા કહેવી પડે છે. આ પ્રકારે કર્ણમાં ભગવદ્વાર્તા કથારસ પ્રવેશ કરવાને બદલે લૌકિક શ્રવણુ–અન્યથા શ્રવણુ–અહર્નિશ થયા કરે છે, તેથી મનમાં ખેદ થાય છે (૬)

**मूलम्ः–श्रुतोत्तमप्रकाराश्च भगवन्मानसा अपि ।**
**अस्मदीया लौकिकेषु प्रतिष्ठामात्रसाधकाः ॥७॥**
**चित्तव्ययं प्रकुर्वन्ति वृथा देहं च तद्गतम् ।**
**भगवद्भावनिष्ठा तु लोकनिष्ठा विरोधिनी ॥८॥**

**શબ્દાર્થઃ**—અમારા જે [ભગવદીયો] ભગવાન્‌માં મન રાખનારા છે તથા જેઓએ ઉત્તમ પ્રકારનું શ્રવણુ કર્યું છે એવા ભગવદીયો પણુ કેવલ [ લૌકિક ] પ્રતિષ્ઠા સાધનારા થઇ ગયા છે ! તેઓ પોતાના ચિત્તને (ભગવાન્‌માં ન લગાડતાં અન્ય સ્થળે લઈ જઈ દુરૂપયોગ કરે છે તેમજ દેહનો પણુ તેવોજ વૃથા વ્યય કરે છે ! ભગવન્માર્ગમાં નિષ્ઠા ત્યારે જ થાય કે જ્યારે લૌકિક નિષ્ઠાનો વિરોધ થાય. ભગવન્માર્ગનિષ્ઠા લૌકિક નિષ્ઠાથી વિરૂદ્ધ છે. [૭–૮]

**વિવેચનઃ**—આ પ્રકારે હું મનમાં દુઃખી છું. ભગદ્ભાવ પ્રતિદિન શિથિલ થાય છે. હું લોકોને મુખથી આત્મશ્લાઘા (પોતાની મોટાઇ–સ્વમાહાત્મ્ય) શ્રવણુ કરૂં છું ! કોઈ કહે છે કે " હું અષ્ટપ્રહર ભગવાન્‌માં ચિત્તને લગાડુંછું ! " ઇત્યદિ આ આત્મપ્રશંસાથી લોકમાં પ્રતિષ્ઠા કદાચ પ્રાપ્ત થાય પણુ તેથી ભગવદ્ભાવમાં શું વૃદ્ધિ થઈ ? એવી લૌકિક પ્રતિષ્ઠા તો ભગવદ્ભાવમાં બાધક છે. (૭)

જો આ ચિત્ત ભગવાન્‌ના ચરણારવિન્દનું ધ્યાન ન કરે તેમજ આ મનુષ્ય દેહ, અને ઈન્દ્રિયો જો ભગવાન્‌માં વિનિયોગ ન પામે તો એમની સ્થિતિ વૃથા છે. એકાદશસ્કન્ધમાં રાજા જનક કહે છે કેઃ–"दुलभो मानुषो देहो देहिनां क्षणभंगुरः" " દેહી (જીવ) ને મનુષ્ય દેહ એક ક્ષણમાં નાશ થાય એવો છે તો પણુ એ દુર્લભ છે. " આવો દુર્લભ માનુષદેહ જો ભગવત્સેવામાં ન વિનિયોજાય તો એની પ્રાપ્તિ વૃથા છે. સપ્તમસ્કન્ધમાં પ્રલ્હાદજી કહે છેઃ–

**कौमार आचरेत् प्राज्ञो धर्मान् भागवतानिह ।**
**दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम् ॥** ( અ૦ ૬. ૧. )

**અર્થઃ**—" બુદ્ધિમાન્ જીવે કુમારાવસ્થામાં ભગવદ્ધર્મનું આચરણુ આ સંસારમાં કરવું, " કારણુ કે મનુષ્ય જન્મ મહા દુર્લભ છે. જો કે તે નિશ્ચલ નથી

તો પણ પુરૂષાર્થ [મોક્ષ] નું દાન કરે એવો છે." આ પ્રકારે દુર્લભ માનુષ દેહથી પણ જો ભગવત્સેવા, દર્શન, સ્મરણાદિ ન બન્યા તો એથી અધિક દુર્ભાગ્ય શું હોઇ શકે ? દેહ ક્ષણભંગુર છે તેથી વૃદ્ધાવસ્થાને માટે ભગવદ્ધર્મનું આચરણ મુલત્વી રખાય નહિ. તેથી કૌમારાવસ્થામાંજ ભગવદ્ધર્માચરણ યોગ્ય છે. ભગવન્માર્ગની નિષ્ઠા અને લોકમાં પ્રતિષ્ઠા એ બન્ને પરસ્પર વિરોધી છે. જીવ જો પોતાનું માહાત્મ્ય શ્રવણ કરી આનન્દ માને તો પ્રભુને રીસ ચઢે. જો જીવને પોતાની પ્રતિષ્ઠાથી મદ થાય તો પ્રભુ હ્રુદયમાંથી જતા રહે. તેથી સિદ્ધ થાય છે કે લોકમાં પ્રતિષ્ઠા સ્થાપવી એ ભગવદ્ધર્મનો નિશ્ચય વિરોધ કરે છે. [૭–૮]

**मूलम्ः—संसारवैरी कृष्णोऽपि मूढानेतानुपेक्षते ।**
**कालः सतामपि हरत्यसौ सन्मतिम् ॥९॥**

**શબ્દાર્થઃ**—[અહન્તા મમતાત્મક] સંસારના વૈરી શ્રીકૃષ્ણ પણ એવા મૂઢ–સંસારમાં–લોકમાં આસક્ત થયલા–મનુષ્યોની ઉપેક્ષા કરે છે. આ કાલ (આ સમય) સત્પુરૂષોની સુન્દર મતિનું હરણ કરે છે. (૯)

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણનું એક નામ 'સંસાર વૈરી' એવું છે. જ્યાં શ્રીકૃષ્ણ હ્રુદયમાં પધારે કે તરત જ સંસારનો નાશ થાય છે. જેના હ્રુદયમાં શ્રીકૃષ્ણ વિરાજતા હોય તેનાથી નિશ્ચય લૌકિક દેહસમ્બન્ધી કાર્યો–સંસારિક કાર્યો–સાધી શકાતાં નથી. છતાં જીવ અજ્ઞાની છે તેથી શ્રીકૃષ્ણ પર પ્રીતિ પણ રાખે છે અને સંસારની પણ અપેક્ષા કરે છે! અને જ્યાં સુધી સંસાર પાસે છે ત્યાં સુધી શ્રીકૃષ્ણ દૂર છે! જ્યારે શ્રીકૃષ્ણ કૃપા કરી પધારશે ત્યારે અહન્તામમતાત્મક સંસાર દૂર જતો રહેશે–નિવૃત્ત થશે–નાશ પામશે! આ કાલદોષથી પ્રભુનું જ્ઞાન થતું નથી. એવો કઠિન કાલ આવ્યો છે કે સત્પુરૂષોની પણ બુદ્ધિ હરી લે છે, જેથી એવા સાધુ પુરૂષો પણ સંસારની અપેક્ષા રાખે છે. સત્પુરૂષો એમ જાણે છે કે "સંસાર તુચ્છ છે, અને ભગવાન્નો ગુણ સંસારનાશક છે' તો પણ તેઓ સંસારની અપેક્ષા રાખે છે કારણ કે કાલ દોષથી એમની બુદ્ધિહીન થઇ છે! (૯)

**मूलम्ः—कालदोष निराकर्त्ता न सङ्गोऽस्ति सतामपि ।**
**अतः स्थेयं सावधानैः समस्तैर्मार्गवर्त्तिभिः ॥१०॥**

**શબ્દાર્થઃ**—કાલદોષનું નિવારણ કરનાર ભગવદીયોનો સત્સંગ પણ નથી તેથી સમસ્ત પુષ્ટિમાર્ગનું વર્ત્તન કરનારાઓએ (વૈષ્ણવોએ) સાવધાન રહેવું.

**વિવેચનઃ**—હવે શ્રીહરિરાયજી સમસ્ત વૈષ્ણવોને શિક્ષા આપે છે કે "સાવધાન રહેજો. કાલ દોષ મહાદુષ્ટ છે. સર્વ ધર્મમાં પ્રતિબન્ધ કરે છે. હું પણ એ કાલદોષનો નાશ કરી શકતો નથી, કારણ કે સત્સંગ મને દુર્લભ છે. ભગવદીયોનો સંગ પ્રાપ્ત થાય તો કાલદોષ બાધ ન કરે. એવો સત્સંગ જ દુર્લભ છે. હે વૈષ્ણવો! તમે આ સર્વોપરિ પુષ્ટિમાર્ગમાં સ્થિતિ રાખજો! દુઃસંગથી બચજો! ભગવદીયોનો સંગ કરજો! અને શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલનું ચિત્તમાં ધ્યાન કરજો! (૧૦)

**॥ इति श्रीहरिरायजी विरचितमेकविंशतितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥२१॥**

---

# શિક્ષાપત્ર ૨૨ મું.

**ઉદ્દેશઃ**—હવે આ બાવીશમા શિક્ષાપત્રમાં નીચે મુજબ નિરૂપણ છેઃ- "આ પુષ્ટિમાર્ગમાં આપણો ભગવદ્ભાવ જ પરમ સાધન છે. ભગવાન્ ભાવાત્મા છે. ભગવાન્ પોતે જ પ્રમેય અને ફલરૂપ છે. નિધિરૂપ ભાવથી ભગવાન્ હૃદયમાં નિરન્તર સ્થિતિ કરે છે. એ ભગવદ્ભાવ જો નષ્ટ થાય તો તેની સાથે સર્વ ભાવાત્મક વસ્તુ નિવૃત્ત થાય. ભગવત્કથા, સેવા, સ્મરણ દર્શનાદિ સર્વ ભાવથી થાય છે. એ સર્વ ભાવવિના નીરસ છે. આ પ્રકારે નિધિરૂપ ભાવની સર્વ પ્રકારે રક્ષા કરવી. અતિ શુદ્ધ અન્તઃપ્રવિષ્ટ, મહાનુભાવી પરમ ભગવદીયોના સંગમાં રહી ગોષ્ઠી કરવાથી ભગવદ્ભાવ વૃદ્ધિ પામે છે. તેથી ભગવાન્ સદા હૃદયમાં સ્થિતિ કરે છે. તેથી સદા એવા ભગવદીયોના સંગમાં રહેવું. હરિકૃષ્ણ નામના એક પરમ મહાનુભાવી ભગવદીયના સંગમાં રહેવાથી અધિક લાભ છે એમ શ્રીહરિરાયજી શ્રીગોપેશ્વરજીને આજ્ઞા કરે છે." ઉપર કહ્યું કે સત્સંગ વિના આ જીવ કાલદોષ દૂર કરી શકતો નથી તેથી સમસ્ત વૈષ્ણવોએ સાવધાન રહેવું. આ માર્ગ ભાવાત્મક છે. દુઃસંગથી ભાવની રક્ષા અવશ્ય કરવી. હવે આ ભાવાત્મક માર્ગનો પ્રકાર બતાવે છે.

**मूलम्ः—भावोऽत्र साधनं मार्गे प्रमेयं भगवान् हि सः ।**
**प्रमाणं कृष्णसेवादौ (सेवादिः) स एव च फलं पुनः ॥१॥**

**શબ્દાર્થઃ**—આ પુષ્ટિમાર્ગમાં ભાવ સાધનરૂપ છે, પ્રમેયરૂપ તે ભગવાન્ જ છે. પ્રમાણરૂપ શ્રીકૃષ્ણ સેવા છે, અને વળી ફલ પણ શ્રીકૃષ્ણસેવા જ છે. (૧)

**વિવેચનઃ**—આ પુષ્ટિમાર્ગમાં ભાવ છે તે જ સર્વોપરિ સાધન છે. ભગવાનનું પ્રમેયબલ ફલ છે. શ્રીઠાકોરજી પોતે જ ફલાત્મક ભાવરૂપ પ્રમેયરૂપ છે. આ પુષ્ટિમાર્ગમાં એવું પ્રમાણ નથી કે 'આટલી સેવા કરે તેને આટલું ફલ પ્રાપ્ત થાય.' શ્રીકૃષ્ણની સેવા જ ફલરૂપ છે. જ્યારે પોતે પ્રમેયબલ વિચારે તે ક્ષણે ફલદાન થાય છે. આ માર્ગમાં જે શ્રીકૃષ્ણની સેવા પ્રમાણ છે તે પોતે જ ફલ છે. જ્ઞાનમાર્ગે તથા કર્મમાર્ગમાં સાધન ફલથી ન્યારૂ (ભિન્ન) છે. એ બન્ને માર્ગમાં "આટલું સાધન કરે તેને આટલું ફલ પ્રાપ્ત થાય. ફલપ્રાપ્તિ થયા પછી સાધન વ્યર્થ છે." એમ પ્રકાર છે. પરન્તુ એવો પ્રકાર પુષ્ટિમાર્ગમાં નથી.[1] સાધનમાં પણ શ્રીકૃષ્ણ સેવા અને ફલમાં શ્રીકૃષ્ણ સેવા એમ પ્રકાર છે. તેથી શ્રીકૃષ્ણની સેવા ફલરૂપ જાણી કરવી. શ્રીકૃષ્ણ સેવા ઉપરાન્ત અધિક ફલ શું હોઈ શકે? આ ઉદ્દેશથી નવમસ્કન્ધમાં શ્રીભગવાન્ કહે છે:—

**मत्सेवया प्रतीतं च सालोक्यादि चतुष्टयम् ।**
**नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ॥ (અ० ૪. ૬૭.)**

**અર્થઃ**—"જે ભક્તો મ્હારી સેવાથી પૂર્ણ છે તેઓ મ્હારી સેવાથી પ્રતીયમાન સાલોક્યાદિ ચતુર્વિધ મોક્ષને પણ ઇચ્છતા નથી તો પછી અન્ય પદાર્થો-કાલથી નાશ પામે એવા રાજ્યાદિકની ક્યાંથી અભિલાષા રાખે છે?" આ પ્રકારે પૂર્ણ ભગવદીયો નથી ઇચ્છતા મોક્ષ, કે નથી ઇચ્છતા આ સંસારના ભોગવિલાસ. તેઓ તો શ્રીકૃષ્ણની સેવાને જ સદા પરમ ફલરૂપ ગણે છે. તેમને તો પ્રમાણ પણ શ્રીકૃષ્ણ સેવા છે અને ફલ પણ શ્રીકૃષ્ણ સેવા છે. (૧)

**મૂલમ્ઃ—तस्मात स एव संरक्ष्यो निधिरूपस्तु सर्वथा ।**
**यत्तद्विरुद्धं तत्सर्वं ज्ञात्वा ज्ञात्वा निवर्त्तयेत् ॥२॥**

---

૧ પુષ્ટિમાર્ગ એટલે ભગવત્કૃપા–ભગવદનુગ્રહ માર્ગ. આ માર્ગમાં સર્વ કંઇ ભગવત્કૃપાથી થઇ જાય છે. એ માર્ગમાં જીવકૃત સાધનને અવકાશ નથી. નિઃસાધન જીવનો—ભગવત્કૃપા પર આધાર રાખતા જીવનો—આ માર્ગમાં પ્રવેશ છે. આ માર્ગમાં સાધન પણ ભગવાન્ થાય છે અને ફલ પણ ભગવાન્ થાય છે. ભગવાન્ અમુક જીવ પર કૃપા કરે કે "આ જીવ ભલે મ્હારા દર્શન કરે, મ્હારૂં સ્મરણ કીર્તન કરે, મ્હારી સેવા કરે." કે તરત જ તે જીવ તે તે ફલ પ્રાપ્ત કરવા તત્પર થાય છે. આ પ્રમાણે ભગવદીયો જે કંઇ ભગવદ્ધર્મનું આચરણ કરે છે–ભગવત્સેવા, સ્મરણ, કીર્તન, દર્શન, કથા શ્રવણાદિ–તે સર્વ ફલરૂપ છે. ભગવદ્ભાવ, કથા, સેવા, સ્મરણાદિ સર્વ ભગવદ્રુપ છે, પરમફલ છે. એ સર્વ સાધન છે અને એનાથી કંઇ ઉચ્ચ ફલ છે કે જે ફલ પ્રાપ્ત કર્યા પછી એ સર્વ વ્યર્થ છે–એવો પ્રકાર પુષ્ટિમાર્ગમાં નથી. એમ સાધન અને ફલ બન્ને ભિન્ન હોય–એ કર્મમાર્ગ વા જ્ઞાનમાર્ગમાં સમ્ભવે છે. પુષ્ટિમાર્ગમાં તો કૃપાપાત્ર ભગવદીયોનું સાધન પણ શ્રીકૃષ્ણ પોતે થાય છે અને ફલ પણ પોતે જ થાય છે.

**શબ્દાર્થ:**—પુષ્ટિમાર્ગમાં ભાવ [ભગવદ્ભાવ-ભગવાન્ પ્રતિ પ્રીતિ-સ્નેહ) એ જ પ્રધાન વસ્તુ છે. તેથી એ નિધિરૂપ ભાવનું જ સર્વ પ્રકારે સારી રીતે રક્ષણ કરવું એ યોગ્ય છે. એ ભાવનું વિરોધી જે કંઇ છે, તે સર્વને જાણી લઈ તેનાથી નિવૃત્ત થવું. (૨).

**વિવેચન:**—જેમ શ્રીકૃષ્ણ નિધિરૂપ-સર્વસ્વ છે તેમ શ્રીકૃષ્ણ પ્રતિ ભગવદ્ભાવ પણ નિધિરૂપ છે. ભગવદીયોએ ભગવદ્ભાવની રક્ષા સર્વદા સર્વ પ્રકારે કરવી. કારણ કે ભગવદ્ભાવનો નાશ થયો તો પછી ભગવદીયનું ભગવદીયત્વ પણ જતું રહે છે. ભગવદ્ભાવથી જ સર્વ શક્ય છે. શ્રીકૃષ્ણસેવા, સ્મરણ, કથા, દર્શનાદિ સર્વમાં આસક્તિ ભાવથી થાય છે. જો એ ભગવદ્ભાવનું રક્ષણ ન થયું તો પછી ભગવદીય પાસે નિધિ જેવું કતું રહેતું નથી. એવા નિધિરૂપ ભગવદ્ભાવને લૌકિક દુ:સંગથી રક્ષવો. જે કંઇ પુષ્ટિમાર્ગને અનુકૂળ હોય તેનો સંગ્રહ કરવો અને પ્રતિકૂલ હોય તેનો ત્યાગ કરવો એમ શ્રીઆચાર્યજીની આજ્ઞા છે. (૨)

**मूलम्ः—हरिकृष्णे यथापूर्वं स्नेहः स्थाप्यो विशेषतः ।**
**गोष्ठी च तादृशैः[तादृशी] कार्याध्रुवमस्मत्प्रयत्नतः ॥३॥**

**શબ્દાર્થ:**—હરિકૃષ્ણ નામના વૈષ્ણવપર પ્રથમની માફક વિશેષથી સ્નેહ રાખજો અને તેવાના સંગમાં સ્નેહસહિત વાર્ત્તા આપણા પ્રયત્નથી નિશ્ચય કરવી. (અથવા તેવી સ્નેહસહિત વાર્ત્તા પણ કરવી.) (૩)

**વિવેચન**—હરિકૃષ્ણ નામના જે પરમ વૈષ્ણવ છે તેમના પર પ્રથમની માફક સ્નેહ રાખજો. એવા પુષ્ટિમાર્ગીય તાદ્રશીય વૈષ્ણવ હોય તેની સાથે ગોષ્ટી પ્રયત્ન કરીને કરવી. એમને મળીને પુષ્ટિમાર્ગનો ભાવ વિચારવો. ત્યારે હૃદયમાં ભગવદ્ભાવ અચલ થાય. તેથી ભગવદીયોનો સંગ અવશ્ય કરવો. (૩)

**मूलम्ः—एतस्यान्तः स्थितिः प्रायः समीचीनावलोक्यते ।**
**नान्यच्च लौकिकं चित्ते विचार्यमिह सर्वथा ॥४॥**

**શબ્દાર્થ:**—આ હરિકૃષ્ણની વિશેષે કરીને (અન્તર્મુખતા) અન્ત: સ્થિતિ-ભગવદ્ભાવમાં અત્યન્ત અન્ત: પ્રવેશ-તલ્લીનતા-છે એમ જોઈ શકાય છે. તેથી એમનો-એ પરમ મહાનુભાવી ભગવદીયનો-સંગ કરવો. ચિત્તમાં આ સંસારનું કશું પણ લૌકિક સર્વથા ન વિચારવું. [૪]

**વિવેચન:**—આ હરિકૃષ્ણ જેવા પરમ અન્ત: પ્રવિષ્ટ, આરૂઢ ભગવદીયોના સંગમાં નિત્ય ગોષ્ઠી કરવાથી ભગવદ્ભાવની સિદ્ધિ થાય છે. ત્યારે જ હૃદયમાં

ભગવાન સદા સ્થિતિ કરે છે. ત્યારે જ પ્રભુના દર્શન થાય છે. ત્યારે જ આ જીવનું ચિત્ત લૌકિકમાં સર્વથા ન લાગે અને ત્યારે જ નાના પ્રકારના લૌકિક વિચાર, મિથ્યા ધ્યાન, મિથ્યા ક્રિયા, મિથ્યા વાણી એ સર્વ નિશ્ચય નિવૃત્ત થાય છે. ૪

**मूलम्ः—विशेषतस्तु समग्रोऽपि भाण्डागारिकपत्रतः ।**
**विज्ञेयः सर्वथा शीघ्रं लिख्यतां च तदुत्तरम् ॥५॥**

**શબ્દાર્થ:**—વિશેષત: સમગ્ર સમાચાર ભણ્ડારીના પત્રથી જાણજો. એ પત્રનો ઉત્તર નિશ્ચય ત્વરાથી લખજો. [૫]

**વિવેચનઃ**—ભણ્ડારીના પત્રથી વિશેષ સમાચાર જાણી અતિ ત્વરાથી પ્રત્યુત્તર લખશો. [૫]

વીશમા પત્રના પ્રથમ શ્લોકના ટિપ્પણ મુજબ શ્રીગોપેશ્વરજીએ પત્ર લખવાનો આરમ્ભ કરી દીધો છે. જ્યારે શ્રીહરિરાયજીને પોતાના પત્રના પ્રત્યુતર શ્રીગોપેશ્વરજી પાસેથી મળવા માંડયા ત્યારે જ પોતે એમને આજ્ઞા કરે છે કે પ્રત્યુત્તર શીઘ્ર ( તુરત ) લખો. જ્યાં સુધી ઉત્તર ન આવતા ત્યાં સુધી શ્રીહરિરાયજી ઉત્તર લખતા નહિ.

**इति श्रीहरिरायजीविरचितं द्वाविंशातितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितम् समाप्तम् ॥२२॥**

## શિક્ષાપત્ર ૨૩ મું.

ઉદ્દેશઃ—હવે આ ત્રયોવિંશ શિક્ષાપત્રમાં નીચેમુજબ નિરૂપણ કર્યું છે:— લૌકિક દુઃખ હૃદયમાં ન ધરવું; અલૌકિકની ચિન્તા ન કરવી. બહિર્મુખતા ન રાખવી. બહિર્મુખતાની નિવૃત્તિના પ્રકાર—શ્રીભાગવતનો પાઠ, તથા શ્રી ભાગવતનું અર્થ શ્રવણ, વૈષ્ણવોનો સંગ, નિવેદનનું સ્મરણ, સદા ભગવન્નામ ગ્રહણ, સદા શરણભાવના—ઇત્યાદિ કરવાં. અષ્ટાક્ષરનો ઉચ્ચાર કર્યા કરવો. પંચાક્ષર મન્ત્રથી તદીયત્વની ભાવના કરવી. વૈરાગ્ય અને સન્તોષ રાખવા." એમ નિરૂપણ કર્યું છે. ઉપર કહ્યું કે ભગવદીયના સંગમાં ગોષ્ઠી કરવાથી હૃદયમાં ભાવ સિદ્ધ થાય ત્યારે હૃદયમાં પ્રભુના દર્શન થાય ત્યારે લૌકિક વિચારમાં ચિત્ત ન જાય. પરંતુ હૃદયમાંથી ચિન્તા ન જાય ત્યાં સુધી ભાવ કેમ આવી શકે ? એ સર્વ પ્રકાર અત્રે નિરૂપણ કરે છે:—

**मूलम्ः–भवन्तः श्रुतसिद्धान्ताः कथं मुह्यन्ति लौकिके ।**
**अलौकिके तु चिन्ता या विषयाभावतो न सा ॥१॥**

**શબ્દાર્થ**:—શ્રીહરિરાયજી લખે છે કેઃ-તમે જો સિદ્ધાન્તનું શ્રવણ કર્યું છે તો કેમ લૌકિકમાં મોહ પામો છો? અલૌકિકની ચિન્તા તો વિષયના અભાવને લીધે છે નહિ !! (૧)

**વિવેચનઃ**—હવે શ્રીહરિરાયજી લખે છે કેઃ—તમે શ્રુતિ, સ્મૃતિ, વેદ, પુરાણ, શ્રીમદ્‌ભાગવતાદિ સર્વનો સિદ્ધાન્ત જાણો છો તો તમે આ લૌકિકમાં મોહ કેમ પામો છો? એ મોહ તમને યોગ્ય નથી. હવે હું તમને સિદ્ધાન્ત દર્શાવું છું તે ચિત્ત લગાડી વિચારશો. જ્યાં સુધી લૌકિક વિષય હૃદયમાંથી નિવૃત્ત થતા નથી ત્યાં સુધી અલૌકિક ભાવ હૃદયમાં સ્થિર થતો નથી, તેથી જ ક્ષણ ક્ષણમાં ચિન્તા થાય છે, જ્યારે હૃદયમાં વિષયનો અભાવ થાય ત્યારે જ એ ચિંતા થતી નથી. આ પ્રકારે આપણા પુષ્ટિમાર્ગમાં લૌકિક તેમજ અલૌકિક એમ બન્ને પ્રકારની ચિન્તા કર્તવ્ય નથી. [૧]

**मूलम्ः–यतःसर्वसमर्थोऽस्मत्प्रभु सर्वं करोति हि ।**
**पितेव [पतिवत] निजदासानामैहिकं पारलौकिकम् ॥२॥**

**શબ્દાર્થ**:—જ્યારે આપણા સર્વસમર્થ પ્રભુ પિતાની માફક વા પતિની માફક નિજ દાસ જનોના સર્વ ઐહિક [આ સંસારના લૌકિક] તથા પારલૌકિક એમ બન્ને કાર્યો નિશ્ચય કરે છે [તો આપણે કોઇ પણ પ્રકારની ચિન્તા ન કરવી.]

**વિવેચનઃ**—આપણા પ્રભુ શ્રીકૃષ્ણ સર્વસામર્થ્ય યુક્ત છે. શ્રી ગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ-" कर्त्तुं पुनरथाकर्त्तुमन्यथा कर्त्तुमीश्वरे सामर्थ्यं यन्मया दृष्टं त्वय्येवातो न संशयः " અર્થ " ઇશ્વર એવા જે તમે તેમનામાં કરવાનું, પુનઃ ન કરવાનું, તેમજ કરેલું અન્યથા કરવાનું, સામર્થ્ય મેં જોયું છે એમાં સંશય નથી. શ્રીકૃષ્ણ કર્તુમ્, અકર્તુમ્, અને અન્યથા કર્તુમ્ એમ ત્રણે સામર્થ્ય યુક્ત છે. એવા પ્રભુ શ્રીકૃષ્ણ લૌકિક, અલૌકિક સર્વ ( કાર્યો ) આપણા સિદ્ધ કરશે. તેથી ભગવદીયોએ ચિન્તા ન કરવી. જેમ લૌકિકમાં પિતા પોતાના પુત્રની અને સ્વામી નિજ સેવકની રક્ષા કરે છે તેમજ પ્રભુ નિજ દાસનું લૌકિક, અલૌકિક-સર્વ સિદ્ધ કરશે એમ નિશ્ચય જાણવું. [૨]

**मूलम्ः–अत एवास्मदाचार्यवचनं वै विराजते ।**
**" भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम्" ॥३॥**

શબ્દાર્થ:—" ભગવાન્ જ પુષ્ટિમાર્ગમાં બિરાજમાન્ છે. તે લૌકિક ગતિ નહિજ કરશે " એવું શ્રીઆચાર્યજીનું વચન ખરેખર વિરાજી રહ્યું છે. [ તેથી ચિન્તા કર્ત્તવ્ય નથી. ] [૩]

વિવેચનઃ—' પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે ચિન્તા કર્ત્તવ્ય નથી. ' એમ શ્રીઆચાર્યજીના વચનામૃત નિજ નવરત્ન ગ્રન્થમાં છે. આ શ્લોકમાં જે વચનામૃત દર્શાવ્યા છે તે ઉત્તરાર્દ્ધ છે. સમગ્ર શ્લોક નીચે પ્રમાણે છે:-

" चिन्ता काऽपि न कार्या निवेदितात्मभिः कदापीति।
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ॥

અર્થ:—" પુષ્ટિમાર્ગમાં સાક્ષાત્ ભગવાન્ બિરાજે છે તે નિજ દાસની લૌકિક ગતિ કદાપિ નહિ કરશે. એમ વિચારી વૈષ્ણવે નિશ્ચય કોઇ પણ પ્રકારની ચિન્તા કદાપિ ન કરવી. " પુષ્ટિમાર્ગ સમાન અન્ય માર્ગ નથી. કેવલ પુષ્ટિમાર્ગમાં જ શરણે આવ્યા પછી લૌકિક ગતિ કદાપિ પણ થતી નથી. [૩]

## मूलम्ः—मर्यादामार्गे वैराग्याद्यभावेऽपि गतिः सताम्।
## चिन्ता सन्तानहन्तारोऽप्याचार्यपदरेणवः ॥४॥

જો કોઇ એમ કહે કે " વૈરાગ્યથી લૌકિક ગતિ ન થાય; પરન્તુ લૌકિકમાં રહે, સર્વ લૌકિક કાર્ય કરે તેને લૌકિક ગતિ (પુષ્ટિમાર્ગમાં) કેમ ન થાય ? " તો તેનું સમાધાન આ ચતુર્થ શ્લોકમાં કરે છે:-

શબ્દાર્થ:—પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને મર્યાદામાર્ગના વૈરાગ્યાદિ સાધનનો અભાવ હોય તો પણ સત્પુરૂષની ગતિ પ્રાપ્ત થાય છે. ( આપણા પુષ્ટિમાર્ગમાં તો ) શ્રીમદાચાર્યજીના ચરણારવિન્દની રજકણ પણ ચિન્તાના વિસ્તારનો નાશ કરે એવી બિરાજમાન છે. [૪]

વિવેચનઃ—મર્યાદામાર્ગની એવી રીતિ છે કે જ્ઞાનવૈરાગ્યથી પરમ ગતિ થાય છે. જેટલા સાધન જીવ કરે તે પ્રમાણે ઉત્તમ ગતિની કક્ષાઓ તે પ્રાપ્ત કરે. જો વધારે સાધન કરે તો વધારે સારૂં ફલ પ્રાપ્ત કરે. જો ઓછા સાધન કરે તો ઓછું ફલ પ્રાપ્ત થાય. મર્યાદામાર્ગ એટલે પ્રમાણ માર્ગની એવી રીત છે કે જ્ઞાનથી બ્રહ્માના લોકમાં–સત્ય લોકમાં ગતિ થાય. પરન્તુ એમ સાધનાનુસાર ફલ પ્રાપ્તિ થાય એવી રીતિ પુષ્ટિમાર્ગમાં નથી. ભગવાન્ સ્વ (નિજ) પ્રમેયબલથી ફલદાન કરે છે. ભગવાન્ જ્યારે નિજ કૃપાથી–પ્રમેય બલથી ફલદાન કરે છે ત્યારે જીવકૃત સાધનનો વિચાર કરતા નથી. પુષ્ટિમાર્ગમાં પ્રમેયબલથી ફલદાન થાય છે સાધનથી નહિ. શ્રીભાગવત એકાદશ સ્કન્ધમાં ભગવાન્ કહે છે કે:—

" केवलेनैव भावेन गोप्यो गावो मृगाः खगाः ।
येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरञ्जसा"॥ (अ० १२. ८.)

"કેવલ ભાવથી જ ગોપીજનો, ગાયો, મૃગ, પક્ષી, તેમજ અન્ય મૂઢ મતિવાળા જીવ, નાગ, સિદ્ધ વગેરે વિના શ્રમ [આ મૂઢમતિના જીવો કોઇ પણ જાતનો જીવકૃત શ્રમ–સાધન કર્યા વિના કેવલ ભાવથી જ ] મને પ્રાપ્ત થયા છે." વ્રજમાં શ્રીકૃષ્ણ ભગવાન્ નિ:સાધન છે; નિ:સાધન–નિષ્કિન્ચન જીવોને પરમ ફલદાન કરે છે. તે જ પ્રકારે આ પુષ્ટિમાર્ગમાં બિરાજમાન્ શ્રીકૃષ્ણ સાધનની અપેક્ષા રાખતા નથી, સ્વતઃ પ્રમેયબલથી નિશ્ચય ફલદાન કરે છે. તેથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે લૌકિક અલૌકિક ચિન્તા કદાપિ ન કરવી. નવરત્ન ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે "જેમણે નિજ આત્માને નિવેદન કર્યો છે એવા ભગવદીયોએ ચિન્તા કોઈ પણ પ્રકારની કદાપિ ન કરવી." તેમજ શ્રીગુસાંઇજી નવરત્નની ટીકાના મંગલાચરણમાં કહે છે કેઃ–

" चिन्तासन्तानहन्तारो यत्पादाम्बुजरेणवः ।
स्वीयानां तान्निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ॥"

અર્થઃ—" નિજભક્તોની ચિન્તાના વિસ્તારને નાશ કરનારી જેના ચરણારવિન્દની રજકણો છે એવા નિજાચાર્ય શ્રીવલ્લભાધીશને વારંવાર હું પ્રણામ કરૂં છું !" આ પ્રકારે આવા શ્રીઆચાર્યજીને શરણ આવેલા જીવોએ કદાપિ કોઈ પણ પ્રકારની ચિન્તા કર્ત્તવ્ય નથી. [૪]

मूलम्ः–अतस्तदीयाः किं भ्रान्ताश्चिन्तां विदधते जनाः
ज्ञानिनोऽपि न वै दुःखं चित्ते दधति लौकिकम् ॥५॥
सेवारसादिरहिताश्चित्रं भक्ताः कथं तथा ।
यैः स्वरूपस्य सेवायां दर्शनस्पर्शनादिकम् ॥६॥
अनुभूतं सदा तेषां चित्तं दुःखयुतं कथम् ।
परमानन्द सम्बन्धे दुःखं तिष्ठति नैवहि ॥७॥

શબ્દાર્થ:—આમ ચિન્તા ન કરવાને આશ્વાસનરૂપ શ્રીમદાચાર્યજીનાં વચનામૃત છે, તો પણ શ્રીઆચાર્યજીના શરણાગત ભગવદીય જનો કેમ ભ્રાન્ત થઈને ચિન્તા કરે છે ( તે સમજાતું નથી ). જ્યારે જ્ઞાની લોકો પણ લૌકિક દુઃખને ચિત્તમાં ધરતા નથી તો પછી સેવારસનો આસ્વાદ કરનાર ભગવદીયો લૌકિક દુઃખને ચિત્તમાં શા માટે આણતા હશે ? આ એક અતિ આશ્ચર્ય છે

કે જે ભક્તોએ ( પુષ્ટિમાર્ગીય જનોએ ) સ્વરૂપ સેવામાં દર્શનનો તેમજ ચરણ સ્પર્શાદિકનો સદા અનુભવ કર્યો છે તેમને ચિત્તમાં લૌકિક દુઃખ થાય છે ! એવા પરમ ભાગ્યવાન ભગવદીયોને લૌકિક દુઃખ ન જ થવું જોઇએ, કારણ કે પરમ આનન્દરૂપ શ્રીકૃષ્ણના સમ્બન્ધથી દુઃખ નિશ્ચય રહી જ ન શકે ! [પ.૬.૭]

**વિવેચનઃ**—જો જ્ઞાનમાર્ગીય જીવને લૌકિક દુઃખો પીડતા નથી તો આ તો પુષ્ટિમાર્ગ છે, જ્યાં શ્રીઆચાર્યજી દ્વારા જીવને ભગવાન્‌નો સમ્બન્ધ થયો છે. એ ભગવાન્ પરમ આનન્દરૂપ છે, સર્વ સામર્થ્ય યુક્ત છે. તેથી એમના સમ્બન્ધી પુષ્ટિમાર્ગીય ભગવદીયોને લૌકિક દુઃખ નજ થવું જોઇએ. ! એ ભગવદીયો અજ્ઞાનથી ચિન્તારૂપ આગ્નમાં દાહ પામે છે ! પ્રભુ સર્વ સામર્થ્ય યુક્ત છે એમ વિચારી ચિન્તા કદાપિ ન કરવી. જીવ પુષ્ટિમાર્ગમાં આવીને શ્રીકૃષ્ણની સેવારસનો અનુભવ કેમ કરતો નથી ? જે જ્ઞાની છે તેને સેવારસનું જ્ઞાન નથી તો પણ તે ચિન્તાથી દગ્ધ નથી, તો આ વૈષ્ણવો તો સાક્ષાત્ શ્રીકૃષ્ણના દર્શન કરે છે, ચરણ સ્પર્શ કરે છે, છતાં ભગવદ્રસનો આસ્વાદ કેમ કરી શકતા નથી ? એમ નિશ્ચય થાય છે કે એમના હૃદય ચિન્તાથી પૂર્ણ છે અને તેથી તેઓ રસનો અનુભવ કરી શકતા નથી. પુષ્ટિમાર્ગ એવો છે કે તેમાં સર્વ પદાર્થોનો ભાવાત્મક અનુભવ હોય છે તો પછી એ માર્ગમાં ચિન્તા શી હોઈ શકે ? પરમાનન્દરૂપ, ફ્લાત્મક શ્રીકૃષ્ણનો સમ્બન્ધ શ્રીઆચાર્યજી દ્વારા થયા પછી નિવેદિતાત્મ વૈષ્ણવોને શ્રીકૃષ્ણની સેવામાં તથા કથામાં–ગુણગાનાદિમાં એવો રસાનુભવ–એવો અલૌકિક આનન્દનો આસ્વાદ થાય છે કે એમના હૃદયમાં ચિન્તાને સ્થાન મળતું નથી. શ્રીકૃષ્ણના સેવારસમાં અને કથારસમાં તલ્લીન થયલા ભગવદીયોને એવો આનન્દ પ્રાપ્ત થાય છે કે લૌકિક ચિન્તા ક્યાં પડી છે તેનો સ્વલ્પ વિચાર પણ તેમને આવતો નથી. તેથી સિદ્ધ થાય છે કે પરમાનન્દ શ્રીકૃષ્ણના સમ્બન્ધમાં આવીને પણ જો લૌકિક ચિન્તા જીવને થાય તો એ તેનું મહત્ અજ્ઞાન છે. (પ.૬.૭.)

**મૂલમ્ઃ–पित्रा यस्तु सर्वेऽपि सम्बन्धाद्दुःखहेतवः[1]।**
**बहिर्मुख जनस्यैव बाहिर्मुख्यं ततस्त्यजेत् ॥८॥**

**શબ્દાર્થઃ**—પિતા, સ્ત્રી, પુત્રાદિક એ સર્વ પણ સમ્બન્ધથી દુઃખના કારણરૂપ છે. તેથી બહિર્મુખતાનો ત્યાગ કરવો. (૮)

[1] ક્વચિત્ सम्बन्धाय स्वहेतवः એવો પાઠ ઉપલબ્ધ થાય છે. ત્યારે અર્થઃ–" પિતા, પુત્ર, સ્ત્રી વિગેરે સમ્બન્ધને લીધે બહિર્મુખ જનને જ પોતાના ( સુખના ) કારણરૂપ દેખાય છે. " એટલે કે બહિર્મુખ જનને એવું જ્ઞાન થાય છે કે 'પિતાથી, સ્ત્રીથી, પુત્રથી, મારૂં સર્વ કાર્ય સિદ્ધ થાય છે.'

વિવેચનઃ—લૌકિકમાં પિતા પુત્રને પ્રિય લાગે છે, કારણ કે પિતા પુત્રને સર્વ વસ્તુ આપે છે. તેજ પ્રકારે સ્ત્રી, પુત્રાદિથી મ્હારા સર્વ કાર્ય સિદ્ધ થાય છે એવું જ્ઞાન બહિર્મુખ જીવને થાય છે. પરન્તુ પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણની સાથે સાક્ષાત્ સમ્બન્ધ થવાથી સર્વ વસ્તુ સિદ્ધ છે. જીવે સ્નેહ તો ભગવાનની સાથે કરવાનો છે ભગવાન્‌થી જ એનાં સર્વ કાર્ય સિદ્ધ થાય છે. છતાં જીવ અજ્ઞાનથી અને ચિન્તાથી એમ માની રહ્યો છે કે 'પિતા, સ્ત્રી, પુત્રાદિક મ્હારાં સર્વ કાર્ય સિદ્ધ કરે છે અને મને સુખ આપે છે.' આમ ભ્રાન્ત થઈ, જે સ્નેહ ભગવાન્ સાથે કરવાનો છે તે એ જીવ ભૂલી જાય છે અને બહિર્મુખતાથી પોતાનો પ્રેમ-લૌકિક દેહ સમ્બન્ધી સગાં વહાલાં સાથે બાંધે છે. આ પ્રકારે ભગવદાસક્તિ ન થતાં પ્રપંચાસક્તિ થાય છે. આ પ્રકારની બહિર્મુખતા થાય છે તેનો ત્યાગ કરવો. (૮)

નિકટના કે દૂરના દેહ સમ્બન્ધી સ્ત્રી, પુત્ર, પિતા, આપ્તો, વિત્ત વિગેરે જો ભગવત્સેવામાં, ભગવદ્‌ભાવ વૃદ્ધિમાં, ભગવદ્ધર્માચરણમાં—સહાયક થતા હોય તો જ તેમની સાથે સમ્બન્ધ રાખવો નહિ તો તેમને બહિર્મુખ ગણી તેમના ઉપરનો પ્રેમ ઉઠાવી લઇ ભગવાનમાં તે પ્રેમ સ્થાપવો. એવું તાત્પર્ય આ શ્લોકનું દીસે છે.

**मूलम्ः—बहिर्मुखस्य बाधन्ते दोषा दैहिकमानसाः ।**
**क्षीणधातो रिवार्त्तस्य रोगा वातिकपैत्तिकाः ॥९॥**

શબ્દાર્થઃ—જેની ધાતુ ક્ષીણ થઇ છે એવા રોગી જનને જેમ વાયુના તથા પિત્તના રોગો બાધ કરે છે તેમ બહિર્મુખ જનને દેહ સમ્બન્ધી તેમજ મન સમ્બન્ધી દોષો બાધ કરે છે. (૯)

વિવેચનઃ—વૈષ્ણવને બહિર્મુખનો સંગ બાધક છે. એવા દુઃસંગથી દૈહિક દોષ તેમજ માનસદોષ નિશ્ચય આવી પડે છે. એમાં દૃષ્ટાન્ત રોગીનું છે. રોગીને, ધાતુ ક્ષીણ થવાથી વાયુ, પિત્તાદિ સર્વ પીડા કરે છે. તેમ બહિર્મુખના સંગથી સર્વ દોષ આવી પીડા આપે છે. (૯)

**मूलम्ः—तन्निवृत्तिस्तु सम्पाद्या सतां सङ्गेन सेवया ।**
**श्रीभागवतपाठेन तदर्थश्रवणादपि ॥१०॥**

શબ્દાર્થઃ—બહિર્મુખના દુઃસંગની નિવૃત્તિ સત્પુરૂષના સંગથી તથા તેમની સેવાથી સંપાદન કરવી. તેમજ શ્રીમદ્ ભાગવતના પાઠથી તથા એના અર્થ શ્રવણથી એ દુઃસંગની નિવૃત્તિ કરવી. [૧૦]

વિવેચન—કોઈ રોગી પુરૂષ સુન્દર ઓષધિનું સેવન કરી રોગને નિવૃત્ત કરે તેમ વૈષ્ણવે તાદૃશીય ભગવદીયના સત્સંગથી તથા સેવા સન્માનાદિથી

દુઃસંગ નિવૃત્ત કરવો, બહિર્મુખતા દૂર કરવી. ભગવદીયના સંગથી દૈહિક, માનસિક સર્વ દોષ દૂર જતા રહે છે. એવા ભગવદીય દુર્લભ હોય તો શ્રીભાગવતનો પાઠ કરવો. શ્રીભાગવત શ્રીકૃષ્ણનું જ સ્વરૂપ છે. તેથી શ્રીમદ્ ભાગવતના પાઠનો અભ્યાસ કરવાથી તેમજ પુષ્ટિમાર્ગીય ભગવદીયના મુખથી એના ગૂઢ અર્થનું શ્રવણ કરવાથી સર્વ દોષ નિવૃત્ત થાય એમાં સંશય નથી. [૧૦]

**मूलम्ः–निवेदनस्मरणतः सद्भिः सह कथादिभिः ।**
**सदा नामग्रहणतः सदा शरणभावनात् ॥११॥**

શબ્દાર્થ:—નિવેદનના સ્મરણથી, સત્પુરૂષના સંગમાં કથાદિકનું શ્રવણ કરવાથી, સદા ભગવન્નામનું ગ્રહણ કરવાથી, સદા શરણ ભાવનાથી સર્વ ચિન્તા નિવૃત્ત થાય છે.

**વિવેચન:**—શ્રીભાગવતનું શ્રવણ કરવાનો પ્રસંગ જો ન બની આવે તો અહર્નિશ નિવેદનનું સ્મરણ કર્યા કરવું. સદા ભગવદીયના મુખથી શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તથા શ્રીગુસાંઈજીના ગ્રન્થોનું શ્રવણ કરવું. જો એ પણ ન બને તો સદા શ્રીકૃષ્ણના નામનું સ્મરણ કરવું. પરન્તુ નામનું સ્મરણ આ જીવને દુર્લભ છે. શ્રી ગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:–

"त्वन्नामोच्चारणेऽप्यस्ति न जीवेष्वाधिकारिता ।
अलौकिकत्वात् त्वन्नाम्नस्तद्वाचो लौकिकत्वतः" ॥

અર્થ:—શ્રીગુસાંઈજી શ્રીગોવર્દ્ધનનાથજીને કહે છે કે "તમારા નામનું ઉચ્ચારણ કરવાની યોગ્યતા જીવમાં નથી કારણ કે તમારૂં નામ તો મહા અલૌકિક છે તે જીવની લૌકિક વાણીથી કેમ વદી શકાય." આ પ્રકારે નામનું કથન પણ ન બની આવે તો શરણની ભાવના કરવી. વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે:—

"ऐहिके पारलोके च सर्वथा शरणं हरिः ।
दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे ॥
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ।
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः" ॥

અર્થ:—"આ લોકમાં તથા પરલોકમાં નિશ્ચય હરિશરણ છે. દુઃખની હાનિમાં, પાપમાં, ભયમાં, કામાદિક પૂર્ણ ન થાય તેમાં, ભક્તકૃત દ્રોહમાં, અથવા ભક્તનો દ્રોહ થઈ જાય તેમાં, ભક્તિના અભાવમાં, અને ભક્ત અતિક્રમ

કરે ત્યાં, અશક્યમાં તથા સુશક્યમાં, સર્વ અર્થમાં શરણુ એક શ્રીહરિનું છે." ઈત્યાદિ વચનાનુસાર શરણુની ભાવના કરવી. [૧૧]

**मूलम्ः—अष्टाक्षरम ।मन्त्रकीर्त्तनेन विशेषतः ।**
**पञ्चाक्षरेण मन्त्रेण तदीयत्वविभावना ॥१२॥**

શબ્દાર્થ:—અષ્ટાક્ષર મહામન્ત્રના કીર્તનથી અને વિશેષે કરીને પંચાક્ષર મંત્રથી, તદીયપણાની વિશેષ ભાવનાથી ચિન્તા નિવૃત્ત થાય છે. (૧૨)

વિવેચન:—"श्रीकृष्णः शरणं मम" એ અષ્ટાક્ષર મહામન્ત્ર છે. અષ્ટઅક્ષર એ મન્ત્રનું કીર્તન કરવાથી સર્વ સિદ્ધ થાય છે. દ્વાદશ સ્કન્ધમાં શ્રીશુકદેવજી કહે છે કે:-

" कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान् गुणः ।
कीर्त्तनादेव कृष्णस्य मुक्तबन्धः परंव्रजेत् ॥ "

"હે રાજન્! યદ્યપિ કલિયુગ દોષનો નિધિ છે તોપણુ એમાં એક મહાન્ ગુણુ છે. તે એ છે કે શ્રીકૃષ્ણુના કીર્ત્તન માત્રથી–નામ કીર્ત્તન માત્રથી–સર્વબન્ધથી મુક્ત થઈ જીવ પર ગતિ પ્રાપ્ત કરે છે!" તેથી અષ્ટાક્ષર મન્ત્રનું કીર્ત્તન કરવું તથા પંચાક્ષર મન્ત્રની ભાવના તદીય થઈને તદીયના સંગમાં કરવી. નવરત્નમાં શ્રીઆચાર્યજીનું વચન છે કે–

" निवेदनं तु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः "

અર્થ:—"નિવેદનનું સ્મરણુ તો સર્વથા તાદૃશીય જનની સાથે અવશ્ય કરવુંજ." ભગવદીયના સંગ વિના પંચાક્ષર ભાવ પ્રકટ ન થાય. આ પ્રકારે નિવેદનના સ્મરણુમાં ભગવદીયની અપેક્ષા છે તેથી ભગવદીયનો સંગ પ્રાપ્ત કરવો. [૧૨]

**मूलम्ः—वैराग्यपरितोषाभ्यां कृष्णसन्निहितस्थितेः ।**
**लौकिकक्लेशजौदास्यात् पुत्राद्यन-रागतः ॥१३॥**
**गृहवित्ताद्यनासक्त्या तदीयेष्वतिरागतः ।**
**नवरत्नस्य पाठेन सर्वचिन्ता निवर्त्तते ॥१४॥**

શબ્દાર્થ:—વૈરાગ્ય તથા સન્તોષથી, શ્રીકૃષ્ણુ ( ભગવત્સ્વરૂપ ) ની નિકટમાં સ્થિતિ કરવાથી, લૌકિક ક્લેશથી ઉત્પન્ન થતી ઉદાસીનતાથી, પુત્રાદિકમાં અનુરાગ (સ્નેહ) ન રાખવાથી, ગૃહ અને ધનાદિમાં આસક્તિ ન રાખવાથી,

તદીય વૈષ્ણવ જનમાં અતિ સ્નેહ રાખવાથી, અને નવરત્ન ગ્રન્થનો પાઠ કરવાથી લૌકિક અલૌકિક સમ્બન્ધી સર્વ ચિન્તા નિવૃત્ત થાય છે. (૧૩-૧૪)

**વિવેચનઃ**—આ દેહ સમ્બન્ધી લૌકિક પદાર્થમાં-સંસારમાં વૈરાગ્ય રાખવો. સેવકે-જીવે દેહ સમ્બન્ધી સુખ સંસારમાં ન વિચારવું. યથા કથંચિત ભગવત્સેવાને અર્થે દેહ ટકી રહે એવી રીતે અનુસરવું. લૌકિક પદાર્થોથી પોતાનું સુખ જીવે ન વિચારતાં, ભગવાનને-સેવ્ય શ્રીકૃષ્ણને-કેવી રીતે સુખ પ્રાપ્ત થાય એ વિચારથી વર્ત્તન રાખવું. આમ જીવ સર્વ વસ્તુઓમાં પોતાનું સુખ ન વિચારી ભગવાનને અર્થે એ વસ્તુઓ વિનિયોગે એનું નામ વૈરાગ્ય. બીજું સન્તોષ રાખવો યથાલાભથી-સહજમાં જે કંઈ પ્રાપ્ત થાય તેનાથી-સન્તુષ્ટ થઈ ભગવત્સેવામાં ચિત્ત લીન કરવું. અતિશય લૌકિક લાભ પ્રાપ્ત કરવામાં જીવને ભગવદ્વિમુખ ન કરવો, લોભથી મનમાં વિક્ષેપ ન થાય તેથી સન્તોષ રાખવો. જ્યાં શ્રીકૃષ્ણ બિરાજતા હોય. પુષ્ટિમાર્ગની રીતિથી સેવા થતી હોય ત્યાં નિકટમાં સ્થિતિ કરવી, અને દર્શન સેવા જે બની આવે તે કરવું. શ્રી ભક્તિ વર્દ્ધિની ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કેઃ-

" अदूरे विप्रकर्षे वा यथा चित्तं न दुष्यति "

સમીપમાં અથવા દૂર જે પ્રકારે ચિત્ત દોષયુકત ન થાય તેમ વાસ કરવો. નિકટ રહીને સેવા કરે તો ચિત્તના સર્વ દોષોનો નાશ થાય. પરન્તુ અતિશય નિકટ રહીને સેવા કરે તો ચિત્તમાં દોષ ઉદ્ભવે તો દૂર રહેવું. સેવા દર્શનાદિ યથાશક્તિ કરવાં. લૌકિક કલેશમાં આપણું મન ઉહાસ-હર્ષ તથા શોક વિનાનું-રાખવું. ચિત્તમાં લૌકિક કલેશ ન રાખવો. દેહ સમ્બન્ધી પુત્ર, સ્ત્રી, ગૃહ, બન્ધુ ઈત્યાદિ કશામાં અનુરાગ ન રાખવો (૧૩) ગૃહ ધનાદિકમાં આસક્તિ ન રાખવી. દેહ સમ્બન્ધી સર્વ પદાર્થો તેમજ ધનાદિક એ સર્વે ચિન્તાના મૂલ છે તેથી એમનામાં પ્રીતિ ન રાખવી; પરન્તુ ભગવાન્‌માં અને પુષ્ટિમાર્ગીય ભગવદીયોમાં અનુરાગ રાખવો. ચિન્તા નાશ કરવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ ગોવિન્દ દુબે નામના વૈષ્ણવના મિષે નવરત્ન ગ્રન્થ પ્રકટ કર્યો છે. તેથી વૈષ્ણવોએ જેટલો બને એટલો પાઠ શ્રી નવરત્ન ગ્રન્થનો કરી ચિન્તા નિવૃત્ત કરવી. (૧૪)

**मूलम्ः—एवं निवृत्त**[illegible]**स्यं जनं दुःखं न बाधते ।**

**[illegible]तस्तन्मात्रयत्नैस्त**[illegible]**वितव्यं भवादृशैः ॥१५॥**

**શબ્દાર્થઃ**—એ પ્રકારે ( ઉપર બતાવેલા પ્રકારે ) જે વૈષ્ણવજનની બહિર્મુખતા નિવૃત્ત થઈ છે તેને દુઃખ બાધ કરતું નથી. તેથી તમારા જેવાઓએ

તો બહિર્મુખતા નિવૃત્ત કરવા અર્થેજ યત્ન કરનારા ભગવદીયોના સંગમાં રહેવું. (૧૫).

**વિવેચનઃ**—ઉપર જે સર્વ ભગવદ્ ધર્મ દર્શાવ્યા તેનાથી જે વૈષ્ણવ બહિર્મુખતા નિવૃત્ત કરે છે તેના સકલ દુઃખ દૂર થશેજ, અને તેને પરમ સુખ —આનન્દ પ્રાપ્ત થશે. આ પ્રકારે દુઃખ નિવૃત્તિના અનેક યત્નો કરી ભાવ વૃદ્ધિ કરવી. તેના ભાગ્યમાં શીઘ્ર ફલદાન પ્રભુએ નિશ્ચય કર્યું છે તેને ભાવવર્દ્ધક યત્ન ત્વરાથી શક્ય થશે ! [૧૫]

**मूलम्ः—दुःखेन न वृथा नेयः कालः परमदुर्लभः ।**
**कृष्णसेवानुकूलस्तु निजाचार्याश्रयाश्रितैः ॥१६॥**
**द्रुतं हेया वृथा चिन्ता प्राप्तापि निजदोषतः ।**
**चित्तो॰ गं विधायापीत्येत॰ चनचिन्तनात् ॥१७॥**

**શબ્દાર્થઃ**—શ્રીઆચાર્યજીના શરણમાં આશ્રિત (વૈષ્ણવોએ–ભગવદીયોએ) આ પરમ દુર્લભ, અને ભગવત્ સેવામાં અનુકૂલ કાલ દુઃખથી વ્યતીત ન કરવો. આપણા દોષથી પ્રાપ્ત થઈ હોય એવી વૃથા ચિન્તા, "ચિત્તનો ઉદ્વેગ કરીને પણ હરિ શ્રીકૃષ્ણ જે જે કરશે તે તે તેની લીલા છે એવું મનન કરીને ચિન્તા શીઘ્ર ત્યજવી" એમ નવરત્ન ગ્રન્થમાં શ્રીઆચાર્યજીના વચનનું ચિન્તન કરીને, ત્વરાથી ત્યજવા. [૧૬–૧૭]

**વિવેચનઃ**—આવો સમય પરમ દુર્લભ છે ! પુનઃ આવો મનુષ્ય દેહાવતાર, જે શ્રીકૃષ્ણસેવાને અર્થે અતિ અનુકૂલ છે તે, નહિ આવે ! જીવનો મનુષ્ય દેહ શ્રીકૃષ્ણની સેવાર્થે અનુકૂલ છે. એ દેહને લૌકિક ચિન્તાથી વ્યર્થ ન કરવો. આ મનુષ્ય દેહથી શ્રીકૃષ્ણની સેવા શક્ય છે. અન્યયુગમાં પુષ્ટિમાર્ગીય સેવા શક્ય નથી. આવો સમય બ્રહ્માદિકને પણ દુર્લભ છે. શ્રીઆચાર્યજીદ્વારા બ્રહ્મસમ્બન્ધ અન્ય યુગમાં કયાં હતું ? આ મનુષ્યદેહ નાશ પામ્યા પછી પુનઃ શ્રીઆચાર્યજીનો આશ્રય કયાંથી થશે ? પુનઃ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો આશ્રય કરનાર તાદૃશીય ભગવદીયનો સમાગમ કયાંથી થશે ? આ પ્રકારે આ કલિકાલમાં પરમદુર્લભ માનુષ દેહનું સાર્થક કરવા, એ દેહને શ્રીકૃષ્ણસેવામાં વિનિયોજવો, લૌકિક કલેશથી ચિત્તને વ્યગ્ર ન કરવું, લૌકિકમાં કાલનો વૃથા વ્યય ન કરવો, ભગવદીયનો તેમજ શ્રી વલ્લભાચાર્યજીનો આશ્રય અવશ્ય કરવો, અને એક ક્ષણ પણ સેવા વિના ન રહેવું. ચિન્તાનો શીઘ્ર ત્યાગ કરવો. એક ચિન્તાથી અનેક દોષ પ્રાપ્ત થાય છે. શ્રીમહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કેઃ–

चित्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ।
तथैवतस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत् ॥

અર્થઃ—ચિત્તનો ઉદ્વેગ કરીને પણ હરિશ્રીકૃષ્ણ જે જે કરશે તે તે એમની લીલા છે એમ જાણી ચિન્તાનો શીઘ્ર ત્યાગ કરવો." આ પ્રકારે શ્રીનવરત્ન ગ્રન્થનો પાઠ કરી તેના અર્થનું નિત્ય ચિન્તન કરી ચિન્તા દૂર કરવી. (૧૭)

**इति श्रीहरिरायजीविरचितं त्रयोविंशातितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवाद सहितं समाप्तम् ॥२३॥**

---

# શિક્ષાપત્ર ૨૪ મું.

ઉદ્દેશઃ—હવે આ ચોવીશમા શિક્ષાપત્રમાં નીચે મુજબ નિરૂપણ છેઃ—'ચિન્તાનો ત્યાગ કરી ભગવત્સેવાદિક ભગવદ્ધર્મ કરવાનું કહ્યું છે. પરન્તુ તે સર્વ સમ્યક્ (સારે) પ્રકારે બની આવે તેમાં ભગવત્કૃપા જ કારણરૂપ છે. જીવ કાલદોષથી ગ્રસિત છે અને સામર્થ્યહીન છે; પણ અવતાર દશામાં જેમ શ્રી યમુનાજી આદિ ભગવત્સમ્બન્ધ કરાવતા હતા તેમ અનવતાર દશામાં શ્રીમદાચાર્યવર્ય ભગવત્સમ્બન્ધ કરાવી આપનાર છે. જેમ સર્વ કોઈ પ્રાણીના પ્રાણ હરી લેનાર સર્પ અમૃતપાન કરનારાઓને સુંઘી પણ શકતો નથી તેમ સર્વની બુદ્ધિનો નાશ કરનાર આ કરાલકાલ શ્રીમદાચાર્યજીના ચરણારવિન્દનો આશ્રય કરનાર જીવોને કંઈ હાનિ કરી શકતો નથી. તેથી આપણે સમ્પત્તિમાં તથા વિપત્તિમાં પણ શ્રીમદ્આચાર્યચરણે શ્રીમુખે ઉપદેશેલા અષ્ટાક્ષર મહામન્ત્ર "श्रीकृष्णः शरणं मम" નું સ્મરણ કરવું. એ મન્ત્ર જ શરણાગતજીવોને સાધ્યરૂપ તેમજ સાધનરૂપ છે. ઉપર કહ્યું કે ચિન્તા ત્યજી ભગવદ્ધર્મ ભગવત્સેવાદિ કરવા પરન્તુ જીવનું એવું કયાં સામર્થ્ય છે? જીવ તો કાલદોષથી ગ્રસિત હોઈ અસમર્થ થઈ રહ્યો છે! આમ શંકાનું સમાધાન એ છે કે જીવ જો શ્રી આચાર્યજી મહાપ્રભુજીનો દૃઢ આશ્રય કરે તો પ્રભુ એના ઉપર કૃપા કરે, અને તેથી સર્વ ભગવદ્ધર્માચરણ શકય થાય. આ નિરૂપણનો વિસ્તાર હવે થાય છે.

**मूलम्ः—भक्तिमार्गे कृपामात्रं कारणं परमुच्यते ।**
**तेनैव मार्गे सकलं सिद्धिमेति न संशयः ॥१॥**

શબ્દાર્થઃ—ભક્તિમાર્ગમાં કૃપામાત્ર ઉત્તમ કારણ છે. એ કૃપામાત્રથી જ પુષ્ટિમાર્ગમાં સકલ (કાર્યો) સિદ્ધિને પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. [૧]

**વિવેચનઃ**—આ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો પુષ્ટિ–ભક્તિમાર્ગ છે. એ માર્ગમાં એક કૃપા જ ફલનું કારણ છે. સાધનથી ફલ પ્રાપ્તિ પુષ્ટિમાર્ગમાં થતી નથી, કૃપાથીજ ફલ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણની કૃપા જ ફલ પ્રાપ્ત કરી આપે છે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોના સકલ કાર્ય ભગવત્ કૃપાથી જ સિદ્ધ થાય છે. યદ્યપિ આ જીવથી સાધન ન બની આવે તો તેથી શું થયું? જીવને પુષ્ટિમાર્ગમાં સ્થિતિ થઈ હોય, અને જીવને જો નિવેદન થયું હોય તો ચિન્તા કરવાનું કારણ નથી. પુષ્ટિમાર્ગમાં સ્થિતિ કર્યાથી અને આત્મનિવેદન કર્યાથી શ્રીકૃષ્ણ પ્રમેય બલથી (જીવકૃત) સાધન વિના જ સર્વ સિદ્ધ કરશે એમાં સંશય નથી જ. (૧)

**मूलम्ः**—सा तु स्वाचार्यशरणागतौ [illegible]ः प्रभुः ।
यदैव कुरुते कृष्णस्तदाभवति सर्वथा ॥२॥

**શબ્દાર્થ**:—નિજાચાર્યજી (આપણા આચાર્યજી)ના શરણે જવાથી એમણે બતાવેલા પ્રભુ શ્રી કૃષ્ણ જ્યારે કૃપા કરે છે ત્યારેજ એવી કૃપા સર્વથા થાય છે.

**વિવેચનઃ**—જીવો જ્યારે પુષ્ટિમાર્ગમાં આવીને શ્રીવલ્લભાચાર્યજીને શરણે જાય, ત્યારે શ્રીઆચાર્યજી એ જીવોને પ્રભુ શ્રીકૃષ્ણનું દર્શન કરાવે છે, અને એમને શ્રીકૃષ્ણને સોંપે છે. શ્રીઆચાર્યજી એ જીવોને શ્રીકૃષ્ણનું જ્ઞાન કરાવે છે. શ્રીકૃષ્ણની સેવા કરવાનો માર્ગ બતાવે છે. આવી રીતે શ્રીકૃષ્ણસેવામાં જીવનો અંગીકાર થાય છે. આમ શ્રી આચાર્યજીદ્વારા જે જીવ શ્રીકૃષ્ણને શરણ આવે છે તેનાપર સર્વથા શ્રીકૃષ્ણ કૃપા કરે છે. [૨]

**मूलम्ः**—अतस्तदाश्रयो जीवैर्दृढ एव विधीयताम् ।
यथावतारलीलायां तासां श्रीयमुना मता ॥३॥
यथा वा हरिदासो हि पुलिन्दीनां गिरिर्मतः ।
यथा वाऽग्निकुमाराणां व्रते कात्यायनी मता ॥४॥
प्रादुर्भूतः स्वयं कृष्णो यथा स्वप्रापणे मतः ।
यथा वा दैन्यभावात्मा प्रादुर्भावे स्वयंमतः ॥५॥
तथा परोक्षे जीवानां पुष्टिसम्बन्धसिद्धये ।
श्रीम[illegible]ाचार्यसम्बन्धो नान्यदस्ति हि स[illegible]ने ॥६॥

(શ્રી યમુનાજી, શ્રી ગિરિરાજજી, કાત્યાયની આ સર્વે શ્રીકૃષ્ણની અવતાર દશામાં ભગવત્સમ્બન્ધ કરાવનારા છે. શ્રીકૃષ્ણની અનવતાર દશામાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી ભગવત્સમ્બન્ધ કરાવનારા છે.)

**શબ્દાર્થ**:—જેમ અવતારલીલામાં કુમારિકાના આશ્રય તરીકે શ્રીયમુનાજી મનાયલા છે, પુલિન્દીજીના–વનમાં વાસ કરતાં નીચ યોનિમાં જન્મેલા ભગવદીયોના–આશ્રય તરીકે ભગવદ્ ભક્ત શ્રી ગિરિરાજજી મનાયલા છે, અથવા અગ્નિકુમારોના વ્રતમાં કાત્યાયની આશ્રય તરીકે મનાયલા છે, તેમ જીવોએ (અનવતાર દશામાં ભગવત્સમ્બન્ધની પ્રાપ્તિને અર્થે) શ્રીમદાચાર્યજીનો દૃઢ આશ્રય સ્વીકારવો. (૩–૪)

જેમ શ્રીકૃષ્ણની પ્રાપ્તમાં શ્રીકૃષ્ણ પોતે જ પ્રાદુર્ભૂત થયા, અથવા રાસ પંચાધ્યાયીમાં જેમ પાદુર્ભાવમાં (પ્રભુપ્રાકટયમાં) શ્રીકૃષ્ણ પોતે જ દૈન્યભાવાત્મક થયા તેમ પરોક્ષમાં (શ્રીકૃષ્ણની અનવતાર દશામાં) જીવોનો પુષ્ટિ સમ્બન્ધ સિદ્ધ કરવાને અર્થે શ્રીમદાચાર્યજીદ્વારા ભગવત્સમ્બન્ધ થાય એ જ એક સાધન છે. અન્ય કોઈ સાધન રહ્યું નથી જ. [૫–૬]

**વિવેચન**:—શ્રીઆચાર્યજી જ્યારે શ્રીકૃષ્ણનું દર્શન કરાવે ત્યારે જ શ્રી કૃષ્ણની કૃપા થાય છે તેથી આ પુષ્ટિમાર્ગીય જીવે શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલનો દૃઢ આશ્રય નિશ્ચય કરવો. ત્યારે જ ફલ પ્રાપ્ત થાય. આસમયમાં તો પ્રભુ સમ્બન્ધ થવાને એક શ્રી આચાર્યજીનું દ્વાર રહ્યું છે. જેમ અવતાર દશામાં શ્રીયમુનાજીદ્વારા કુમારિકાઓને પ્રભુ પ્રાપ્તિ થઈ, જેમ પરમભક્ત શ્રીગિરિરાજજીના સત્સંગથી પુલિન્દીજીઓને ભક્તિ સિદ્ધ થઈ, તથા લીલાની પ્રાપ્તિ થઈ, અને અગ્નિ કુમારિકાઓને કાત્યાયનીના મિષે શ્રીયમુનાજીદ્વારા વરપ્રાપ્તિ થઇ તેમ આ સમયમાં [અનવતાર દશામાં] શ્રીઆચાર્યજીને શરણે જવાથી એમના દ્વારા જીવને શ્રીકૃષ્ણનો સમ્બન્ધ પ્રાપ્ત થાય છે. જેમ પ્રભુએ પુલિન્દીજીની સેવા શ્રીગિરિરાજજી–દ્વારા અંગીકાર કરી અને કુમારીકાઓની સેવા શ્રાયમુનાજીદ્વારા અંગીકાર કરી તેમ આ સમયમાં વૈષ્ણવોની સેવા, પ્રભુ, શ્રી આચાર્યજીદ્વારા અંગીકાર કરે છે. [૩–૪]

શ્રીકૃષ્ણ પ્રાકટય દશામાં પ્રભુ પોતેજ પોતાની પ્રાપ્તિ કરાવે છે. ફલ પ્રકરણ રાસપંચાધ્યાયીમાં દૈન્ય ભાવથી પ્રભુ પોતેજ પ્રકટ થયા. ગોપિકાગીત પૂર્ણ થયા પછી શ્રી શુકદેવજી કહે છે કેઃ–

" इति गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च चित्रधा ।
रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥

तासामाविरभूच्छौरिः स्मयमानमुखाम्बुजः ।
पीताम्बरधरः स्रग्वी साक्षान्मन्मथमन्मथः ॥

**અર્થ**:—" એમ ઉત્કૃષ્ટ ગાન કરતી કરતી, વિચિત્ર પ્રકારના વિલાપ કરતી કરતી કૃષ્ણ દર્શનની લાલસાવાળી ગોપીઓ, હે રાજન્! ઉચ્ચ સ્વરે રૂદન કરતી હતી! એ ગોપીઓ વિપ્રયોગ દ્યોતક સ્વરથી રૂદન કરતી હતી! તે સમય તેમના મધ્યમાંથી પ્રભુ, જેમનું મુખારવિન્દ હાસ્યયુકત છે, જેમણે પીતામ્બર ધર્યું છે, જેમણે વનમાલા ધારણ કરી છે, અને જે સાક્ષાત્ કામદેવના પણ કામદેવરૂપ છે એવા શૌરિ પ્રભુ શ્રીકૃષ્ણ પ્રકટ થયા," આ પ્રકારે જ્યારે ગોપીજનોને દૈન્ય થયું ત્યારે પ્રભુ પ્રકટયા. પરોક્ષ દશામાં શ્રીઆચાર્યજી દ્વારા પુષ્ટિ સમ્બન્ધ થાય છે. આ કલિયુગમાં પુષ્ટિ સમ્બન્ધને અર્થ અન્ય કોઈ સાધન રહ્યું નથી. એક શ્રીઆચાર્યજીના સમ્બન્ધથીજ પ્રભુ ફલ દાન કરે છે. (૬)

**मूलम्ः—अत एवे कमाचार्यैः स्तोत्रे कृष्णाश्रयाभिधे ।**
**"शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम्" ॥७॥**

**શબ્દાર્થ**:—તેથીજ શ્રીઆચાર્યજીએ પોતાના કૃષ્ણાશ્રય નામના ગ્રન્થમાં કહ્યું છે કે " શરણમાં રહે એવા જીવોના ઉદ્ધાર નિમિત્ત શ્રીકૃષ્ણને હું વિજ્ઞપ્તિ કરૂં છું!"

**વિવેચન**:—હમારા શ્રી વલ્લભાચાર્યજીએ શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થમાં જીવોને અર્થે શ્રીકૃષ્ણને વિજ્ઞપ્તિ કરી છે કેઃ—

હે શ્રીકૃષ્ણ! જે જીવ શરણે આવે તેનો આપ ઉદ્ધાર કરો!" એમ પ્રતિજ્ઞા કરીને જીવને વિશ્વાસ આપે છે કે " ચિન્તા મા કરો, શ્રીકૃષ્ણ શરણાગત જીવોનો ઉદ્ધાર કરશે!"

**मूलम्ः—विश्वासार्थं वरमदादिति श्रीवल्लभोऽब्रवीत् ।**
**अतो नान्यप्रकारेण फलं स्वहृदि चिन्त्यताम् ॥८॥**

**શબ્દાર્થ**:—વૈષ્ણવોના વિશ્વાસને અર્થે શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થમાં અન્તે કહ્યું છે કેઃ—" જે શ્રીકૃષ્ણની સમીપમાં આ શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થનો પાઠ કરશે તેને શ્રીકૃષ્ણનો આશ્રય પ્રાપ્ત થશે જ." આવી પ્રતિજ્ઞા કરી છે તેથી અન્ય પ્રકારે ફલનો વિચાર આપણા હૃદયમાં ન કરવો. [૮]

**વિવેચનઃ**—' शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ' એ શ્લોકમાં શ્રી

કૃષ્ણને શરણાગત જીવોનો ઉદ્ધાર કરવાની વિજ્ઞપ્તિ કરીને, અગ્રે નિજ પુષ્ટિ માર્ગીય વૈષ્ણવોને ધીરજ આપી કહે છે કેઃ-

**कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत् कृष्णसन्निधौ।**
**तस्याश्रयो भवेत्कृष્ણ इतिश्रीवल्लभोऽब्रवीत् ॥**

**અર્થ**:—"જે કોઇ આ શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થનો પાઠ શ્રીકૃષ્ણ (સ્વરૂપ)ની સમીપ કરશે તેના, શ્રીકૃષ્ણ, આશ્રય થશે એમ મ્હારી શ્રીવલ્લભાચાર્યજીની પ્રતિજ્ઞા છે." આ પ્રકારે શ્રી મહાપ્રભુજી વૈષ્ણવોને ધૈર્ય રાખવાનું કહે છે, કારણ કે શરણાગત વૈષ્ણવોને શ્રીકૃષ્ણ શરણે રાખશેજ. જેમ ચીરહરણ લીલામાં શ્રીઠાકોરજીએ ભક્તોને કહ્યું કે "શરદ્ ઋતુમાં રાસ રમી તમારા મનોરથ પૂર્ણ કરીશ !" એમ જ્યારે શ્રીઠાકોરજીએ વચન આપ્યું ત્યારેજ ભક્તોને વિશ્વાસ આવ્યો, તેજ પ્રકારે શ્રીઆચાર્યજીએ કૃપા કરી પ્રતિજ્ઞા કરી નિજ સેવકોને વિશ્વાસ આપ્યો છે. તેથી શ્રીઆચાર્યજીદ્વારા શ્રીકૃષ્ણ શરણ વિના અન્ય પ્રકારે ફલ પ્રાપ્તિનો વિચાર ન કરવો. (૮)

**मूलम्ः—विश्वासेन यथाप्नोति चातकः स्वातिजं जलम् ।**
**तथा चत्कृष्ण जलदः स्वानन्दं वर्षयिष्यति ॥९॥**

**શબ્દાર્થ**:—વિશ્વાસથી જેમ ચાતક પક્ષી સ્વાતિ [નક્ષત્રમાં] મેઘ જલને પ્રાપ્ત કરે છે, તેમ કૃષ્ણ જે ઘનશ્યામ–મેઘ (રૂપ) છે તે (પોતાના ચાતક જેવા ભક્તોને અર્થે) પોતાના આનન્દને વર્ષાવશે. [૯]

**વિવેચન**:—ચાતક પક્ષી સ્વાતિના જલની અપેક્ષા રાખી વિશ્વાસ રાખી બેસી રહે છે. પરન્તુ તે પૃથ્વી પરના કૂપ, તલાવ, નદી, સમુદ્રાદિ જે જલથી પૂર્ણ છે તે જલની ગન્ધ પણ લેતું નથી. ત્યારે જડ મેઘ પણ ચાતક પક્ષીનો એવો અનન્ય વિશ્વાસ જોઈ જલદાન કરી એનો મનોરથ પૂર્ણ કરે છે. તે જ પ્રકારે વૈષ્ણવે શ્રીકૃષ્ણનો દૃઢ–અનન્ય આશ્રય મનમાં કરવો; અન્ય અવતાર તથા અન્ય દેવ, દેવતાના ફલની અપેક્ષા કદાપિ ન કરવી. ત્યારે સ્વ સેવકોનો અનન્ય વિશ્વાસ જોઈ મેઘરૂપ શ્રીકૃષ્ણ પોતાનો આનન્દ વર્ષાવે છે–પોતાના આનન્દનું નિશ્ચય દાન કરે છે. [૯]

**मूलम्ः—एवं विश्वाससद्भावे सर्वमेव भविष्यति ।**
**यतः परिवृढोऽस्माकं सर्वं कर्त्तुं क्षमो मतः ॥१०॥**

**શબ્દાર્થ**:—એમ વિશ્વાસ હોય તો સર્વ સિદ્ધ થશે; કારણ કે આપણા સ્વામી પ્રભુ શ્રીકૃષ્ણ સર્વ કરવાને સમર્થ છે.

**વિવેચનઃ**—આ પ્રકારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે શુદ્ધ ભાવથી પ્રભુમાં વિશ્વાસ રાખવો કારણ કે પ્રભુ સર્વ કરણસામર્થ્ય યુક્ત છે. તેથી કૃપા કરશે જ. [૧૦]

**मूलम्ः—स हि स्वतः समर्थत्वान्नसाधनमपेक्षते ।**
**कालकार्यं विलोक्यात्र तदीयानां विशेषतः ॥११॥**
**निःसाधनत्वसं[illegible]त्या दृढः स्यात्तत्पदाश्रयः**

**શબ્દાર્થ:**—આપણા સ્વામી પ્રભુ સ્વતઃ સમર્થ છે. તેથી કોઈ પણ પ્રકારના સાધનની અપેક્ષા રાખતા નથી. કાલની કૃતિ (વિપરીત ધર્મયુક્ત) જોઇને આ પુષ્ટિમાર્ગમાં તદીય વૈષ્ણવો પર વિશેષે કરીને સાધનની અપેક્ષા રાખ્યા વિના [કૃપા કરે છે.] અથવા કાલના કાર્યને વિલોકીને [સારી રીતે જોઈને] તદીય વૈષ્ણવોને વિશેષે કરીને જ્યારે નિઃસાધનપણાની સ્ફૂર્તિ થાય ત્યારે એમના ચરણારવિન્દનો દૃઢ આશ્રય થાય છે. [૧૧]

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ સ્વતઃ સર્વ સામર્થ્યવાન્ છે. શ્રીકૃષ્ણ પોતેજ કર્ત્તુમ અકર્ત્તુમ્ અને અન્યથા કર્ત્તુમ્—એમ સર્વ સમર્થ છે. પોતે સર્વસમર્થ હોઇ, નિજ ભક્તકૃત સાધનની અપેક્ષા રાખતા નથી. જો આટલું સાધન જીવ કરે તો એને આટલું ફલ પ્રાપ્ત થાય—એમ સાધનાનુસાર ફલપ્રાપ્તિ અન્ય દેવતાને વિષે છે. શ્રીકૃષ્ણ એવા અસમર્થ નથી કે જીવકૃત સાધનની અપેક્ષા પુષ્ટિમાર્ગીય ભક્તો પાસેથી રાખે. પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણ પોતાના કૃપાબલથી જીવકૃત સાધનની કંઇપણ અપેક્ષા રાખ્યા વિના સર્વ લૈકિક તેમજ અલૈકિક ફલદાન કરે છે. આ કાલનીકૃતિ મહા કઠિન તેમજ વિપરીત ધર્મયુક્ત જોઈને વિશેષે કરીને તદીય ભક્તો પર વિના સાધન કૃપા જ કરે છે. વ્રજભક્તો રાસપંચાધ્યાયીમાં પ્રભુના અન્તર્ધાન સમય પ્રભુપ્રાપ્તિને અર્થે અનેક સાધનથી વ્યર્થતા જોઇ અન્તે નિઃસાધન થયા અને ગુણગાન કરી ઉચ્ચ સ્વરથી એમણે રૂદન કરવા માંડયું. ત્યારે જ પ્રભુ તે નિઃસાધન ભક્તો પર કૃપા કરી પ્રકટ થયા. આ પ્રકારે વૈષ્ણવે નિઃસાધન થઇ, દીનતાથી પ્રભુનો દૃઢ આશ્રય કરવો. ત્યારે પ્રભુ કૃપા કરે. (૧૧)

**मूलम्ः—आसुराणामविश्वासस्तथा तत्सङ्गिनामपि ।**
**मतिमोहो महादोषनिधानं सम्भविष्यति ॥१२॥**

**શબ્દાર્થ:**—આસુર જીવોને પ્રભુમાં અવિશ્વાસ છે તેમજ એમનો સંગ કરનારાઓનો પણ પ્રભુમાં અવિશ્વાસ હોય છે. તેથી એમાંથી કોઇનો પણ સંગ પ્રાપ્ત થાય તો મતિના મોહરૂપ મહાદોષનો(નિધાન) ભણ્ડાર સમ્ભવે છે. (૧૨)

**વિવેચન:**—જેઓ મનમાં પ્રભુ પ્રતિ અવિશ્વાસ ધારણ કરે છે તેઓ કેવલ આસુર છે. તેમનો જે કોઇ સંગ કરે તેમને નિશ્ચય આસુરાવેશરૂપ અવિશ્વાસ થાય છે. તેથી એમનો સંગ ત્યજવો. જીવને મતિનો મોહ થયો છે તેથી જીવ દોષરૂપ થઇ રહ્યો છે. એનામાં નિ:સાધનતા આવતી નથી. જીવ અહન્તાથી પૂર્ણ હોઇ એમ માને છે કે 'જે કંઇ કરૂં છું તે હું જ કરૂં છું!' એ અજ્ઞાનદોષ દૂર થતો નથી!

## मूलम्ः—यथा पूर्वकथां श्रुत्वा भगवत्पादसेविनाः ।
## स्वस्मिन् दैन्यसमुत्पत्ति स्तथा साधननाशनम् ॥१३॥

**શબ્દાર્થ:**—ભગવાનના ચરણારવિન્દની સેવા કરનારની પૂર્વની (પ્રહ્લાદાદિક ભક્તોની) કથાનું શ્રવણ કરીને જેમ પોતાનામાં દૈન્યની બરોબર ઉત્પત્તિ થાય છે તેમ સાધનનો નાશ થાય છે. [૧૩]

**વિવેચન:**—પૂર્વના જે ભક્તો પ્રહ્લાદાદિક તથા વ્રજભક્તાદિકનું વર્ણન શ્રીમદ્‌ભાગવતમાં કર્યું છે તેનું શ્રવણ કરવું. પુષ્ટિમાર્ગીય શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક ચોરાશી વૈષ્ણવોની વાર્તા-કથાનું શ્રવણ કરવું. 'પ્રથમ તો સેવા આ પ્રકારે કરતા હતા અને હવે હું કેવો હીન પ્રકારે સેવા કરૂં છું!' એમ વિચારી દૈન્યપૂર્વક ભગવત્સેવા કરી નિ:સાધન થવાય ત્યારે જ સર્વદોષ દૂર થાય. તેથી શ્રવણ એ સેવાનું મુખ્ય પોષક છે. શ્રીઆચાર્યજી ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં કહે છે કે 'सेवायां वा कथायां वा–' "સેવામાં કે કથામાં જેની દૃઢ આસક્તિ થાય છે તેનો યાવજ્જીવમ્ નાશ કદાપિ થતો નથી એમ મારી મતિ છે." આ પ્રકારે ભગવત્સેવા પ્રીતિથી કરવી તેમજ ભગવદીયના મુખથી કથા શ્રવણ કરવું, ત્યારે દીનતા પ્રાપ્ત થાય અને અહન્તારૂપ દોષ (હું સાધન કરૂં છું એવી દોષબુદ્ધિ)નો નાશ થાય છે.

## मूलम्ः—तदीयानां सर्वमस्ति सदा तद्भावभाविनाम् ।
## इतरेषां कालिकानां कालेन निखिलं गतम् ॥१४॥

**શબ્દાર્થ:**—નિરન્તર એમના ભાવથી ભાવિત જે તદીયો છે તેમનું સર્વ સિદ્ધ છે અને અન્યજનો જેઓ કાલને વશ છે તેમનું સર્વ કાલથી ગયું છે. (૧૪)

**વિવેચન:**—જે તદીયો સદા તદ્‌ભાવથી (ભગવાનના ભાવથી) ભાવિત હોય છે તેમને સર્વફલ સિદ્ધ થાય છે. તદીયોને શ્રવણ પણ આવશ્યક છે. ગોપિકાગીતમાં સાત્ત્વિક ગોપીજનો કહે છે કે:—

**तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।**
**श्रवणमङ्गलं श्रीमदाततं भुवि गृणन्ति ते भूरिदा जनाः ॥**

**અર્થ**[1]:—સંસારથી તપ્ત અથવા વિપ્રયોગાગ્નિથી તપ્ત (ભક્તો)ને જીવન રૂપ, કવિઓએ જેની પ્રશંસા કરી છે, જે સર્વપાપને હણનારૂં છે, જે શ્રવણથી મંગલરૂપ છે, જે લક્ષ્મીયુક્ત છે, અને જે સર્વત્ર વ્યાપ્ત છે–એવું જે આપની કથારૂપ અમૃત છે તેનું જે ભગવદીય (વ્યાસાદિ)જનો ગૃણન [–પ્રશંસા] લોકોમાં કરે છે તેઓ પુષ્કલ અર્થને આપનારા અજન છે–કેવલ ભગવદ્રૂપ છે અથવા જનનાદિ દોષ રહિત છે!" એટલે કે જે વ્યાસાદિ ભગવદીયો તમારી કથામૃતનું લોકોમાં ગૃણન કરે છે તેઓ લોકોને પુષ્કલ અર્થ આપે છે તેમજ પોતે કેવલ ભગવદ્રૂપ છે અને જન્માદિદોષથી રહિત છે. આ પ્રકારે શ્રવણથી સર્વ દોષ દૂર થાય છે, ભગવદ્ભાવ વૃદ્ધિ પામે છે. પરન્તુ જેઓ ભાવરહિત હોય છે તેમના સર્વસાધન આ કરાલ કાલ ખાઇ જાય છે. [2]કાલ સર્વ જગતનું ભક્ષણ કરે છે. (૧૪)

---

૧ એક સાત્વિક ગોપીજન तव कथामृतं–શ્લોક ગોપિકા ગીતમાં કહે છે કે "હે પ્રભુ! આ અમારૂં જીવન, તમે નથી છતાં પણ જે ટકી રહ્યું છે, તે અમારી કૃતિથી ટકી રહ્યું નથી, પરન્તુ આપની કથારૂપ અમૃત આ અમારા જીવનને ટકાવી રાખે છે. આપના તીવ્ર વિરહ તાપને લીધે અમારા પ્રાણ તો જતા રહે છે પરન્તુ આપનું કથારૂપ અમૃત તે પ્રાણને સજીવન કરી રાખે છે. જેવું આપનું સામર્થ્ય ઐશ્વર્ય, વીર્ય, શ્રી, યશ, જ્ઞાન અને વૈરાગ્ય એમ ષડ્ગુણ યુક્ત છે તેમજ આપની કથા પણ ષડ્-ગુણ-યુક્ત છે. (૧) **તપ્તજીવનથી 'વૈરાગ્ય'** સિદ્ધ થાય છે કારણ કે જે સંસારથી તપ્ત હોય છે. તે લોકો જ્યારે વૈરાગ્ય ધારણ કરે ત્યારે એમનો તાપ નિવૃત્ત થાય છે. (૨) कविभिरीडितम्. થી **'જ્ઞાન'** ધર્મ કથાનો સિદ્ધ થાય છે. જો આપની કથા જ્ઞાનયુક્ત હોય તો જ કવિ–શબ્દાર્થમાં રસિક જનો એનું ગૃણન કરે. (૩) कल्मषापहम् થી **'ઐશ્વર્ય વા ધર્મ'** ગુણ કથામાં સિદ્ધ થાય છે. આપની કથા ઐશ્વર્ય ગુણથી યુકત હોઇને જ પાપનો નાશ કરે છે. (૪) श्रवणमङ्गलम् થી કથામાં **"આનન્દ અને કીર્ત્તિ–યશ"** સિદ્ધ થાય છે. આપની કથામાં જો ઉદાર ચરિત્ર હોય તોજ કર્ણને આનન્દ આપે, આપની કથા આપનો યશ સર્વત્ર પ્રસારે છે તેથી જ શ્રવણને મંગલ રૂપ થઇ પડે છે. (૫) श्रीमद् થી આપની કથામાં **"શ્રીત્વ–લક્ષ્મીત્વ"**નો ધર્મ સિદ્ધ થાય છે. આપની કથા શ્રીનું દાન કરે એમ છે. (૬) आततम् થી આપની કથામાં **'વીર્ય'** રૂપ ગુણ સિદ્ધ થાય છે. આપની કથામાં એટલું બધું અલૌકિક સામર્થ્ય છે કે તે સર્વત્ર વ્યાપ્ત થઇ રહે છે. આ પ્રકારે શ્રીસુબોધિનીજીમાં ભગવત્કથા પણ ભગવત્તુલ્ય ષડ્ધર્મ યુક્ત હોઇ ભગવદ્રૂપ છે અને તેથી જ વિરહમાં ભક્તજનોના પ્રાણ ટકાવી રાખે છે એવું નિરૂપણ કર્યું છે.

(શ્રીસુબોધિનીજી–રાસપંચાધ્યાયી.)

(૨) જેમ કોઇ લૌકિક રાજાનો દોવાન, રાજાના હજૂરી પર હુકમ કરી શકે નહિ પણ એથી ઉલટો હજૂરીથી બ્હીતો રહે તેમ કાલ ભગવાનના હજૂરી રૂપ ભકતોનો ત્રાસ કરી શકતો નથી, પણ એમનાથી બ્હીતો રહે છે.

मूलम्ः—यतःकालस्तद्विभूतिः "कालः कलयतामहम्" ।
मुख्याधिकार्यपि हरेरिच्छाशक्तिस्वरूपवान् ॥१५॥
तदन्तरङ्गदासेषु न तत्सामर्थ्यमिष्यते ॥१६॥

**શબ્દાર્થ:**—કારણ કે કાલ ભગવાનની વિભૂતિ છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે "સંખ્યા કરવાવાળામાં કાલ હું છું." આ કાલ મુખ્ય અધિકારી ઇચ્છા શક્તિરૂપ છે. તો પણ ભગવાનના અન્તરંગ દાસની ઉપર (કાલનું) એનું સામર્થ્ય ચાલી શકતું નથી. (૧૫-૧૬)

**વિવેચન:**—કાલ ભગવાનની વિભૂતિ છે. આ કલિ દોષથી મહા મલિન સૃષ્ટિ આ કાલમાં લીન થાય છે. એ કાલ ભગવાનનો મુખ્ય અધિકારી છે. કાલ એ ભગવાનની ઇચ્છા શક્તિનું સ્વરૂપ છે, તેથી બ્રહ્માદિને પણ છોડતો નથી. આવા સમર્થ કાલનું સામર્થ્ય પણ શ્રીકૃષ્ણના અન્તરંગ ભક્તો ઉપર ચાલી શકતું નથી. ભગવદીયને કાલ બાધ કરી શકતો નથી. (૧૬)

मूलम्ः—स हि सर्पो यथान्येषां मारकोऽपि न हि क्षमः ।
पीतामृतं जनं जातु स्प्रष्टुमाघ्रातुमेव च ॥१७॥
तथा कालोऽपि मनुजं महापुरुषसंस्थितम् ।
भक्तिपीयूषपातारं न किञ्चित्कर्तुमीश्वरः ॥१८॥

**શબ્દાર્થ:**—જેમ કોઇ સર્પ અન્ય જનોને મારવાને શક્તિમાન્ હોય તો પણ તે અમૃતનું પાન કરનારને સ્પર્શ કરવાને કે સુંઘવાને સમર્થ નથી; તેમ કાલ પણ મહાપુરૂષ (શ્રીઆચાર્યજી મહાપ્રભુજી)નો આશ્રય કરનાર અને ભક્તિરૂપ અમૃતનું પાન કરનાર મનુષ્યને કંઈ પણ હાનિ કરવાને શક્તિમાન્ નથી. (૧૭-૧૮)

**વિવેચન:**—આ કાલરૂપ સર્પ છે. તે સર્વ જગતને ભક્ષે છે પરન્તુ શ્રીકૃષ્ણના ચરણામૃત તથા અધરામૃતનું પાન કરનાર ભક્તનો સ્પર્શ કરી શકતો નથી. શ્રીગુસાંઇજી સપ્તશ્લોકીમાં કહે છે કે:—

अघौघतमसावृतं कलिभुजङ्गमासादितम्
जगद्विषयसागरे पतितमस्वधर्मे रतम् ॥
यदीक्षणसुधानिधिः समुदितोऽनुकम्पामृतादमृत्यु-
मकरोत् क्षणादरणमस्तु मे तत्पदम् ॥

**અર્થ**:—“ પાપના સમૂહરૂપ અન્ધકારથી આવૃત ( ઢંકાયલો ), કલિરૂપ સર્પથી ગ્રસિત, જગત્‌ના વિષયરૂપ સમુદ્રમાં પડેલો, સ્વધર્મથી વિમુખ–એવા જીવને જે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના કૃપાકટાક્ષરૂપ ચન્દ્ર ઉદિત થઈને એક ક્ષણુમાં દયારૂપ અમૃતથી અમર કરે છે તે શ્રીઆચાર્યજીના પદામ્બુજ મ્હારૂં આશ્રયસ્થાન હજો ! ”

આ પ્રકારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણામૃતનું જે કોઈ જીવ પાન કરે છે તેને કાલરૂપ સર્પ સ્પર્શ કરતો નથી: (૧૭) મહાપુરૂષ સર્વમાં ઉત્તમ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તથા પુષ્ટિમાર્ગીય ભગવદીયને આશ્રિત થઇ રહેલા મનુષ્યો પુષ્ટિભક્તિ અમૃતરસનું પાન કરે છે તેથી તેમને કાલદોષ રંચક પણુ બાધ કરતો નથી. ઈશ્વર પણુ જો ભગવદીયને બાધ કરતા નથી તો પછી કાલ કેમ બાધ કરી શકે? એવી વાર્ત્તાઓ પ્રસિદ્ધ છે કે ભગવાન્ ભક્તને મુક્તિ જોઇતી હોય તો મુક્તિ આપે અને ભક્તિની ઈચ્છા હોય તો ભક્તિ આપે. આમ ભગવાન્ જો ભક્તને વશ્ય છે તો એવા વશ્ય ભગવાનની આજ્ઞામાં રહે તો કાલ ભક્તોને શું કરનાર છે?

**मूलम्**:—तदीयैः सर्वकार्येषु न कालश्चिन्त्यतां हृदि ।
“तथैव तस्यलीलेति” वचनात् सवचिन्त्यताम् ॥१९॥

**શબ્દાર્થ**—તદીય જનોએ સર્વ કાર્યમાં કાલનું હ્રદયમાં ચિન્તન ન કરવું. કારણુ કે શ્રીમહાપ્રભુજીએ નવરત્ન ગ્રન્થમાં કહ્યું છે કે,

‘ तथैव तस्य लीलेतिमत्वाचिन्तां द्रुतं त्यजेत् ’

‘ ચિત્તનો ઉદ્વેગ કરીને પણુ પ્રભુ જે કાંઇ કરે છે તે તે એમની લીલા છે એમ સમજી ચિન્તાનો શીઘ્ર ત્યાગ કરવો. ’ આ વચનાનુસાર પ્રત્યેક કાર્યમાં ( ભગવાનની ) લીલાનો વિચાર કરવો.

**વિવેચનઃ**—તદીયજન સર્વ કાલમાં ભગવદ્ધર્મમાં નિપુણ છે. તેણે કોઈ કાલે ચિન્તા કરવી નહિ. શ્રીમહાપ્રભુજીએ નવરત્ન ગ્રન્થમાં કહ્યું છે કે “ પ્રભુ જે જે કરે છે તે તે એમની લીલા છે.” એમ સમજી પ્રત્યેક કાર્યમાં પ્રભુની લીલાનો વિચાર રાખવો. (૧૯)

**मूलम्**:—सर्गादिलीलाकर्त्तृत्वात् किं चित्रं तादृशि प्रभौ ।
विवेकोऽप्ययमेवात्र स हितं वै विधास्यति ॥२०॥
स्वकीयानां निजेच्छातस्ततश्चिन्तात्र का भवेत् ॥२१॥

**શબ્દાર્થ:**—શ્રીમદ્ ભાગવતમાં દર્શાવેલી સર્ગાદિલીલા કરવાનું સામર્થ્ય જે પ્રભુમાં છે તેને વિષે શું આશ્ચર્ય હોઈ શકે? પ્રભુ નિજેચ્છાથી સ્વકીય ભક્તોનું હિત કરશે એવો વિવેક અત્ર કરવો. તેથી અત્ર (આ માર્ગમાં) શું ચિન્તા હોઇ શકે? (૨૦-૨૧)

**વિવેચન:**—શ્રીભાગવતમાં સર્ગ, વિસર્ગાદિ દશવિધ લીલા પ્રભુએ કરી છે એમ બતાવ્યું છે. સર્વ જગતમાં પ્રભુની લીલા છે એવું જે મનમાં ચિન્તન કરે છે તેને જ વિવેકી મનુષ્ય કહી શકાય. વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે–

" विवेकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति "

"વિવેક તો તે જ કે હરિ સર્વ નિજ ઇચ્છાથી કરશે." 'સર્વ કાર્યમાં ભગવાનની ઇચ્છા માનવી' એનું નામ વિવેક છે. ભગવાનના સ્વકીય નિજભક્તો-એ સર્વ કાર્યમાં ભગવદિચ્છા જાણવી એ સિદ્ધાન્ત છે. (૨૦-૨૧)

**मूलम्:-भवन्तः श्रुतसद्वार्त्ताः सत्सङ्गकृतयोऽपि हि ।**
**प्रभुपादैकगतयस्तेषां का परिदेवना ॥२२॥**

**શબ્દાર્થ:**—તમે કે જેઓએ સત્પુરૂષોની–ભગવદીયોની વાર્તા-કથાઓનું શ્રવણ કર્યું છે, તેમજ સત્સંગ પણ સેવ્યો છે, તથા પ્રભુના ચરણારવિન્દમાં એક આસક્તિ રાખી છે, તેમને શું ચિન્તા હોઇ શકે? (૨૨)

**વિવેચન:**—તમે તો ભગવાનના સમ્બન્ધી છો, ભગવદ્ભાવનું શ્રવણ કરો છો, સત્સંગ પણ બહુ કરો છો! તેથી તમને કોઈ પણ પ્રકારની ચિન્તા કર્ત્તવ્ય નથી! પ્રભુ શ્રીકૃષ્ણ તથા શ્રીઆચાર્યજીના પદકમલમાં પ્રીતિ રાખો છો તેથી તમને ચિન્તા હોઇ શકે નહિ! (૨૨)

**मूलम्:-धर्मसंस्थापनार्थाय यस्य प्राकट्यमुच्यते ।**
**स हि धर्मव्यतिकरं स्वकृतं सहते कथम् ॥२३॥**

**શબ્દાર્થ:**—ધર્મના સુન્દર સ્થાપનને અર્થે જેમનું પ્રાકટ્ય સર્વત્ર કહેવાય છે, તે પ્રભુ સ્વકૃતિથી ધર્મનો વ્યતિક્રમ (નાશ) થાય એ કેમ સહન કરી શકે?

**વિવેચન:**—ધર્મ સંસ્થાપનાર્થ શ્રીમહાપ્રભુજીનું તથા શ્રીગુસાંઈજીનું પ્રાકટ્ય છે. તેથી પોતે ધર્મની રક્ષા કરે એ યોગ્ય છે. એક ભગવદીયે ગાયું છે કે:–

चहुंजुग वेदवचन प्रतिपार्यो ।
धर्मग्लानिभयोजबहीं जब तब तब तुम वपु धार्यो ॥१॥

सत्ययुग श्वेतवराहरूप धरि हरि हिरण्याक्षको मार्यो ।
त्रेता रामरूप दशरथगृह रावणकुल संहार्यो ॥२॥
द्वापरव्रज डूबततें राख्यो सुरपति पावन पार्यो ।
कंसादिक दानव सब मारे वसुधाभार उतार्यो ॥३॥
कलियुग श्रीवल्लभगृह प्रकटे मायावाद निवार्यो ।
मानिकचन्द प्रभु श्रीविट्ठलपुरुषोत्तमरूप निहार्यो ॥४॥

એ પ્રમાણે શ્રીવિઠ્ઠલનાથજી (શ્રી ગુસાંઈજી) શ્રી પુરૂષોત્તમરૂપ છે. ધર્મ-સ્થાપનાર્થે પોતે પ્રકટ થયા છે. તેથી જે કોઇ વેદધર્મનું અતિક્રમણ કરે અને પોતાના મનમાં આવે તેમ ક્રિયાઓ કરીને ઉન્મત્તની પેઠે ભગવદ્ધર્મથી વિમુખ થાય તો તે પ્રભુને ગમતું નથી. [૨૩]

मूलम्ः—ब्रह्मण्यो धेनुविप्रेशो वेद धर्मैकपालकः ।
स कथं सहते कृष्णस्तद्विरोधंजनैः कृतम् ॥२४॥

**શબ્દાર્થઃ**—શ્રીકૃષ્ણ બ્રાહ્મણની રક્ષા કરવાવાળા છે. ગાય અને વિપ્રના ઈશ છે. વેદધર્મના મુખ્ય પાલક છે. એવા શ્રીકૃષ્ણ, બ્રાહ્મણ, ગાય, અને વેદ-ધર્મનો વિરોધ મનુષ્યો કરે તે કેમ સહન કરી શકે ? [૨૪]

**વિવેચનઃ**—પ્રભુ બ્રહ્મણ્ય છે. ધેનુ, વિપ્ર અને વેદધર્મના પ્રતિપાલક છે. એવા ભગવાન્ ધેનુ, વિપ્ર અને વેદધર્મનો વિરોધ કરી બહિર્મુખ થનાર જનોની વિરૂદ્ધ કૃતિ કેમ સહી શકે ? [૨૪]

मूलम्ः—परमानन्दसन्दोहो दयालुः सुतरामपि ।
स कथं सहते कृष्णो दयाभावं जनेष्वपि ।
अतोऽत्र यदिदं जातं तत्स्वदोषेण सर्वथा ॥२५॥
निर्दोषपूर्णगुणता हरौ नित्यं विराजते ।
कदाचित् स्वप्रभोर्दोषो नानेयः सर्वथा हृदि ॥२६॥

**શબ્દાર્થઃ**—શ્રીકૃષ્ણ પરમ આનન્દના સમૂહ છે અને નિરન્તર અત્યન્ત દયાલુ છે. એવા શ્રીકૃષ્ણ મનુષ્યોમાં દયાના અભાવને કેમ સહન કરી શકે ? [મનુષ્યોની નિષ્ઠુરતા દયાલુ પ્રભુ સહન કરી ન જ શકે] તેથી અત્ર જે કંઈ (આપણને ચિન્તાદિ દુઃખમાં આણે છે) થયું છે તે આપણા પોતાના દોષથી થયું છે. હરિમાં નિર્દોષપણું તેમજ ગુણથી પૂર્ણતા નિરન્તર વિરાજે છે. તેથી

કોઇપણ સમય પ્રભુના વિષે દોષ મતિ આપણા હૃદયમાં ન લાવવી. [૨૫-૨૬]

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ પરમાનન્દરૂપ છે, પરમ દયાલુ છે તેથી કોઇનું દુઃખ સહી શકતા નથી, પ્રાણીમાત્રના આનન્દદાતા છે, તે શું પોતાના ભક્તોને જ દુઃખ આપશે? સ્વકીય ભક્તોને તો આનન્દરૂપ શ્રીકૃષ્ણ પોતાનો આનન્દાનુભવ કરાવી દુઃખ દૂર કરશે. વૈષ્ણવભગવદીયનું તેથી એવું લક્ષણ છે કે જો કોઈ પણ લૌકિક વૈદિક કાર્ય સિદ્ધ ન થાય વા કોઈ પણ વસ્તુની હાનિ થાય ત્યાં પોતાનો દોષ જ વિચારવો, પરન્તુ પ્રભુમાં દોષબુદ્ધિ ન આણવી. [૨૫] પ્રભુ જે કંઈ કરે છે તે સારૂં જ કરે છે. 'મ્હારો જીવનો દોષ છે. તેથી જ આ ક્લેશ મને પ્રાપ્ત થયો' એવો નિશ્ચય મનમાં કરવો. પ્રભુ શ્રીકૃષ્ણ સર્વ દુઃખના હર્ત્તા છે, તેમજ સર્વગુણ પૂર્ણ છે તેથા એમને વિષે દોષ કદાપિ ન આણવો. [૨૬]

**मूलम्ः—के वा वयं वराका यदुद्धवाद्या अपि प्रभोः ।**
**श्रुतवन्तो विसदृशीं लीलां पश्चात्स्थिता अपि ॥२७॥**

**શબ્દાર્થ**:—જ્યારે ભગવાનના ઉદ્ધવાદિક (ભક્તો) પણ પ્રભુની વિપરીત [પ્રભાસમાં આસુરવ્યામોહ] લીલાનું શ્રવણ કરીને પછી પૃથ્વી પર પ્રભુની [પછાડી] પરોક્ષ દશામાં પણ સ્થિતિ કરીને રહ્યા, તો પછી આપણે તુચ્છ જીવો તો કોણ માત્ર?

**વિવેચનઃ**—શ્રી હરિરાયજી કહે છે કે હું તમને શું કહું? હું તો મહા તુચ્છ છું! ભગવાનના મહાભક્તો ઉદ્ધવાદિક પણ ભગવાનની અન્તર્ધાનદશામાં ભગવાનની આસુરવ્યામોહલીલાનું શ્રવણ કરીને પ્રભુ વિના પૃથ્વી પર સ્થિતિ કરી રહ્યા તો હું તુચ્છ જીવ તે શું કરૂં?

**मूलम्ः—कुन्तीवदीदृशं भाग्यं कस्य भाग्यवतो भवेत् ।**
**सद्यः प्राणविमोकोऽत्र श्रीकृष्णविरहेण हि ॥२८॥**

**શબ્દાર્થ**:—શ્રીકૃષ્ણના વિરહથી જેણે નિશ્ચય શીઘ્ર પોતાના પ્રાણનો ત્યાગ કર્યો એવા કુન્તીજીના સમાન કયા ભાગ્યવાનનું ભાગ્ય હોઈ શકે? (૨૮)

**વિવેચનઃ**—કુન્તીજી પરમભાગ્યવાન ભક્ત હતાં એમને શ્રીકૃષ્ણનું અંતર્ધાન સાંભળતાં જ શ્રીકૃષ્ણનો એટલો બધો વિયોગ થયો કે તત્કાલ તેમણે પોતાના પ્રાણ ત્યાગ કર્યા! [૨૮)

**मूलम्ः—अस्माकं तु प्रभुर्नित्यमक्षताव्याहतोऽधुना ।**
**विराजते ततो दुःखं न विधेयं मनस्यपि ॥२९॥**

શબ્દાર્થ:—આપણા પ્રભુ શ્રીકૃષ્ણ તો સદા અખણ્ડિત હમણાં પણ વિરાજે છે. તેથી આપણને તો મનમાં દુ:ખ ન થવું જોઇએ. (૨૯)

વિવેચન:—આપણા પ્રભુ નિત્ય પ્રત્યક્ષ વિરાજમાન્ છે. શ્રીઆચાર્યજી દ્વારા જે પ્રભુનો અમને સમ્બન્ધ થયો છે તે પ્રભુ તો નિત્ય અમારા ગૃહે બિરાજમાન્ છે તેથી મનમાં દુ:ખ સર્વદા ધારણ ન કરવું. (૨૯)

मूलम्:—भवद्भिर्मिलितैः सर्वैरियं शिक्षा विचार्यताम् ।
ततः सन्देहजातं यद्बुद्धिस्थं तद्व्यपोह्यताम् ॥३०॥

શબ્દાર્થ:—આ શિક્ષા તમે ભગવદીયો એકત્ર મલીને વિચારજો અને એ શિક્ષાદ્વારા બુદ્ધિમાં જે સન્દેહ જન્ય હોય તે સર્વ દૂર થશે. (૩)

વિવેચન:—શ્રીહરિરાયજી કહે છે કે 'આ શિક્ષા તમે ગોપેશ્વરજી પુષ્ટિમાર્ગીય ભગવદીયોના સંગમાં વિચારજો, તો તેથી ચિન્તારૂપ સકલ સન્દેહ તમારા દૂર થશે. આ શિક્ષા તમારી સુન્દર બુદ્ધિની પોષક થશે. (૩૦)

मूलम्:—अस्माकं साधनं साध्यं "श्रीकृष्णः शरणं मम"।
सम्पत्स्वापत्स्वपि सदा स्वाचार्यचरणोदितम् ॥३१॥

શબ્દાર્થ:—આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ 'श्रीकृष्णः शरणं मम' નામનો જે અષ્ટાક્ષર મન્ત્ર કહ્યો છે તે જ અમારી સમ્પત્તિ તેમજ આપત્તિમાં સાધન તથા ફલરૂપ છે. (૩૧)

વિવેચન:—અમને તો સાધન અને સિદ્ધિ પણ એક 'श्रीकृष्णः शरणं मम' જ છે. શ્રીવલ્લભાચાર્યજીએ આ અષ્ટાક્ષર મન્ત્ર પ્રકટ કરીને શ્રીકૃષ્ણનું શરણ સિદ્ધ કર્યું છે. તેથી અમને તો એક શ્રીકૃષ્ણનો જ આશ્રય હૃદયમાં છે. અમે મનવચન અને કર્મથી શ્રીકૃષ્ણનું જ શરણ જાણીએ છીએ અને એ શ્રીકૃષ્ણને જ સર્વ પ્રકારે સાધન તથા સાધ્યરૂપ સમજીએ છીએ. સમ્પત્તિમાં—અનેક સુખમાં તેમજ આપત્તિમાં—અનેક દુ:ખોમાં, એક શ્રીકૃષ્ણનું જ શરણ કરીએ છીએ. શ્રીગુંસાઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:—

" यदुक्तं तातचरणैः 'श्रीकृष्णः शरणं मम'।
तत एवास्ति नैश्चिन्त्यमैहिके पारलौकिके ॥

" પિતૃચરણ શ્રીમહાપ્રભુજીએ અમને જે 'શ્રીકૃષ્ણ: શરણં મમ' નો મન્ત્ર પ્રકટ કરી શ્રીકૃષ્ણનું શરણ બતાવ્યું છે તેથી જ અમને આલોક તેમજ પરલોક સમ્બન્ધી સર્વ વસ્તુમાં નિશ્ચિન્તતા છે." (૩૧)

આથી સિદ્ધ થાય છે કે 'श्रीकृष्णः शरणं मम' એ શ્રીઆચાર્યજીએ પ્રકટ કરેલા મન્ત્રની વૈષ્ણવોએ ઉજ્જવલિત ભાવના કરવી, એ મન્ત્રને જ સર્વ લૌકિક તેમજ પારલૌકિક કાર્યોમાં સાધન તથા સાધ્યરૂપ સમજવો, પ્રત્યેક આપત્તિ તેમજ સમ્પત્તિમાં શ્રીકૃષ્ણનો આશ્રય દૃઢ કરવો.

**॥ इति श्रीहरिरायजी विरचितं चतुर्विंशातितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥२४॥**

---

# શિક્ષાપત્ર ૨૫ મું.

ઉદ્દેશઃ—હવે આ પંચવિંશ શિક્ષાપત્રમાં નીચે મુજબ નિરૂપણ છેઃ—

" ફલાત્મક શ્રીમદાચાર્ય ચરણદ્વય નિરન્તર હૃદયમાં ધારણ કરવા. એમાં ફલનો સંશય રાખવો નહિ. જે જીવને એ શ્રીઆચાર્યજીદ્વારા ફલસિદ્ધિમાં સંશય થાય તે જીવને આસુર જાણવો. સુબોધિન્યાદિ મહા રસિક તથા માર્ગોપદેશક રહસ્ય ગ્રન્થો વિદ્યમાન છે છતાં મનુષ્યો ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત થતા નથી. તેથી સિદ્ધ થાય છે કે પુષ્ટિમાર્ગમાં ભગવત્કૃપા જ એક સાધન છે. જેમ ઇન્દ્રિયોની વૃત્તિ પ્રાણવિના ચાલી શકતી નથી તેમ પ્રભુની કૃપા વિના સાધનનો ઉપયોગ થઇ શકતો નથી. ભગવત્કૃપા જ શ્રીઆચાર્યજીના ગ્રન્થોનું રહસ્ય સમજવાને બલવત્કારણ છે. શ્રીઆચાર્યજીના ગ્રન્થોનું પરિશીલન ભગવત્કૃપા વિના અશક્ય છે. શ્રીઆચાર્યજીના ચરણકમલનો આશ્રય કરવો. તો જ ચિન્તા ન થાય. અષ્ટાક્ષર મહામન્ત્રની ભાવના કર્યાથી પરમ ગતિ પ્રાપ્ત થઇ શકે છે. કોટયાન્ કોટિ સાધન કરાય પણ જો શ્રીઆચાર્યજીના ચરણકમલનો આશ્રય સિદ્ધ ન થાય તો કશું સિદ્ધ થતું નથી. તેથી હવે આ શિક્ષાપત્રમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલનો આશ્રય સિદ્ધ થઈ જે પ્રકારે ફલદાન થાય તેનું નિરૂપણ થાય છે.

**मूलम्ः—श्रीवल्लभपदाम्भोजभजनादरणादपि ।**
**दयापरः कदाचित्तं न जहाति जनं हरिः ॥१॥**

**શબ્દાર્થઃ**—શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલના ભજનમાં આદર રાખ્યાથી દયાલુ હરિ એ જનને કદાપિ ત્યજતા નથી. (૧)

**વિવેચનઃ**—જે વૈષ્ણવ શ્રીવલ્લભાચાર્યજીના ચરણારવિન્દનું ભજન આદરપૂર્વક કરે છે, એક એમનો જ અનન્ય આશ્રય કરે છે. તેના પર હરિ શ્રીકૃષ્ણ સદા દયા કરે છે, પ્રસન્ન થાય છે, અને સ્વરૂપાનન્દનું દાન કરે છે. [૧]

શ્રી સૂરદાસજી ગાય છે કેઃ—भरोंसो दृढ इन चरणनकेरो । श्रीवल्लभनख चन्द्रछटाबिन सब जगमेंहि अन्धेरो '

**मूलम्ः—कृपाकटाक्षसंपातपक्षपातपरो हरिः ।**

**क्षमते तत्कृतं दोषलक्षमप्यक्षमं स्वतः ॥२॥**

**શબ્દાર્થ**:—(શ્રીમદાચાર્યજીના) કૃપાકટાક્ષનો [સુન્દર] પાત જે જીવના પર થાય છે, તેના ઉપર પક્ષપાત કરનાર હરિ તે જીવના લક્ષ દોષ, જે પોતે સહન ન કરે, તે પણ (શ્રીઆચાર્યજીની કૃપાને લીધે) સહન કરે છે. [૨]

**વિવેચનઃ**—જે વૈષ્ણવ ઉપર આપ શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કૃપાકટાક્ષ કરે છે તેનો પક્ષપાત શ્રીઠાકોરજી કરે છે. પદ્મનાભદાસ છોલા ધરતા હતા તે પણ શ્રીઠાકોરજી, શ્રીઆચાર્યજીમહાપ્રભુજીની પ્રીતિને લીધે, આરોગતા હતા. આ પ્રકારે જેના ઉપર શ્રીઆચાર્યજીનો કૃપા કટાક્ષ થાય તેનો શ્રીકૃષ્ણ પોતે પક્ષપાત કરે છે. શ્રીઆચાર્યજીના કૃપાપાત્ર વૈષ્ણવ લક્ષાવધિ અપરાધ કરે તો પણ શ્રીકૃષ્ણચન્દ્ર સર્વ અપરાધ ક્ષમા કરી કૃપા કરે છે (૨)

**मूलम्ः—यदीयहृदये श्रीमदाचार्यचरणद्वयम् ।**

**त एव शरणं दोषशतावृत्तिमतो मम ॥३॥**

**શબ્દાર્થ**—જેના હ્રુદયમાં શ્રીમદાચાર્યજીના ચરણદ્વય છે તેઓ જ, દોષશતની આવૃત્તિવાળો જે હું તેનું શરણ હજો. [૩]

**વિવેચનઃ**—જેમના હ્રુદયમાં નિરન્તર શ્રીઆચાર્યજીના ચરણારવિન્દ વિરાજી રહ્યા છે, જેઓ નિરન્તર એમને વિષે પ્રીતિ ધરાવે છે. તેમનો સંગ કરવો. એવા પુષ્ટિમાર્ગીય ભગવદીયના સંગમાં રહેવાથી સેંકડો દોષથી પૂર્ણ એવા અન્ય જીવો પણ પોતાના દોષ દૂર કરી ભગદ્ભાવનું સ્થાપન હ્રુદયમાં કરી શકે છે.

શ્રી હરિરાયજી મૂલ શ્લોકમાં દૈન્યભાવથી કહે છે કે "હું પણ સેંકડો દોષથી પૂર્ણ છું. તેથી શ્રીઆચાર્યજીના ચરણારવિન્દની પ્રીતિ કરનારા પુષ્ટિમાર્ગીય ભગવદીયો મ્હારૂં શરણ હજો." વિવેચનમાં આ દૈન્યભાવ કેમ બતાવ્યો નથી એ સમજાતું નથી.

**मूलम्ः—यदङ्गुलिनखानन्दचन्द्रशैत्यं सदा हृदि ।**

**तापं हरति भक्तानां तदानन्दपदाम्बुजम् ॥४॥**

**શબ્દાર્થ**:—જેમની આંગલીઓના નખ રૂપ ચન્દ્રની શીતલતા સદા હૃદયમાં ( પ્રસરે છે ), તે શ્રીઆચાર્યજીના આનન્દરૂપ ચરણારવિન્દ ભક્તોના તાપ હરે છે. (૪)

**વિવેચનઃ**—શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલની દશ અંગુલિયો પરમ સુન્દર છે. તેમાં નખચન્દ્ર દશ છે. એ એક નખચન્દ્રની છટા આગળ કોટિ ચન્દ્રમાની કલા લજ્જા પામે છે. એ નખરૂપ ચન્દ્ર જે વૈષ્ણવના હૃદયમાં ધારણ થયા હોય છે તે ભક્તોના હૃદયના ત્રિવિધ તાપ—આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક તથા કાયિક, વાચિક અને માનસિક—એમ અનેક જન્મના દોષરૂપ તથા શ્રીકૃષ્ણ મિલનમાં પ્રતિબન્ધરૂપ સર્વ પાપ દૂર થાય છે. એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણકમલ સેવકને સદા આનન્દ દાન કરે છે.

**मूलम्ः—अस्तु वस्तुशतं लोके वेदे च परिकीर्त्तितम् ।**
**फलत्वेन निजाचार्यचरणाब्जद्वयं मम ॥५॥**

**શબ્દાર્થ**:—લોકમાં તથા વેદમાં ( ભલે ) શત ( સો ) વસ્તુઓ ( શ્રેષ્ઠ તરીકે ) ગણાતી હોય, પરન્તુ મને તો ફલરૂપે આપણા શ્રીઆચાર્યજીના ચરણકમલનું યુગલ (જોડી) છે. (૫)

**વિવેચનઃ**—લોકમાં અને વેદમાં કીર્ત્તિત (શ્રેષ્ઠ તરીકે મનાયલા) વસ્તુ રૂપ પદાર્થ બહુ છે. જ્ઞાનમાર્ગમાં તેમજ મર્યાદામાર્ગમાં સત્યલોક (બ્રહ્મલોક) સર્વોપરિ ફલરૂપ છે. એવો બ્રહ્મલોક પણ પુષ્ટિમાર્ગીય ફલ અગાડી શી ગણનામાં છે? આ પુષ્ટિમાર્ગ તો એવો છે કે એમાં મોક્ષ ચતુષ્ટય પર્યંત સર્વ તુચ્છ છે! આ પુષ્ટિમાર્ગમાં તો શ્રીકૃષ્ણની અધર સુધાનું પાન જ પરમ ફલ છે! એ પરમ ફલ સાધનથી સિદ્ધ થતું નથી. એક શ્રીઆચાર્યજીના ચરણામ્બુજદ્વયથી જ શ્રીકૃષ્ણના અધરામૃતનું પાન સિદ્ધ થાય છે. (૫)

શ્રીસર્વોત્તમસ્તોત્રમાં "श्रीकृष्णाधरामृतास्वाद सिद्धिरत्र न संशयः" એમ કહ્યું છે. એનો અર્થ:—"શ્રીકૃષ્ણના અધરામૃતનો આસ્વાદ એ જ પરમ સિદ્ધિ અત્ર છે." એવું પરમ ફલ સિદ્ધ થાય તો જ કૃતાર્થતા નહિ તો મોક્ષસિદ્ધિ પણ વૃથા છે. આ પરમ ફલ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના બન્ને ચરણકમલનો દૃઢ આશ્રય કરવાથી થાય છે.

**मूलम्ः—न कर्म वेदविहितं फलं जनयते ध्रुवम् ।**
**यतो बहिर्मुखं चित्तं जायतेऽन्यश्रुतेर्हरेः ॥६॥**

**શબ્દાર્થ**:—વેદોક્ત કર્મ નિશ્ચય ફલને ઉત્પન્ન કરતા નથી, કારણ કે ભગવાનના ભિન્ન શ્રવણથી ચિત્ત બહિર્મુખ થાય છે.

**વિવેચનઃ**—વેદવિહિત અનેક પ્રકારના કર્મ છે. જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ, કર્મમાર્ગ, ઉપાસનામાર્ગ. અનેક વ્રત, સંયમ, નિયમ, ઇત્યાદિ અનેક સાધન છે, એ સાધનથી આ પુષ્ટિમાર્ગનું ફલ નિશ્ચય જણાતું નથી. કારણ કે આ પુષ્ટિમાર્ગ કેવલ ભાવાત્મક છે, વ્રજભક્તોના ભાવથી પરિપૂર્ણ છે, તેમજ સર્વોપરિ છે. એ ભાવાત્મક માર્ગ સાધનથી સિદ્ધ થતો નથી, પરન્તુ શ્રીમહાપ્રભુજીની કૃપાથી સાધ્ય છે. તેથી જ બહિર્મુખ જીવોના ચિત્તમાં તથા શ્રવણમાં શ્રીહરિ ભગવાનનું કથારૂપ અમૃત તથા ભગવદ્ધર્મ ઉતરતાં નથી. (૬)

**मूलम्ः—ज्ञानं तु भक्तिहेतुत्वात्सानैव फलरूपिणी ।**
**यतो जीवस्य दासत्वहेत्भेदनिवर्त्तिका ॥७॥**

**શબ્દાર્થઃ**—જ્ઞાન તો ( મર્યાદા ) ભક્તિનો હેતુ છે. તેથી કદાચિત્ ફલરૂપ છે. પરન્તુ તે મર્યાદા ભક્તિ ફલરૂપ નથી. કારણ કે એ મર્યાદા ભક્તિ જીવના દાસત્વમાં જે કારણરૂપ ભેદ–હું ( જીવ ) સેવક છું, અને ભગવાન્ મ્હારા સ્વામી–સેવ્ય છે એમ સેવ્ય સેવક ભાવ રૂપ ભેદ-છે તેનો [તે ભેદનો] નાશ કરનારી છે.

**વિવેચનઃ**—શાસ્ત્રમાં એવું કહ્યું છે કે જ્ઞાન ભક્તિનો હેતુ છે. જ્ઞાનથી ભક્તિ ઉત્પન્ન થાય છે. એ ભક્તિ મર્યાદાભક્તિને નામે ઓળખાય છે. એ ભક્તિનું ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ફલ છે. એ હેતુભૂત જ્ઞાન તથા ફલરૂપ મર્યાદાભક્તિ બન્ને પુષ્ટિમાર્ગમાં વિરોધિ છે કારણ કે એ મર્યાદાભક્તિમાં દાસત્વ રહેતું નથી. પણ પુષ્ટિમાર્ગમાં દાસત્વ એ જીવનો મુખ્ય ધર્મ છે. જીવ સેવક છે. પ્રભુ સ્વામી છે. એ પ્રકારે શ્રીભગવત્સેવા પુષ્ટિમાર્ગમાં પ્રચલિત છે. એવા મુખ્ય ધર્મ દાસત્વને જ્ઞાન તથા મર્યાદાભક્તિ નિવૃત્ત કરે છે. તેથી સેવ્ય સેવકભાવના વિરોધિ એવા જ્ઞાન તથા મર્યાદાભક્તિ એ બન્ને પુષ્ટિમાર્ગમાં ફલરૂપ નથી. [૭]

**मूलम्ः—मर्यादाभक्तिरप्येषा तावदेव फलात्मिका ।**
**यावन्न जायते [ज्ञायते] पुष्टिभक्तिः सकलमूर्द्धगा ॥८॥**

---

૧ કદાચિત્ ज्ञानं तु मुक्तिहेतुत्वात्–એવો પાઠ પણ ઉપલબ્ધ થાય છે. એ પાઠાનુસાર અર્થઃ–' જ્ઞાન મુક્તિને ઉત્પન્ન કરનારૂં છે પણ એ મુક્તિ ફલરૂપ નથી, કારણ કે મુક્તિ જીવના દાસત્વના કારણરૂપ ભેદ ( સેવ્ય સેવક ભાવ ) ને નિવૃત્ત કરનારી છે. મુક્તિમાં પ્રભુ અને જીવનો ભેદ રહેતો નથી. જીવ પ્રભુમાં લય પામે છે. તેથી મુક્તિ પુષ્ટિમાર્ગમાં ફલરૂપ નથી. વૈષ્ણવને પુષ્ટિમાર્ગમાં ભગવત્સેવા ફલરૂપ છે. '

**શબ્દાર્થ**—જ્યાં સુધી સકલ [ભક્તિ] શિરોમણિ પુષ્ટિભક્તિ ઉત્પન્ન થતી નથી [ અથવા જણાતી નથી ] ત્યાં સુધી જ આ મર્યાદાભક્તિ પણ ફલાત્મક છે.

**વિવેચનઃ**—આ મર્યાદાભક્તિમાં જ્ઞાન 'अहं ब्रह्म' 'હું બ્રહ્મ છું.' એ પ્રકારનું હોય છે. જીવ પોતાને જ બ્રહ્મ વા ભગવાન સમજી લે તો પછી જીવ બ્રહ્મ વા ભગવાન્ થઇ રહે છે. જીવ પોતાની જાતને જ ભગવાન્ સમજે તો પછી પ્રભુ સેવ્ય છે–સ્વામી છે અને જીવ પોતે સેવક છે–એવો સેવ્ય સેવક ભાવ જીવમાંથી જતો રહે છે. પુષ્ટિભક્તિમાં એમ થતું નથી. એ પુષ્ટિમાર્ગમાં તો જીવ પ્રભુનો દાસ છે. પ્રભુ રમણીય, અલૌકિક તથા આનન્દપૂર્ણ છે. એવા આનન્દમય, અપ્રાકૃત, રસાત્મક પ્રભુ જીવના સ્વામી છે તેથી દાસ–સેવક જીવનો તો મુખ્ય ધર્મ એવા પોતાના અલૌકિક સ્વામીની સેવા કરવાનો, તેમજ તેમને શરણ રહેવાનો જ હોઇ શકે. પુષ્ટિમાર્ગમાં આવો ભાવ છે, તેથી પુષ્ટિભક્તિ, જ્ઞાન અને મર્યાદાભક્તિ પર શિરોમણિ થઇ વિરાજે છે. [૮]

**मूलम्ः–पुष्टिभक्तिर्हरेरास्यं तत्त्वस्मत्प्रभवः स्वयम् ।**
**त एव संश्रिताः सन्तः फलरूपा भवन्ति हि ॥९॥**

**શબ્દાર્થઃ**—પુષ્ટિભક્તિ એ હરિ શ્રી ભગવાનનું મુખારવિન્દ છે. અને એ ભગવાનના મુખારવિન્દરૂપ પુષ્ટિભક્તિ તે સ્વયમ્ આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. (પુષ્ટિભક્તિ શ્રીઆચાર્યજીના મુખદ્વારા ઉત્પન્ન થઇ છે.) જો એમનોજ સારી રીતે આશ્રય થાય તો પોતે નિશ્ચય ફલરૂપ થાય છે. [૯]

**વિવેચનઃ**—પુષ્ટિભક્તિમાં શ્રી ઠાકોરજી રાસાદિલીલા કરી ભક્તોને સુધાદાન કરે છે. આ કલિયુગમાં એ પુષ્ટિભક્તિને પ્રવર્ત્તાવવા શ્રીવલ્લભાચાર્યજી પ્રકટયા છે. શ્રીઆચાર્યજી, શ્રીકૃષ્ણચન્દ્ર–શ્રીઠાકોરજીના મુખારવિન્દરૂપ છે. એવા શ્રીઆચાર્યજીના ચરણકમલનો દૃઢ આશ્રય કરનાર ભગવદીયને નિશ્ચય ફલ સિદ્ધ થાય છે.

**मूलम्ः–तदुत्तरं न कर्त्तव्यमनुभूतेः परं किमु ।**
**यथा लोके फले प्राप्ते न भोगादधिका कृतिः ॥१०॥**

**શબ્દાર્થઃ**—પુષ્ટિમાર્ગનો ઉત્તર–પ્રતિકૂલતર્ક ન કરવો, કારણકે અનુભવથી અધિક શું હોઇ શકે ? જેમ લોકમાં ફલ પ્રાપ્ત થયા પછી તે ફલનો ભોગ કરવારૂપ કૃતિથી અધિક કંઈ રહેતું નથી. (તેમ પુષ્ટિમાર્ગમાં અનુભવ થયા પછી બીજી કંઇ કૃતિ રહેતી નથી). (૧૦)

**વિવેચનઃ**—પુષ્ટિમાર્ગથી પ્રતિકૂલ વિચાર (જ્ઞાન, કર્મ, વેદ, મર્યાદાભક્તિ, ઇત્યાદિક વિરૂદ્ધ ધર્મને અનુસરતા વિચારો) કર્ત્તવ્ય નથી. જેમ લૌકિક ફળ

પ્રાપ્ત થયા પછી એનો ભોગ કરવો એ ક્રિયા ઉપરાન્ત અન્ય કોઇ કૃતિ કરવાની રહેતી નથી તેમ પુષ્ટિમાર્ગનો અનુભવ થયા પછી અન્ય કોઇ અધિક કૃતિ છે એમ ન સમજવું. (૧૦)

**मूलम्ः-तस्मात्फलं निजाचार्यपदाम्भोजद्वयं सदा ।**
**हृदि धार्यं नैव कार्यं संशयायितमानसम् ॥११॥**

**શબ્દાર્થ**:—તેથી ફલરૂપ નિજાચાર્યજી (શ્રીમહાપ્રભુજી) ના બન્ને ચરણકમલને સદા હૃદયમાં ધારણ કરવા. મનને સંશયયુક્ત ન કરવું. (૧૧)

**વિવેચન**:—પુષ્ટિમાર્ગીય ભગવદ્ધર્મ–સેવાદિક–કરીને, આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના બન્ને ચરણકમલને હૃદયમાં સ્થાપિત કરવાં. મનમાં એમને વિષે સંશય ન રાખવો શ્રીભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ–'संशयात्माविनश्यति' 'સંશયાત્મક અન્તઃકરણનો મનુષ્ય નાશ પામે છે.' તેથી અવિશ્વાસ, સંશયાદિ ન કરવા. (૧૧)

**मूलम्ः-अत्र संशयमापन्नाः सर्वथा ह्यासुरा मताः ।**
**दैवा अपि पुरा तेऽपि हरिणा पातिताः करात् ॥१२॥**

**શબ્દાર્થ**:—આમાં સંશયને પ્રાપ્ત થનારા, સર્વથા અસુરો ગણાય છે. દૈવી સૃષ્ટિમાં પણ જે જીવો એવા હતા તેમને શ્રીહરિએ પોતાના શ્રીહસ્તથીજ સંસારમાં પાડયા હતા. (૧૨)

**વિવેચન**:—જે જીવો શ્રીવલ્લભાચાર્યજીના સ્વરૂપમાં તથા આ પુષ્ટિમાર્ગમાં સંશય આણે છે તેમને સર્વથા આસુરજ જાણવા. દૈવી જીવ વા આસુરી જીવ જે કોઇ અવિશ્વાસ આણે છે તેને શ્રી ઠાકોરજી નિજ હસ્તથી સંસારમાં ફેંકે છે. તેમનો અંગીકાર કદાપિ શ્રી પ્રભુ કરતા નથી. શ્રી વિવેક ધૈર્યાશ્રય નામના ગ્રન્થમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજી કહે છે કેઃ–" अविश्वासो न कर्त्तव्यः सर्वथा बाधकस्तुसः " અર્થ–'અવિશ્વાસ ન કરવો કારણકે તે સર્વથા બાધક છે.'

**मूलम्ः-अहो महच्चित्रमिदमवतीर्णे हरौ भुवि ।**
**विद्यमाने भागवते विवृतावपि सर्वथा ॥१३॥**
**सत्यां भुवि सुबोधिन्यां सत्सु सत्सु क्वचित्क्वचित् ।**
**ग्रन्थेषु विद्यमानेषु सर्वार्थज्ञापकेष्वपि ॥१४॥**

तथापि न प्रवर्त्तन्ते जना भक्तिपथे पुनः ।
प्रायः कृपैव हरिणा कारणत्वेन रक्षिता ॥१५॥

શબ્દાર્થ:—આ એક મહા આશ્ચર્યની વાત છે કે પૃથ્વી ઉપર હરિ પ્રકટ થયા છે, શ્રીભાગવત વિદ્યમાન છે, વિવરણ પણ સર્વથા વિદ્યમાન છે, શ્રીસુબોધિનીજી પણ પૃથ્વી પર વિરાજે છે, કવચિત્ કવચિત્ ભગવદીયો પણ પ્રાપ્ય છે, સર્વાર્થનું જ્ઞાન કરાવી આપનાર ગ્રન્થો પણ વિદ્યમાન છે, તોપણ મનુષ્ય પુનઃ ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત થતા નથી ! ! એ ઉપરથી તો એમ જણાય છે કે હરિએ પોતાની કૃપા જ કારણ રૂપે રક્ષી રાખી છે. (૧૩-૧૪-૧૫)

વિવેચનઃ—મ્હારા મનમાં એજ અતિ આશ્ચર્યજનક વિચાર ઉદ્ભવે છે કે આ ભૂમિને વિષે શ્રીકૃષ્ણના મુખારવિન્દરૂપ શ્રીવલ્લભાચાર્યજી પ્રકટયા છે, તેમનું કુલ નિઃકલંક ભૂમિ પર વિરાજમાન્ છે, શ્રીમદ્ભાગવત પણ વિદ્યમાન છે, શ્રીમદ્ભાગવતની ટીકા પણ વિરાજમાન્ છે, છતાં જીવ સર્વથા ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત થતો નથી ! શ્રીમહાપ્રભુજીના શ્રીસુબોધિનીજી તેમજ નિબન્ધાદિ ગ્રન્થો વિરાજે છે, કવચિત્ કવચિત્ શ્રીસુબોધિનીજી તથા નિબન્ધાદિકના વક્તા સત્પુરૂષો પણ મલી આવે છે, શ્રીમહાપ્રભુજી તેમજ શ્રીગુસાંઇજીના સર્વ ગ્રન્થ પ્રાપ્ય છે, એમના લઘુ તેમજ મહાગ્રન્થોદ્વારા પુષ્ટિમાર્ગના ભાવ તથા રીત, પ્રમાણાદિનું જ્ઞાન થઇ શકે છે-એ પ્રકારે સકલ પદાથ વિરાજે છે તો પણ જીવ પુષ્ટિમાર્ગમાં પ્રવૃત્ત થતો નથી એ કેવું વિચિત્ર છે ! ! આમ સર્વ પદાર્થ તૈયાર છે તોપણ જીવોની આ માર્ગમાં પ્રવૃત્તિ થતી નથી તેથી એમ સિદ્ધ થાય છે કે પુષ્ટિમાર્ગીય રૂઢ સ્થિતિ થવામાં એક શ્રી હરિની કૃપા જ કારણરૂપ છે. સર્વ પદાર્થ ઉદ્યત હોય પણ જો શ્રીહરિની કૃપા ન હોય તો કંઇ પણ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. શ્રીહરિની કૃપા હોય તોજ જ્ઞાન પ્રાપ્ત થાય છે, પુષ્ટિમાર્ગમાં રૂઢ સ્થિતિ કરી શકાય છે. આ પુષ્ટિમાર્ગ તો કેવળ પ્રમેય માર્ગ છે, તેથી સર્વ કંઇ હરિકૃપાને આધીન છે. શ્રીહરિકૃપા પ્રમેયબળ વિના થઇ શકે નહિ. [૧૫]

मूलम्:—मूर्च्छितेन्द्रियवृत्तीनामुद्भवो नासुमन्तरा ।
तथा कृपां विना सर्वसाधननां न चोद्भवः ॥१६॥

શબ્દાર્થ:—મૂર્ચ્છિત ઇન્દ્રિયોની વૃત્તિ પ્રાણ વિના ઉદ્ભવતી નથી તેમ સર્વ સાધનોની ઉત્પત્તિ શ્રી ભગવત્કૃપા વિના થતી નથી. (૧૬)

વિવેચનઃ—શ્રીમહાપ્રભુજીની કૃપાવિના સર્વ સાધનની ઉત્પતિ થતી નથી, જેની સકલ ઇન્દ્રિયો મૂર્ચ્છિત હોય છે તેનાથી પ્રાણ વિના કશું સિદ્ધ

થતું નથી. જ્યારે પ્રાણ આવે છે. ત્યારે જ સર્વ ઇન્દ્રિયોમાં ચૈતન્ય આવે છે અને તેઓ પોતપોતાના કાર્યમાં તત્પર થાય છે. તેજ પ્રકારે [પ્રાણ સ્થાનીય] શ્રીકૃષ્ણની કૃપા જ્યાં સુધી થતી નથી ત્યાં સુધી [ઇન્દ્રિય સ્થાનીય] સર્વ સાધનથી કશું સિદ્ધ થતું નથી; પરન્તુ જયારે શ્રીકૃષ્ણ કૃપા કરે છે ત્યારે સર્વ સાધન આપોઆપ સિદ્ધ થાય છે અને એ કૃપાપાત્ર જીવ પુષ્ટિમાર્ગમાં આવી ભગવત્સેવાદિ કરે છે અને ભગવદ્ભાવમાં વૃદ્ધિ કરે છે. [૧૯]

**इति श्री हरिरायजीविरचितं पञ्चविंशतितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृतटीकानुवाद सहितं समाप्तम् ॥**

# શિક્ષાપત્ર ૨૬ મું.

**ઉદ્દેશઃ**—આ છવ્વીશમા શિક્ષાપત્રમાં નીચે પ્રમાણે નિરૂપણ કર્યું છે:– "જેમ માતા બાલકની રક્ષાર્થે ડાકિની આદી ભૂત પિશાચાદિ ગ્રહોથી ભય રાખે છે તેમ વૈષ્ણવે પોતાના ભગવદ્ભાવની રક્ષાર્થે દુઃસંગથી ભય રાખવો. જેમ વ્યભિચારિણી સ્ત્રી પરપુરુષને વિષે પોતાના સ્નેહભાવને પોતાના અન્ય સમસ્ત સમ્બન્ધીઓથી ગુપ્ત રાખે છે અને દૂતિના વચનમાં તથા સંગમાં પ્રીતિ રાખે છે તે જ પ્રકારે વૈષ્ણવે પોતાના ભગવદ્ભાવને, ભગવત્સેવામાં પ્રતિબન્ધ કરનાર દૈહિક સમ્બન્ધી જનોથી ગુપ્ત રાખવો અને ભકતોના વચનમાં તથા સંગમાં રહી ભગવદ્ભાવની વૃદ્ધિ કરવી. જેમ વ્યભિચારિણી સ્ત્રીનું ચિત્ત નિરન્તર ગૃહાદિકમાં ઉદાસીન રહે છે તેમ વૈષ્ણવે ગૃહાદિકમાં ચિત્તને ઉદાસીન રાખવું." ઉપર કહ્યું કે પુષ્ટિમાર્ગીય સકલ પદાર્થ પ્રકટ હોય પરન્તુ જો શ્રીકૃષ્ણની કૃપા ન હોય તો જીવ પ્રવૃત્ત થતો નથી તો કોઈ એમ શંકા કરે કે જો શ્રીકૃષ્ણ કૃપા ન કરે તો જીવ શું કરે? તેના સમાધાનાર્થે કહે છે:–

**मूलम्ः–स्वकीयानामैहिकं यदथवा पारलौकिकम् ।**
**अकरोत् कुरुते कर्त्ता प्रभुरेव न संशयः ॥१॥**

**શબ્દાર્થ**:—સ્વકીય ભકતોનું જે ઐહિક [ આ જગતનું કાર્ય ] અથવા પારલૌકિક [ પરલોકનું કાર્ય ] સર્વ કાર્ય પ્રભુએ કર્યું છે પ્રભુ કરે છે અને કરશે જ. એમાં સંશય નથી. [૧]

વિવેચનઃ—શ્રી કૃષ્ણ પરમ કૃપાલુ છે. સ્વકીય એટલે નિજભક્તોનું ઐહિક તથા પારલૌકિક સર્વ કાર્ય સિદ્ધ કરે છે. ઐહિક કાર્ય સિદ્ધ કરે છે' એનો અર્થ એમ ન સમજવો કે પ્રભુ આ લોકના વિષયાદિક સિદ્ધ કરે છે. 'ઐહિક કાર્ય સિદ્ધ કરે છે' એટલે કે પ્રભુ આ લોકમાં સ્ત્રી, પુત્ર, ધનાદિ સર્વને દૈવી કરે છે કે જેથી એ વસ્તુઓ ભગવત્સેવાદિકમાં વિરોધી ન થતાં અનુકૂલ થઈ જાય. આ પ્રકારે લૌકિક સિદ્ધ કરે છે. 'અલૌકિક કાર્ય સિદ્ધ કરે છે' એટલે કે અલૌકિક લીલાનો અનુભવ તથા સ્વરૂપાનન્દનો આસ્વાદ નિજ ભક્તોને પ્રભુ કરાવેછે. ત્રિવિધ નામાવલિમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજી કહે છે કેઃ-

'भक्त सर्वदुःखनिवारकायनमः'

અર્થઃ—'ભકતના સર્વ લૌકિક તથા અલૌકિક દુઃખનું નિવારણ કરનાર પ્રભુને પ્રણામ કરૂં છું.' આ પ્રકારે પ્રભુ ભક્તોના સર્વ કાર્ય સિદ્ધ કરે છે એમાં સન્દેહ નથી. [૧]

**मूलम्ः–तथापि कुरुते जीवः प्रयत्नं निजदोषतः ।**
**अज्ञानात्करुणावार्द्धिः क्षमते तादृशं स्वतः ॥२॥**

શબ્દાર્થઃ—તો પણ જીવ પોતાના દોષથી, અજ્ઞાનથી પ્રયત્ન કરે છે એ જીવને કૃપાના સિન્ધુ એવા પ્રભુ સ્વતઃ ક્ષમા કરે છે. [૨]

વિવેચનઃ—આ પ્રકારે શ્રી કૃષ્ણ લૌકિક, અલૌકિક સર્વ કાર્ય સિદ્ધ કરે છે તો પણ જીવ પોતાના મનમાં અનેક પ્રકારના સાધન કરે છે, જીવ બુદ્ધિના અજ્ઞાનથી અનેક પ્રકારના યત્ન કરે છે. એવા અજ્ઞાની જીવ પર કૃપાનિધિ શ્રીકૃષ્ણ કૃપા કરે છે અને પોતાના તરફથી જીવના સકલ અપરાધો ક્ષમા કરે છે અન્તઃકરણ પ્રબોધ નામના નિજ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કેઃ—"सत्यसंकल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति" "પ્રભુ શ્રીકૃષ્ણ સત્ય સંકલ્પ છે તેથી અન્યથા કરશે નહિ જ" સત્ય છે સંકલ્પ જેના એવા શ્રીકૃષ્ણ, શ્રીઆચાર્યજી દ્વારા અંગીકૃત, દૃઢ આશ્રય કરનારા તથા અજ્ઞાનથી ભૂલ કરતા એવા જીવોને વિસ્મરતા નથી તેવા શરણાગત જીવોનું તો પ્રભુ કલ્યાણ કરે છે જ. [૨]

**मूलम्ः–अविरुद्धं प्रकुरुते विरुद्धं वारयत्यापि ।**
**दासेषु कृष्णो बालेषु पितेव कुरुते हितम् ॥३॥**

શબ્દાર્થઃ—જેમ પિતા બાલકોનું હિત કરે છે તેમ શ્રીકૃષ્ણ નિજ દાસનું-ભકતનું અવિરૂદ્ધ કાર્ય સારી રીતે કરે છે તેમજ વિરૂદ્ધ કાર્ય નિવૃત્ત કરે છે. એ પ્રકારે શ્રીકૃષ્ણ પોતાના આશ્રિત ભક્તોનું હિત કરે છે.

**વિવેચન**—પ્રભુ શ્રીકૃષ્ણ નિજ ભક્તોને પુષ્ટિમાર્ગની અવિરૂદ્ધ ભગવત્સેવાદિક ભગવદ્ધર્મ તરફ પ્રવર્ત્તાવે છે; તેમજ પુષ્ટિમાર્ગથી વિરૂદ્ધ જે અનેક જીવકૃત સાધનો અન્ય લોકો આચરે છે તે સર્વથી નિજ ભક્તોને દૂર રાખે છે. શ્રીકૃષ્ણ શ્રીઆચાર્યજીદ્વારા નિજ દાસની રક્ષા કરે છે. બાલક અજ્ઞાનથી દોષ કરે પરન્તુ પિતા એ દોષનો વિચાર કરતા નથી અને હિત જ કરે છે. તેમ પ્રભુ પણ નિજ દાસના દોષનો વિચાર ન કરતા તેનું હિત જ કરે છે, સંન્યાસનિર્ણય ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કેઃ—

"हरिरत्र न शक्नोति कर्त्तुं बाधांकुतोऽपरे
अन्यथा मातरो बालान्न स्तन्यैः पुपुषुः क्वचित्"

**અર્થ**:—"આ ભક્તિમાર્ગમાં હરિભગવાન્ બાધ કરવા સમર્થ નથી તો અન્ય કોણ બાધ કરી શકે એમ છે? જો એમ ન હોય તો માતા બાલકોને કદાપિ સ્તનપાન કરાવે નહિ." જેમ માતા પુત્રને વારંવાર પોતાના સ્તનથી પોષે છે તેમ જ જે જીવ શ્રીઆચાર્યજી દ્વારા પ્રભુને શરણ આવ્યો છે તેને પ્રભુ બાધ કરી શકતા નથી, પરન્તુ જે પ્રકારે દાસનો ભક્તિભાવ વૃદ્ધિ પામે, અને જેમ દાસનું કલ્યાણ થાય તેમ પ્રભુ કરે છે. એવા પ્રભુ પરમકૃપાલુ છે.

**मूलम्ः—न जानाति निजाज्ञानात्तत्कृतिं स कृतघ्नतः ।**
**क्व दोषराशिर्जीवोऽयं क्व हरिर्गुणवारिधिः ॥४॥**

**શબ્દાર્થ**:—જીવ નિજ અજ્ઞાનતાથી કૃતઘ્ન છે તેથી પ્રભુની કૃતિ જાણતો નથી. ક્યાં દોષથી પરિપૂર્ણ જીવ અને ક્યાં ગુણના સમુદ્ર રૂપ હરિ શ્રીકૃષ્ણ?

**વિવેચન**:—પ્રભુ જીવ પર કૃપા કર્યા જ જાય છે. જીવના દોષ વિચારતા નથી, જે પ્રકારે એનું હિત થાય છે તે કરે છે. પરન્તુ જીવ અજ્ઞાનથી કૃતઘ્ન થાય છે. પ્રભુ જે કંઇ ઉપકાર પોતાના (જીવ) પર કરે છે તે જીવ વિચારતો નથી. એ ઉપકારને માટે પ્રભુનો આભાર માનતો નથી, પણ કૃતઘ્ની (કરેલું હણી કહાડે એવો) થાય છે. ઉપકારનો બદલો અપકારથી વાળે છે. જીવ આમ દોષનો નિધિ છે, જ્યારે પ્રભુ તદ્દન ગુણપૂર્ણ છે. [૪]

**मूलम्ः—कथमन्योऽन्यसम्बन्धः स्यात्तमस्तेजसोरिव**
**तथापि दोषराशीनां दाहनेन निवेदनात् ॥५॥**
**स्वाचार्यद्वारकात्तुस्याद्योग्यता हरियोजने ।**
**अतः स्वाचार्यचरणौ स्थाप्यौ हृदि निरन्तरम् ॥६॥**

**શબ્દાર્થઃ**—ગુણનિધિ ભગવાન્ તથા દોષનિધિ જીવનો પરસ્પર સમ્બન્ધ તેજ તથા અન્ધકારની માફક કેવી રીતે થઈ શકે? તોપણ શ્રીઆચાર્યજીદ્વારા નિવેદન થવાથી દોષરાશિનો દાહ [ભસ્મ] થયાથી હરિ શ્રીભગવાનના સમ્બન્ધ વિષે યોગ્યતા થાય છે. તેથી આપના શ્રીઆચાર્યજીના બન્ને ચરણકમલને નિરન્તર હૃદયમાં સ્થાપવા. (૫-૬]

**વિવેચનઃ**—ઉપર કહ્યું તેમ એવા નિર્દોષ પૂર્ણ ગુણ શ્રીકૃષ્ણની સાથે (દોષનિધિ) જીવનો સમ્બન્ધ કેમ થઈ શકે? જ્યાં તેજ હોય ત્યાં અન્ધકાર કેમ આવી શકે? તેમ જ આ જીવ શ્રીકૃષ્ણને કેમ મલી શકે? આમ શંકા થાય તો કહે છે કે અન્ય કંઈ ઉપાય રહ્યો નથી. જીવ જ્યારે પોતાનું સર્વસ્વ ભગવાન્‌ને નિવેદન કરે ત્યારે જ તેના સર્વ દોષ દૂર થાય છે. ચોરાશી વૈષ્ણવની વાર્તામાં પ્રસિદ્ધ છે કે શ્રી આચાર્યજીને આ વિષયમાં કંઈક ચિન્તા થઈ ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને શ્રીઆચાર્યજીને આજ્ઞા કરી કે, **સમર્પણ કરાવો, નિવેદનથી જીવના સર્વ દોષ દૂર થશે.**" આ પ્રકારે જીવના સર્વ દોષ નિવેદનથી દૂર થાય છે એમાં સંશય નથી. એવા દોષરૂપ જીવને જ્યારે શ્રીઆચાર્યજીદ્વારા નિવેદન થાય છે ત્યારે સકલદોષ દૂર થાય છે અને જીવ શ્રીકૃષ્ણની સેવા કરવા યોગ્ય થાય છે. અન્ય કોઇ ઉપાય નથી. આ પ્રકારે જીવના દોષ દૂર કરી ભગવત્સેવાનો અધિકાર પ્રાપ્ત કરાવી આપનાર શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલ હૃદયમાં સ્થાપિત કરવા એ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવનો પરમ ધર્મ છે. એમ થાય તો જ સર્વ ફલ સિદ્ધ થાય છે. (૬)

**मूलम्ः—यथा बालकरक्षायै डाकिनीतो बिभेति हि।**
**माता तथैव भेत्तव्यं दुःसङ्गाद्भावरक्षकैः ॥७॥**

**શબ્દાર્થઃ**—માતા જેમ બાલકની રક્ષાર્થે ડાકિનીથી બ્હીતી જ રહે છે તેમ ભગવદ્ભાવની રક્ષા કરનારા જીવોએ દુઃસંગથી ભય રાખવો જોઇએ. (૭)

**વિવેચનઃ**—ડાકિની બાલકનો રખેને ઘાત કરે એવો ભય માતા સદા રાખે છે, તેમ પુષ્ટિમાર્ગીય ભગવદીયોએ દુઃસંગરૂપ ડાકિનીથી ભય રાખવો. જેમ માતા પોતાના બાલકને ડાકિનીથી ગુપ્ત રાખ્યા કરે છે તેમ વૈષ્ણવ–ભગવદીયે અન્ય જનોથી પોતાનો ભગવદ્ભાવ ગુપ્ત રાખવો. વૈષ્ણવને દુઃસંગ બહુ બાધક છે. દુઃસંગથી સર્વ ભાવ જતો રહે છે. તેથી દુઃસંગ દૂર કરવો કે જેથી ભગવદ્ભાવ વૃદ્ધિ પામે. [૭]

**मूलम्ः—समस्तेभ्यो निजस्नेहं गोपायति यथा सती।**
**तथैव भगवद्भावगोपनं क्रियतां जनैः ॥८॥**

**શબ્દાર્થ**:—જેમ અસતી (વ્યભિચારિણી) સ્ત્રી જારપરનો પોતાનો સ્નેહ અન્ય સમસ્ત જનોથી છુપાવે છે અથવા જેમ સતી [પતિવ્રતા] સ્ત્રી પોતાના પતિ ઉપરનો સ્નેહ અન્ય સર્વ જનોથી છુપાવે છે તેમ ભગવદીય જનોએ ભગદ્ભાવનું ગોપન કરવું.

**વિવેચનઃ**—આપણા હૃદયમાં જે ભગવદ્ભાવ હોય તે સર્વથી ગુપ્ત રાખવો. કોઇને એ ભાવ કહેવો નહિ. જેમ પતિવ્રતા સ્ત્રી પોતાનો પતિ ઉપરનો સ્નેહ —હૃદયનો અભિપ્રાય—અન્ય કોઈને કહેતી નથી, પણ પોતાના પતિને જ કહે છે તેમ પુષ્ટિમાર્ગીય ભગવદ્ભક્તોએ પોતાનો ભગવદ્ભાવ અન્ય સર્વથી ગુપ્ત રાખવો. આ પ્રકારે જો દાસ રહે તો જ આ કલિકાલમાં ધર્મ રહે છે નહિ તો બાધ થાય છે. [૮]

**मूलम्ः—दूतिकालापसंसर्गे यथा वर्द्धयते रतिम् ।**
**स्वैरिणी भक्तसंसर्गे भाववृद्धिं तथा नयेत् ॥९॥**

**શબ્દાર્થ**:—જેમ સ્વૈરિણી [વ્યભિચારિણી] સ્ત્રી દૂતિકાના સંગમાં વાર્તાલાપ કરવામાં તથા એના સંસર્ગમાં રહીને પોતાની પ્રીતિમાં વૃદ્ધિ કરે છે, તેમ [વૈષ્ણવે] ભક્તોના સંસર્ગમાં ( તથા ભકતોના સંગમાં ભગવદ્વાર્ત્તા કથાદિ કરવામાં) પોતાના ભગવદ્ભાવની વૃદ્ધિ કરવી. [૯]

**વિવેચનઃ**—દૂતિની સાથે આલાપ કરવાથી—પ્રિયજનની વાર્ત્તા કરવાથી વ્યભિચારિણી સ્ત્રીનો કામભાવ—રતિભાવ વૃદ્ધિ પામે છે. તે જ પ્રકારે વૈષ્ણવને તાદૃશીય ભગવદ્ભક્ત મલે તો તેના સંગમાં ભગવદ્વાર્ત્તા કરવાથી ભગવદ્ભાવ વધે છે. દૂતિ અનેક પ્રકારના વિષય સમ્બન્ધી મર્મવચન કહે તેથી વ્યભિચારિણી સ્ત્રીનો કામ ઉપપતિ—જારમાં વધે છે. તે પ્રકારે ભગવદીયો ભગવાનની એવી ભાવાત્મક કથા કહે છે કે જેથી હૃદયમાં ભગવદ્ભાવ પ્રકટ થઈ આવે છે. આમ છે તો પુષ્ટિમાર્ગીય ભગવદીયોએ તાદૃશ ભગવદીયનો સંગ અવશ્ય કરવો. [૯]

**मूलम्ः—असत्या सर्वदा चित्तं गृहउच्चाटितं यथा ।**
**तथैव भवनादौ तु चेतः स्थाप्यं तदाश्रितैः ॥१०॥**

**શબ્દાર્થ**:—જેમ અસતી—વ્યભિચારિણી સ્ત્રીનું મન સર્વદા ગૃહવ્યાપાર સમ્બન્ધી બાબતોમાં અસ્થિર [દૂર] રહે છે, તે પ્રકારે ભગવાનના આશ્રિત વૈષ્ણવોએ ગૃહાદિકમાં અસ્થિર ચિત્ત રાખવું. [૧૦]

**વિવેચનઃ**—જેમ વ્યભિચારિણી સ્ત્રીનું ચિત્ત પોતાના ગૃહમાં સર્વથા ચોંટતું નથી—સદા ગૃહમાં ઉચ્ચાટ યુક્ત હોય છે—પર પુરૂષમાં આસક્ત રહે છે,

તેમ ભગવદીયોનું ચિત્ત શ્રીઠાકોરજીના સ્વરૂપમાં આસક્ત થવું જોઇએ. ભગવદીયોનું ચિત્ત શ્રીકૃષ્ણના ચરણારવિન્દમાં એવું તો લીન થવું જોઇએ કે તેમનું મન ગૃહ દેહ સમ્બન્ધી સર્વ લૌકિક વૈદિક કાર્યમાં ઉચ્ચાટિત–અસ્થિર રહે. ભગવદીયના ચિત્તની એવી સ્થિતિ થવી જોઇએ કે પ્રભુનું સુખ, પ્રભુની વાર્ત્તા, પ્રભુની સેવા, પ્રભુનું સ્મરણ વિગેરે પ્રભુના જ કાર્યમાં આનન્દ જોઇ રહે. (૧૦)

**इति श्रीहरिरायजीविरचितं षड्विंशतितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितम् समाप्तम् ॥२६॥**

## શિક્ષાપત્ર ૨૭ મું.

ઉદ્દેશઃ—હવે આ સપ્તવિંશ શિક્ષાપત્રમાં નીચે પ્રમાણે નિરૂપણ કર્યું છેઃ–"સર્વની બુદ્ધિનો નાશ કરે એવો મહા કઠિન કાલ આવ્યો છે. કોઇજાતના સાધન સિદ્ધ થતા નથી. સેવામાં ત્રણ પ્રકારના પ્રતિબન્ધ પણ ઉપસ્થિત છે. આમ છે તો પણ શ્રીમદાચાર્યજીના ચરણકમલના આશ્રયથી ફલલાભ થશે જ, તેથી ફલની નિરાશા રાખવી નહિ. ઉપર કહ્યું કે જે ભક્ત પ્રભુને આશ્રિત છે તેનું ચિત્ત લૌકિકમાં લાગતું નથી. ફલમાં બાધક પદાર્થોનો ત્યાગ કરવો. હવે એ બાધક પદાર્થ કયા છે કે જેનો ત્યાગ કરવો જોઇએ. તેનું નિરૂપણ અગ્રે કરે છે."

**मूलम्ः–निजाचार्यपदाम्भोजयुगलाश्रयणं सदा।**
**विधेयं तेन निखिलं फलं भावि विनाश्रमम् ॥१॥**

**શબ્દાર્થ**ઃ—આપણા આચાર્યજીના બન્ને ચરણકમલનો આશ્રય નિરન્તર કરવો. તેથી જ વિનાશ્રમ નિખિલ ફલ નિશ્ચય થશે જ. (૧)

**વિવેચનઃ**—પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે આપણા આચાર્યજીના બન્ને ચરણનો આશ્રય નિરન્તર કરવો તેથી જ તે વૈષ્ણવને નિખિલ ફલ શ્રમવિના સિદ્ધ થાય છે. સાધન વિના શ્રીપ્રભુકૃપાથી સકલ ફલ સિદ્ધ થાય છે. (૧)

**मूलम्ः–धनं गृहं गृहासक्तिः प्रतिष्ठा लोकवेदयोः ।**
**कर्मादिनिष्ठा मनसः स्वर्गादिफलकाङ्क्षणम् ॥२॥**

**શબ્દાર્થ**ઃ—ધન, ગૃહ, ગૃહમાં આસક્તિ, લોક વેદમાં પ્રતિષ્ઠા, કર્માદિકમાં મનની નિષ્ઠા અને સ્વર્ગાદિફલની આકાંક્ષા [ એ સર્વ હરિના વિસ્મારક ( હરિને ભૂલાવે એવા ) દોષ છે. ] (૨)

**વિવેચનઃ**—પુષ્ટિમાર્ગીય ફલમાં મુખ્ય ચાલીશ દોષ બાધક છે. દોષ તો અનેક છે તથાપિ ચાલીસ મુખ્ય ગણાય છે. એમનો ત્યાગ કરવાથી ફલસિદ્ધ થાય છે. હવે એ દોષ ગણાવે છે. (૧) **ધન એ દોષરૂપ છે. ધનમદથી આ** જીવ અન્ધ થાય છે, કશાને ગણતો **નથી. એ** દોષ નિવૃત્ત કરવા ધનને પ્રભુમાં નિવેદિત કરી ભગવત્સેવામાં એ [ધન] નો વિનિયોગ કરવો. ભગવત્ સેવામાં દ્રવ્યનો વિનિયોગ કરનારને પ્રભુ પોતાનો દાસ ગણી લે છે. (૨) ગૃહ એ બીજો દોષ છે. 'આ ગૃહ મ્હારૂં છે, એ મ્હેં કરાવ્યું છે. એ મ્હને મ્હારા પિતા તરફથી દાયભાગમાં પ્રાપ્ત થયું છે;—એવી મમત્વ બુદ્ધિ કરાવનાર ગૃહ છે. તેથી એ ગૃહ પરની બાધકરૂપ મમતાનો ત્યાગ કરવો. (૩) ગૃહમાં આસક્તિ —અષ્ટ પ્રહર ગૃહાદિ કાર્યમાં આસક્ત થવું—આજે આ કરવું છે, કાલે બીજું કાર્ય કરવાનું છે ઈત્યાદી ગૃહકાર્યમાં આસક્તિ—એટલે ચિત્તની વ્યગ્રતા બાધક છે. (૪) લોક તથા વેદમાં પ્રતિષ્ઠા—જો લોકમાં અમુક કાર્ય હું કરીશ તો મ્હારી પ્રતિષ્ઠા વધશે. તેમ જ વૈદીક કાર્યો જેવા કે વિવાહ, યજ્ઞ, શ્રાદ્ધ ઇત્યાદિક કાર્યો બહુ વિસ્તારથી કરીને વૈદિક માર્ગમાં પ્રતિષ્ઠા સ્થાપન કરવી તે વૈદિક પ્રતિષ્ઠા—આ બન્ને પ્રતિષ્ઠા બાધકરૂપ છે. (૫) **કર્માદિકમાં નિષ્ઠા રાખવી** એટલે **સન્ધ્યા, તર્પણ, વ્રત, નિયમ ઈત્યાદિકમાં દૃઢ નિષ્ઠા એ પણ બાધક છે.** (૬) મનમાં સ્વર્ગાદિક ફલની આકાંક્ષા એટલે કે સ્વર્ગલોક પ્રાપ્ત કરી નાના પ્રકારના ભોગ વિલાસ હું કરીશ—એવી સ્વર્ગાદિના ભોગ વિલાસ કરવાની તીવ્ર ઈચ્છા—એ પણ બાધક છે. [૨]

## मूलम्ः—लौकिके परमा प्रीतिर्विरुद्ध विषयेषणा ।
## अविरुद्धे तथासक्तिर्विषयैर्भोगभोजनम् ॥३॥

**શબ્દાર્થ**:—લૌકિકમાં અતિશય પ્રીતિ, ભક્તિથી વિરૂદ્ધ વિષયની ઈચ્છા, લૌકિકથી અવિરૂદ્ધ—લૌકિકને અનુકૂલ—વિષયમાં આસક્તિ, વિષયબુદ્ધિથી ભોગ તથા ભોજન કરવા—એ હરિના વિસ્મારક છે. (૩)

**વિવેચનઃ**—(૭) લૌકિક એટલે દેહ સમ્બન્ધી જે સ્ત્રી,પુત્રાદિક છે તેમાં **પરમ** પ્રીતિ કરવી એ ભક્તિમાં બાધક છે. (૮) ભક્તિમાં વિરૂદ્ધ લૌકિક વિષય છે તેની ઇચ્છા ફલમાં બાધક છે. (૯) લૌકિકથી અવિરૂદ્ધ એટલે લૌકિકને અનુકૂલ વિષયમાં આસક્તિ રાખવી એ બાધક છે. (૧૦) વિષયભોગાર્થે સરસ સરસ પદાર્થોનું ભોજન કરવું, વિષયાર્થે ધૃતાદિના પદાર્થો ખાવા ભોગવિલાસાર્થે વિવિધ પદાર્થોનું સેવન કરવું એ સર્વ ભગવદ્ભાવમાં મહા દોષરૂપ છે. વૈષ્ણવોએ ભગવત્સેવાને અર્થે દેહ ટકાવી રાખવા મહાપ્રસાદ સાધારણ પ્રમાણમાં લેવાનો છે. પણ મહાપ્રસાદ લેવાનો એ ભાવ ભૂલી જઈ કેવલ ઈન્દ્રિયને તૃપ્ત કરવા

મહાપ્રસાદ અતિશય પ્રમાણમાં જે કોઈ લે છે તેને એ પ્રસાદનું ભોજન ભગવત્સેવામાં બાધક થઈ પડે છે. [૩]

**मूलम्ः–देहाभिमानः कुलजो विद्यादिविहितोऽपि च ।**
**भगवत्सेवना भावसहितं देहपोषणम् ॥४॥**

**શબ્દાર્થ**:—દેહનું અભિમાન, કુલનું અભિમાન, વિદ્યાદિકથી ઉદ્ભવતું અભિમાન, ભગવાનની સેવાના અભાવસહિત દેહનું પોષણ-એ સર્વ હરિના વિસ્મારક છે. [૪]

**વિવેચન**:—(૧૧) દેહાભિમાન એટલે સુન્દર, બલવાન્ દેહનો મદ-તે એવો છે કે અન્ય સર્વ જનોને તુચ્છ ગણવાની બુદ્ધિ થઈ જાય છે. દેહમાં મદ રાખવાથી સદા દેહનું સ્મરણ થયા કરેછે. દેહને જોઇ જોઇને જ એ જીવનું મન પ્રફુલ્લિત રહે છે. એ પ્રકારે દેહમાં અતિશય મમત્વ રાખનાર જીવ ભગવત્સેવા, તથા ભગવાનના સુન્દર સ્વરૂપનું દર્શન કરી શકતો નથી. [૧૨] કુલનો મદ એટલે કે હું ઉચ્ચ-ઉદાર કુલમાં જન્મ્યો છું એવો મદ. એ મદથી અન્ય સર્વ નીચ છે અને હું એકલોજ શ્રેષ્ઠ છું એવું ભાન થવાથી દીનતા જે ભગવત્સેવામાં અતિ આવશ્યક છે તે જતી રહે છે. તેથી કુલનો મદ પણ બાધક છે. [૧૩] વિદ્યાનો મદ એટલે કે 'હું બહુ વિદ્યા ભણ્યો છું. મને ષટ્ શાસ્ત્રનું જ્ઞાન છે. અન્ય સર્વતો મૂર્ખ છે.' એવા વિદ્યામદથી ભગવાન્ પ્રતિ આવશ્યક દૈન્ય નિવૃત્ત થાય છે તેથી એ વિદ્યામદ પણ બાધક છે. [૧૪] ભગવત્સેવા ન કરતાં લૌકિક વૈદિક અનેક કાર્ય કરવામાં દિવસ વ્યતિત કરવા-એ પણ બાધક છે. જેમ બ્રાહ્મણ ગાયત્રીનો જાપ ન કરે તો એનું બ્રાહ્મણત્વ જતું રહે છે તેમ જો વૈષ્ણવ થઇને ભગવત્સેવા ન કરે તો એનું વૈષ્ણવત્વ જતું રહે છે. તેથી ભગવત્સેવાનો અભાવ પણ બાધક છે. (૧૫) દેહનું પોષણ કરવું એટલે સદા દેહની અતિશય ચિન્તા કર્યા કરવી તે મહા બાધક છે. દેહની રક્ષા દેહના સુખને અર્થે જ કર્યા કરવી એ બન્ધમાં વૃદ્ધિ કરે છે. નિરન્તર દેહ સુખાર્થે જ ખાનપાનાદિનો ભોગ કરવો તથા ઓષધિનું સેવન કરવું, શીત તથા ઉષ્ણ જે ઋતુ અનુસાર પ્રાપ્ત હોય તેનું સહન ન કરવું. એ સર્વ ભગવત્સેવાના વિરોધી છે. જો દેહની રક્ષા કરવી તો તે લૌકિકાર્થે નજ કરવી પરન્તુ દેહ ભગવત્સેવામાં ઉપયોગી છે તેથી જ દેહની રક્ષા કરવી. [૪]

**मूलम्ः–असत्सङ्गैः सदा दुष्टः कृष्णानुच्छिष्ट भक्षणम् ।**
**निवेदनानुसन्धानत्यागः शरणविस्मृतिः ॥५॥**

**શબ્દાર્થ:**—અસત્પુરુષના સંગથી સદા દુષ્ટ થવું, શ્રીકૃષ્ણને ભોગ ન ધરેલા એવા ( શ્રીકૃષ્ણના અનુચ્છિષ્ટ) પદાર્થોનું ભક્ષણ કરવું, નિવેદન મન્ત્રના અનુસન્ધાનનો ત્યાગ કરવો, શરણની વિસ્મૃતિ કરવી—એ સર્વ હરિના વિસ્મારક છે. (૫)

**વિવેચન:**—[૧૬] અસત્સંગ એટલે મહાદુષ્ટ બહિર્મુખનો એક ક્ષણ પણ જો સંગ થાય તો ભગવદ્ભાવનો નાશ થાય છે. એમના સંગથી બહિર્મુખતા પ્રાપ્ત થાય છે. (૧૭) શ્રીકૃષ્ણનો ઉચ્છિષ્ટ એવા મહાપ્રસાદનો ત્યાગ કરી અસમર્પિત (શ્રીકૃષ્ણે જેનો અંગિકાર કર્યો નથી એવા) અન્ન તથા અન્યપદાર્થોનું ભક્ષણ કરવું એ મહાબાધક છે. પદ્મપુરાણમાં કહ્યું છે કે:—

अनिवेद्य तु यो भुङ्क्ते हरये परमात्मने ।
पतन्ति पितरस्तस्य नरके शाश्वतीः समाः ॥
अवैष्णवानामन्नं च पतितानां तथैव च ।
अनर्पितं तथा विष्णौ श्वमांससदृशं भवेत् ॥

**અર્થ:**—"હરિ–પરમાત્માને અર્પણ કર્યા વિનાનું અન્ન જે કોઇ ખાય છે તેના પિતૃપિતામહાદિક બહુ વર્ષ પર્યન્ત નરકમાં પડે છે. અવૈષ્ણવનું અન્ન, પતિતજનનું અન્ન તથા વિષ્ણુને અર્પણ ન કરેલું એવું અન્ન શ્વાનના માંસ સમાન છે."

કૂર્મપુરાણમાં કહ્યું છે કે:—

अनर्पयित्वा गोविन्दे यो भुङ्क्ते धर्मवर्जितः ।
श्वविष्ठासदृशं चान्नं नीरं तत्सुरया समम् ॥

**અર્થ:**—"ગોવિન્દને અર્પણ કર્યા વિના ધર્મરહિત અન્ન જે કોઇ ખાય છે તે શ્વાનની વિષ્ઠા સમાન અન્ન ભક્ષે છે અને એવા જલનું પણ જે કોઈ પાન કરે છે તે સુરાનું પાન કરે છે." આ વાક્યાનુસાર અસમર્પિત વસ્તુનો ભોગ કરવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. તેથી અસમર્પિત વસ્તુનો ભોગ ન કરવો. (૧૮) પંચાક્ષરનો શું અભિપ્રાય છે? સમર્પણનો શું ભાવ છે?—એમ નિવેદન મન્ત્રનું અનુસન્ધાન ન કરવું એ મહાબાધક છે. [૧૯] અષ્ટાક્ષર મન્ત્ર "श्रीकृष्णः शरणं मम"ની વિસ્મૃતિ મહાબાધક છે. (૫)

**मूलम्:**—देवान्तराश्रयस्तेभ्यः प्रार्थनापि फलार्थितः ।
भगवच्चित्तरहिता व्यावृत्तिरपि लौकिकी ॥६॥

**શબ્દાર્થ**:—અન્ય દેવનો આશ્રય, ફલની ઈચ્છાથી એમની પાસે પ્રાર્થના કરવી, ભગવાન્‌માં ચિત્તરહિત લૈકિક વ્યાવૃત્તિ(એ સર્વ હરિના વિસ્મારક છે) (૯)

**વિવેચનઃ**—(૨૦) અન્યદેવનો આશ્રય મહાબાધક છે. સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનો આશ્રય ત્યજી અન્ય દેવોનો આશ્રય કરનારને આ પુષ્ટિમાર્ગનું ફલ સિદ્ધ થતું નથી. હારિતસ્મૃતિમાં કહ્યું છે કે:—

**नान्यं देवं नमस्कुर्यान्नान्यं देवं निरीक्षयेत् ।**
**नान्यप्रसादमश्नाच्च नान्यदायतनं व्रजेत् ॥**

**અર્થ**:—અન્ય દેવને નમસ્કાર ન કરવા, અન્યદેવના દર્શન ન કરવા, અન્યદેવનો પ્રસાદ ન લેવો, તેમજ અન્ય દેવને મન્દિર ન જવું.' આ પ્રકારે અનન્ય ભક્તિ શ્રીકૃષ્ણ પ્રતિ રાખવી. શ્રીગુસાંઈજી કહે છે કે:—

**'भगवत्पदपद्मपरागजुषो नहि युक्तितरं मरणेऽपि तराम् ।**
**इतराश्रयणं गजराजधृतो नहि रासभमप्युररीकुरुते ॥**
**अन्यसम्बन्धगन्धोऽपि कन्धरामेव बाधते । '**

**અર્થ**:—ભગનાન્‌ના ચરણારવિન્દનું સેવન કરનારે મૃત્યુ સમાન આપદ્ આવે તો પણ અન્ય દેવનો આશ્રય કરવો એ યોગ્ય નથી. હાથીની સ્વારી કરનાર કદાપિ ગધેડાનો અંગીકાર કરતો નથી. અન્ય સમ્બન્ધનો ગન્ધ પણ મ્હારી [કન્ધરા] ગ્રીવાનો બાધ કરે છે. આ પ્રકારે અન્ય દેવાદિકનો આશ્રય બાધક છે. [૨૧] અન્ય દેવ જેવા કે ઈન્દ્રાદિક, શિવાદિક, બ્રહ્માદિ, ગણેશ, સૂર્ય—આ શ્રીકૃષ્ણ વિના અન્યદેવો પાસેથી ફલની પ્રાર્થના કરવી, એ પણ બાધક છે. શ્રીકૃષ્ણ સર્વસામર્થ્યયુક્ત છે. એવા શ્રીકૃષ્ણને ત્યજી એમને (શ્રીકૃષ્ણને) પરાધિન રહેતા [1]અન્ય દેવ પાસેથી ફલની આકાંક્ષા કરવી એ પુષ્ટિમાર્ગમાં મહાબાધક છે. [૨૨] ચિત્ત ભગવચ્ચરણકમલમાં ન રાખતાં લૈકિક, વૈદિક કાર્યોમાં ચિત્તની આસક્તિ થાય, મનમાં અસમ્ભાવના, વિપરિતભાવના તથા મિથ્યાધ્યાન થાય—એ સર્વ પુષ્ટિમાર્ગમાં બાધક છે. (૨૩) અષ્ટપ્રહર લૌકિક વ્યાવૃત્તિથી લૈકિક આવેશ થાય છે તેથી અષ્ટપ્રહર લૈકિક કાર્ય કર્યા કરવા એ મહા બાધક છે. (૯)

૧ આધુનિક સમયમાં વૈષ્ણવો જો શ્રીઆચાર્યજીની અનન્યતા ધ્યાનમાં લે તો કેવું સારૂં! શ્રીઆચાર્યજી શ્રીકૃષ્ણનું અનન્ય શરણ બતાવે છે! તેજ પ્રકારે શ્રીહરિરાયજી પણ શ્રીકૃષ્ણનો અનન્ય આશ્રય સર્વથા વાચકના હૃદય ઉપર પ્રત્યેક પત્રમાં ઠસાવે છે શ્રીકૃષ્ણને આધિન રહેતા પ્રાકૃત દેવો—ચણ્ડી, ભૈરવ, હનુમાન, શિવ, બ્રહ્માદિકનો આશ્રય ફલાશાથી પણ જે વૈષ્ણવો હાલમાં કેવળ અજ્ઞાનથી કરે છે તેમને કેટલો બધો ઉપદેશ આ શિક્ષાપત્રમાંથી મળી શકે એમ છે!

**मूलम्ः—गुरुद्रोहस्तदीयेभ्यः स्वस्याधिक्यविभावनम् ।**
**अत्यन्तदेहसामर्थ्यमिन्द्रियाणां च पोषणम् ॥७॥**

**શબ્દાર્થ**:—ગુરૂનો દ્રોહ, પુષ્ટિમાર્ગીય ભગવદીયોથી પોતાની અધિકતાની ભાવના, અત્યન્ત દેહનું સામર્થ્ય, ઇન્દ્રિયોનું પોષણ–[એ સર્વ હરિના વિસ્મારક છે]

**વિવેચનઃ**—[૨૪] ગુરૂદ્રોહ કરે તો ગુરૂ અપ્રસન્ન થાય છે. પ્રભુ અપ્રસન્ન થાયતો ગુરૂ રક્ષા કરે છે પણ જો ગુરૂ અપ્રસન્ન થાય તો કોઈ રક્ષા કરવા સમર્થ નથી. આ પ્રકારે ગુરૂદ્રોહ મહાબાધક છે. [૨૫] પુષ્ટિમાર્ગીય ભગવદીયોને પોતાથી ન્યૂન જાણવાં તેમજ પોતાને અધિક જાણવો એવી સ્વમહત્ત્વની ભાવના મહા બાધક છે. [૨૬] દેહમાં અત્યન્ત બલ હોય તો અન્ય સર્વને તુચ્છ ગણ-વાનું મન થાય છે તેમજ વિષયી થવાય છે. તેથી અતિશય દૈહિકબલ બાધક છે. [૨૭] પોતાની ઇન્દ્રિયોના પોષણમાં તત્પર રહેવું–ઇન્દ્રિયોના પ્રિય વિષય ભોગ ભોગવવા–એમ કરવાથી વિષયાવેશ વધે છે. તેથી ઇન્દ્રિયોનું પોષણ બાધક છે.

**मूलम्ः—गृहेष्वभिरतिर्भार्यापुत्रादिषु मनोगतिः ।**
**कृष्णानुभावरहितदेशे सततसंस्थितिः ॥८॥**

**શબ્દાર્થ**:—ગૃહાદિ [ લૌકિક કાર્ય ] માં પ્રીતિ, સ્ત્રી, પુત્રાદિકમાં મનની આસક્તિ, શ્રીકૃષ્ણની કથા, સેવા, કીર્ત્તનાદિથી રહિત દેશમાં નિરન્તર સ્થિતિ, –એ સર્વ હરિના વિસ્મારક છે. [૮]

**વિવેચનઃ**—(૨૮) ગૃહાદિ લૌકિક કાર્યમાં અષ્ટપ્રહર પ્રીત (૨૯) સ્ત્રી પુત્રમાં મનની ગતિ કરવી–તેમના દુઃખથી દુઃખી થવું તથા તેમના સુખથી સુખી થવું, [૩૦] શ્રીકૃષ્ણના અનુભવ રહિત દેશમાં રહેવું–એ સર્વ હરિના વિસ્મારક છે. શ્રીગોવર્દ્ધનનાથજી તથા સાત સ્વરૂપના મન્દિર, તથા શ્રીવલ્લભ કુલના મન્દિર, તથા પુષ્ટિમાર્ગીય તાદૃશીયના ઘરમાં રાજસેવા, તથા વ્રજ [દેશ] –એ સર્વ સ્થળે વૈષ્ણવને શ્રીકૃષ્ણનો અનુભવ થાય છે જે સ્થલે પુષ્ટિમાર્ગીય રસાત્મક પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનું સ્વરૂપ બિરાજમાન નથી, જ્યા ભગવદ્વાર્તા, કથા સેવા, કીર્ત્તનાદિ થતાં નથી તેવા સ્થલમાં સ્થિતિ કરવી એ મહાબાધક છે. [૮]

**मूलम्ः—हर्षशोकौ लोकलाभतदभावकृतौ तथा ।**
**स्वातन्त्र्यभावनं स्वस्य जीवस्वाभाविको हठः ॥९॥**
**अधिकारः पापरतिः पक्षपातो दुरात्मनाम् ।**
**हृदयक्रूरता दीनजनोपेक्षाक्षमा पुनः ॥१०॥**

**एते चान्ये च बोद्धव्या दोषा विस्मारका हरेः।**
**सावधानीभूय दासैः कृष्णस्य स्थेयमादरात् ॥११॥**

**શબ્દાર્થ**:—લોકમાં લાભ અથવા હાનિની કૃતિમાં હર્ષ વા શોક થાય તથા સ્વતન્ત્રતાની ભાવના જીવની સ્વાભાવિક હઠ, અધિકાર, પાપમાં પ્રીતિ, દુરાત્મા [દુષ્ટપુરૂષ] નો પક્ષપાત, હૃદયમાં ક્રૂરતા, દીનજનોની ઉપેક્ષા, અને અક્ષમા,—આ તથા આ સિવાયના અન્ય દોષ છે તે સર્વે હરિનું વિસ્મરણ કરાવનાર છે તેથી શ્રીકૃષ્ણના દાસજનોએ આદરપૂર્વક સાવધાન થઇને રહેવું.

**વિવેચન**:—દેહસમ્બન્ધી, કુટુમ્બ સમ્બન્ધી, તથા દ્રવ્ય સમ્બન્ધી આદિક લૌકિક કાર્યો સારા થાય ત્યારે હર્ષ ઉદ્ભવે જો એ લૌકિક કાર્યોમાં હાનિ આવે તો દુઃખ પ્રાપ્ત થાય. એ હર્ષ અને શોક સંસારરૂપ વૃક્ષના બે ફલ છે. જો એ સુખદુઃખમાં જીવ મગ્ન થાય તો ફલમાં બાધ આવે છે (૩૨) દ્રવ્યાદિકના લાભમાં લોભ કરવો—જેમ કે મ્હારી પાસે આટલું દ્રવ્ય છે અને બીજું કેટલુંક આવશે એટલે વધારો થશે—તેમજ કુટુમ્બનો લોભ—એ સર્વ પુષ્ટિમાર્ગમાં બાધક છે. (૩૩) 'હું સ્વતન્ત્ર છું' એવું ભાન મનમાં રાખવાથી પ્રભુ પ્રતિ દાસત્વ જતું રહે છે. તેથી એ સ્વતંત્રતાનું ભાન તથા [૩૪] જીવની સ્વાભાવિક હઠ એ સર્વ બાધક છે. [૯]

અધિકાર એટલે કોઇ કાર્ય કરવાને માટે સત્તા ભોગવવાની જગો, પ્રાપ્ત થાય તો એવા અધિકારના સ્થાનપર બેસીને જે અનેક જીવો આપણી સત્તા નીચે હોય તેઓનું ભલું યા બુરૂ કરવાનો સમય આવે છે. એ અધિકાર પણ બાધક છે. કારણકે એ અધિકારમાં ચિત્ત બહુ વ્યગ્ર થાય છે, અને અધિકાર સાચવી રાખવામાં જ સર્વ માનસિક તથા શારીરિક પ્રયાસો કરવા પડે છે. આ સર્વનું પરિણામ એ આવે છે કે ભગવત્સેવા, સ્મરણ, કીર્ત્તનાદિ કાર્યો કરવાની બુદ્ધિ થતી નથી. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજી તથા નિબન્ધમાં કહ્યું છે, કે 'નારાયણે બ્રહ્માને શ્રીભાગવત કહ્યું પણ બ્રહ્માસૃષ્ટિ કરવાના અધિકારસ્થાને હોવાથી એમને અનુભવ ન થયો. પુનઃ બ્રહ્માએ નારદજીને શ્રીભાગવત કહ્યું. પણ નારદજીનો સર્વ સ્થળે ભટકવાનો અધિકાર હોવાથી એમનું ચિત્ત એકાગ્ર ન થયું. તેથી નારદજીને અનુભવ ન થયો. નારદજીએ વેદવ્યાસને શ્રીભાગવતનું કથન કર્યું. એ વ્યાસજી વેદપુરાણના અધિકારી હોવાથી એમને પણ અનુભવ ન થયો. વ્યાસજીએ શ્રીશુકદેવજીને શ્રીભાગવત કહ્યું શ્રીશુકદેવજી કોઇ વાતના અધિકારી ન હતા તેથી તેમને અનુભવ થયો.

આ પ્રકારે અધિકાર ફલમાં બાધક છે. (૩૬) જે જીવ પાપમાં પ્રીતિ રાખે છે તેને ગુણુદોષની પરીક્ષા થતી નથી. એવી પાપરતિ પણ ફલમાં બાધક છે. (૩૭) દુષ્ટ મનુષ્યો-પાપી જનો-નો પક્ષપાત કરવો-સાચાનું જુઠું કરવું તેમજ જુઠાનું સાચું કરવું એ ફલમાં બાધ કરે છે. આ પ્રકારે ચૌરાદિક દુષ્ટ ક્રિયા કરનારનો કદાપિ પક્ષપાત કરવો નહિ. (૩૮) હૃદયની ક્રૂરતા-કોઇનું ભલું ન વિચારવું-મહાકપટ તેમજ છલ કરવો-એ સર્વ બાધક છે. [૩૯] જે કોઈ દીન જન શરણ આવે તેની ઉપેક્ષા કરવી એ પુષ્ટિભક્તિમાં બાધક છે. (૪૦) ક્ષમા ન કરવી-વિના કારણ ક્રોધ કરવો કોઈ પણ પ્રકારે ક્રોધને દૂર ન કરવો-આ સર્વ ચાલીશ પ્રકારના દોષ શ્રીહરિનું વિસ્મરણ કરાવે છે. અન્ય ઘણા દોષ છે પરંતુ આ ચાલીશ દોષ શ્રીહરિની વિસ્મૃતિમાં મુખ્ય કારણરૂપ છે. શ્રીહરિરાયજી કહે છે કે ' જે જીવમાં આવા દોષ હોય છે તેનામાં હરિ વિરાજતા નથી. તેથી સાવધાન રહી એ દોષથી દૂર રહેવું. ( ૯-૧૦-૧૧ ).

**मूलम्ः—भगवन्मार्गमात्रस्थैस्तन्मार्गे फलकाङ्क्षिभिः ।**
**विरक्तैरन्यतः कृष्णगुणासक्तान्तरात्मभिः ॥१२॥**
**स्वाचार्यशरणं यातैस्तद्विश्वाससमन्वितैः ।**
**परित्यक्ताखिलैः स्थेयं सदा तद्दर्शनोत्सुकैः ॥१३॥**

**શબ્દાર્થઃ**—ભક્તિમાર્ગમાં રહેનારા, એ માર્ગના ફલની ઈચ્છા રાખનારા, અન્યથી વિરક્ત, શ્રીકૃષ્ણના ગુણમાં અન્તરાત્માને આસક્ત કરનારા, આપણા શ્રીઆચાર્યજીને શરણ જનારા, એમનામાં વિશ્વાસ રાખનારા, સમગ્ર પદાર્થોનો ત્યાગ કરનારા, તથા એમના દર્શનમાં ઉત્સુક થઇને નિરન્તર વૈષ્ણવે સ્થિતિ કરવી. [૧૨-૧૩]

**વિવેચનઃ**—ભગવાનના મુખારવિન્દ રૂપ શ્રીઆચાર્યજીએ પ્રકટ થઈ પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો છે. એવા ભગવન્માર્ગમાં સ્થિતિ કરવી. (૨) એતન્માર્ગીય [ આ પુષ્ટિમાર્ગના ] ફલની આકાંક્ષા કરવી. મર્યાદા માર્ગના ફલની આશા ન કરવી. કારણ કે પુષ્ટિમાર્ગનું ફલ-શ્રીકૃષ્ણ સેવા, સ્વરૂપાનન્દનો અનુભવ, ઈત્યાદિ અન્યમાર્ગીય ફલ કરતાં અધિક છે. મર્યાદા માર્ગનું ફલ સ્વર્ગાદિક, બ્રહ્મલોક, ચતુર્વિધ મુક્તિ ઇત્યાદિક, પુષ્ટિમાર્ગીય ફલ કરતાં નિકૃષ્ટ ( ઉતરતા વર્ગનું ) છે. તેથી એવા નિકૃષ્ટ ફલની આકાંક્ષા ન કરવી. [૩]. અન્ય લૌકિક કાર્યથી વિરક્ત રહેવું. શ્રીકૃષ્ણની સેવા-સ્મરણ રહિત અન્ય સર્વ સ્થલથી મનને વિરક્ત રાખવું. (૪) શ્રીકૃષ્ણના ગુણમાં આસક્ત રહેવું. આત્મા તેમ જ મનના ધ્યાનથી શ્રીકૃ-

ષ્ણુની જ સેવા કરવી, વચનથી શ્રીકૃષ્ણના જ ગુણગાન કરવા, અને ક્રિયાથી શ્રીકૃષ્ણનીજ સેવા કરવી. એ પ્રકારે શ્રીકૃષ્ણમાંજ સર્વાત્મભાવ રાખવો. એવા ભગવદીયનો સંગ કરવો. (૫) આપણા શ્રીઆચાર્યજીના ચરણકમલનો આશ્રય કરવો. (૬) મનમાં એવો નિશ્ચય રાખવો કે શ્રીઆચાર્યજીની કૃપાથી સકલ કાર્ય સિદ્ધ થશે. (૭] પુષ્ટિમાર્ગથી વિરૂદ્ધ લૌકિક વૈદિક કાર્યનો ત્યાગ કરવો. (૮) શ્રીઆચાર્યજીના તથા શ્રીકૃષ્ણના દર્શનની ક્ષણે ક્ષણે ઉત્કંઠા રાખવી. [૯] આ નવ પ્રકારના ગુણ હૃદયમાં આવે તો સર્વ રોગ દૂર થાય. એ ગુણયુક્ત ભગવદીયનો સંગ થાય તો એ ગુણો હૃદયમાં આવે છે તથા સમસ્ત દોષ દૂર થઇ પ્રભુની કૃપા થાય છે. તેથી એવા ભગવદીયનો સંગ કરવો (૧૩)

**मूलम्ः–इदानीमागतः कालः सर्वबुद्धिविनाशकः ।**
**करे पतति दुःसङ्गो मीलिताक्षस्य चापि हि ॥१४॥**

**શબ્દાર્થ:**—હવે સર્વની બુદ્ધિનો વિનાશકારક કાલ આવ્યો છે. નેત્ર બન્ધ કરીને ચાલનાર મનુષ્યને પણ નિશ્ચય દુઃસંગ હસ્તમાં આવી પડે છે. (૧૪)

**વિવેચનઃ**—ઉપર દર્શાવેલા ચાલીશ દોષના નિવારક નવગુણ કહ્યા. પરન્તુ આ એવો કઠિન કાલ આવ્યો છે કે સર્વની બુદ્ધિ હરિ લે છે. જો સત્પુરૂષોની બુદ્ધિ કાલ ચોરી લે તો પછી અજ્ઞાની પુરૂષોની બુદ્ધિ ભ્રષ્ટ થાય એમાં શું કહેવું ? આ બાધક કાલ ઉપરાન્ત દુઃસંગ વિના ઇચ્છાએ સ્વતઃ સિદ્ધ (પોતાની મેળે જ) આવી પડે છે. તેથી જે કંઇ ધર્મનો લેશ હોય છે તે પણ ચાલ્યો જાય છે. આમ છે તો પછી ભગવદ્ધર્મની વૃદ્ધિ થાય એમ તો ક્યાંથી જ સમ્ભવે ? પ્રતિદિન ભગવદ્ધર્મ ઘટે છે. તેથી કાલદોષ તથા દુઃસંગ દોષથી સાવધાન રહેવું.

**मूलम्ः–किं कार्यं किमकार्यं वा यतः स्फुरति नैव हि ।**
**प्रभुणा स्वबलं तावदुपसंहृतमेव हि ॥१५॥**

**શબ્દાર્થ:**—શું કરવા યોગ્ય છે તથા શું કરવા યોગ્ય નથી તેજ સ્ફુરાયમાન થતું નથી ! નિશ્ચય પ્રભુએ (પ્રથમથી જ) પોતાનું બલ સમેટી લીધું છે ! (૧૫)

**વિવેચનઃ**—હાલના સમયમાં કંઇ પણ ભગવત્સમ્બન્ધી કાર્ય કરીએ છીએ તો તેમાં કાલદોષથી વિપરીત સ્ફુરણાઓ થાય છે. એક ક્ષણમાં કંઇક વિચાર આવે તો અન્ય ક્ષણમાં અન્ય વિચાર આવે એ પ્રકારે (ભગવત્કાર્યમાં) ભલા કાર્યમાં અનેક પ્રતિબન્ધ પડે છે. કેવલ પ્રભુનું પ્રતાપબલ જ મનમાં સ્ફૂરે છે કે 'શ્રીકૃષ્ણ સર્વોપરિ' છે, સર્વ કાર્ય સિદ્ધ કર્તા છે. એમનો પ્રતાપ દશ

દિશામાં પ્રકટ છે. વેદ, પુરાણ, શ્રીભાગવત, ગીતા ઈત્યાદિ સર્વ શાસ્ત્રમાં પ્રસિદ્ધ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ અમારા પતિ છે તો અમને શું ભય છે ?" આવો પ્રભુનો પ્રતાપ જ મનમાં આવે છે. પરન્તુ પ્રભુએ પોતાના એવા અલૌકિક બલનો ઉપસંહાર કર્યો છે, તેથી વિશ્વાસ છુટી જાય છે; અને લૌકિક સુખ દુઃખનો અનુભવ થાય છે ! (૧૫)

**मूलम्ः–साधनानि न सिद्ध्यन्ति कालदोषाद्दुरात्मनः ।**
**प्रतिबन्धश्च कालादिकृतः प्रत्यहमेधते ॥ १६ ॥**

**શબ્દાર્થઃ**—કાલ દોષથી દુષ્ટ આત્માવાળા મનુષ્યથી સાધનો સિદ્ધ થતાં નથી. તેમ જ કાલાદિકૃત પ્રતિબન્ધ પ્રતિદિન વૃદ્ધિ પામે છે. (૧૬)

**વિવેચનઃ**—જો કોઇ એમ કહે કે 'જે સાધનથી મનમાં દુર્વાસના ન ઉદ્ભવે તે સાધન કરો," તો કહે છે કે સાધન સિદ્ધ થતાં જ નથી તો પછી ફલ મહા દુર્લભ હોય એમાં શું આશ્ચર્ય ? કાલાદિ પ્રતિબન્ધ પ્રતિદિન વૃદ્ધિ પામે છે તેથી સાધન સિદ્ધ થતાં નથી. [૧૬]

**मूलम्ः-उद्वेगः प्रतिबन्धो वा भोगश्चापि प्रजायते ।**
**प्रतिबन्धसेवनं तैः प्रत्याशा का फलस्य हि ॥१७॥**

**શબ્દાર્થઃ**—ઉદ્વેગ અથવા પ્રતિબન્ધ અને [ શરીરાદિકનો ] ભોગ ઉત્પન્ન થાય છે. આ [ત્રણ] સેવામાં પ્રતિબન્ધ રૂપ છે. તેથી તેમનું સેવન કર્યાથી ખરેખર ફલની શું આશા હોઇ શકે ? [૧૭]

**વિવેચનઃ**—શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સેવાફલ નામના ગ્રન્થમાં કહે છે કેઃ–

"उद्वेगः प्रतिबन्धो वा भोगो वा स्यात्तु बाधकः"

**અર્થઃ**—'ઉદ્વેગ વા પ્રતિબન્ધ વા ભોગ (સેવામાં) બાધક છે.' આ પ્રકારે પ્રથમ મનનો ઉદ્વેગ થાય તો મન સેવામાં આસક્ત થતું નથી. તેમજ પ્રતિબન્ધ લૌકિક કે ભગવત્કૃત પ્રતિબન્ધ થાય ત્યારે સેવા થતી નથી. જો લૌકિક પ્રતિબન્ધ થાય તો બુદ્ધિથી એ પ્રતિબન્ધને ગણકારવો નહિ. ભગવત્કૃત પ્રતિબન્ધ હોય તો કંઇ ઉપાય નથી એમ સમજી ભગવાનની ઇચ્છા બલિષ્ઠ છે એ ભાવનાથી સમય વ્યતીત કરવો. શરીરાદિકના ભોગની ઈચ્છા થાય તો મન વિષયાવિષ્ટ થાય છે. તેથી પ્રભુ અપ્રસન્ન રહે છે. આમ ભગવત્ સેવા ન થાય તો પુષ્ટિમાર્ગીય ફલની શું આશા રહી શકે ? આ માર્ગમાં તો ભગવત્સેવા જ ફલ છે. જો એ ફલરૂપ સેવા ન થઇ શકી તો પછી અગ્રે શું ફલ હોઈ શકે ?

અર્થાત્ ઉદ્વેગ, પ્રતિબન્ધ કે ભોગની ઉત્પત્તિ થઈ, કે એમનું સેવન કર્યું, તો પછી કુત્સિત ફલની જ. આશા સમજવી. (૧૭)

मूलम्ः—तथापि श्रीमदाचार्यचरणाश्रयणान्मम ।
निवर्त्तते निराशं सन्न मनः फललब्धितः ॥१८॥

શબ્દાર્થ:—તોપણ શ્રીમદાચાર્યજીના ચરણારવિન્દના આશ્રયથી મારૂં મન ફલની પ્રાપ્તિમાં નિરાશ છતાં નિવૃત્ત થતું નથી. (૧૮)

વિવેચનઃ—આ માર્ગમાં સેવા જ ફલ છે. આ મહા કાલદોષથી હું સેવાના અભાવથી ફલરહિત હોઈ નિરાશ છું, તો પણ મ્હારા મનમાં એક ભરોસો છે કે 'મ્હેં શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલનો આશ્રય મનમાં કર્યો છે, તેથી ભગવત્સેવા રહિત છું તો પણ મને એમના આશ્રયથી સર્વોપરિ પુષ્ટિમાર્ગીય ફલ નિશ્ચય સિદ્ધ થશે જ.' (૧૮)

॥ इति श्रीहरिरायजी विरचितं सप्तविंशतितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥२७॥

## શિક્ષાપત્ર. ૨૮ મું.

ઉદ્દેશ:—હવે આ અઠ્ઠાવિશમા શિક્ષાપત્રમાં નીચે પ્રમાણે નિરૂપણ કર્યું છે:-પોતાની દીનતાના આવિર્ભાવ પૂર્વક ભગવત્પ્રાર્થનાનો પ્રકાર દર્શાવ્યો છે. ઉપર કહ્યું કે હું સાધનરહિત તથા સેવારહિત છું તો પણ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચરણાશ્રયથી નિશ્ચય ફલ થશે જ-એ શા પ્રકારે થશે એનું સ્પષ્ટ નિરૂપણ આ શિક્ષાપત્રમાં કર્યું છે. આશ્રયથી જે દૈન્ય સ્ફુરે છે તે દૈન્ય ફલરૂપ જ છે, અને તેવા દૈન્ય અથવા દીનતાનું વર્ણન આ પત્રમાં કરવામાં આવશે.

मूलम्ः—कदा नन्दात्मजः स्वेषु कृपादृष्टिं करिष्यति ।
प्रतीक्षयैवास्मदादिमनः श्रान्तं सहेन्द्रियैः ॥१॥

શબ્દાર્થ:—શ્રીનન્દરાયજીના પુત્ર નિજ ભક્તોપર ક્યારે કૃપાદૃષ્ટિ કરશે! આવી પ્રતીક્ષાથી ( આ પ્રકારે રાહ જોવાથી ) અમારા સર્વનું મન ઇન્દ્રિયો સહિત શાન્ત શિથિલ ) થઈ ગયું છે! (૧)

**વિવેચન**—હવે શ્રીહરિરાયજી વિજ્ઞપ્તિ કરે છે કે 'શ્રીકૃષ્ણ નન્દના પુત્ર છે,' **નન્દના પુત્ર** શ્રીકૃષ્ણ છે એમ કહી એ બતાવ્યું કે "શ્રીકૃષ્ણ નન્દના પુત્ર છે, વસુદેવજીના પુત્ર નથી. કારણકે આ પુષ્ટિમાર્ગમાં શ્રીનન્દરાયજીના પુત્ર સેવ્ય છે, શ્રીનન્દરાયજીના ભાવાત્મક, રસાત્મક, લીલાવિશિષ્ટ, શ્રીકૃષ્ણ-શ્રીપૂર્ણ પુરૂષોત્તમ જ પુષ્ટિમાર્ગમાં સેવનીય છે. આવા શ્રીકૃષ્ણ મુલભૂત પુરૂષોત્તમ છે. અન્ય શ્રીકૃષ્ણના સ્વરૂપ વિભૂત્યાત્મક છે; તેથી પુષ્ટિમાર્ગમાં તે સેવનીય નથી." શ્રીશુકદેવજીએ નન્દમહોત્સવના અધ્યાયમાં કહ્યું છે કે;—'**नन्दस्त्वात्मजउत्पन्ने जाताह्लादो महामनाः**' એટલે 'નન્દરાયજી **આત્માથી (પોતાના દેહમાંથી પોતાથી) ઉત્પન્ન થયલા પુત્ર**ના જન્મ સમય અતિ આનન્દ યુક્ત થઇ ઉદાર મનવાળા થયા' આ વાક્યમ શ્રીકૃષ્ણ, નન્દરાયજીના આત્મામાંથી પ્રકટ થયા છે એમ બતાવ્યું છે. (શ્રીવસુદેવજીના આત્મામાંથી પ્રકટ થયા છે એમ બતાવ્યું નથી). તેથી શ્રીનન્દસુનુ, શ્રીકૃષ્ણ, જે ભાવાત્મક, પુષ્ટિ પુરૂષોત્તમ છે તેમને સ્વકીય નિજભક્ત ગણી ક્યારે પોતાની કૃપાદૃષ્ટિ કરશે? આમ પ્રતીક્ષા કરતાં કરતાં અમારૂં મન ઇન્દ્રિયો સહિત શિથિલ થઈ ગયું છે. શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:—

"यादृशी तादृशी नाथ ! त्वत्पदाब्जैककिंकरी ।
त्वद्वक्त्रं कथमप्याशु कुरु दृग्गोचरं मम"

**અર્થ**:—'હે નાથ! હું જેવી છું તેવી આપના ચરણારવિન્દની દાસી છું! તેથી ગમે તેમ કરી આપનું મુખારવિન્દ મ્હારી દૃષ્ટિગોચર કરો!' (૧).

**मूलम्:—करुणावारिधिः स्वीयनिधिः सर्वाधिकः प्रभुः ।**
**उपेक्षते कुतः स्वीयानिति चिन्तातुरं मनः ॥२॥**

**શબ્દાર્થ**:—દયાના સમુદ્ર, આપણા નિધિરૂપ, સર્વથી અધિક એવા પ્રભુ શું કારણથી નિજ ભક્તોની ઉપેક્ષા કરે છે તે ન સમજાતાં મ્હારૂં મન ચિન્તાતુર થઈ રહ્યું છે.

**વિવેચનઃ**—હે શ્રીકૃષ્ણ! તમે કરૂણાનિધિ છો? સર્વ પ્રાણિ માત્રના તથા સર્વ જગતના તમે પ્રભુ છો! એવા પ્રભુ થઇ સ્વીય ભક્તોની કેમ ઉપેક્ષા કરો છો તે સમજાતું નથી! તેથી અમારૂં મન ચિન્તાથી આતુર થઈ રહ્યું છે. શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:—

**हा नाथ ! जीवितावीश ! राजीवदललोचन ! ।**
**यथोचितं विधेहीति प्रार्थनं तावकस्य मे ॥**

**અર્થ**:—"હે નાથ ! હે જીવનના અધીશ ! હે કમલદલલોચન ! 'જેમ યોગ્ય હોય તેમ કરો' એવો હું જે તમારો છું તેની પ્રાર્થના છે."

હે કમલલોચન ! હું તમને શું પ્રાર્થના કરી શકું ? હું તો તમારી કૃપાથીજ જીવું છું ! તેથી મને તો આ વિપ્રયોગ જ ઉચિત છે ! તમે સર્વજ્ઞ છો ! (૨)

**मूलम्ः–निजानन्दनिमग्नस्य भवेद्यद्यपि विस्मृतिः ।**
**भक्तार्थमवतीर्णस्य कृपालोरुचिता न सा ॥३॥**

**શબ્દાર્થ**:—[૧]નિજાનન્દમાં નિમગ્નને જો કે વિસ્મૃતિ થાય, તો પણ ભક્તોને અર્થે પ્રકટ થયા એવા દયાલુ (પ્રભુને) એ વિસ્મૃતિ યોગ્ય નથી. (૩)

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ એવા છે કે રાત્રિ દિવસ પોતાના આનંદમાં મગ્ન રહે છે. તે સમય યદ્યપિ એમને સંસારાદિ ભાવની વિસ્મૃતિ છે તો પણ જ્યારે પોતે ભક્તોના અર્થે અવતાર લે છે ત્યારે તો પોતે પરમ કૃપાલુ છે. હે શ્રીકૃષ્ણ ! ભક્તોના ઉદ્ધારાર્થે અવતાર લઇને પણ જો સંસારમાં પતિત ભક્તોની વિસ્મૃતિ કરશો તો તે આપને યોગ્ય નથી ! ત્યારે તો આપ કૃપા કરી એ સંસારી જીવો–ભક્તોનો અંગીકાર કરશો જ ! શ્રી ગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ—

**त्वदङ्गीकृतयो जीवेष्वधिकारो यतः प्रभो ! ।**
**अतस्ते न विचारार्हाः कृपां कुरु कृपानिधे ! ॥**

**અર્થ**:—'જીવોને વિષે આપનો અંગીકૃતિરૂપ અધિકાર છે તેથી હે પ્રભુ ! હે દયાના નિધિ ! એ જીવો વિચારને યોગ્ય નથી ! તેથી કૃપા કરો !'

હે નાથ ! તમારો અંગીકૃત–સ્વીકારેલો જીવ છે. તમારા અધિકાર યોગ્ય છે. આ દુનિયાના લૌકિક સમ્બન્ધથી આપને ભૂલી ગયો છે, તેથી જો કે અધિકાર યોગ્ય નથી તો પણ આપ કૃપાના નિધિ હોઇ એના પર કૃપા કરો ! [૩]

**मूलम्ः–कं प्रार्थयेयु स्ते दीना विहाय निजनायकम् ।**
**तदेकशरणा नित्यं विमुक्ताः सर्वसाधनैः ॥४॥**

**શબ્દાર્થ**:—સર્વ સાધનથી રહિત, નિત્ય એક પતિ શ્રીકૃષ્ણજ છે શરણ જેમનું, એવા દીન ભક્તો પોતાના નાયક (શ્રીકૃષ્ણ)ને ત્યજી કોની પ્રાર્થના કરે ? (૪)

**વિવેચન**:—હે નાથ ! અમે આપની પાસે શું પ્રાર્થના કરી શકીએ ? અમે તો દીન છીએ ! અમે આપને અમારા નાયક–પતિ–જાણીએ છીએ ! આપના વિના અન્યને અમે જાણતા નથી ! અમે સર્વ સાધન રહિત છીએ !

---

૧ હે શ્રીકૃષ્ણ ! જ્યારે આપ આનન્દાત્મક ધામમાં વિરાજો તે સમય તો જીવ સ્મરણમાં ન આવે, પરન્તુ જ્યારે આપ ભક્તોના અર્થે પ્રકટ થયા હો ત્યારે તો આપે–કૃપાલુએ–ભક્તોનું સ્મરણ રાખવું જોઇએ. એ સ્મરણ ન રાખો એ યોગ્ય નથી !

નિત્ય અમને એક આપનું જ શરણુ છે : એજ અમને ભરોસો રહ્યો છે ! જો અમે કોઈ સાધન કરી શકીએ તો આપને પ્રાર્થના કરી શકીએ ! પરન્તુ એવા સાધન રહિત હોઈ કેવલ આપનો આશ્રય કરી સર્વથા આપને શરણે આવ્યા છીએ ! શ્રીઆચાર્યજી મહાપ્રભુજી વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં કહે છે કે:-

**" अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः "**

'અશક્ય અથવા સુશક્યમાં સર્વથા હરી શરણુ છે.' એ વચનાનુસાર અમને દીન જીવોને કંઈ સાધન ઉપાય-સૂઝતા નથી. અમે તો એક આપને-શ્રીકૃષ્ણને-શરણે રહ્યા છીએ. (૪)

## मूलम्ः-मन्नाथ! नाथये नूनं भवामि विरहाकुलः।
## दर्शनं स्पर्शनं वापि देहि वेणुस्वरश्रुतिम् ॥५॥

**શબ્દાર્થ:**—હે મ્હારા નાથ ! હું આપના વિરહથી આકુલ થયો છું તેથી નિશ્ચય પ્રાર્થના કરૂં છું કે (સેવામાં) દર્શન, સ્પર્શન, અને વેણુસ્વરની શ્રુતિનું દાન કરો ! (૫)

**વિવેચનઃ**—હે શ્રીકૃષ્ણ તમે મ્હારા નાથ છો ! હું વિરહથી વ્યાકુલ થયો છું ! આ સંસારના કાર્યમાં તત્પર છું ! તમારી સેવાથી રહિત છું ! સંસારાગ્નિથી પીડા પામું છું ! શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:—

**त्वद्दर्शनविहीनस्य त्वदीयस्य तु जीवितम् ।**
**व्यर्थमेव यथा नाथ ! दुर्भगाया नवं वयः ॥**

**અર્થ:**—"તમારા દર્શનરહિત તમારા ભક્તોનું જીવિત, હે નાથ ! વિધવા સ્ત્રીની નવીન અવસ્થાના જેવું છે !"

શ્રીહરિરાયજી કહે છે કે 'તમે અમને દર્શન આપો અને આપના શ્રી અંગનો સ્પર્શ કરાવો ! અર્થાત્ સેવા કરાવો કે જેથી અમને દર્શન તથા ચરણુ-સ્પર્શ થાય. વેણુનાદ કરી વેણુદ્વારા અમારા હૃદયમાં સુધા પૂરો ! ત્યારે જ અમને સુખ થાય ! અમે વિરહાગ્નિથી પીડિત હોઈ અમને આપનું દર્શન દેશો તેથી અમારો તાપ નિવૃત્ત થશે નહિ ! દર્શન ઉપરાન્ત અમારી પાસે આપની સેવા કરાવો કે જેથી અમને સ્પર્શ સુખ પ્રાપ્ત થાય, તેમજ વેણુનાદ વગાડો કે જેનો સુધા મિશ્રિત સૂર અમારા હૃદયમાં પ્રવેશ કરી અમારૂં સર્વ દુઃખ દૂર કરે ! (૫)

## मूलम्ः-निजाचार्याश्रितानस्मान्यदि कृष्ण ! प्रहास्यसि ।
## गमिष्यति हरे ! नाथ ! प्रतिज्ञैव तदा तव ॥६॥

**શબ્દાર્થઃ**—હે શ્રીકૃષ્ણ ! આપણા આચાર્યજીને આશ્રિત ભક્તજનનો જો આમ ત્યાગ કરશો તો હે નાથ ! હે હરિ ! આપની પ્રતિજ્ઞા જતી રહેશે.(૬)

**વિવેચનઃ**—આપણા શ્રી વલ્લભાચાર્યજીના આશ્રિત પુષ્ટિમાર્ગીય તદીય જનોનો, અસત્ જાણી, ત્યાગ કરશો તો નિશ્ચય આપની પ્રતિજ્ઞાનો ભંગ થશે ! તેથી કૃપા કરો ! કારણ કે તમે શ્રી વલ્લભાચાર્યજીને પ્રતિજ્ઞા કરી છે કેઃ— "તમે ( શ્રીઆચાર્યજી મહાપ્રભુજી ) જે જીવોને બ્રહ્મસમ્બન્ધ કરાવશો તેમના સકલ દોષ દૂર થશે, અને તેઓનો હું અંગીકાર કરીશ." એ પ્રતિજ્ઞાનુસાર શ્રીઆચાર્યજી સિદ્ધાન્તરહસ્ય નામના પોતાના ગ્રન્થમાં કહે છે કેઃ-

ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः ।
सर्वदोष निवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥

**અર્થઃ**—બ્રહ્મસમ્બન્ધ કરવાથી સર્વના દેહના તથા જીવના સર્વ દોષની નિવૃત્તિ થાય છે. એ નિશ્ચય છે. એ દોષ પાંચ પ્રકારના છે.' આવી પ્રતિજ્ઞા છતાં જો તમે અમારા (જીવોના) દોષ જોશો તો તમારી પ્રતિજ્ઞાનો ભંગ થશે ! તેથી આપ આપની પ્રતિજ્ઞા વિચારી અમને શ્રી આચાર્યજીના આશ્રિત જાણી, અમારા પર કૃપા કરો ! (૬)

**मूलम्ः—वयं तु सर्वथा दुष्टाः स्वधर्मविमुखा अपि ।**
**त्वमस्मदीयान् मा धर्मान् गृहाण गुणपूरितः ॥७॥**

**શબ્દાર્થઃ**—અમે તો સર્વથા દુષ્ટ છીએ તેમજ સ્વધર્મથી વિમુખ પણ છીએ તમે, ગુણથી પૂરિત, અમારા ધર્મનું ગ્રહણ મા કરો. (ગુણપૂર્ણ એવા જે તમે તે અમારા દોષનો વિચાર મા કરો ). (૭)

**વિવેચનઃ**—અમે બાલ્યાવસ્થાથી જ દુષ્ટ આચરણ કર્યા કરીએ છીએ. સર્વ પ્રકારે અમે દુષ્ટ છીએ. પુષ્ટિમાર્ગથી વિમુખ છીએ. પુષ્ટિમાર્ગની રીતિ અનુસાર ભાવપૂર્વક સેવા કરી શક્તા નથી કારણ કે સ્વધર્મથી વિમુખ છીએ. હે નાથ ! તમે અમારા જેવા નથી તમે તો સર્વગુણપૂર્ણ છો. તેથી તમારે અમારા ધર્મની ચાહના કરવી જોઇએ નહિ. અમારા જેવા અવગુણી જનો ઉપર નિશ્ચય આપના પ્રમેય બલથી કૃપા કરશો જ. શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ-

बलिष्ठा अपि मद्दोषास्त्वत्कृपाग्रेऽतिदुर्बलाः ।
तस्या ईश्वर धर्मत्वात् दोषाणां जीवधर्मतः ॥

**અર્થઃ**—"મારા બલવાનમાં પણ બલવાન દોષો તમારી કૃપા પાસે અતિ દુર્બલ છે. કારણ કે આપની કૃપા ઈશ્વર ધર્મ છે, જ્યારે દોષો જીવ ધર્મ છે. ઈશ્વર ધર્મકૃપા પાસે જીવ ધર્મ દોષ નિર્બલ થાય જ." (૭)

**मूलम्ः—कृपालो ! पालनीयानां गुणदोषविचारणा ।**
**न कार्या स्वीयशरणविहितं वरणं यदि ॥८॥**

**શબ્દાર્થ**:—હે કૃપાલુ પ્રભુ ! જો આપનું વરણ આપના શરણથી થાય એવું છે તો પછી આપને પાલન કરવા યોગ્ય જીવોના ગુણ, દોષનો વિચાર આપે ન કરવો. [૮]

**વિવેચનઃ**—હે નાથ ! તમે કૃપાલુ છો તો પાલન કરો ! અમારા ગુણ દોષનો વિચાર મા કરો ! અમે તમારા છીએ ! શ્રી આચાર્યજીદ્વારા અમારો ધર્મ તમારાથી થયો છે તેથી અમારૂં વરણ થયું છે. અમારા કાર્યને લીધે જો અમારાથી સેવા, ટહેલ આદિ ભગવદ્ધર્મ ન બની આવ્યા અને એથી વિરૂદ્ધ અનેક દોષ તથા અપરાધ થઈ ગયા તો પણ તમે તે તરફ જોશો નહિ ! મને આપનું વરણ થયું છે એમ જાણી મ્હારા પર કૃપા કરો ! શ્રી ગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ—

त्वदङ्गीकृतयो जीवेष्वधिकारा यतः प्रभो ।
अतस्ते न विचारार्हाः कृपां कुरु दयानिधे ॥

**અર્થઃ**—હે પ્રભુ, જીવને વિષે તમારો અંગીકૃતિરૂપ અધિકાર છે તેથી યોગ્ય હોય વા દોષથી અયોગ્ય હોય તોપણ એ દોષનો વિચાર કરવાનો નથી. આપ કૃપાનિધિ છો તેથી કૃપા કરો ! (૮)

**मूलम्ः—अश्रान्तोऽपि हरे ! दोषगणनायां मम प्रभो ! ।**
**श्रममेष्यसि गोपीश ! ततो विस्मर सर्वथा ॥९॥**

**શબ્દાર્થ**:—હે હરિ ! આપ શ્રમરહિત છો તોપણ હે પ્રભુ ! તમે મ્હારા દોષની ગણનામાં શ્રમ પામશો (થાકી જશો) તેથી હે ગોપીશ ! તમે સર્વથા એ દોષને વિસ્મરો. (૯)

**વિવેચનઃ**—હે નાથ ! તમે કોઇ વાતમાં હારો એવા નથી ! તમને કોઈ પણ કાર્યમાં શ્રમ પહોચે નહિ ! તમે એક ક્ષણમાં જે ચાહો તે કરો એવા છો ! એવા અશ્રાન્ત, તથા સમર્થ તમે છો તો પણ તમે જો અમારા દોષની ગણના કરશો તો તે દોષો એટલા બધા છે કે તે ગણવામાં તમે થાકી જશો ! એવા અપાર દોષથી અમે પૂર્ણ છીએ ! તેથી હે ગોપીશ ! જેમ તમે સાધનથી રહિત એવા ગોપીજનો ઉપર કૃપા કરી તેમ તમે અમારા ઉપર-નિઃસાધન જીવો ઉપર-કૃપા કરો ! સર્વથા અમારા દોષ હે પ્રભુ ! તમે વિસ્મરો ! શ્રી ગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ—

अपराधेऽपि गणना नैव कार्या व्रजाधिप ! ।
सहजैश्वर्यभावेन स्वस्य क्षुद्रतया च नः ॥

**અર્થ:**—"હે વ્રજના અધિપ ! નિઃસાધનના કૃત્રાતનક ! તમારે અમારા દોષની ગણના ન કરવી કારણકે આપની પાસે સહજ ઐશ્વર્ય છે, જ્યારે અમે અતિક્ષુદ્ર છીએ ! તેથી કૃપા કરો !" (૯)

**मूलम्ः**—दीनेषु गुणलीनेषु [हीनेषु] तावकीनेषु मत्प्रभो ।
पराधीनेषु करुणा करणीयैव सर्वथा ॥१०॥

**શબ્દાર્થ:**—દીન, સંસારના ગુણમાં લીન થયલા, (અથવા ગુણરહિત) પરાધીન, એવા જે તમારા ભક્ત છે તેમના ઉપર સર્વથા કૃપા કરવી જ યોગ્ય છે. (૧૦).

**વિવેચન:**—હે નાથ ! હું અત્યન્ત દીન છું, દુઃખી છું, કારણકે માયાના ગુણથી સંસારમાં લીન થયો છું ! તેમજ હું પરાધીન છું ! તેથી મારા ઉપર સર્વથા કૃપા જ કરો ! શ્રી ગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:-

कालकर्माधीनतां यत्करोषि मयि सुन्दर ! ।
तदाप्यनुचितं यस्मात्त्वदीयोऽस्म्युररीकृतः ॥

**અર્થ:**—'હે સુન્દર ! મારા પ્રતિ કાલકર્મનું અધીનપણું આપ પ્રવર્ત્તાવો છો ( કરો છો ) તે આપને યોગ્ય નથી ! કારણકે હું આપનો છું એમ આપે મ્હારો અંગીકાર કર્યો છે !' હે પ્રભુ ! હું તમારો છું તેથી તમારે મને કાલ તથા કર્મને અધીન ન કરવો જોઈએ પણ કૃપા જ કરવી એ યોગ્ય છે ! (૧૦)

**मूलम्ः**—निःसाधना गतधना मनोदीनाः सुदुःखिताः ।
निजाचार्याश्रिताः शोकलोभमोहभयाकुलाः ॥११॥
भवन्ति ते कृपापात्रं महोदार ! दयानिधे ! ।
प्रयच्छ करुणां तेभ्यो दत्तं पात्रेऽक्षयं भवेत् ॥१२॥

**શબ્દાર્થ:**—નિઃસાધન, જેમનું ધન જતું રહ્યું છે તે, મનમાં દીનજનો, અત્યન્ત દુઃખી જનો, નિજ આચાર્યશ્રીના આશ્રિત, તથા શોક, લોભ, મોહ, અને ભયથી વ્યાકુલ—એવા જીવો આપની કૃપાના પાત્ર થાય છે. તેથી હે દયાનિધિ ! હે મહોદાર ! એમના ઉપર કરૂણા કરો, કેમકે પાત્રમાં કરેલું દાન અક્ષય થાય છે ! (૧૧-૧૨)

**વિવેચન:**—"હું નિઃસાધન છું. મ્હારામાં જે કંઇ ભાવરૂપી ધન હતું તે નષ્ટ થયું છે, તેથી હું અતિ દીન છું. હું નિજ આચાર્ય શ્રીવલ્લભાધીશનેઆશ્રિત

છું. તેમજ શોક, લોભ, મોહ, ભય, ઇત્યાદિક માયાના ગુણથી વ્યાકુલ છું." એ પ્રકારે ભાવ રાખનાર ઉપર પ્રભુની કૃપા થાય છે. શ્રીહરિરાયજી કહે છે કે:- તમે મહાન્ ઉદારતાવાલા છો! દયાના નિધિ છો! તેથી દયાના પાત્ર ઉપર દયા કરો કારણકે પાત્રમાં જે દાન થાય છે તે અક્ષય થાય છે. (૧૧-૧૨)

**मूलम्ः—संसारदावदग्धानां जीमूतजलकाङ्क्षिणाम् ।**
**न नीलजलदानन्तजलदानं विना सुखम् ॥१३॥**

**શબ્દાર્થ**:—સંસારરૂપ દાવાનલથી દગ્ધ એવા, તથા મેઘના જલની આકાંક્ષા કરનારા જનોને શ્યામ મેઘના અનન્ત જલના દાન વિના સુખ ન થાય.

**વિવેચન**—હવે લૌકિક દૃષ્ટાન્ત કહે છે કે 'વનમાં દાવાનલથી સર્વ જીવ બલતા હોય છે તેમને શીતલ કરવાને એક મેઘ જલનો વર્ષાદ થાય એજ ઉપાય છે. અન્ય ઉપાય નથી. કેવલ જલથી શીતલતા ઉત્પન્ન થતી નથી. કારણ કે જલ તો સમુદ્ર, નદી, ઈત્યાદિ અનેક સ્થળે ભરેલું છે. છતાં એ જલથી દાવાનલ નિવૃત્ત થતો નથી, વનનો દાવાનલ તો મેઘ જલના વર્ષાદથી જ દૂર થાય છે. તે પ્રકારે આ માયા સમ્બન્ધી, દેહ સમ્બન્ધી, અહન્તા મમતાત્મક સંસારરૂપ દાવાનલમાં જે જીવો ચારે તરફથી બળી રહ્યા છે, તેમને નીલ મેઘરૂપ શ્રીગોવર્દ્ધનનાથજી જ્યારે પોતાના આનન્દરૂપ જલનું દાન કરે ત્યારે જ તે જીવોને સુખ પ્રાપ્ત થાય. સંસારથી બળી રહેલા જીવોને શાન્ત થવાને એક પુષ્ટિ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણના રસની જ જરૂર છે. એ પ્રભુનો એક સ્વલ્પ આનન્દ વા રસ, અગણિત દુઃખ વા તાપનો નિવૃત્તિ કરે છે. અન્ય કોઈ ઉપાયથી સંસારનું દુઃખ નિવૃત્ત થતું નથી. એ દુઃખ તો એક શ્રી પ્રભુ-શ્રીગોવર્દ્ધનનાથજીની કૃપાથી જ દૂર થાય છે. (૧૩)

**मूलम्ः—ये मयाङ्गीकृताः सर्वे त्वत्सेवार्थे गृहस्थिनाः ।**
**त एव भावनाशाय भवन्ति करवै किमु ॥१४॥**

**શબ્દાર્થ**:—જેઓને મ્હેં આપની સેવાને અર્થે ગૃહમાં રાખ્યા છે-એમનો અંગીકાર કર્યો છે-તેઓ જ ભાવ [ભગવદ્ભાવ]નો નાશ કરવાને તત્પર થયા છે તો હું શું કરૂં? [૧૪]

**વિવેચનઃ**—જેઓને મ્હેં સેવક કરી પ્રભુની સેવાર્થે ગૃહમાં રાખ્યા છે, જેઓને મ્હેં પ્રાર્થના કરી, પ્રભુના અંગીકૃત કર્યા છે-એવા અંગીકૃત સેવકો બહુ છે. મ્હારાથી ગૃહસ્થાશ્રમમાં સેવા સારી રીતે થઈ શકે તે અર્થે મ્હારા ઘરમાં [ગૃહમાં] સેવકોની જરૂર હતી. તેથી મ્હેં કેટલાક જીવોને ગૃહસ્થિત

તથા અંગીકૃત સેવક કર્યા. મ્હારો ઉદ્દેશ એ સેવકોને ગૃહમાં રાખવાનો એમ હતો કે ' ગૃહસ્થ ભગવાન્-નિધિરૂપ એવા શ્રીકૃષ્ણને સુખ પ્રાપ્ત થાય. આ ઉદ્દેશથી મ્હેં એમને સેવાનો પ્રકાર પણ બતાવ્યો ? આમ છતાં એ અંગીકૃત સેવકો ગૃહમાં સ્થિતિ કરીને પણ ભગવત્સેવામાં ભાવ નાશ પામે એવા વિરૂદ્ધ કૃત્યો કરે છે તો હું શું કરૂં ? [૧૪]

मूलम्ः—बहिर्मुखाः प्रकुर्वन्ति स्वसम्बन्धं बहिर्मुखम् ।
सहायताभ्रमादेव न हातुमहमुत्सहे ॥१५॥

**શબ્દાર્થ**:—બહિર્મુખ જીવો પોતાના સમ્બન્ધથી (મને) બહિર્મુખ કરે છે. [ અથવા બહિર્મુખ જીવો પોતાના સમ્બન્ધને બહિર્મુખ કરે છે. ] એઓ મને ભગવત્સેવામાં સહાય કરશે એવા ભ્રમથી હું એમનો ત્યાગ કરવાનો ઉત્સાહ કરી શકતો નથી. (૧૫)

**વિવેચનઃ**—જે જીવ સ્વભાવથી બહિર્મુખ છે તે પોતાના સમ્બન્ધમાં આવતા અન્ય સર્વ જીવોને બહિર્મુખ કરે છે, એ જીવો મને સહાય આપશે એમ ભગવત્સેવાની વૃદ્ધિના ઉદ્દેશથી જ મ્હેં એમને ગૃહમાં રાખી અંગીકૃત કર્યા છે ! પરન્તુ એ જીવો વિરૂદ્ધ આચરણ કરે છે ! ભગવત્સેવા કરતા નથી ! તો પણ હું એમનો ત્યાગ કરી શકતો નથી ! [૧૫]

मूलम्ः—सहायभ्रममुत्पाद्य वञ्चयन्ति यथा जनम् ।
मार्गस्थितं तथा नाथ! वञ्चितोऽहं गृहस्थितैः॥
यथान्धकूपपतितं मण्डूका दुःस्वरैर्जनम् ।
व्यथयन्ति तथा मह्यं दुर्वचोभिर्गृहस्थिताः ॥१७॥

**શબ્દાર્થ**:—જેમ ઠગ પુરૂષો માર્ગમાં સ્થિતિ કરી મનુષ્યને (વટેમાર્ગુને) સહાયનો ભ્રમ ઉત્પન્ન કરી ઠગે છે, તેમ હે નાથ ! ગૃહસ્થિત જનોથી હું ઠગાયો છું ! (૧૬) જેમ અન્ધારા કુવામાં પડેલા મનુષ્યને દેડકાઓ દુષ્ટ સ્વરથી પીડા આપે છે તેમ મને પણ ગૃહસ્થિત જનો દુષ્ટ વચનથી પીડા આપે છે ! [૧૭]

**વિવેચનઃ**—ગૃહસ્થિત વૈષ્ણવો મને ઠગે છે ! મ્હારી સ્થિતિ માર્ગમાં ચાલનાર વટેમાર્ગુના જેવી છે ! જેમ વટેમાર્ગુને માર્ગમાં ઠગ મળે છે તેમ મને પણ ગૃહમાં ઠગ પુરૂષો પ્રાપ્ય છે ! જેમ કોઈ કૂપપતિત મનુષ્યને દેડકાઓ દુષ્ટ સ્વરથી ભય ઉત્પન્ન કરે છે તેમ ગૃહસ્થિત લોકોના દુષ્ટ વચનો મને પણ મહા ભય ઉત્પન્ન કરે છે ! [૧૬-૧૭]

**મૂલમ્ઃ–कियत्पर्यन्तमेवं हि मदुपेक्षां करिष्यसि ।**
**त्यक्तो वा दोषसाहित्याद्विमुखोऽहं दयालुना ॥ १८ ॥**
**त्यक्तः कुत्र गमिष्यामि न मेऽस्ति शरणं क्वचित् ।**
**नावमारोप्य दीनं स्वं मध्येधारं न मज्जय ॥१९॥**

**શબ્દાર્થ**:—હે પ્રભુ ! કયાં સુધી તમે આ પ્રકારે મ્હારી ઉપેક્ષા કરશો ? અથવા શું દયાલુ પ્રભુએ મ્હારા દોષ સાહિત્યથી મ્હને વિમુખને ( ભગવદ્વિમુખને ) ત્યજ્યો છે ? [૧૮] આપ જો મ્હારો ત્યાગ કરો તો હું કયાં જઈશ ? મને અન્ય કોઇનું શરણ પ્રાપ્ય નથી ! આપ પોતાના દીન જનોને નૌકામાં બેસાડી ધારા (નદીની) ની મધ્યમાં ડુબાવશો નહિ ! (૧૯)

**વિવેચનઃ**—હે નાથ ! એ પ્રકારે હું દુઃખી છું ! તેથી મ્હારી ઉપેક્ષા અવગણુના કરશો કે મ્હારો ત્યાગ કરશો ? એટલું તો હું જાણું છું કે તમે દયાલુ છો તેથી ત્યાગ તો કદાપિ નહિ કરો ! શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ—

"चित्तेन दुष्टो वचसापि दुष्टः कायेन दुष्टः क्रियया च दुष्टः ।
ज्ञानेन दुष्टो भजनेन दुष्टो ममापराध· कतिधा विचार्यः ॥

**અર્થ**:—હું ચિત્તથી, કાયાથી, વચનથી, ક્રિયાથી, જ્ઞાનથી, ભજનથી એમ સર્વ પ્રકારે દુષ્ટ છું ! તો હે પ્રભુ ! તમે મ્હારો અપરાધ કેટલા પ્રકારે વિચારશો !" એટલે કે મ્હારૂં ચિત્ત તમારામાં નથી, તેથી દુષ્ટ છે ! મ્હારી વાણી મિથ્યા ભાષણ કર્યા કરે છે, તમારૂં કીર્ત્તન કરી શકતી નથી, તેથી દુષ્ટ છે ! મ્હારી કાયાથી તમારી સેવા થઇ શકતી નથી, તેથી કાયા પણ દુષ્ટ છે ! મ્હારી ક્રિયા શક્તિ લૌકિક કાર્યમાં વ્યાપ્ત છે, કંઈ ભગવત્સેવામાં ઉપયોગી થતી નથી ! મ્હારૂં જ્ઞાન પણ ભગવજ્જ્ઞાન નથી પણ લૌકિક છે ! મ્હારૂં ભજન પણ નિષ્કપટ નથી ! આમ સર્વ પ્રકારે દુષ્ટ છું ! તેથી હે પ્રભુ ! કૃપા કરો ! (૧૮)

હે નાથ ! તમે ઇશ્વર છો ! તમે કર્તુમ્, અકર્ત્તુમ્, અને અન્યથાકર્ત્તુમ્ —એમ સર્વ સામર્થ્ય યુક્ત છો ! તેથી કદાચ એમ આપના મનમાં આવે કે 'આવો દુષ્ટ તથા ક્ષુદ્ર જીવ મ્હારા શરણ યોગ્ય નથી, એનો તો મ્હારે ત્યાગ કરવો જોઇએ !' એમ વિચારી જો આપ મને ત્યજશો તો હું કયાં જઈશ ? આપના વિના અન્ય કોઈ મ્હારૂં આશ્રયસ્થાન નથી ! એક આપનું શરણ વિના મને રંચક પણ ભાન નથી ! આપ ત્યાગ કરશો તો મ્હારી શું દશા થશે ? જો ખલાસી નૌકામાં મનુષ્યોને બેસાડી ધારા [નદીની] ની મધ્યે એમનો ત્યાગ

કરે તો એ મનુષ્યો શું કરી શકે ? એ મનુષ્યને પાર લઇ જનાર વા ડુબાડનાર એ ખલાસી જ છે. તે જ પ્રકારે અમને પુષ્ટિમાર્ગની નૌકામાં બેસાડયા છે. હવે જો આપ અમને [સંસારના] પાર ઉતાર્યા વિના ત્યાગ કરશો તો અમે શું કરવાના છીએ ? સંસારને પાર ઉતારવા કે સંસારસાગરમાં મગ્ન કરવા [ડુબાડવા] એ આપના હસ્તમાં છે ! તેથી આપની ઇચ્છામાં આવે એમ કરો ! અમે તો તમારે શરણે છીએ ! [૧૯]

**मूलम्ः-निजाचार्यकुले जन्म किमर्थं विहितं मम।**
**विहितं चेन्मयि सदा दोषपीने कृपां कुरु ॥२०॥**

**શબ્દાર્થઃ**—આપના આચાર્યજીના કુલમાં શું કરવા મારો જન્મ કર્યો ? હવે જો જન્મ એ કુલમાં આપ્યો છે તો હું સદા દોષથી પુષ્ટ છું તો પણ મ્હારા ઉપર કૃપા કરો ! (૨૦)

**વિવેચનઃ**—ભલે તમે મ્હારો ત્યાગ કરશો તો તમારી પાસે મ્હારૂં શું ચાલવાનું છે ? પણ મ્હારે તો એટલું જ કહેવાનું છે કે 'મ્હારો જન્મ શ્રીવલ્લભાચાર્યજીના કુલમાં શું કરવા કર્યો ? તમે શું પ્રથમ જાણતા ન હતા ? હવે કેમ ત્યાગ કરી શકો ? હું સદા દોષપૂર્ણ છું, તોપણ મ્હારાપર કૃપા કરો. [૨૦]

**मूलम्ः-असङ्गः सर्वथा दूयेऽसत्सङ्गसहितोऽप्यहम् ।**
**यथारण्य परित्यक्तः कांदिशीको मृगादनैः ॥२१॥**

**શબ્દાર્થઃ**—હું અસત્પુરૂષના સંગસહિત છું તો પણ તેમનાથી સર્વથા સંગ દોષ ન લાગે તેમ સંગ વિનાનો થઇ દૂર રહું છું છતાં મને પીડા ઉદ્ભવે છે. જેમ કોઈ વનમાં પરિત્યક્ત મનુષ્ય પોતાની દિશા ગુમાવીને [ ભૂલો પડેલો હોઇ ] સિંહાદિકથી ભય પામે છે તેમ હું અસત્ પુરૂષોથી ભય પામું છું. (૨૧]

**વિવેચનઃ**—હે નાથ ! અસત્સંગ મને દશ દિશાથી ઘેરે છે. રંચક પણ કુસંગથી બુદ્ધિભ્રંશ થાય તો હું સર્વ દિશાથી વેષ્ટિત હોઈ, મ્હારી સુન્દર મતિ નાશ પામે એમાં શું આશ્ચર્ય ! સત્સંગથી સર્વ ધર્મને પુષ્ટિ મલે છે ! હું તો સત્સંગથી દૂર છું, દુઃસંગ મધ્યે પડેલો છું, એકલો છું, તો મ્હારી શું દશા થશે ! જો કોઈ મનુષ્ય વનમાં પરિત્યક્ત હોઈ, પોતાની દિશા ભૂલી જાય છે તો સિંહાદિ–મૃગનું ભક્ષણ કરનાર–ભયાનક પશુઓની ગર્જના સાંભળી કોઈ શરણની દિશા ખોલવા આકુલ વ્યાકુલ થઈ રહે છે, તેમ મ્હને પણ કઈ દિશામાં જવું તે સૂઝતું નથી. [૨૧]

मूलम्ः—जातपक्षाः खगाः स्वीयजननीं च त्यजन्ति हि।
यथा तथा करालेऽस्मिन् कालेऽहं भगवज्जनैः ॥२२॥

**શબ્દાર્થ**:—જેમને પાંખ ઉત્પન્ન થયલી છે એવા પક્ષીઓ જેમ પોતાની માતાને ત્યજી દે છે, તેમ ભગવાનના ભક્તો મને આ કરાલ કાલ સમયે ત્યજી દે છે.

'**जातपक्षान् खगान् स्वीयजननी त्यजति ध्रुवम्**।' એવો પાઠ કવચત્ ઉપલબ્ધ છે. એ પ્રમાણે અર્થઃ—જેમ માતા જેમને પાંખ ઉત્પન્ન થઇ છે એવા પોતાના પક્ષીઓનો ત્યાગ કરે છે, તેમ જેને (સ્વરૂપ) ભગવદ્‌ભાવ થયો છે એવો જે હું તેને આ કરાલકાલમાં ભગવદીયો ત્યજી દે છે.

**વિવેચન**:—મ્હારી અવસ્થા એક પક્ષીના જેવી છે. જેમ પાંખ પ્રાપ્ત કરીને નાના પક્ષીઓ પોતાની માતાને ત્યજી ચાલ્યા જાય છે તેમ અમારી પાસે ભગવદીયો કથાવાર્ત્તાદિ કરીને આ કરાલ કાલમાં મ્હારો ત્યાગ કરી ચાલ્યા જાય છે તો હું શું કરૂં? [૨૨]

मूलम्ः—चिन्तापारावारे पतितस्यात्रैव मग्नस्य।
एतज्जलवडवाग्निः शरणं श्रीवल्लभाचार्याः ॥२३॥

**શબ્દાર્થ**:—ચિન્તારૂપ સમુદ્રમાં પડેલો તથા તેમાંજ ડુબતો જે હું તેનું, એ જલના (શોષણને અર્થે) વડવાગ્નિરૂપ શ્રીવલ્લભાચાર્યજી શરણ છે. [૨૩]

**વિવેચન**:—ભગવદીયોના સંગ વિના મ્હારા હૃદયમાં અપાર ચિન્તા ભરાઇ રહી છે. હું ચિન્તારૂપ સમુદ્રમાં મગ્ન છું. જેમ કોઈ જીવ મહા ગમ્ભીર જલથી પૂર્ણ એવા સમુદ્રમાં ડુબેલો હોય, તેને એક વડવાનલ જ તેનું જલ શોષી લઇ સહાય આપે છે, તેમ હું આ સંસારરૂપ ભવસાગરના ચિન્તારૂપ સમુદ્રમાં પડી ડુબુ છું, તે સમય મને સહાય એક શ્રીઅગ્નિરૂપ શ્રીવલ્લભાચાર્યજીની જ પ્રાપ્ત થાય એમ છે. શ્રીવલ્લભાચાર્યજીનો વડવાનલ જ અલૌકિક અગ્નિ જ—એક ક્ષણમાં સર્વ ચિન્તા—સર્વ સંસારના દુઃખ—શોષી લેશે. એમનું શરણુ એ જ એક ઉપાય રહ્યો છે. [૨૩]

मूलम्ः—हा कृष्ण ! हा नन्दसूनो ! हा यशोदाप्रियार्भक !।
हा गोपिकाहृदाधार ! धारयस्व करेण माम् ॥२४॥

**શબ્દાર્થ**:—હા શ્રીકૃષ્ણ ! હા શ્રીનન્દરાયજીના પુત્ર ! હા શ્રીયશોદાજીના પ્રિયપુત્ર ! હા શ્રીગોપીજનના હૃદયના આધાર ! ચિન્તારૂપ સમુદ્રમાં મગ્ન જે હું તેને આપના શ્રીહસ્તથી પકડી લ્યો !

**વિવેચનઃ**—ઉપર દર્શાવેલા પ્રકારે શ્રીહરિરાયજી દીનતા કરતા હતા. એ દીનતા કરતા કરતા પોતાને વિપ્રયોગાત્મક અગ્નિ હૃદયમાં પ્રકટ થયો. એ વિરહાત્મક અગ્નિ એવી અત્યન્ત પરાકાષ્ઠાને પ્રાપ્ત થયો કે પોતાના દેહનું અનુસન્ધાન પોતે વિસ્મરે છે અને 'હે કૃષ્ણ' 'હે નન્દસૂનુ' ઇત્યાદિ વચનો બોલે છે. એમાં 'હા કૃષ્ણ!' એ ફલાત્મક નામ શ્રુતિરૂપના ભાવથી યોજાયલું છે. 'હા નન્દસૂનુ' એ દ્વિતીય નામ 'શ્રીનન્દરાયજીએ અમને પાળ્યા છે તેમ તમે પણ અમારૂં પાલન કરો' એમ કુમારિકાનો ભાવ સૂચવે છે. 'શ્રીયશોદાજીના પ્રાણપ્રિય પુત્ર' એ તૃતીય નામ શ્રીયમુનાજીનો ભાવ સૂચવે છે, 'હે ગોપીજનના પ્રાણાધાર' એ નામ મુખ્ય શ્રીસ્વામીનીજીનો ભાવ દર્શાવે છે. આ ચાર નામ લઈ કહે છે કે 'હે પ્રભુ! વિપ્રયોગસમુદ્રમાં પડેલો જે હું તેનો આપ ઉદ્ધાર કરો. [૨૪]

## इति श्रीहरिरायजीविरचितमष्टाविंशतितमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवादसहितं समाप्तम् ॥२८॥

# શિક્ષાપત્ર ૨૯ મું.

ઉદ્દેશઃ—હવે આ ઓગણત્રિશમા શિક્ષાપત્રમાં નીચે પ્રમાણે નિરૂપણ છેઃ— "બુદ્ધિનો નાશ કરનાર આ કાલ આવ્યો છે, તેથી સત્સંગ શ્રીકૃષ્ણ સ્મરણ, તથા શરણાગતિરૂપ સાધનથી બુદ્ધિ સ્થીર રાખવી. જો એમ ન થાય તો સર્વ કૃતિ વ્યર્થ છે, અને એટલા માટેજ શ્રીઆચાર્યજીએ "બુદ્ધિપ્રેરક શ્રીકૃષ્ણના ચરણકમલ પ્રસન્ન થાઓ" એમ પ્રાર્થના કરી ગાયત્રીનો અર્થ દર્શાવ્યો છે. શ્રીકૃષ્ણ સ્મરણથી તથા શરણાગતિથી શ્રીકૃષ્ણ બુદ્ધિ સ્થીર રાખશે. એવું નિરૂપણ આ પત્રમાં કર્યું છે. ઉપર કહ્યું તે પ્રકારે દૈન્યથી વિપ્રયોગ પ્રકટ થાય ત્યારે ભગવદ્ધર્મ સિદ્ધ થાય છે. પણ એમ બુદ્ધિ કયે પ્રકારે સ્થિર રહે તે અત્રે દર્શાવે છે."

**मूलम्ः—बुद्धिनाशककालोऽयं सर्वेषां समुपागतः ।**
**अतो हि सर्वथा गोप्यं बुद्धिरत्नं सुबुद्धिभिः ॥१॥**

**શબ્દાર્થઃ**—આ કાલ સર્વની બુદ્ધિનો નાશ કરે એવો આવ્યો છે. તેથી સુબુદ્ધિવાન જનોએ સર્વથા બુદ્ધિરૂપ રત્નનું રક્ષણ નિશ્ચય કરવું. (૧)

**વિવેચનઃ**—આ વર્તમાન કલિકાલમાં સર્વત્ર બુદ્ધિનો નાશ થયો છે. આ કલિયુગમાં અનેક ધર્મ થઈ ગયા છે. તેથી જીવ એમ વિચાર કરે છે કે 'આ ધર્મ ન પળાયો તો શું થયું? અન્ય ધર્મ સ્વીકારીશું.' આમ ધર્મથી બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે. જે બુદ્ધિ સુધર્મને અનુકૂલ છે તે બુદ્ધિને કાલચક્રે હરી લીધી છે. તેથી જ સુન્દર ધર્મનું સ્વરૂપ સમજાતું નથી. કુબુદ્ધિથી જીવ વિપરીત આચરણ કર્યા કરે છે. તેથી શ્રીહારરાયજી આજ્ઞા કરે છે કે "સાવધાન રહેજો. તમારી બુદ્ધિનું હરણ કરનાર કરાલકાલ આવ્યો છે, સુબુદ્ધિવાન્ વૈષ્ણવોએ પોતાના સુબુદ્ધિરૂપ રત્નનું (સત્સંગ, કૃષ્ણસ્મરણ, તથા શરણાગતિ રૂપ) બંટામાં મૂકી પ્રયત્ન પૂર્વક રક્ષણ કરવું. કોઇને એ ભગવદ્ધર્મમાં પ્રીતિરૂપ સુબુદ્ધિરત્ન બતાવવું નહિ. જેમ કોઈને બતાવવાથી રત્ન ચોરાઈ જાય છે તેમ ભગવદ્ભાવરૂપ રત્ન બહિર્મુખજનોને બતાવવાથી ચોરાઇ જાય છે. ભગવદ્ધર્મરૂપ સુબુદ્ધિરત્નને યત્ન પૂર્વક રક્ષવું એ સિદ્ધાન્ત છે. [૧[

**मूलम्ः—सत्सङ्गकृष्णस्मरणशरणागतिसाधनैः ।**
**तदभावे कृतिः सर्वा यतो वैयर्थ्यमेति हि ॥२॥**

**શબ્દાર્થઃ**—સત્સંગ, શ્રીકૃષ્ણનું સ્મરણ, અને શરણાગતિરૂપ સાધનથી બુદ્ધિની રક્ષા કરવી. જો એમ રક્ષા ન કરે તો સર્વકૃતિ નિશ્ચય વ્યર્થ થઈ જશે. (૨)

**વિવેચનઃ**—હવે શ્રીહરિરાયજી બુદ્ધિ રક્ષણનો ઉપાય કહે છે. સદા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવના સત્સંગમાં રહેવું. શ્રીકૃષ્ણના શરણની ભાવના નિરન્તર મનમાં કરવી. શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થમાં જે અષ્ટાક્ષર કહ્યા છે તદનુસાર શરણની ભાવના કરવી. ભાવ વિના ક્રિયા વ્યર્થ છે. જેમ રાખમાં [ભસ્મમાં] હોમવાથી કંઇ ફલ પ્રાપ્ત થતું નથી તેમ ભાવવિના સર્વ ક્રિયા વ્યર્થ છે. (૨)

**मूलम्ः—अत एवोक्तमाचार्यैः स्वकीयक(रु)णात्मभि(ः) ।**
**बुद्धिप्रेरककृष्णस्य पादपद्मं प्रसीदतु ॥३॥**

**શબ્દાર્થઃ**—સ્વકીયજનોના ઉપર કરૂણા કરનાર શ્રીઆચાર્યજીએ તેથી જ કહ્યું છે કે "બુદ્ધિના પ્રેરક શ્રીકૃષ્ણનું ચરણકમલ પ્રસન્ન થાઓ." [૩]

**વિવેચનઃ**—જો કોઇ એમ શંકા કરે કે "બુદ્ધિરત્નના રક્ષણનો પ્રકાર તમે તમારા મુખથી જ કહો છો કે કોઈ સ્થલે એ પ્રમાણભૂત છે" તો કહે છે કે અમારા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ [વેદમાતા ગાયત્રી, શ્રીમદ્ભાગવત, ગીતા ઇત્યાદિ સકલ પ્રમાણશાસ્ત્રના અર્થને અનુસરીને] શ્રીમુખથી કહ્યું છે કે "બુદ્ધિના પ્રેરક શ્રીકૃષ્ણનું ચરણકમલ પ્રસન્ન થાઓ." એ પ્રકારે શ્રીકૃષ્ણના

પદ્મપાદની પ્રસન્નતાથી સુન્દર બુદ્ધિ થાય છે. તેથી મન, વચન, અને કર્મથી જે કોઇ શ્રીકૃષ્ણને શરણ રહે તેની સુન્દર બુદ્ધિ થશે એ નિશ્ચય છે. (૩)

**मूलम्:–उपकारोऽपि गायत्र्या ध्यानहेतुरयं मतः।**
**गीतायां हरिणाप्युक्तमर्जुनं प्रति मोदतः ॥४॥**
**'ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते'।**
**बुद्धिस्थैर्ये हृदि स्थैर्यं हरेरिति न संशयः ॥५॥**

**શબ્દાર્થ:**—બુદ્ધિપ્રેરક શ્રીકૃષ્ણના પાદપદ્મની પ્રસન્નતાની પ્રાર્થનારૂપ આ ઉપકાર પણ ગાયત્રીના ધ્યાનનું કારણ છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં અર્જુન પ્રતિ શ્રીકૃષ્ણે પણ આનન્દથી કહ્યું છે કે "એવો બુદ્ધિયોગ હું તને આપું છું કે જેથી તેઓ મારી પાસે આવે છે." બુદ્ધિની સ્થિરતા થાય ત્યારે જ હૃદયમાં હરિની સ્થિરતા થાય એમાં સંશય નથી. (૪-૫)

**उपक्रमोऽपि गायत्र्या:** એવો પાઠ **उपकारोऽपि** ને બદલે પ્રાપ્ત થાય છે. તદનુસાર અર્થ:—"બુદ્ધિપ્રેરક શ્રીકૃષ્ણના પાદપદ્મની પ્રસન્નતાની પ્રાર્થનાનો પ્રારમ્ભ છે તે ગાયત્રીના ધ્યાનનું કારણ છે."

**વિવેચન:**—બ્રાહ્મણના બાલકને ગાયત્રી મન્ત્ર આપવામાં આવે છે તેના તૃતીયપાદમાંથી બુદ્ધિના પ્રેરણ રૂપ અર્થ નીકળી શકે છે. [ગાયત્રીનો મન્ત્ર:- हरिः ॐम् । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

અર્થ:—"તે સવિતા દેવના વરણીય (વરણ કરવા યોગ્ય-અલૌકિક સૌન્દર્ય યુક્ત), અવિદ્યાનાશક [સ્વરૂપ]નું ધ્યાન કરીએ છીએ, જે [સવિતા] અમારી બુદ્ધિને પ્રકર્ષથી પ્રેરો." આ મન્ત્ર ઉપર શ્રીઆચાર્યવર્ય શ્રીવલ્લભાધીશે અતિ રમણીય ભાષ્ય રચ્યું છે જેનો સારાંશમાં અર્થ નીચે પ્રમાણે છે:-(સવિતાદેવના) સર્ગવિસર્ગાદિલીલારસજ્ઞ અવિકૃત પરમકાષ્ઠાપન્ન પુરૂષોત્તમના વરણીય-અતિસુન્દર-રમણીય, તથા અવિદ્યાનાશક રસાત્મક સ્વરૂપનું રસપાન કરીએ [ધ્યાન કરીએ-પ્રીતિ કરીએ] છીએ. કે જે (દેવ) રસાત્મક પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ, મ્હારી તથા મ્હારા અન્તર્બાહ્ય પરિકરની બુદ્ધિઓને કૃપા કરી મહારસનો આસ્વાદ થાય ત્યાં પર્યન્ત પ્રેરો.]

આ તૃતીયપાદમાં દર્શાવ્યું છે કે 'સવિતા દેવ-જેમાંથી સર્વ જગત્ રમણાર્થ પ્રકટ થાય છે એવા શ્રીકૃષ્ણ-ભલે અમારી બુદ્ધિઓને સારી રીતે પ્રેરો. શ્રીકૃષ્ણ જ અમારી તથા અમારા અન્તર્બાહ્ય સમ્બન્ધીઓની બુદ્ધિના પ્રેરક છે. ભગવાન્ શ્રીકૃષ્ણ સુન્દર બુદ્ધિ (ભક્તોની) કરી આપે એ એમનો ઉપકાર છે, ગાયત્રીના ઉપદેશથી વેદના કર્મો કરવાની યોગ્યતા આવે છે તે જ પ્રકારે બુદ્ધિ-

પ્રેરક શ્રીકૃષ્ણની કૃપાથી વૈષ્ણવની બુદ્ધિ નિર્મલ થાય (અને મહા અલૌકિક ભગવદ્રસનું પાન કરવાને યોગ્ય થાય) એ પ્રભુનો અતિશય ઉપકાર છે. બુદ્ધિ નિર્મલ થાય તો જ શ્રીઠાકોરજીનું ધ્યાન થઈ શકે. શ્રી ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ-"હે અર્જુન ! હવે હું તને એવો બુદ્ધિયોગ આપુ છું કે જેથી તે ભક્તો મને પ્રાપ્ત થાય છે." શ્રીકૃષ્ણની પ્રાપ્તિ અર્થે જે નિર્મલ બુદ્ધિની આવશ્યક્તા છે તે નિર્મલ બુદ્ધિનો પ્રકાર ગીતાના દ્વિતીય અધ્યાયમાં સવિસ્તર બતાવ્યો છે [ જુઓ "સ્થિતપ્રજ્ઞા"નો પ્રકાર. ગીતા દ્વિતીય અધ્યાય ]. ભગવાન્ અર્જુનને બુદ્ધિયોગનું દાન કરે છે કારણકે બુદ્ધિ જો સુન્દર હોય તો જ સર્વ ધર્મ, જપ, તપ, દાન. વ્રત, મર્યાદા માર્ગના સાધન, કર્મમાર્ગના સાધન, જ્ઞાનમાર્ગના સાધન, યોગમાર્ગના સાધન પુષ્ટિમાર્ગના સાધનાદિ સર્વ કાર્ય શક્ય થાય છે. [૫]

સુન્દર બુદ્ધિ વિના કશું થતું નથી તેથી વૈષ્ણવોએ પોતાની ભગવદ્ભાવયુક્ત સુન્દર બુદ્ધિનું સર્વથા રક્ષણ કરવું.

**मूलम्ः—तन्नाश एव गीतायां सर्वनाशो निरूपितः ।**
**अतो बुद्धिः सुसंरक्ष्या भावभावनकारणम् ॥६॥**

**શબ્દાર્થઃ**—બુદ્ધિના નાશથી સર્વનો નાશ થાય છે એમ શ્રીમદ્ભગવદ્ગીતામાં નિરૂપણ કર્યું છે. તેથી સર્વભાવની ઉત્પત્તિનું કારણ રૂપ એવી જે બુદ્ધિ તેનું સારી રીતે રક્ષણ કરવું. (૬)

**વિવેચનઃ**--ભગવાન્ ગીતાજીમાં બુદ્ધિનાશથી થતા પરિણામના પ્રસંગમાં કહે છે કેઃ-

"ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥१॥
क्रोधाद्भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥२॥

**અર્થઃ**—"વિષયોનું ધ્યાન કરવાથી પુરૂષનો સંગ ( આસક્તિ ) તેઓમાં થાય છે. તે વિષયમાં આસક્તિ થવાથી તેમને અર્થે કામ [તીવ્ર ઈચ્છા] થાય છે. [તે વિષયો પ્રાપ્ત કરવાની તીવ્રેચ્છા ફલીભૂત થતી નથી ] તો તેથી ક્રોધ ઉદ્ભવે છે. ક્રોધથી સંમોહ ઉત્પન્ન થાય છે. સંમોહથી સ્મૃતિ (સ્મરણશક્તિમાં) માં વિભ્રમ થાય છે. સ્મૃતિનો ભ્રંશ થવાથી બુદ્ધિનાશ થાય છે. બુદ્ધિનાશ થવાથી આત્માનો નાશ થાય છે." સ્મૃતિનો વિભ્રમ થવાથી અજ્ઞાન થાય છે. અજ્ઞાનથી લૌકિક સંસારને જીવ પોતાનો ગણી લે છે. એ સંસાર પાલવા જીવ અસત્ય કાર્યો પણ કરે છે આ પ્રકારે સ્મૃતિનો ભ્રંશ થવાથી બુદ્ધિનો નાશ થાય

છે. બુદ્ધિનાશથી જીવનું સર્વસ્વ નષ્ટ થાય છે. આ પ્રકારે બુદ્ધિ જ ભગવદ્ભાવની ભાવનામાં કારણરૂપ છે તેથી તેની સર્વ પ્રકારે રક્ષા કરવી. [૬]

**मूलम्ः—प्रसादभक्षणैर्नित्यं सेवनाकरणैरपि ।**
**सत्सङ्गेन सदा कृष्णकथा श्रवणकीर्तनैः ॥७॥**

શબ્દાર્થ:—મહાપ્રસાદના ભક્ષણથી, નિત્ય ભગવત્સેવા કરવાથી, સત્સંગથી તથા નિરન્તર શ્રીકૃષ્ણની કથાનું શ્રવણ કર્યાથી તથા શ્રીકૃષ્ણની [લીલાનું] કીર્ત્તન કર્યાથી બુદ્ધિનું રક્ષણ થઈ શકે છે.

**વિવેચન:**—બુદ્ધિની રક્ષા કરવાના મુખ્ય પ્રકાર હવે બતાવે છે (૧) અસમર્પિત વસ્તુનું ભક્ષણ ન કરવું. સદા શ્રીકૃષ્ણ ભગવાને આરોગેલી પ્રસાદિત વસ્તુનુંજ—મહાપ્રસાદનું જ ભક્ષણ કરવું. (૨) શ્રીકૃષ્ણની સેવા નિત્ય કરવી. [૩] ભગવદીયનો સંગ કરવો. [૪] દુઃસંગનો ત્યાગ કરવો. [૫] શ્રીકૃષ્ણની કથાનું શ્રવણ કરવું, શ્રીકૃષ્ણની લીલા તથા નામનું કીર્ત્તન કરવું. ત્યારે જ બુદ્ધિ નિર્મલ રહે છે, અને પ્રભુ હૃદયમાં પધારે છે. (૭)

**इति श्रीहरिरायजीविरचितमेकोनत्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥२९॥**

---

## શિક્ષાપત્ર ૩૦ મું.

---

**ઉદ્દેશ:**—હવે આ ત્રિંશત્ શિક્ષાપત્રમાં જેમ કર્મફલ સિદ્ધિમાં દેશાદિષટ્ સાધન છે તેમ પુષ્ટિમાર્ગીય ફલસિદ્ધિમાં પણ દેશાદિષટ્ સાધનો છે, જે સાધનોનું પણ સાધન સત્સંગ છે એવું નિરૂપણ કર્યું છે. ઉપર બુદ્ધિનું રક્ષણ કરવાનો ઉપાય દર્શાવ્યો. પરન્તુ કાલદોષ મહાન્ છે. તે દોષથી બુદ્ધિ ન લેપાય ત્યારેજ બુદ્ધિ સુન્દર રહે છે. એ પ્રકાર હવે કહે છે.

**मूलम्ः—स्मर्त्तव्यः सर्वदा कृष्णो विस्मर्त्तव्यं जगत् पुनः ।**
**प्रपञ्चस्मरणे कृष्णस्मृतिर्नैव भवेदिति ॥१॥**
**प्रयतेत ततो जीवस्तदभावाय सर्वथा ।**
**कृष्णार्थताभावनेन गृहादेर्विस्मृतिर्भवेत् ॥२॥**

**શબ્દાર્થ:**—સર્વદા શ્રીકૃષ્ણ સ્મરણ કરવા યોગ્ય છે, જગત્ પુનઃ વિસ્મરણ કરવા યોગ્ય છે. જ્યાં સુધી પ્રપંચનું સ્મરણ હોય છે ત્યાં સુધી શ્રીકૃષ્ણની સ્મૃતિ થતી નથી. (૧ પ્રપંચની વિસ્મૃતિને અર્થે જીવે સર્વથા યત્ન કરવો. તેથી શ્રીકૃષ્ણને અર્થે સર્વ ક્રિયાની ભાવના કરીએ તો ગૃહાદિકની વિસ્મૃતિ થાય.

**વિવેચન:**—સદા સર્વદા શ્રીકૃષ્ણનુંજ સ્મરણ કર્ત્તવ્ય છે. અષ્ટમ સ્કન્ધમાં શ્રીશુકદેવજી કહે છે કે:-

**ते सभाग्या मनुष्येषु कृतार्था नृप निश्चितम् ।**
**स्मरन्ति स्मारयन्ति ये हरेर्नाम कलौ युगे ॥**

**અર્થ:**—'હે રાજન્! જે કલિયુગમાં હરિનું નામ સ્મરે છે કે સ્મરણ કરાવે છે તે મનુષ્યો નિશ્ચય કૃતાર્થ અને ભાગ્યસહિત હોય છે.' આ વચનાનુસાર શ્રીકૃષ્ણનું સ્મરણ કરનાર મહાભાગ્યશાલી છે. આ જગત્માં (અહન્તા મમતાત્મક) સંસારની વિસ્મૃતિ કર્ત્તવ્ય છે. જ્યાં સુધી જગત્માં દેહ સમ્બન્ધી અનેક કુટુમ્બ તથા ગૃહાદિકમાં મન આસક્ત રહે છે ત્યાં સુધી શ્રીકૃષ્ણના ચરણકમલમાં ચિત્ત લીન થતું નથી. તેથી પ્રપંચને જોઈ, એવો વિચાર કરવો કે 'આ પ્રપંચનું કારણ, સર્વના કારણભૂત શ્રીકૃષ્ણ છે. આ પ્રપંચ શ્રીકૃષ્ણનું અલૌકિક માહાત્મ્ય સૂચવે છે. આ પ્રપંચના કર્ત્તા તથા સંસારના કર્ત્તા શ્રીકૃષ્ણ છે. તેથી પ્રપંચના પણ કારણરૂપ શ્રીકૃષ્ણનું સ્મણ કરવું જોઇએ.' એ પ્રકારે પ્રપંચને વિસ્મરી શ્રીકૃષ્ણનું સ્મરણ કરવું. (૧) શ્રીકૃષ્ણમાં ભાવ ઉદ્ભવે એવો પ્રયન્ન સર્વથા કરવો. શ્રીકૃષ્ણના ચરણારવિન્દમાં ભાવ વૃદ્ધ થાય તે અર્થ ગૃહાદિકમાં, સ્ત્રી પુત્રમાં, ધનાદિકમાં અહન્તા મમતાનો ત્યાગ કરવો. આપણા સ્ત્રી, પુત્ર, ગૃહ, ધનાદિ તથા આપણા દેહ સહિત જે કંઇ હોય તે સર્વ શ્રીકૃષ્ણ સેવામાં વિનિયોજવું. સર્વ ક્રિયા શ્રીકૃષ્ણને અર્થેજ કરવી. આ પ્રકારે સંસારના પદાર્થોમાંથી અહન્તા મમતા દૂર થઇ શ્રીકૃષ્ણમાં ચિત્તની આસક્તિ થશે. જે કંઇ ભગવદ્ભાવમાં બાધક હોય તેનો ત્યાગ કરવો. ગૃહાદિકની વિસ્મૃતિ થવાનો આ એક ઉપાય છે. (૨)

**मूलम्:—अथवा बाधकत्वेन त्यागभावनया पुनः ।**
**अखण्डाद्वैतभावेन कामाद्यावेशनो हरौ ॥३॥**
**प्रापञ्चिकपदार्थेषु लीलासृष्टित्वभावनात् ।**

શ્રીકૃષ્ણના સ્મરણમાં સંસારના પદાર્થો સ્ત્રી, પુત્ર, ગૃહ, વિત્ત, દેહાદિ ઉપરની અહન્તા મમતા મુખ્ય બાધકરૂપ હોય છે. એ અહન્તા મમતા દૂર કરવા એક ઉપાય ઉપર બતાવ્યો કે એ સર્વ અહન્તા મમતાના પદાર્થોને ભગવત્સેવામાં વિનિયોજવા. સ્ત્રી, પુત્ર, ગૃહ, વિત્ત,

દેહ, આત્મા ઇત્યાદિ સર્વ પદાર્થો 'મ્હારા નથી પણ ભગવાનના છે, તેથી મ્હારા સુખાર્થે એમનો ઉપયોગ ન થવો જોઇએ પણ સર્વના પોષણ કર્ત્તા, સર્વભોક્તા, સર્વકર્ત્તા, સર્વનિયન્તા, સર્વના પતિ એવા શ્રીકૃષ્ણના ઉપભોગાર્થે એમનો વિનિયોગ કરવો. એટલે શ્રીકૃષ્ણ સેવામાં આપણા સમ્બન્ધી જે સ્ત્રી, પુત્ર, વિત્તાદિક હોય તેને વિનિયોજીએ ત્યારે આપણી અહન્તામમતા એમના ઉપરથી ખસી જઇ શ્રીકૃષ્ણની સાથે આપણો વસ્તુતઃ સમ્બન્ધ છે એમ ભાન થાય છે. ગૃહાદિકની વિસ્મૃતિનો આ એક પ્રકાર બતાવ્યો હવે બીજો પ્રકાર બતાવે છે કે 'ગૃહાદિક બાધક છે તેથી એમનો સર્વથા ત્યાગ કરી, શુદ્ધ અદ્વૈતની ભાવના કરી, હરિમાં ( અન્ય લૌકિક પદાર્થોમાં નહિ ) કામ, સ્નેહ, ભયાદિભાવ રાખવાથી તથા સર્વ પ્રપંચના પદાર્થો ભગવાન્‌ની લીલા સૃષ્ટિને અર્થ છે એવી ભાવનાથી ગૃહાદિકની વિસ્મૃતિ થાય છે.

**શબ્દાર્થ:**--અથવા ( ગૃહાદિકમાં ) બાધકપણાથી ત્યાગની ભાવના કરી, અખંડ[1] ( શુદ્ધ ) અદ્વૈતની ભાવના કરી, હરિમાં કામાદિના[2] આવેશથી, અને પ્રપંચના સર્વ પદાર્થોમાં લીલાસૃષ્ટિપણાના[3] ભાવનાથી ગૃહાદિકની વિસ્મૃતિ થાય છે.

**વિવેચન:**--શ્રીકૃષ્ણની સેવામાં સ્ત્રી, પુત્રાદિક તથા દેશ બાધક હોય તો તેનો ત્યાગ કરવાની ભાવના મનમાં કરવી. શ્રીકૃષ્ણનું અખંડ અદ્વૈત વિચારી-શ્રીકૃષ્ણ સર્વ સ્થલે સદા વિરાજે છે એમ વિચારી-કામાદિકનો આવેશ પ્રભુમાં કરવો. જેમ કોઇ લૌકિક સંસારી જીવ કામ, ક્રોધ, ભય, સ્નેહાદિ ગૃહકુટુમ્બાદિકમાં રાખે છે તથા અષ્ટપ્રહર પોતાના સંસારના પદાર્થોનું સ્મરણ કર્યા કરે છે-એમની જ ટહેલ ઉઠાવ્યા કરે છે-તેમ વૈષ્ણવે લૌકિક પદાર્થોમાંથી પોતાના કામ, ક્રોધ, ભય, સ્નેહાદિ ઉઠાવી લઈ શ્રીઠાકોરજીમાં એ કામ, ક્રોધ, ભય,

---

૧ અખણ્ડ શુદ્ધ-અદ્વૈત અદ્વૈત. શ્રીવલ્લભાચાર્યજીનો સિદ્ધાન્ત શુદ્ધાદ્વૈતને નામે ઓળખાય છે તે. એમનું અદ્વૈત શુદ્ધ છે એટલે માયા રહિત છે. બ્રહ્મ જગદ્રૂપે, (અન્યમાર્ગીય શાંકરાદિ જેમ બ્રહ્મમાં માયાનું પ્રયોજન સ્વીકારે છે તેવી માયાનું કાર્ય સ્વીકાર્યા વિના), પરિણામ પામે છે. બ્રહ્મ પોતેજ પોતામાં કોઇ પણ જાતનો વિકાર ન થાય એમ અલૌકિક પ્રકારે જગદ્રૂપે પરિણામ પામે છે. બ્રહ્મ-ભગવાન્, શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પોતેજ (અન્ય માર્ગીયોની માયા સ્વીકાર્યા વિનાજ) અવિકૃત રહીનેજ જગદ્રૂપ થઇ જાય છે. તેથી સર્વ જગત્ શુદ્ધ ભગવદ્રૂપ છે. સર્વજગત્ કૃષ્ણરૂપ છે. એવો ભાવ તે શુદ્ધાદ્વૈતનો ભાવ કહેવાય છે. ( **श्रीअणुभाष्यः-१. १. २. ३.** )

૨ શ્રી ભાગવતમાં કહ્યું છે કે કામ, ક્રોધ, ભય, સ્નેહ, ઐક્ય, સખ્ય ઇત્યાદિ સર્વ ભાવ, લૌકિક પદાર્થોમાં ન રાખવા, પણ પ્રભુમાં રાખવા, સ્ત્રી, પુત્રાદિ સાથે કામ સ્નેહાદિ ન કરવા, પણ પ્રભુ સાથે સ્નેહ કરવો. એમ પ્રભુમાં સ્નેહ, કામાદિ કરવાથી પ્રભુની સાથે તન્મયતા પ્રાપ્ત થાય છે.

૩ આ સર્વ જગત્ પ્રભુની ક્રીડાનું ભાણ્ડ છે. સર્વ પદાર્થ ભગવાનની લીલા સમ્બન્ધી છે. ભગવાનના રમણાર્થ આ સૃષ્ટિ છે. એમ સર્વ પ્રાપંચિક પદાર્થોમાં ભગવલ્લીલાના સમ્બન્ધની ભાવના કરવી.

સ્નેહાદિ રાખવા, તથા શ્રીઠાકોરજીની સેવામાં અષ્ટપ્રહર મચ્યા રહેવું. પ્રભુ, શ્રીકૃષ્ણ, પૂર્ણપુરૂષોત્તમ, નન્દસુનુ મ્હારે ત્યાં બિરાજે છે, તો એમને સેવામાં કેવી રીતે સુખ પ્રાપ્ત થાય, એમને કેવી રીતે કોઈ પણ જાતનો શ્રમ ન થાય' એ પ્રકારના વિચારો તથા કાર્યો દાસજન-ભક્ત વૈષ્ણવના મનમાં નિરન્તર ચાલી રહેવા જોઈએ. 'આજે શ્રીઠાકોરજીને આવા વસ્ત્ર તથા આવી સામગ્રી ધરાવવી જોઈએ. આજે આવો ઉત્સવ છે તેથી આવી સામગ્રી શ્રીઠાકોરજીને આરોગાવવી જોઇએ!' એ પ્રકારે શ્રીઠાકોરજીને વિવિધ ભોગ જે પ્રકારે પ્રાપ્ત થાય તેવા વિચારો તથા તેવીજ ક્રિયાઓમાં વૈષ્ણવે અષ્ટપ્રહર લીન થઇ રહેવું. આમ શ્રીકૃષ્ણની સેવામાં ચિત્ત વ્યગ્ર થવાથી ધીમે ધીમે પ્રપંચની વિસ્મૃતિ થઈ જાય છે. આ પ્રપંચના પદાર્થોમાં લીલાસૃષ્ટિની ભાવના કરવી. તેમાં મુખ્ય વિચાર એ રાખવો કે 'શ્રીકૃષ્ણની સેવામાં જે પદાર્થનો વિનિયોગ છે તે સ્વરૂપાત્મક છે, તથા શ્રીકૃષ્ણની સેવામાં જે પદાર્થનો ઉપયોગ થતો નથી તે માયા પદાર્થ સમ્બન્ધી, આસુરી છે.'

मूलम्ः—कृष्णसन्निहितो देशः कालः सत्सङ्गहेतुकः ॥४॥
द्रव्यं सर्वस्वमेवात्र कर्त्ताभिमतिवर्ज्जितः ।
मन्त्राः श्रीकृष्णनामानि गुणलीलासमन्विताः ॥५॥
कर्माणि कृष्णसेवैव सर्वसाधनसंग्रहः ।
एतच्छट्कस्य भक्तौ हि सत्सङ्गः साधनं मतम् ॥६॥

શબ્દાર્થઃ—જ્યાં શ્રીકૃષ્ણ વિરાજતા હોય તે દેશ, સત્સંગના કારણરૂપ કાલ, આપણું સર્વસ્વ-દ્રવ્ય, અભિમાનરહિત કર્ત્તા, શ્રીકૃષ્ણના નામ તથા ગુણ લીલા યુક્ત મન્ત્રો, સર્વ સાધનના સંગ્રહ રૂપ શ્રીકૃષ્ણની સેવારૂપ કર્મ-ભક્તિમાર્ગમાં (આવશ્યક) આ ષટ્પદાર્થ (દેશ, કાલ, દ્રવ્ય, કર્ત્તા, મન્ત્ર તથા કર્મ) નું સાધન નિશ્ચય સત્સંગ છે. (૪-૫-૬)

**વિવેચનઃ**—જ્યાં શ્રીકૃષ્ણ બિરાજે છે તે દેશ ઉત્તમ છે. જે કાલમાં ભગવદીયનો સમાગમ થાય તે કાલ ઉત્તમ છે. પ્રથમ સ્કન્ધમાં શૌનક કહે છે કેઃ—"ભગવાનના સંગ કરનારા ભગવદીયના સંગની એક ક્ષણ સમાન સ્વર્ગની તથા મોક્ષની તુલના કરી શકાતી નથી, તો પછી મનુષ્યના આશિષરૂપ રાજ્યાદિક તો ભગવદીયના સંગ સમાન ન હોઈ શકે એમાં શું કહેવું?" આ વાક્યાનુસાર સત્સંગનો સમાન સ્વર્ગ તથા મોક્ષ પર્યન્ત સુખ પણ નથી. તેથી જે કાલમાં સત્સંગ થાય તે સમય અત્યુત્તમ જાણવો. દ્રવ્યમાં મમત્વ રાખવું

તેમજ કાર્ય કરવામાં અભિમાન-અહંભાવ, અહંકાર-રાખવો-એ બન્ને (મમત્વ, અને અહંભાવ) બાધક છે. તેથી એમનો ત્યાગ કરવો. સર્વ મન્ત્રમાં શ્રીકૃષ્ણનું નામ છે તેજ સર્વોપરિ તથા મહામન્ત્ર છે. અન્ય (મનુષ્ય તથા દેવના)ના ગુણગાન કરતાં શ્રીકૃષ્ણના અનેક ગુણ તથા લીલાનું ગાન શ્રેષ્ઠ છે. અષ્ટમ સ્કન્ધમાં શુક્રાચાર્ય કહે છે કેઃ-

मन्त्रतस्तन्त्रत श्छिद्रं देशकालार्हवस्तुतः ।
सर्वं करोति निश्छिद्रं नामसंकीर्त्तनं तव ॥

અર્થઃ—'મન્ત્રથી, તન્ત્રથી, દેશ કાલ અને દ્રવ્યથી જે કંઈ અપૂર્ણ હોય છે તે સર્વ તમારા નામના કીર્ત્તનથી પૂર્ણ થાય છે.' એ પ્રકારે શ્રીકૃષ્ણનું નામ લેનાર સર્વ મન્ત્ર કરી ચૂકે છે. શ્રીગુસાંઈજી કહે છે કેઃ-

हरे त्वन्नामनिर्व्यक्तिं याह श्रुतिरहं सदा ।
गृणामि यद्यदा नाथ ! तत्तथैवास्तु नान्यथा ॥

અર્થઃ—"હે હરિ! આપના નામનો અર્થ જે વેદ કહે છે કે 'હરિ સર્વ દુઃખના હર્ત્તા છે,' તેનો હું ઉચ્ચાર કરૂં છું. તેથી હે નાથ! એ વેદાનુસાર અર્થ પ્રમાણે આપ સર્વ દુઃખનું હરણ કરનારા છો તો તેજ પ્રમાણે ભલે થાઓ. અર્થાત્ તમારા 'હરિ' એ નામના અર્થ પ્રમાણે તમે સર્વ દુઃખનું હરણ કરો! આપના નામનો અન્યથા અર્થ મા થાઓ!" શ્રીકૃષ્ણનું નામ સર્વ વેદની શ્રુતિઓનો સાર છે. એ નામ લેવામાંજ સર્વ મન્ત્ર આવી જાય છે.
(૫) શ્રીકૃષ્ણની સેવા જ ઉત્તમોત્તમ કર્મ છે. શ્રીકૃષ્ણની સેવા કરવામાં જ સર્વ સાધન થઈ જાય છે. અષ્ટમ સ્કન્ધમાં બ્રહ્મા કહે છે કેઃ-

यथा हि स्कन्धशाखानां तरोर्मूलावसेचनम् ।
एवमाराधनं विष्णोःसर्वेषामात्मनश्च हि ॥

"જેમ વૃક્ષના મૂલમાં જલનું સિંચન કરવાથી સર્વ શાખાઓમાં જલની તૃપ્તિ પ્રાપ્ત થાય છે, તેમ એક વિષ્ણુની આરાધના કરવામાં અન્ય (સર્વ) દેવની તેમજ આત્માની તૃપ્તિ થઇ જાય છે." અર્થાત્ વૃક્ષના મૂલમાં જલ ન સિંચતાં વૃક્ષની શાખાઓમાં જલ સિંચાય તો શ્રમ વ્યર્થ જાય છે-ઉલટો બગાડ થાય છે તેમ એક મૂલ શ્રીકૃષ્ણ-પૂર્ણપુરૂષોત્તમ રસાત્મક-પ્રભુની સેવા ત્યજી અન્ય દેવની આરાધના થાય તો કશું ફલ પ્રાપ્ત થતું નથી. એમ ન કરતાં મૂલભૂત શ્રીકૃષ્ણની સેવા કર્યાથી શ્રીકૃષ્ણને પરાધીન સર્વ દેવોની તૃપ્તિ થાય છે. પરન્તુ જેમ શાખાઓને જલની તૃપ્તિ થવાથી મૂલને સન્તોષ પ્રાપ્ત થતો નથી તેમ અન્ય સર્વ દેવોની આરાધનાથી મૂલભૂત શ્રીકૃષ્ણ પ્રસન્ન થતા નથી શ્રીકૃષ્ણની સેવા ત્યજી અન્યદેવની આરાધના કરવી એ અવિધિપૂર્વક છે. તેથી એક શ્રી

કૃષ્ણની અનન્ય સેવા કરવી. એ જ સર્વોપરિ સિદ્ધાન્ત છે. શ્રીકૃષ્ણની સેવા જ સર્વ કર્મમાં મુખ્ય છે, સર્વ સાધનના સંગ્રહરૂપ છે. શ્રીકૃષ્ણ, શ્રીજી, સાત સ્વરૂપ, શ્રીવલ્લભકુલાદિ સ્વરૂપ જ્યાં વિરાજે તે દેશ ઉત્તમ છે. [૧] સત્સંગ પ્રાપ્ત થાય એ કાલ ઉત્તમ છે. [૨]. પ્રભુમાં વિનિયોજાતું દ્રવ્ય ઉત્તમ છે. (૩) શ્રીકૃષ્ણનું નામ, શ્રીકૃષ્ણની લીલા, શ્રીકૃષ્ણનું ગુણગાન એ સર્વોપરિ છે [૫]. શ્રીકૃષ્ણની સેવા એ જ સર્વોપરિ કર્મ છે [૬] આ ષટ્ પદાર્થ પ્રાપ્ત થાય ત્યારે જ ભગવદીયનો સંગ પ્રાપ્ત થાય, ત્યારે જ સપ્તમ ધર્મી શ્રીકૃષ્ણ સદા હૃદયમાં સ્થિતિ કરે છે. [૬]

**मूलम्ः—कृष्णसान्निध्यदेशे तु यतास्तिष्ठन्ति साधवः ।**
**कालः प्रसङ्गहेतुस्तु मिलितैस्तैरुदेति हि ॥७॥**

**શબ્દાર્થ**:—સાધુપુરૂષો શ્રીકૃષ્ણની સન્નિધિના દેશમાં સ્થિતિ કરે છે તેથી સત્પુરૂષના મળ્યાથી સત્સંગના કારણરૂપ કાલનો ઉદય થાય છે. [૭]

**વિવેચનઃ**—પુષ્ટિમાર્ગીય ભગવદીય શ્રીકૃષ્ણની નિકટના દેશમાં સ્થિતિ કરે છે. જ્યાં શ્રીકૃષ્ણનું સ્વરૂપ વિરાજે છે ત્યાં ભગવદીય પણ દર્શન સેવાર્થે રહે છે. ત્યાં કાલનું સામર્થ્ય ચાલી શકતું નથી. તેથી જ્યાં શ્રીગોવર્દ્ધનનાથજી, સાત સ્વરૂપ, તથા શ્રીવલ્લભકુલના મન્દિર હોય છે ત્યાં ભગવદીય મલી શકે છે. ત્યારે જ સર્વ કાર્ય સિદ્ધ થાય છે. ત્યારે જ ઉપર બતાવેલી દેશની તથા કાલની ઉત્તમતા સિદ્ધ થાય છે. (૭)

**मूलम्ः—सर्वस्वस्योपयोगोऽपि सिद्ध्येत्सद्बुद्धिदातृभिः ।**
**अभिमाननिवृत्तिस्तु तदाश्रयवतामिह ॥८॥**

**શબ્દાર્થ**:—સુન્દર બુદ્ધિનું દાન કરનાર ભગવદીયોથી સર્વસ્વનો [દ્રવ્યાદિનો] ઉપયોગ (શ્રીકૃષ્ણ સેવામાં) થઈ શકે છે. [એ પ્રકારે દ્રવ્યની ઉત્તમતા સિદ્ધ થાય છે.] એમના આશ્રય કરનારાના અભિમાનની નિવૃત્તિ પણ અહિં થાય છે. [એ પ્રકારે કર્ત્તા અભિમાન રહિત થઈ ઉત્તમ થાય છે.]

**વિવેચનઃ**—એવા પ્રભુ અને ભગવદીય જ્યાં વિરાજે છે ત્યાં સર્વ પદાર્થનો ઉપયોગ સિદ્ધ થાય છે. સર્વ તાદૃશીયના સંગથી સુન્દર બુદ્ધિ થાય છે. પ્રભુનો આશ્રય સિદ્ધ થાય ત્યારે અજ્ઞાનથી થતું અભિમાન નિવૃત્ત થાય છે. ભગવદીયનો આશ્રય કરે તો સર્વ સિદ્ધ થાય. [૮]

मूलम्ः—कृष्णनामस्वरूपादिज्ञानं तु तत एव हि ।
भगवत्सेवनं वापि पुरुषार्थस्तदैव हि ॥९॥

**શબ્દાર્થ:**—શ્રીકૃષ્ણનું નામ તથા સ્વરૂપાદિકનું જ્ઞાન પણ તેથીજ થાય છે અને પુરૂષાર્થરૂપ એવી જે શ્રીકૃષ્ણ સેવા તે પણ ત્યારે જ સિદ્ધ થાય છે. [ એ પ્રકારે શ્રીકૃષ્ણના નામથી ઉત્તમ મન્ત્ર તથા શ્રીકૃષ્ણની સેવાથી ઉત્તમ કર્મ સિદ્ધ થાય છે. ]

આ ૭–૮ તથા ૯ શ્લોકમાં ભક્તિમાર્ગમાં આવસ્યક દેશ, કાલ, દ્રવ્ય, કર્ત્તા, મન્ત્ર, તથા કર્મ—એ ષટ્ પદાર્થની સિદ્ધિના ઉપાય બતાવ્યા.

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણના નામનું તથા શ્રીકૃષ્ણના સ્વરૂપનું જ્ઞાન થાય ત્યારે જ શ્રીકૃષ્ણની સેવાને પરમ પુરૂષાર્થરૂપ તથા ફલરૂપ જાણવી; અને એમ જણાય તે પણ જ્યારે પ્રભુ કૃપા કરે ત્યારે જ, સિદ્ધાન્ત મુક્તાવલિ નામના ગ્રન્થમાં શ્રીઆચાર્યજીએ કહ્યું છે કે:—

" कृष्ण सेवा सदा कार्या मानसी सा परा मता "

" શ્રીકૃષ્ણની સેવા નિરન્તર કરવી. શ્રીકૃષ્ણની માનસી સેવા પર–ઉત્તમ છે. " મનઃપૂર્વક શ્રીકૃષ્ણની સેવા કરવી. ત્યારે જ શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય, અને પોતાના સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે. આમ શ્રીકૃષ્ણ કૃપા કરી પોતાના સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે ત્યારે જ જાણવું કે માનસી સેવા સિદ્ધ થઈ. તેથી ભગવત્સેવા પરમપુરૂષાર્થરૂપ જાણી કરવી. (૯)

मूलम्ः—यदा तथाविधाः सन्तो दृश्यन्ते सेवनोद्यताः ।
अतः सत्सङ्ग एवास्मिन् मार्गे सर्वस्य साधनम् ॥१०॥

**શબ્દાર્થ:**—જ્યારે એવા સેવનમાં [ ભગવદીયો ] જોવામાં આવે છે, [ ત્યારે ઉપર બતાવેલા ષટ્ પદાર્થ સિદ્ધ થાય છે. ] તેથી આ પુષ્ટિમાર્ગમાં તો સત્સંગજ સર્વનું સાધન છે. [૧૦]

**વિવેચનઃ**—ઉપર બતાવેલા ષટ પદાર્થો શ્રીકૃષ્ણની સેવામાં તત્પર એવા ભગવદીયના સત્સંગથી સિદ્ધ થાય છે. ભગવદીય પ્રાપ્ત થાય ત્યારે પ્રભુની કૃપા થઈ સમજવી. શ્રીહરિરાયજી કહે છે કે ' અમારા પુષ્ટિમાર્ગમાં તો સત્સંગ જ સર્વોપરિ નિશ્ચય સાધન છે. તેથી નવરત્ન ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કે:—

" निवेदनं तु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः "

**અર્થ**:—" તાદૃશીયના સંગમાં સર્વથા નિવેદન તો સ્મર્તવ્ય છે. " તેથી ભગવદીયનો સંગ કરવો. (૧૦)

## मूलम्ः—तदभावे सर्वथैव न किश्चिदिह सिद्धयति ।
## तस्मात्प्रयत्नः कर्त्तव्यः सत्सङ्गाय सुबुद्धिभिः ॥११॥

**શબ્દાર્થ**:—સત્સંગના અભાવમાં આ માર્ગમાં સર્વથા કશું સિદ્ધ થતું નથી. તેથી સુન્દર બુદ્ધિવાળા જીવોએ સત્સંગને અર્થે પ્રયત્ન કરવો જોઇએ.૧૧

**વિવેચન**:—ઉપર કહ્યા એવા ભગવત્સેવામાં ઉદ્યત–તત્પર ભગવદીયોના સંગથી સર્વ સિદ્ધ થાય છે; અને એવા તદીયના સંગ વિના કશું સિદ્ધ થતું નથી. તેથી પ્રયત્ન કરી એમનો સત્સંગ પ્રાપ્ત કરવો, સત્સંગ કરનાર વૈષ્ણવ જ સુબુદ્ધિવાન્ કહેવાય છે, એકાદશ સ્કન્ધમાં ભગવાન્ કહે છે કે:—

न रोधयतिमां योगो न सांख्यं धर्म उद्धव ! ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्त्तं न दक्षिणा ॥ १ ॥
व्रतानि यज्ञाश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।
यथावरून्धे सत्सङ्गः सर्वसङ्गापहो हि माम् "

**અર્થ**:—" હે ઉદ્ધવ મને જેવી રીતે સર્વ દુઃસંગ વા અન્યાસક્તિનો નાશ કરનાર સત્સંગ વશ કરી શકે છે, તેમ નથી મને યોગ વશ્ય કરી શકતો, કે નથી સાંખ્ય, કે નથી ધર્મ, કે સ્વાધ્યાય, કે તપ, કે ત્યાગ કે કૂપારામાદિક, કે દક્ષિણા, કે વ્રતો, કે યજ્ઞો, કે છન્દો, કે તીર્થો, કે નિયમો, કે યમ–આમાંથી કોઇ પણ સત્સંગની સમાન વશ કરી શકતું નથી. " આ વચનાનુસાર સિદ્ધ થાય છે કે ભગવાન્ યોગ, સાંખ્ય, વ્રત, યજ્ઞ, છન્દ, સ્વાધ્યાયાદિક સાધન કરવાથી વશ્ય થતા નથી, પણ સત્સંગથી વશ્ય થાય છે. તેથી પુષ્ટિમાર્ગીયોએ સત્સંગ અવશ્ય પ્રાપ્ત કરવો. (૧૧)

## मूलम्ः—अत एवोक्तमाचार्यैर्हरिस्थाने तदीयकैः ।
## 'अदूरे विप्रकर्षे वा यथा चित्तं न दुष्यति' ॥१२॥

**શબ્દાર્થ**:—તેથી જ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ પોતાના ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં કહ્યું છે કે:–" હરિના સ્થાનમાં ભગવદીયો સહિત, સમીપમાં અથવા દૂર જે પ્રકારે ચિત્ત દુષ્ટ ન થાય તેમ રહેવું. " [૧૨]

**વિવેચન**—અમારા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં કહે છે કે:—

'अतः स्थेयं हरिस्थाने तदीयैः सह तत्परैः ।
अदूरे विप्रकर्षे वा यथा चित्तं न दुष्यति '

અર્થ:—' તેથી [ત્યાગમાં દુઃસંગથી તથા દુષ્ટાન્ન ભક્ષણથી ઘણા બાધક આવે છે તેથી] હરિ વિરાજતા હોય એવા સ્થાનમાં તદીયના [ભગવદીયના] સંગમાં, હરિસ્થાનથી બહુ દૂર પણ નહિ, તેમ બહુ નિકટ પણ નહિ એમ જે પ્રકારે ચિત્ત દૂષિત ન થાય એમ સ્થિતિ કરવી.' આ વચનામૃતાનુસાર જ્યાં શ્રી ઠાકોરજી વિરાજતા હોય ત્યાં તદીય ભગવદીયો સહિત સેવા કરવી. જે પ્રકારે ચિત્ત દુષ્ટ ન થાય તેમ દૂર વા નિકટમાં સ્થિતિ કરવી. જે પ્રકારે નિત્ય સેવા, દર્શનાદિ બની આવે એમ નિકટ વા દૂર હારસ્થાનમાં, ભગવદીયના સંગમાં ચિત્ત દોષયુકત ન થાય એમ નિવાસ કરવો. [૧૨]

**मूलम्ः—चित्तदोषे कथं सेवा चेतस्तत्प्रवणं भवेत् ।**
**अतो विचारः कर्त्तव्यः सर्वथैकत्र वासकृत् ॥१३॥**

શબ્દાર્થ:—ચિત્તમાં દોષ પ્રવેશે તો પછી 'ભગવાનમાં ચિત્તનું પરોવાવું ' એમ સેવા કયાંથી થઇ શકે ? તેથી સર્વથા એક સ્થલમાં (ભગવદીય હોય એવા હરિ સ્થાનમાં) વાસ થાય એવો વિચાર કર્ત્તવ્ય છે.

ભગવત્સ્થાનમાં પણ ચિત્ત દૂષિત ન થાય એ પ્રકારે વૈષ્ણવે સ્થિતિ કરવી. હરિસ્થાનમાં ચિત્ત દોષયુક્ત ન થાય એમ દૂર અથવા નિકટ સ્થિતિ કરવી.

વિવેચન:—જો ચિત્તમાં અનેક પ્રકારના દોષ ઉદ્ભવે તો દોષયુક્ત ચિત્તથી સેવા થઈ શક્તી નથી. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સિદ્ધાન્ત મુક્તાવલિ ગ્રન્થમાં તેથી જ એકાગ્રચિત્તથી સેવા કરવાનું કહે છે. 'चेतस्तत्प्रवणं सेवा तत्सिद्धयै तनुवित्तजा' અર્થ:—"ચિત્તનું ભગવાનમાં પરોવાવું તે સેવા. એવી [ માંનસી ] સેવાની સિદ્ધિને અર્થે તનુજા [ શારિરીક ] અને વિત્તજા [ આર્થિક ] સેવા કરવી." એ પ્રકારે એકાગ્ર ચિત્તથી માનસી સેવા ભગવાનની કરવી એ જ પરમ ફલ છે. એવી ભગવત્સેવા કરવામાં દોષયુક્ત ચિત્ત ઉપયોગી નથી. તેથી ચિત્તમાં દોષનો આવેશ ન થવા દેવો. તનુજા અને વિત્તજા સેવા મન લગાડી કરવામાં આવે ત્યારે જ માનસી સેવા સિદ્ધ થાય છે. જેમ નદીનો પ્રવાહ રાત્રિદિવસ ચાલી રહી છે, તેમ વૈષ્ણવનું ચિત્ત અહર્નિશ ભગવત્સેવા રસમાં તલ્લીન થઇ રહે ત્યારે માનસી સેવા એને સિદ્ધ થાય છે. પરન્તુ જો તનુજા વિત્તજા સેવા કરતાં કરતાં ચિત્ત દુષ્ટ થાય તો અગ્રે ફલરૂપ (માનસી) સેવા સિદ્ધ ક્યાંથી થાય ? એ પ્રકારે શ્રીઆચાર્યજીના વચનામૃતનો વિચાર કરવો. (૧૩)

**मूलम्ः—बुद्ध्या विचार्य मत्प्रोक्तं निधाय हृदि सर्वथा ।**
**स्वार्थसम्पत्तये कार्यो वास एकत्र तत्परैः ॥१४॥**

**શબ્દાર્થ**:—મ્હેં જે કહ્યું છે તે સર્વથા હૃદયમાં સ્થાપન કરી, બુદ્ધિથી એનો વિચાર કરી, સ્વાર્થની પ્રાપ્તિને અર્થે તત્પર એવા ભગવદીયો સહિત એકત્રવાસ કરવો. (૧૪)

**વિવેચનઃ**—એકાન્તમાં સ્થિતિ કરી પોતાની બુદ્ધિથી વિચાર ન થાય તો ભગવદીયના સંગમાં વિચાર કરવો. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં કહે છે કેઃ—

“ बाधसम्भावनायां तु नैकान्ते वास ईष्यते ।
हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ॥

**અર્થ**:—“બાધની સમ્ભાવના હોય તો એકાન્તમાં વાસ ન કરવો. હરિ તો સર્વથી રક્ષા કરશે એમાં સંશય નથી.” આ રીતે એકાન્તમાં વા ભગવદીયના સંગમાં ભગવત્સેવા, ભગવત્કથાદિક કરવા, તથા શ્રીમહાપ્રભુજીના વચનામૃત હૃદયમાં સર્વથા વિચારવા. અનેક પ્રકારના સુખ, દુઃખ, એમ કરતાં જો બાધ કરે તો શ્રીમહાપ્રભુજી વિશ્વાસ પૂર્વક આજ્ઞા કરે છે કે ‘કોઈ પણ પ્રકારના પ્રતિબન્ધથી ચિન્તા મા કરશો. હરિ–ભગવાન્–સર્વ પ્રકારે રક્ષા કરશે એમાં સંશય નથી!’ એ પ્રકારે એકાન્તમાં વૈષ્ણવે સેવા દર્શનાદિ સમય સેવા તથા દર્શન કરવા અને અનોસરમાં ભગવદીય સહિત સુન્દર બુદ્ધિથી ભગવત્કથાવાર્ત્તાદિક કરવા, તેમજ શ્રીઆચાર્યજી તથા શ્રીગુસાંઈજીના શ્રીસુબોધિનીજી આદિ ગ્રન્થોનો વિચાર કરવો. (૧૪)

**॥ इति श्रीहरिरायजी विरचितं त्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥३०॥**

# શિક્ષાપત્ર ૩૧ મું.

ઉદ્દેશઃ—આ એકત્રીશમા શિક્ષાપત્રમાં નીચે પ્રમાણે નિરૂપણ કર્યું છેઃ- વરણુ બે પ્રકારનું છે. (૧) સાક્ષાત્ વરણુ; (૨) પરમ્પરાથી વરણુ. લીલાસ્થભક્તોને વિષે સાક્ષાત્ વરણુ હોય છે. આધુનિક ભક્તોને વિષે [ શ્રીઆચાર્યજીદ્વારા ) પરમ્પરાથી પ્રભુ વરણુ કરે છે. લીલાસ્થ ભક્તોમાં પણુ બે વિભાગ છે. [૧] શ્રુતિરૂપા ભક્તો; (૨) ઋષિરૂપા—અગ્નિકુમાર ભક્તો. એમાં શ્રુતિરૂપાને વિષે સાક્ષાત્ વરણુ પ્રભુએ કર્યું છે તથા ઋષિરૂપા [ અગ્નિકુમાર ]ને વિષે પરમ્પરાથી એટલે મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામચન્દ્રજીદ્વારા પ્રભુએ વરણુ કર્યું છે. વરણુના પુનઃ બે પ્રકાર છે-(૧) આત્મીયપણુાથી વરણુ અને (૨) દાસપણુાથી વરણુ. એમાં અવતારદશામાં આત્મીયપણુાથી વરણુ થયું છે, તથા અનવતારદશામાં [હાલમાં] દાસપણુાથી વરણુ થાય છે. દાસપણુાના વરણુમાં બે પ્રકાર છે—[૧] મર્યાદાથી વરણુ તથા (૨) પુષ્ટિથી વરણુ. મર્યાદા રીતિએ જે વરણુ થાય છે તેમાં સાધન નિષ્ઠાથી ફલ પ્રાપ્ત થાય છે. પુષ્ટિ રીતિએ જે વરણુ થાય છે તેમાં અનુગ્રહથી—કૃપાથી ફલ થાય છે. પુષ્ટિના વરણુમાં પણુ બે પ્રકાર હોય છે-(૧) મર્યાદા પુષ્ટિનું વરણુ તથા [૨] પુષ્ટિ પુષ્ટિનું વરણુ. **તેમાં આપણે તો શ્રીઆચાર્યજીના અનુગ્રહથી મર્યાદા સહિત પુષ્ટિમાં અંગીકૃત થયા છીએ,** તેથી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની આજ્ઞારૂપ મર્યાદા છે તે આપણુને હિતકારી છે. આપણુા પ્રભુ પુષ્ટિ પુરૂષોત્તમ છે. તે ભક્તની આલોક તથા પરલોક સમ્બન્ધી સકલ ચિન્તા દુર કરે છે તેથી આપણે નિશ્ચિન્ત રહેવું. આ માર્ગમાં શ્રીભગવાનની સેવા, કથા, ગુણુગાનાદિ સર્વ આર્ત્તિથી થાય તો જ મુખ્ય ફલ પ્રાપ્ત થાય છે. વિપ્રયોગ—આર્ત્તિ એટલે 'પ્રભુથી આપણુને વિયોગ થયો છે તો આપણે એમના દર્શન ક્યારે કરીશું એમની સેવા તથા એમની, લીલાનો રસ ક્યારે અનુભવીશું !' ઈત્યાદિ તાપ-ક્લેશ એ તાપ ક્લેશ—આર્ત્તિ—વિના, સેવા, કથા તથા ગુણુગાનાદિ, પુષ્ટિમાર્ગીય મુખ્ય ફલ આપી શક્તા નથી. પણુ ન્યૂન ફલ (સાયુજ્ય વા ભગવાનમાં લય)નું દાન કરે છે. એ આર્ત્તિ સિદ્ધ થવાનો ઉપાય એ છે કે ભગવદીયોના સંગમાં એકાન્ત સ્થલે બેસી જીવની નિઃસાધનતાનો વિચાર કરવો, શરણુ ભાવના કરવી, શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઇજીએ રચેલા લઘુ તેમજ સુવિસ્તૃત શ્રીસુબોધિનીજી, નિબન્ધાદિ ગ્રન્થનો પાઠ કરવો, તેમજ પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજનાર ભગવદીયો પાસેથી એના ગૂઢાર્થ સમજવા. ત્યારે વિપ્રયોગાગ્નિ સ્વરૂપ શ્રીમહાપ્રભુજી કૃપા કરી વિપ્રયોગ—આર્ત્તિનું દાન કરે. આ માર્ગ નિઃસાધન ફલાત્મક છે." વરણુના પ્રકારના સંક્ષિપ્ત ભાગવિભાગ નીચે પ્રમાણે છેઃ—

[ ૧ ]

વરણ

સાક્ષાત
લીલાસ્થ ભક્તો

(શ્રુતિરૂપા)
સાક્ષાત

(ઋષિરૂપા)
પરમ્પરા
મર્યાદા પુરૂષોત્તમદ્વારા

પરમ્પરા
આધુનિક ભક્તો
શ્રી આચાર્યજીદ્વારા

[ ૨ ]

વરણ

આત્મીયતાથી (વરણ)
(અવતારદશામાં)

દાસપણાથી વરણ
(આધુનિક સમયમાં
=અનવતારદશામાં)

પુષ્ટિથી વરણ
પ્રભુકૃપાથી ફલપ્રાપ્તિ

મર્યાદાપુષ્ટિ
આધુનિક સમયમાં આપણું
શ્રી આચાર્યજીદ્વારા મર્યાદાસહિત
પુષ્ટમાં વરણ થાય છે.

પુષ્ટિ પુષ્ટિ

મર્યાદાથી
વરણ
સાધનથી ફલપ્રાપ્તિ

**मूलम्ः—निःसाधनफले मार्गे बलं नैवोपयुज्यते ।**
**साधनानामतो नायमात्मेत्य[illegible] श्रुतिः ॥१॥**

**શબ્દાર્થ**:—નિઃસાધનના ફલરૂપ એવા આ માર્ગમાં [ પુષ્ટિમાર્ગમાં ] સાધનનું બલ ઉપયોગી નથી તેથી શ્રુતિમાં કહ્યું છે કેઃ—**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन। यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम्।** **અર્થ**:—"આ આત્મા ( પરમાત્મા ) પ્રવચનથી લભ્ય નથી, બુદ્ધિથી લભ્ય નથી, બહુ શ્રુતિથી—જ્ઞાનથી લભ્ય નથી, પણ તે જીવથીજ આ આત્મા લભ્ય છે કે જેને આ આત્મા ( પરમાત્મા ) વરે છે. તેવા વૃત જીવનેજ આ આત્મા પોતાનું સ્વરૂપ બતાવે છે." એ શ્રુત્યનુસાર આ આત્મા—પરમાત્મા પ્રભુ જે જીવનું વરણ કરે છે તેનાથીજ પ્રભુ લભ્ય છે.

**વિવેચન**:—આ પુષ્ટિમાર્ગ સાધનસાધ્ય નથી પણ કૃપાસાધ્ય છે. જીવ

પોતાના બલથી કોટયાનકોટિ સાધન કરે તો પણ ફલ સિદ્ધ થતું નથી તેથી શ્રુતિમાં સાધનનો નિષેધ કહ્યો છે. મર્યાદા માર્ગમાં સાધનની કૃતાર્થતા હોઈ શકે પણ પુષ્ટિમાર્ગમાં તો ભગવાન્ જ્યારે જીવનું વરણ કરે ત્યારેજ ફલ સિદ્ધ થાય. મર્યાદામાર્ગમાં જેટલા સાધન જીવ કરે તેટલુંજ ફલ પ્રાપ્ત થાય; પુષ્ટિમાર્ગમાં પ્રભુની જેટલી કૃપા તેટલું ફલ પ્રાપ્ત થાય પુષ્ટિમાર્ગમાં જીવકૃત સાધનાનુસાર ફલ પ્રાપ્તિ થતી નથી. પુષ્ટિ તથા મર્યાદામાર્ગનું આ તારતમ્ય અગ્રે નિરૂપણ કરે છે. (૧)

**मूलम्ः—किन्तु सर्वस्य मूलं हि हरेर्वरणमुच्यते ।**
**यथैव वृणुते कृष्णस्तथा तिष्ठति वै जनः ॥२॥**

**શબ્દાર્થ:**—કિન્તુ હરિનું વરણ ( હરિ અમુક જીવને પોતાનો કરી પસન્દ કરે તે ) સર્વનું મૂલ કહેવાય છે. શ્રીકૃષ્ણ જે પ્રકારે જીવને વરે છે તે પ્રકારે જીવ નિશ્ચય સ્થિતિ કરે છે. [૨]

**વિવેચન:**—પુષ્ટિમાર્ગનું ફલ શ્રીહરિના વરણથી થાય છે. જીવના સાધનથી સાધ્ય નથી. જે જીવનું જેવું વરણ ભગવાન્ કરે છે તે પ્રકારે એ જીવ પુષ્ટિમાર્ગમાં સ્થિતિ કરે છે. (૨)

**मूलम्ः—वरणं तु द्विधा साक्षात्पारम्पर्यविभेदतः ।**
**लीलास्थितेषु वै साक्षादन्येष्वस्ति परम्परा ॥३॥**

પુષ્ટિમાર્ગમાં ફલ જીવકૃત સાધનસાધ્ય નથી. ભગવાનના વરણથી ફલ સિદ્ધ થાય છે. એ વરણ બે પ્રકારનું છે.

**શબ્દાર્થ:**—વરણ બે પ્રકારનું છે. [૧] સાક્ષાત્ વરણ. (૨) પરમ્પરાથી વરણ. લીલાસ્થિત ભક્તોને વિષે સાક્ષાત વરણ થાય છે. અને અન્ય ભક્તોને વિષે પરમ્પરાથી વરણ થાય છે.

**વિવેચન:**—શ્રીકૃષ્ણની લીલાસ્થિત સૃષ્ટિને વિષે સાક્ષાત્ વરણ અને અન્યમાં પરમ્પરાથી વરણ એ બે પ્રકારના વરણ છે. [૩]

**मूलम्ः—आचार्यद्वारकं तत्र वरणं न हरेः स्वतः ।**
**लीलास्थितेष्वपि भक्तेषु वृतेर्द्वैविध्यमीक्ष्यते ॥४॥**
**साक्षाच्छ्रुतिषु हरिणा वरणं वह्निसूनुषु ।**
**परम्पराप्रकारेण मर्यादापुरुषोत्तमात् ॥५॥**

**શબ્દાર્થ:**—શ્રીઆચાર્યજીદ્વારા હરિનું વરણ થાય છે તે સ્વતઃ [વરણ]

નથી, પણ પરમ્પરાથી વરણ થયલું કહેવાય છે. લીલાસ્થિત ભક્તોને વિષે જે વરણ થાય છે તે બે પ્રકારનું છે. શ્રુતિરૂપા (ગોપીજન) ભક્તોને વિષે હરિએ સાક્ષાત્ વરણ કર્યું છે અને અગ્નિકુમાર (ઋષિરૂપા) ગોપીજન ભક્તોને વિષે પરમ્પરાથી–મર્યાદા પુરૂષોત્તમ [શ્રીરામચન્દ્રજી] દ્વારા હરિએ વરણ કર્યું છે. (૪–૫)

**વિવેચનઃ**—શ્રીઆચાર્યજીદ્વારા જે જીવને વરણ થયું છે તે સ્વતઃ વરણ નથી પણ પરમ્પરાથી [ શ્રીઆચાર્યજીદ્વારા ] હરિ જીવને વરે છે. શ્રીકૃષ્ણની લીલા સૃષ્ટિ વિષે પોતે બે પ્રકારના વરણ કર્યા છે. [૧] સાક્ષાત્ (૨) પરમ્પરાથી શ્રીકૃષ્ણાવતારમાં શ્રુતિરૂપા (ગોપીજન) ભક્તોનું વરણ ભગવાને સાક્ષાત્–પોતે કર્યું છે. શ્રુતિઓને સાક્ષાત્ શ્રીકૃષ્ણથી વર પ્રાપ્તિ થઈ એ વાત બૃહદ્વામન પુરાણમાં પ્રસિદ્ધ છે. ઋષિરૂપા સોળહજાર અગ્નિકુમારનું વરણ પરમ્પરાથી એટલે મર્યાદા પુરૂષોત્તમ [શ્રીરામચન્દ્રજી] દ્વારા થયું છે એ વાર્ત્તા રામાયણમાં [1]પ્રસિદ્ધ છે. એ પ્રકારે લીલાસૃષ્ટિને વિષે પણ બે પ્રકારના વરણ છે. (૪–૫)

## મૂલમ્ઃ—अन्यथाप्यत्र भेदोऽस्ति दासतात्मीयतादिभिः ।
## आत्मीयत्वेनावतारे दासत्वेनान्यदा वृतिः ॥६॥

**શબ્દાર્થ**:—અન્ય પ્રકારે પણ અત્ર વરણમાં દાસતા તથા આત્મીયતા એમ બે પ્રકારનો ભેદ છે. અવતારદશામાં આત્મીયતાથી વરણ છે અને અનવતારદશામાં દાસતાથી વરણ છે. (૬)

**વિવેચનઃ**—સાક્ષાત્ તથા પરમ્પરા એમ બે ભેદ ઉપરાન્ત વરણના અન્ય બે પ્રકારના ભેદ છે. એક આત્મીય વરણ અને એક દાસભાવથી વરણ. અવતારદશામાં ભગવાનના સમ્બન્ધીઓને જે વરણ થાય છે તેને આત્મીય વરણ કહે છે. અનવતારદશામાં દાસભાવ થાય ત્યારે વરણ થાય છે. (૬)

## મૂલમ્ઃ—दासत्वेऽप्यस्ति भेदो हि मर्यादापुष्टिभेदतः
## अतो न जीवस्वातन्त्र्यं दासत्वाद्धि निसर्गतः ॥७॥

**શબ્દાર્થ**—દાસપણાના વરણમાં પણ મર્યાદાથી વરણ તથા પુષ્ટિથી વરણ

---

૧ શ્રીરામચન્દ્રજી જ્યારે વનવાસ કરતા ચાલ્યા જતા ત્યારે કેટલાક ઋષિકુમારો શ્રીરામચન્દ્રજીના સૌન્દર્યથી મોહ પામ્યા. અને શ્રીરામચન્દ્રજીની પાસે જઈ વિનંતિ કરી કે 'હે પ્રભુ! અમારે આપનો અંગસંગ કરવો છે.' શ્રીરામચન્દ્રજીએ કહ્યું કે 'આ અવતારમાં તો તમારો એ મનોરથ મ્હારાથી પરિપૂર્ણ થઈ શકે એમ નથી કારણ કે હું એક પત્નીવ્રત છું, પણ શ્રીકૃષ્ણાવતારમાં તમારો મનોરથ પરિપૂર્ણ થશે.' એ ઋષિકુમાર, આ વચનાનુસાર, નન્દરાયજીને ત્યાં સોળહજાર કુમારિકાઓનું રૂપ ધરી શ્રીઠાકોરજીની સેવા કરનાર દાસીરૂપે રહ્યા હતા. અને એમનો મનોરથ પણ પોતે પરિપૂર્ણ કર્યો. એ પ્રકારે શ્રીરામચન્દ્રજીદ્વારા પ્રભુએ એ ઋષિરૂપાઓનું વરણ કર્યું હતું.

એમ બે પ્રકારના ભેદ છે. તેથી જીવને સ્વભાવથી દાસત્વ છે અને તેથીજ સ્વતન્ત્રતા નથી. (૭)

**વિવેચનઃ**—દાસભાવમાં બે પ્રકાર છે. એક મર્યાદા તથા એક પુષ્ટિથી વરણુ. દાસત્વ ધર્મ જીવમાં સ્વભાવથી છે. તેથી સ્વતન્ત્ર નથી. જીવ દાસત્વ ધર્મથી પ્રભુનો સમ્બન્ધી થાય છે તથી દાસત્વ ધર્મ સર્વથી આધક છે. [૭]

**मूलम्ः—यथा कृतिस्तथा सर्वं कृष्णस्तस्य करोति हि ।**
**मर्यादायां वृतौ तस्य भवेत् साधननिष्ठता ॥८॥**
**पुष्टावनुग्रहे दृष्टिस्तयेव सकलं पुनः ।**
**वयं त्वनुग्रहाचार्यैः पुष्टौ मर्यादया सह ॥९॥**
**अङ्गीकृतिसमर्यादैः सर्वेऽप्यङ्गीकृताः स्वतः ।**
**अतस्तदुक्तमर्यादास्थितिर्हि हितकारिणी ॥१०॥**

**શબ્દાર્થ:**—જે જીવનું જેવું વરણુ છે તેવું સર્વ શ્રીકૃષ્ણ કરે છે. જેનું મર્યાદામાં વરણુ છે તેને સાધનમાં નિષ્ઠા થાય છે. પુષ્ટિમાં જેનું વરણુ હોય છે તેની દૃષ્ટિ અનુગ્રહમાં ( ભગવત્કૃપા સમ્પાદન કરવામાં ) થાય છે. તે અનુગ્રહની –કૃપાની દૃષ્ટિથી તેનું સર્વ ( સિદ્ધ ) થાય છે. આપણુ સર્વને તો અંગીકારમાં મર્યાદા સાહત પુષ્ટિઆચાર્યજી શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિમાં મર્યાદા સહિત અંગીકૃત કર્યો છે- તેથી એમના (શ્રીઆચાર્યજીના) વચનામૃતની મર્યાદામાં સ્થિતિ રાખવી તે આપણું હિત કરનારી છે. (૮–૯–૧૦)

અષ્ટમ શ્લોકમાં यथाकृतिः ને બદલે यथावृतिः એવો પાઠ, શબ્દાર્થના ' જેનું જેનું વરણુ ' એ શબ્દો તપાસતાં, ભાસે છે. કદાચ कृति, वृति ને બદલે ભૂલથી છપાયું હશે.

**વિવેચનઃ**—જેવી જેની વૃતિ (વરણુ) તે પ્રકારે શ્રીકૃષ્ણુ તેને ફલદાન કરે છે. એ વાત શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ પુષ્ટિપ્રવાહ મર્યાદાગ્રન્થમાં કહી છેઃ—

**" इच्छामात्रेण मनसा प्रवाहं सृष्टवान् हरिः ।**
**वचसा वेदमार्गं हि पुष्टिं कायेन निश्चयः "**

એ વચનાનુસાર પ્રવાહી સૃષ્ટિ, પ્રભુએ ઇચ્છા માત્રથી મનથી સર્જી છે. એ સૃષ્ટિને સંસાર ફલ પ્રાપ્ત છે, પ્રભુએ વચનથી વેદમાર્ગીય કર્મમાર્ગીય–મર્યાદામાર્ગીય–સૃષ્ટિ પ્રકટ કરી. એ સૃષ્ટિનું ફલ સત્યલોક (મોક્ષ) છે. ભગવાને નિજ શ્રીઅંગમાંથી જે સૃષ્ટિ પ્રકટ કરી તે પુષ્ટિ સૃષ્ટિ કહેવાય છે. એ પુષ્ટિ સૃષ્ટિ ભગવત્સેવા કરવામાં જ આસક્ત થઈ રહે છે. એ પુષ્ટિ સૃષ્ટિનું ફલ પ્રભુના સ્વરૂપાનન્દનો આસ્વાદ છે. એ પુષ્ટિ સૃષ્ટિના જીવો ભગવત સ્વરૂપની સેવા કરવાને જ પ્રકટયા છે, અન્ય કોઇ કાર્ય કરવાને અર્થે નહિ, એ પુષ્ટિ-

જીવોના શરીર સ્વરૂપથી, ગુણથી તથા લિંગથી ભગવાનના જેવા સુન્દર છે. એમને રોગ, પીડા, તથા ઉપદ્રવાદિ, દુઃખ આપી શકતા નથી. એ પ્રકારે જેવો જીવ તેવી જ તેની ક્રિયા અને તે પ્રકારે જ શ્રીકૃષ્ણ તેને ફલદાન કરે છે. જે જીવનું વરણ મર્યાદામાં થયું છે તે જીવની નિષ્ઠા સાધનમાં થાય છે, અને તેથી તે જીવ એમ ઇચ્છા કરે છે કે 'અમુક સાધન કરીશ તો અમુક ફલ મને પ્રાપ્ત થશે.' જે જીવનું વરણ ભગવાને પુષ્ટિમાર્ગમાં કર્યું છે તે જીવ પ્રભુનો અનુગ્રહ જોઈ રહે છે. એ જીવ સર્વ કર્મ કરે, ભગવદ્ધર્મ પણ પાલે પરન્તુ મનમાં 'હું સાધન કરૂં છું તેથી મને ફલ પ્રાપ્ત થાય છે' એમ સ્વકૃત સાધન બલનો વિચાર કરતો નથી. એ પુષ્ટ જીવ નિઃસાધન–નિષ્કિંચન થાય છે. એ જીવ એમ જ જાણે છે કે 'પ્રભુ કૃપા કરશે ત્યારે જ મ્હારૂં કાર્ય સિદ્ધ થશે." એ પ્રકારે સર્વસ્થળે સર્વકાર્યમાં પ્રભુનો અનુગ્રહ જોઈ રહે છે. (૯)

પુષ્ટિમાર્ગમાં જેનું વરણ થયું છે એવો જીવ પોતાનું સર્વ કર્તૃત્વ પ્રભુનું છે એમ સમજે છે. એ જીવ જે કંઈ ફલ પ્રાપ્ત કરે છે તે પોતાના સાધનબલથી થયું છે એમ સ્વીકારતો નથી. સર્વ ફલમાં, સર્વ કોઈ કાર્યમાં ભગવત્કૃપાનું જ બલ જોઈ રહે છે. એ જીવના સાધન તથા ફલ એ બન્ને ભગવાન્ પોતે જ થઈ જાય છે. 'મ્હારૂં સાધન તથા ફલ ઉભય ભગવાન્થી જ થાય છે' એમ દૃઢ વિશ્વાસ, પુષ્ટિ પુરૂષોત્તમ શ્રીગોકુલેશ્વર શ્રીકૃષ્ણમાં, એ જીવને હોય છે.

અનુગ્રહરૂપ શ્રીઆચાર્યજીએ આપણને પુષ્ટિમાર્ગમાં મર્યાદા સહિત અંગીકૃત કર્યા છે. શ્રીસર્વોત્તમસ્તોત્રમાં શ્રીગુસાંઇજી શ્રીમહાપ્રભુજીનું નામ આપે છે કેઃ–' अङ्गीकृतौ समर्यादः ' અર્થ;—અંગીકારમાં પણ મર્યાદા સહિત પોતે ( શ્રીઆચાર્યજી ) છે ' એ વાક્યાનુસાર સમસ્ત પુષ્ટિમાર્ગીય જીવોનો અંગીકાર પોતાની સ્વતઃ મર્યાદાથી[1] કર્યો છે, તેથી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની ઉક્તિ પ્રમાણે સ્થિતિ કરવામાં વૈષ્ણવનું હિત થાય છે. [૯–૧૦]

**मूलम्ः–पुष्टिप्रभुत्वादस्माकं लौकिकी पारलौकिकी ।**
**सर्वा चिन्ता हरेरेव निश्चिन्तत्वं विभाव्यताम् ॥११॥**

---

૧ अङ्गीकृतौ समर्यादः—' અંગીકારમાં શ્રીમહાપ્રભુજી સ્વમાર્ગીય મર્યાદા સહિત છે.' અંગીકૃતિમાં જીવકૃત સાધનની અપેક્ષાનો નિષેધ કર્યો છે તેથી ભક્તિમાર્ગીય પ્રપત્યાદિ સાધનનો ઉચ્છેદ થઈ જશે એમ શંકા દૂર કરવા अङ्गीकृतौ समर्यादः એ નામની આજ્ઞા શ્રી ગુસાંઇજી કરે છે. (૨) અમુક જીવની આ પ્રકારે અંગીકૃતિ એમ અંગીકાર સમાન છે પણ અંગીકારનો પ્રકાર ભિન્ન છે તેથી અંગીકાર મર્યાદા સહિત છે, નિર્મર્યાદ નથી. (૩) અંગીકૃતિ છતાં સ્ત્રી ભાવરૂપ મર્યાદા સહિત શ્રીઆચાર્યજી છે. ગૂઢ સ્ત્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્વ છે. તેથી સ્ત્રીભાવરૂપ મર્યાદાથી અંગીકાર કરે છે. (૪) સમર્પણાંગીકારમાં શરણાગતિરૂપ મર્યાદા સહિત શ્રી મહાપ્રભુ છે. (૫) ભગવાન્ ગ્રીષ્મઋતુની સેવાના અંગીકારમાં મર્યાદારૂપ બલદેવજી સહિત છે. જુઓ. પુષ્ટિભક્તિસુધા માસિકમાં સર્વોત્તમ ટીકા.

**શબ્દાર્થ:**—આપણી આ લોક સમ્બન્ધી તથા પરલોક સમ્બન્ધી સકલ ચિન્તા પુષ્ટિપ્રભુપણાથી હરિની જ છે. તેથી નિશ્ચિન્તપણું વિચારવું. [૧૧]

**વિવેચનઃ**—અમારા પ્રભુ પુષ્ટ છે, તેથી પોતાની કૃપાથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવની લૌકિક વૈદિક સર્વ ચિન્તા દૂર કરશે—એમ નિશ્ચય મનમાં રાખવો એ પ્રકારે નિશ્ચિન્તપણું રાખવું. ચિન્તા ભગવદ્ભાવમાં બાધક છે. (૧૧)

## मूलम्ः—अत एवोक्तमाचार्यैर्निजेच्छातः करिष्यति ।
## नोपेक्षते निजानार्त्तबन्धुः श्रीगोकुलेश्वरः ॥१२॥

**શબ્દાર્થઃ**—[ચિન્તા ભગવદ્ભાવમાં બાધક છે] તેથી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ નવરત્ન ગ્રન્થમાં કહ્યું છે કે:–'પોતાની તથા પોતાના ભક્તની ઈચ્છાથી સર્વ કંઈ ભગવાન્ કરશે.' દીનબન્ધુ શ્રીગોકુલેશ્વર નિજ ભક્તોની ઉપેક્ષા કરતા નથી. (૧૨)

**વિવેચનઃ**—ઉપર કહ્યું તે પ્રકારે નિશ્ચિન્ત થઈ પ્રભુની ઈચ્છા જાણવી. નવરત્ન ગ્રન્થમાં શ્રીઆચાર્યજીના વચનામૃત છે કે:–' सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति.' 'પ્રભુ શ્રી કૃષ્ણ જે સર્વના ઈશ્વર છે તથા સર્વના આત્મા છે ત. નિજેચ્છાથી વિના માગે સર્વ સિધ્ધ કરશે જ. આર્ત્ત (દુઃખી જનો)ના બન્ધુ (દીનબન્ધુ) શ્રીગોકુલેશ્વર શ્રીકૃષ્ણ નિજજનની ઉપેક્ષા કરશે નહિ. (૧૨)

## मूलम्ः—हरीच्छा विपरीताऽपि दासदुःखाऽवलो नात् ।
## अनुकम्पानिधानत्वाद्धरेर्विपरिवर्त्तते ॥१३॥

'શ્રીકૃષ્ણ નિજેચ્છાથી સર્વ કરશે' એમ કહ્યું ત્યાં કોઈ શંકા કરે કે:—'પ્રભુ સ્વતન્ત્ર છે. કર્ત્તુમ્, અકર્ત્તુમ્, તથા અન્યથા કર્ત્તુમ્ સમર્થ છે. તો જ્યારે એમની વિપરીત ઇચ્છા થાય ત્યારે પ્રાર્થના કરવી કે નહિ' તો તેના ઉત્તરમાં કહે છે.

**શબ્દાર્થ:**—હરિની ઇચ્છા વિપરીત હોય તો પણ દાસનું દુઃખ જોવાથી, તથા પોતે કૃપાના નિધાન છે તેથી એ વિપરીત ઈચ્છા પ્રણ અનુકુલ થઇ જાય છે.

**વિવેચનઃ**—હરિની ઇચ્છા વિપરીત દેખાય છે તે તો જીવના અજ્ઞાનથી જ વિપરીત દેખાય છે. પ્રભુ વિપરીત–દુઃખ બતાવીને પણ અન્તે ભક્તનું સુખ જ ઇચ્છે છે. ભક્તનું દુઃખ પણ વસ્તુતઃ દુઃખ નથી. એ દુઃખ અનુભવીને પણ ભક્ત અન્તે શ્રેષ્ઠ માર્ગે ચઢે છે. નારદજીને વિવાહ કરવાની ઇચ્છા થઈ. ભગવાન્ જાણુતા હતા કે નારદજી વિવાહ કરીને સુખી થવાના નથી. તેથી લૌકિક સુખમાંથી દૂર કરવા નારદજીને મર્કટનું મુખ આપી પ્રભુએ લોકમાં નારદજીનું હાસ્ય કરાવ્યું. નારદજીએ લોકમાં પોતાનું હાસ્ય થતું જોઇ પ્રભુનો ઉપકાર

માન્યો કે "પ્રભુએ મને લૌકિક માર્ગે જતો અટકાવી, ભક્તિમાર્ગમાં મ્હારી સ્થિતિ કરાવી." જીવ લૌકિક સુખમાં અભિલાષા રાખે. પણ વસ્તુતઃ લૌકિક સુખ નથી–બન્ધનકારક છે, તેથી પ્રભુ ભક્તને બન્ધકારક લૌકિક સુખ કદાપિ સિદ્ધ કરતા નથી. પ્રભુ તો સંસારવૈરી હોઇ સંસાર સુખમાંથી–લૌકિક સુખમાંથી–ભક્તને, દુઃખ બતાવી, નિવૃત્ત કરે છે અને ભગવત્સેવા; ભગવદ્ભજન પ્રતિ આકર્ષે છે. ભક્ત લોકમાં દુઃખ અનુભવી વસ્તુતઃ આનન્દ–રસ તો પ્રભુમાં જ છે એમ સમજી ભગવત્સેવા, ભગવત્કથા, તથા ભગવલ્લીલાનું ગુણગાનાદિ, કરવા દોરાય છે. આ પ્રકારે ભગવાન લોકમાં ભક્તને કલેશ બતાવે છે, અને પોતામાં એનો નિરોધ કરે છે, પછી જીવ ભલે લૌકિકમાં કહેવાતા સુખની દષ્ટિએ, પોતાના અજ્ઞાનથી 'મને પ્રભુએ દુઃખ આપ્યું' એમ માને. કદાચ પ્રભુની દુઃખ આપવાની ઈચ્છા હોય તોપણ દુઃખ સહન કરવું. પ્રહ્લાદજીએ હિરણ્યકશિપુના ત્રાસ સહન કર્યા. અન્તે ભગવાને એમનું દુઃખ નિવૃત્ત કર્યું. આ સર્વ ત્રાસ સહન કરતાં પ્રહ્લાદજી તો ભગવદિચ્છા જ માન્ય કરતા. એ પ્રકારે ભગવાન્ ભકતની પરીક્ષાર્થ ભકતને દુઃખ આપે છે. પ્રભુ સર્વના આત્મા છે. તે પ્રાર્થના વિના સ્વતઃ દાસનું દુઃખ નિરીક્ષી, હૃદયમાં દયાયુકત થાય છે. જે પ્રકારે દાસનું સુખ થાય તે જ આદરે છે. ભકતના મનોરથ પૂર્ણ કરવા પોતે જ પ્રવર્ત્તે છે.

## मूलम्ः–आर्तिमात्रमतः स्थाप्यं प्रार्थना न विधीयताम् ।
## कृपालुरेव भविता निजार्त्तजनशर्मदः ॥१४॥

**શબ્દાર્થઃ**—તેથી આર્તિમાત્ર રાખવી. પ્રાર્થના કરવી નહિ. નિજ આર્ત્ત (દુઃખી ભક્તો)ને સુખ આપના પ્રભુ કૃપાલુજ થશે. (૧૪)

**વિવેચનઃ**—આ પુષ્ટિમાર્ગમાં આર્તિ માત્ર કર્ત્તવ્ય છે. એવી આર્ત્તિ–આતુરતા કરવી કે 'મ્હારાથી પ્રભુની સેવા ટહેલ બનતી નથી. મ્હારો સકલ મનુષ્ય–જન્મ આ પ્રમાણે વૃથા વીતી ગયો.' લૌકિક, અલૌકિક કોઈ પણ ફલની પ્રાર્થના ન કરવી. કારણ કે શ્રીકૃષ્ણ તો પરમદયાલુ હોઇ નિજજનની આર્ત્તિ જોઈને કૃપા કરે છેજ. નિરોધલક્ષણ ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કેઃ—

क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं सदानन्दं हृदिस्थं निर्गतं बहिः ॥

**અર્થઃ**—'વિરહ–આર્ત્તિરૂપ–વિપ્રયોગ તાપરૂપ કલેશયુક્ત નિજજનોને (ભક્તોને) જોઈ પ્રભુ કૃપાયુક્ત થાય છે, ત્યારે સર્વ પ્રાણી માત્રના હૃદયમાં સદા આનન્દરૂપ જે ભગવાન્ વિરાજે છે તે (હૃદયમાંથી) બહાર પ્રકટે છે.'

'પ્રભુથી હું કેટલા સમય થયા વિખુટો પડયો છું! પ્રભુનું મિલન મને ક્યારે થશે! ક્યારે થશે!' એવો તીવ્ર વિપ્રયોગ–તાપ ક્લેશ વા આર્તિ આ પુષ્ટિમાર્ગમાં મુખ્ય છે. એ આર્તિ કયે પ્રકારે થાય તે અગ્રે કહે છે.

**મૂલમ્ઃ—आर्त्यैव क्रियते यत्तु सेवागुणकथादिकम् ।**
**तदेवास्मत्प्रभूक्तेऽस्मिन्मार्गे प्रविशति ध्रुवम् ॥१५॥**
**अन्यथा क्रियमाणं तु कृष्णसायुज्य साधकम् ।**
**न मुख्यफलसम्बन्धस्ततो भवति निश्चितम् ॥१६॥**

**શબ્દાર્થઃ**—આર્તિથીજ જે સેવા ગુણ કથાદિક થાય છે, તે આ આપણા પ્રભુ (શ્રીઆચાર્યજી) એ કહેલા પુષ્ટિમાર્ગમાં નિશ્ચય પ્રવિષ્ટ થાય છે. (અથાત્ પુષ્ટિમાર્ગમાં જે સેવાગુણ કથાદિક આર્તિથી–તાપ ક્લેશથી થાય છે તેજ માન્ય છે.) અન્ય પ્રકારે જે [આર્તિ વિના] જે સેવાગુણ કથાદિક થાય છે તે તો શ્રીકૃષ્ણના સાયુજ્ય–સાધક હોય છે. તેથી મુખ્ય ફલનો સમ્બન્ધ થતો નથી એ નિશ્ચય છે.

**વિવેચનઃ**—આર્તિસહિત ભગવત્સેવા કરવી, [આર્તિસહિત] વચનથી ગુણ ગાન કરવા, આર્તિસહિત સંયોગમાં સંયોગના પદ તથા અનોસરમાં વિપ્રયોગના પદનું ગાન કરવું, આર્તિસહિત શ્રવણથી શ્રીસુબોધિનીજી આદિ ગ્રન્થ સાંભળવા તથા મનથી શ્રીકૃષ્ણની લીલાનું સ્મરણ કરવું. આ પ્રકારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે સ્થિતિ કરવી. ત્યારે જ પુષ્ટિમાર્ગીય ફલ પ્રાપ્ત થાય. કોઇ એમશંકા કરે કે 'વેદમાં અનેક સાધનથી ફલ બતાવ્યા છે, છતાં 'સાધનથી ફલ પ્રાપ્ત થતું નથી પણ પ્રભુ (કૃપા)થી ફલ પ્રાપ્ત થાય છે' એમ તમે કહો છો તેનું શું કારણ?' ત્યાં સમાધાન કરે છે કેઃ–"પુષ્ટિમાર્ગીય ક્રિયાનો ભાવ ન સમજી, કેવલ સાધન જાણી સેવા કરે તો શ્રીકૃષ્ણનું સાયુજ્યરૂપ [શ્રી કૃષ્ણમાં લયરૂપ] મુક્તિ ફલ પ્રાપ્ત થાય. પણ તેથી પુષ્ટિમાર્ગના મુખ્ય ફલનો સમ્બન્ધ કદાપિ થતો નથી, એ સિદ્ધાન્ત છે. (૧૬)

**મૂલમ્ઃ—तदार्त्तिप्राप्तिरेतेषां तद्रूपाचार्यसेवनात् ।**
**तत्कृपातस्तदुदितवचो वृन्दविचारणात् ॥१७॥**
**निवेदनानुसन्धानात् सदा सत्सङ्गसम्भवात ।**
**अन्यथा न भवेदेवं स्वकृतानन्त साधनैः ॥१८॥**

**શબ્દાર્થઃ**—ઉપર કહેલી આર્તિની પ્રાપ્ત વિપ્રયોગના અગ્નિરૂપ શ્રીઆચાર્યજીના સેવનથી, એમની કૃપાથી, એમના વચનામૃતના સમૂહના વિચારથી,

નિવેદનના અનુસન્ધાનથી, તથા સદા સત્સંગથી થાય છે. અન્ય કોઈ પ્રકારે આપણે કરેલા અનન્ત સાધનથી એ આર્ત્તિ પ્રાપ્ત થતી નથી. (૧૭-૧૮)

**વિવેચનઃ**—વિપ્રયોગાત્મક આ પુષ્ટિમાર્ગીય આર્ત્તિની પ્રાપ્તિને અર્થે વિપ્રયોગાગ્નિરૂપ શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલની અત્યન્ત પ્રીતિથી સેવા કરવી. જ્યારે શ્રીઆચાર્યજીના લઘુ તથા સુવિસ્તૃત ગ્રન્થ શ્રીસુબોધિનીજી આદિના વચનામૃતનો વિચાર અહર્નિશ કરીએ ત્યારે એમની કૃપાથી આર્ત્તિનું દાન થાય. નિવેદનનું અનુસન્ધાન અષ્ટપ્રહર કરવું. નવરત્નગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કેઃ-"તાદૃશીય વૈષ્ણવોના સંગમાં સવથા નિવેદનનું સ્મરણ કર્ત્તવ્ય છે." એ પ્રકારે આર્ત્તિ થાય છે. અન્યથા કોટયાન્ કોટિ સાધન કરો પણ આર્ત્તિ સિદ્ધ થતી નથી અને એ વિપ્રયોગ-આર્ત્તિ-તાપકલેશના અભાવમાં ફલની આશા ક્યાંથી હોઈ શકે ? (૧૮)

**मूलम्ः—ये भावं वर्द्धयन्त्येव दृढं वचनवर्षणैः।**
**सङ्गोऽपि तेषां कर्त्तव्यो नान्येषामिति निश्चयः ॥१९॥**

**શબ્દાર્થ**:—જે ભગવદીયો વચનની વૃષ્ટિથી ભગવદ્ભાવની દૃઢ વૃદ્ધિ કરે એમનો સંગ કરવો અન્ય કોઈનો સંગ ન કરવો એ નિશ્ચય છે. (૧૯)

**વિવેચનઃ**—ઉપર બતાવ્યા પ્રમાણે ભાવની વૃદ્ધિ કરાવનાર, શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તથા શ્રીગુસાંઈજીના લઘુ તેમજ સુવિસ્તૃત ગ્રન્થ શ્રીસુબોધિનીજી, નિબન્ધ, ભાષ્યાદિકનું શ્રવણ કરાવનાર, તથા એમાં રહેલા ગૂઢ અર્થ સમજાવનાર ભગવદીયનો સંગ કરવો. આ પ્રકારે શ્રવણ તથા અર્થનું જ્ઞાન થયા પછી વૈષ્ણવે પોતે એ ગ્રન્થનો પાઠ કરવો. ત્યારે આર્ત્તિ સિદ્ધ થાય એમાં સન્દેહ નથી. (૧૯)

**मूलम्ः—तद्दुर्लभत्वे बाधिर्यं मूकत्वं वा वरं मतम्।**
**वाचः प्रभूणां वदने दुर्जनानां भवन्ति न ॥२०॥**

**શબ્દાર્થ**:—એવા ભગવદીયો દુર્લભ હોય તો બહેરાપણું વા મૂગાપણું ઉત્તમ છે. કારણકે દુર્જનના મુખમાં પ્રભુના ગુણગાનની વાણી હોતી નથી. (૨૦)

**વિવેચનઃ**—ઉપર કહ્યા એવા ભગવદીયનો સંગ આ કાલમાં બહુ દુર્લભ છે. તેથી અન્ય કશું ન થાય તો પણ વૈષ્ણવે લૌકિકમાં મૂક (મુગા) તથા બધિર (બહેરા) થઈ રહેવું. વૈષ્ણવે લૌકિકમાં દુઃસંગનો ભય દૂર કરવા ન તો કોઈ (લૌકિક) વાત શ્રવણ કરવી કે ન તો કોઈ વાતનું ભાષણ કરવું. લૌકિકમાં બધિરપણું વા મૂકત્વ (મૂગાપણું) જ આ સમયમાં શ્રેષ્ઠ છે. પ્રભુના મુખમાંથી નિકળેલા વચનામૃત દુર્જનના મુખમાં હોઈ શકે નહિ. તેથી એવા દુષ્ટજનની વાર્ત્તા શ્રવણ

કરવામાં ફલ નથી, કે એનો સંગ લાભ નથી. ભગવદીયે દુર્જન વા અન્યમાર્ગીયના મુખથી ભગવદ્વાર્ત્તા, ભગવત્કથાદિકનું શ્રવણ સર્વથા ન કરવું. અન્યમાર્ગીયના મુખથી કથાનું શ્રવણ કરવું એ કેમ બાધક છે તે હવે સમજાવે છે. (૨૦)

**मूलम्ः–म्लेच्छानामिव गायत्री ततः श्रवणतः किमु ।**
**तत्सधर्मास्तत्रवर्णा अनुभावतिरोहिताः ॥२१॥**

**શબ્દાર્થઃ**—જો મ્લેચ્છના મુખમાં ગાયત્રી હોય તો તેના શ્રવણથી કંઇ ફલ પ્રાપ્ત થતું નથી, કારણકે એ મ્લેચ્છ મુખથી નિકળતી ગાયત્રીના અક્ષરો અનુભાવ રહિત [દૈવીપ્રભાવ રહિત] તથા મ્લેચ્છના સમાન થઇ રહે છે. [૨૧]

[ તે જ પ્રકારે જો અન્યમાર્ગીય ( પુષ્ટિમાર્ગીય વિના અન્ય કોઇ ) મનુષ્યના મુખથી ભગવદ્વાર્ત્તા તથા કથાદિકનું શ્રવણ થાય તો તે ભગવદ્વાર્ત્તા દૈવી પ્રભાવ રહિત તથા અન્યમાર્ગીયના સમાન થઇ રહે છે. એ શ્રવણથી કંઇ ફલ પ્રાપ્ત થતું નથી. ]

**વિવેચનઃ**—મ્લેચ્છના મુખથી ગાયત્રીનું શ્રવણ કરવાથી કંઇ ફલ પ્રાપ્ત થતું નથી, એટલુંજ નહિ પણ વિપરીત બાધક પ્રાપ્ત થાય છે; કરણકે આસુરના દુષ્ટ ધર્મને લીધે ગાયત્રીના વર્ણમાંથી આધ્યાત્મિક તથા આધિદૈવિક ભાવનું તિરોધાન થાય છે. કેવલ આધિભૌતિક ભાવ એ ગાયત્રીમાં રહે છે. તે જ પ્રકારે અવૈષ્ણવના મુખથી ભગવત્કથાદિકનું શ્રવણ કર્યાથી ભગવદ્વાર્ત્તા ફલરૂપ થતી નથી પરન્તુ બાધક થાય છે. ગંગાજલ સુન્દર છે. પરન્તુ નીચ જાતિ [ચમાર, ચાણ્ડાલાદિક] ના પાત્રમાં પડવાથી એ જલ અશુદ્ધ થાય છે તથા એનું પાન કરનાર ઉચ્ચ જ્ઞાતિજનને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. તે જ પ્રકારે ભગવદ્વાર્ત્તા–કથાદિક વૈષ્ણવ વા અવૈષ્ણવના મુખમાં પડી ફલરૂપ વા બાધક થાય છે. [૨૧]

**मूलम्ः–अतः फलं न श्रवणाद्दोषः प्रत्युत जायते ।**
**सावधानतमैः स्थेयमीदृक् श्रवणकीर्त्तनात् ॥२२॥**

**શબ્દાર્થઃ**—એ [અવૈષ્ણવના મુખ] થી કથાવાર્ત્તાદિકના શ્રવણથી ફલ પ્રાપ્ત થતું નથી પણ ઉલટો દોષ ઉદ્ભવે છે. તેથી એવા અવૈષ્ણવની કથાના શ્રવણ તથા કીર્ત્તનથી બહુ સાવધાન થઇ વૈષ્ણવોએ રહેવું. [૨૨]

આધુનિક સમયમાં જે વૈષ્ણવો અજ્ઞાનથી, પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ ધર્મનો સ્વીકાર જેમણે કર્યો નથી એવા અવૈષ્ણવ શૈવમાર્ગીયોના મુખથી, શ્રીમદ્ભાગવત તથા શ્રીમદ્ભગવદ્-ગીતાદિ ભગવચ્છાસ્ત્રનું શ્રવણ કરે છે, તેઓને કેટલો બધો ઉપદેશ શ્રી હરિરાયજી આપે છે ! જો એ વૈષ્ણવો કોઇ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવના મુખથી શ્રીમદ્ભાગવતાદિ શાસ્ત્રની કથાનું શ્રવણ કરે તો તેઓ શ્રીઆચાર્યજીની આજ્ઞાનો આદર કરશે.

**વિવેચનઃ**—એવા દુષ્ટ બહિર્મુખ તથા અન્યમાર્ગીયના મુખથી ભગવ-

ધર્મનું શ્રવણ કર્યાથી કશું ફલ પ્રાપ્ત થતું નથી. પ્રત્યુત એ શ્રવણના દોષ દૂર કરવા પ્રાયશ્ચિત્ત કરવું પડે એમ છે. તેથી "હે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો! તમે સર્વે સાવધાન રહેજો! જે કોઇ પુષ્ટિમાર્ગમાં સ્થિતિ કરતો હોય, તથા પુષ્ટિમાર્ગને અનુસરી ક્રિયા કરતો હોય એવા સુન્દર પાત્રના મુખથી શ્રવણ તથા કીર્તન કરજો! ત્યારે જ તમારો ભક્તિમાર્ગમાં—પુષ્ટિમાર્ગમાં પ્રવેશ થશે!" એમ શ્રી હરિરાયજીની શિક્ષા છે.

**मूलम्ः—निरपेक्षाः कृष्णजना निजाचार्यपदाश्रिताः ।**
**श्रीभागवततत्त्वज्ञा दुर्लभा एव भूतले ॥२३॥**
**अतः शरणमात्रं हि कर्त्तव्यमखिलं ततः ।**
**यदुक्तं तातचरणैरिति वाक्याद्भविष्यति ॥२४॥**

પુષ્ટિમાર્ગીય ભગવદીયના મુખથી જ ભગવદ્વાર્તાકથાદિકનું શ્રવણ તથા કીર્તન કરવું એમ ઉપર ઉપદેશ કર્યો. હવે એ ભગવદીયના લક્ષણ આ શ્લોકમાં આપે છે.

**શબ્દાર્થ**:—નિરપેક્ષ, શ્રીઆચાર્યજીના ચરણકમલનો આશ્રય કરનારા, શ્રીકૃષ્ણના ભક્તો ભૂતલ ઉપર દુર્લભ છે. [૨૩] તેથી શરણમાત્ર જ કર્તવ્ય છે. શ્રીગુસાંઇજીએ વિજ્ઞપ્તિમાં કહ્યું છે કે:—"તાતચરણ શ્રીમ્હાપ્રભુજીએ કહ્યું છે તે પ્રમાણે શ્રીકૃષ્ણ મ્હારૂં આશ્રય સ્થાન છે અને એમના [શ્રીકૃષ્ણના] શરણથી જ અમને નિશ્ચિન્તતા છે." એ વાક્યથી સર્વ સિદ્ધ થશે. [૨૪]

**વિવેચનઃ**—પુષ્ટિમાર્ગીય ભગવદીયનું મુખ્ય લક્ષણ એ છે કે તે કશાની અપેક્ષા રાખતા નથી. એમના હૃદય પૂર્ણકામ હોય છે એટલે કે એમના સર્વ કામ—અભિલાષા પરિપૂર્ણ થયા હોય છે જેથી એમને લૌકિક વૈદિક કોઇ પણ કાર્ય સિદ્ધ કરવાની ઉત્કણ્ઠા હોતી નથી. એ ભગવદીયો લૌકિક વૈદિક—શ્રમથી રહિત હોય છે. એઓ એવા નિરપેક્ષ હોય છે કે એમને ચાર પ્રકારના મોક્ષની પણ વાંચ્છના હોતી નથી. એઓ એક શ્રીકૃષ્ણના દાસજન હોય છે. એ ભગવદીયો શ્રીકૃષ્ણવિના અન્ય દેવ તથા અન્ય અવતારાદિ કશામાં આસક્તિ રાખતા નથી. આમ અન્યાશ્રય ત્યજી શ્રીગોકુલેશ્વર—રસાત્મક પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણમાં અનન્ય ભાવ રાખે છે. એ ભગવદીયો નિજ આચાર્યશ્રી વલ્લભાધીશના ચરણકમલનો દૃઢ આશ્રય કરે છે. શ્રીભાગવતનું તત્વ, શ્રીસુબોધિનીજી તથા નિબન્ધાદિ શ્રીઆચાર્યજી તથા શ્રીગુસાંઇજી પ્રણીત ગ્રન્થોને અનુસરી પોતે સમજતા હોય તથા અન્યને સમજાવતા હોય એવા પુષ્ટિમાર્ગીય ભગવદીયો દુર્લભ છે. જો એવા ભગવદીય પ્રાપ્ય હોય તો એમનો સંગ અવશ્ય કરવો.

પરન્તુ એમના અભાવમાં ગમે તે કોઈ અન્ય માર્ગીયોનો સંગ ન કરવો, એક શરણમંત્ર અષ્ટાક્ષર 'श्रीकृष्णः शरणं मम' નો જપ કરવો. શરણ ભાવનાથી સકલ કાર્ય સિદ્ધ થશે જ. એ શરણમંત્ર પણ શ્રીઆચાર્યજીદ્વારા શરણે આવનાર જીવને સિદ્ધ થાય છે. શ્રીગુસાંઈજીએ વિજ્ઞપ્તિમાં કહ્યું છે કેઃ–

यदुक्तं तातचरणैः श्रीकृष्णः शरणं मम ।
ततएवास्ति नैश्चिन्त्य मैहिके पारलौकिके ॥

**અર્થઃ**—"અમારા તાતચરણ શ્રીમહાપ્રભુજીએ જે અષ્ટાક્ષર મંત્ર કહ્યો છે તેથી જ અમારી આલોકની તથા પરલોકની સર્વ કાર્યસિદ્ધિ થશે. તેથી જ અમે નિશ્ચિન્ત છીએ." એ પ્રકારે શરણ ભાવનાથી નિશ્ચય સર્વ કાર્ય સિદ્ધ થશે. [૨૪]

**मूलम्ः–तथा विधेयं कृपया यथा गोवर्द्धनेश्वरः ।**
**दर्शयत्यचिरादेव निजं रूपं तदाश्रितैः ॥२५॥**

**શબ્દાર્થઃ**—એમના આશ્રિત ભક્તોએ તેવું કાર્ય કરવું કે જેથી શ્રીગોવર્દ્ધનનાથજી કૃપા કરી. શીઘ્ર નિજ સ્વરૂપનું દર્શન આપે. (૨૫)

**વિવેચનઃ**—આ સકલ ધર્મ શ્રીગોવર્દ્ધનનાથજી કૃપા કરે ત્યારે જ સિદ્ધ થાય છે, જ્યારે શ્રીનાથજી નિજાશ્રિત જનોપર કૃપા કરી સ્વરૂપ દર્શન કરાવે ત્યારે જ સર્વ કાર્ય સિદ્ધ થાય છે. આ માર્ગ સાધનસાધ્ય નથી પણ કૃપા સાધ્ય છે. શ્રીગિરિરાજજીના સમ્બન્ધથી પુલિન્દીજીપર પ્રભુએ કૃપા કરી તેમ શ્રીઆચાર્યજીના સમ્બન્ધથી આપણાપર શ્રીજી કૃપા કરે ત્યારે સર્વ સિદ્ધ થાય. (૨૫)

**इति श्रीहरिरायजीविरचितमेकत्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीका-नुवादसहितं समाप्तम् ॥३१॥**

# શિક્ષાપત્ર ૩૨ મું.

ઉદ્દેશ:—હવે આ બત્રીશમા શિક્ષાપત્રમાં એવું નિરૂપણ કર્યું છે કે કામાદિદોષથી આવિષ્ટ એવા હૃદયમાં ભગવાન્ કદાપિ પ્રવેશ કરતા નથી. દીનતાયુક્ત હૃદયમાં એકક્ષણમાં પધારે છે. ઉપર કહ્યું તેમ શ્રીજીની કૃપા હોય તો સર્વ કાર્ય સિદ્ધ થાય. પંચ પર્વાત્મક 'અવિદ્યાનો નાશ થાય અને વિદ્યા સિદ્ધ થાય ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન્ હૃદયમાં વિરાજે છે. પંચશ્લોકથી અવિદ્યાનું નિરૂપણ કરે છે, અને પંચશ્લોકથી વિદ્યાનું કથન કરે છે અને એમ આ શિક્ષાપત્રમાં દશશ્લોક છે. પ્રથમ અવિદ્યાનો પ્રકાર દર્શાવે છે કારણકે અવિદ્યા નિવૃત્ત થાય ત્યારે વિદ્યા આવે. શ્રીસુબોધિનીજીને અનુસરીને શ્રીહરિરાયજી કહે છે કે 'શ્રીકૃષ્ણાવતારમાં જેમ શ્રીકૃષ્ણે ભક્તોની અવિદ્યા દૂર કરી ત્યારે નિષ્પ્રપંચ વિદ્યાનો ઉદય થયો તેમ અવિદ્યા નિવૃત્ત થાય ત્યારે વિદ્યા ઉદય પામે.'

मूलम्:—कामाविष्टे क्रोधयुते संसारासक्तिसंयुते ।
लोभाभिभूते सततं धनार्जनपरायणे ॥१॥
दयाविरहिते रूक्षे नित्यं सन्तोषवर्जिते ।
शोकाकुले भयाक्रान्ते विषयध्यानतत्परे ॥२॥
अहंकारयुते क्रूरे दुष्टपक्षैकपोषके ।
ज्ञानमार्गस्थिते सर्वसाम्यचिन्तनभाविते ॥३॥
लौकिके सन्मुखे कृष्णजनवैमुख्यसंयुते ।
कृष्णलीलादोषदृष्टौ तथा कर्मजडेऽपि च ॥४॥
आचार्यविमुखे नित्यमश्रद्धादिविभूषिते ।
एतादृशे तु हृदये हरिर्नाविशते क्वचित् ॥५॥

શબ્દાર્થ:—(કેવા હૃદયમાં પ્રભુ કદાપિ પ્રવેશ કરતા નથી?) કામથી આવિષ્ટ, ક્રોધયુક્ત, સંસારમાં આસક્તિયુક્ત, લોભથી વ્યાપ્ત, નિરંતર ધનસંચય કરવામાં તત્પર, દયાથી રહિત, સ્નેહથી રહિત, નિત્ય સંતોષ જેમાં નથી, શોકથી આકુલ, ભયથી આક્રાન્ત, વિષયના ધ્યાનમાં તત્પર, અહંકાર યુક્ત, ક્રૂર, દુષ્ટજનના પક્ષનું પોષણ કરનાર, જ્ઞાનમાર્ગમાં સ્થિતિ કરનાર, સર્વ દેવ

સમાન પ્રભુની તુલના કરે એવા ચિન્તનયુક્ત, લૌકિકમાં સન્મુખ, શ્રીકૃષ્ણના જન (વૈષ્ણવ) પ્રતિ વિમુખતા યુક્ત, શ્રીકૃષ્ણની લીલામાં દોષદૃષ્ટિ કરનાર, કર્મમાં જડની સમાન આસક્ત થનાર, શ્રીઆચાર્યજીથી વિમુખ, તથા નિત્ય અસત્વાદમાં ભૂષિત–એવા હૃદયમાં હરિ કદાપિ પ્રવેશ કરતા નથી. (૧–૫)

**વિવેચનઃ**—અવિદ્યાના ઉપર બતાવેલા દોષો જે હૃદયમાં હોય તેમાં ભગવાન કદાપિ પ્રવિષ્ટ થતા નથી. જો હૃદયમાં કામાદિનો આવેશ હોય તો શ્રીઆચાર્યજીના વચનામૃત પ્રમાણે વિષયથી પૂર્ણ એવા દેહમાં સર્વથા હરિનો આવેશ થતો નથી. શ્રીઆચાર્યજી સંન્યાસ નિર્ણય નામના પોતાના ગ્રન્થમાં કહે છે કેઃ–" **विषयाक्रान्तदेहानां नावेशः सर्वथा हरेः** " ('વિષયથી વ્યાપ્ત દેહ છે જેમના એવા જીવોમાં સર્વથા હરિનો આવેશ થતો નથી.') આ પ્રકારે કામ દુષ્ટ છે. ક્રોધ ચાણ્ડાલ સ્વરૂપ છે. જ્યાં ચાણ્ડાલ સ્વરૂપ ક્રોધ હૃદયમાં પૂર્ણ થયો હોય ત્યાં પણ કેવી રીતે પધારી શકે ? એ પ્રકારે ક્રોધ પણ બાધક છે, આ લૌકિક સંસારમાં દેહ સમ્બન્ધી કુટુમ્બ, ગૃહાદિકના ભરણપોષણમાં અષ્ટપ્રહર આસક્ત હોય તેમના હૃદયમાં ભગવાન્ આવિષ્ટ થતા નથી. જે લોભથી દ્રવ્ય એકત્રિત કરે છે, જે દ્રવ્યને લીધે આપઘાત, ચૌર્ય, તથા અન્ય ક્રૂર કર્મો કરે છે, જે દ્રવ્યને જ પોતાનું સર્વસ્વ માની રહે છે, જે અષ્ટપ્રહર એક કોડી વા પાઈને જોડવામાં તત્પર થઈ રહે છે અને જેને દેહસમ્બન્ધી-ઓમાં લોભ હોય છે, તેના હૃદયમાં ભગવાન્ કદાપિ સ્થિતિ કરતા નથી. જે ધન–ઉપાર્જન કરવામાં અષ્ટપ્રહર પરાયણ છે. જેને સદા ધનની જ વાર્તા કરવાનું મન થાય છે, અને જે ધનમાં જ મચ્યો રહે છે તેના હૃદયમાં ભગવાન્ રહેતા નથી. [૧] જે જીવ દયાથી રહિત હોય છે, સર્વદા અન્ય જીવોની હિંસા કરે છે, તથા કોઈને પણ દુઃખી જોઇ પ્રસન્ન રહે છે તેના હૃદયમાં વિરાજતા નથી. જે જીવ સ્નેહરહિત હોય છે, જેને ભગવદીય વૈષ્ણવમાં રંચક પણ સ્નેહ હોતો નથી, જે ગમે એટલી ભગવદ્વાર્તાનું શ્રવણ કરે પણ જેને સ્વલ્પ ભગવદ્રસ પણ ઉદ્ભવતો નથી એવા રુક્ષ ( લૂખા ) હૃદયમાં–શુષ્ક હૃદયમાં ભગવાન્ સ્થિતિ કરતા નથી, જેને યથાલાભથી સન્તોષ થતો નથી, જે સદા હાય ! હાય પૈસાને માટે કરે છે, " આજે તો કંઇ દ્રવ્યોપાર્જન કર્યું નથી, કાલે કાર્ય કેમ નિભાવશે ! " એમ નિરન્તર ક્લેશ કરી રહે છે તો તેના હૃદયમાં હરિ સ્થિતિ કરતા નથી. જે સ્ત્રી, પુત્ર, કુટુમ્બ તથા ગૃહ વ્યાપારના શોકથી નિરન્તર આકુલવ્યાકુલ થઈ રહે છે–ગૃહ તથા કુટુમ્બનો નિર્વાહ કેમ ચાલશે–એમાં ને એમાં જ બાલ્યાવસ્થાથી તે વૃદ્ધાવસ્થા પર્યન્ત શોકથી વ્યાકુલ થઇ રહે છે–એવા અતિશય સંસારી લૌકિક જીવના હૃદયમાં પ્રભુ વિરાજતા નથી. જે સદા ભયથી કમ્પાયમાન રહે છે, જેને સદા રાજ ભય, કાલ ભય,

ચોર ભય, જ્ઞાતિ સમ્બન્ધી ભય, દેહ સમ્બન્ધી ભય, ઈત્યાદિક લૌકિક ભય આકુલ વ્યાકુલ કરી દે છે તેના હૃદયમાં ભગવાન્ કદાપિ સ્થિતિ કરતા નથી. જે વિષયાદિકના સાધનમાં તત્પર રહે છે, જ્યારે દેહના વિષય સિદ્ધ થતા નથી ત્યારે જે મનમાં વિષય પ્રાપ્ત કરવા અનેક વિચાર કરે છે, જે વૈષ્ણવ ધર્મ પાલવાના મિષથી અન્ય વૈષ્ણવો પાસેથી સુન્દર ખાનપાન તથા વસ્ત્રાદિકની આશા રાખે છે, તથા જે પરસ્ત્રી સાથે વિષયભોગ કરવાનું ધ્યાન કર્યા કરે છે તેના હૃદયમાં પ્રભુ સર્વથા આવેશ કરતા નથી. (૨) જે અહંકારયુક્ત રહે છે, જે એમ અભિમાન કરે છે કેઃ–'મ્હારા સમાન અન્ય કોઈ નથી, હું વૈષ્ણવ ધર્મનું ખરેખરૂં રહસ્ય સમજ્યું છે! મ્હારામાં વૈષ્ણવતા સારી છે! હું અનેક મનોરથ કરૂં છું! હું સકલ કુટુમ્બનું પોષણ કરૂં છું! સર્વ મ્હારી આજ્ઞા પાલે છે!' તેના હૃદયમાં ભગવાન્ વિરાજતા નથી. જે હૃદયમાં ક્રુર રહે છે, પર જનનું અનિષ્ટ ઈચ્છે છે, જે મનમાં એમ અભિલાષા રાખે છે કે 'ક્યારે મ્હારો દાવ આવે કે એને દુઃખ આપું!' જે સદા વાંકો ને વાંકો જ ચાલે છે, તેના ક્રુર હૃદયમાં પ્રભુ પ્રવેશ કરતા નથી. દુષ્ટ કાર્ય કરનારા–ચોરી અન્યાય તથા અન્ય નિર્દોષ જનોનું અનિષ્ટ કરનારા–અસત્ પુરૂષોનો પક્ષપાત જેઓ કરે છે તેમના હૃદયમાં ભગવાન્ વિરાજતા નથી. જે જીવો **જ્ઞાનમાર્ગમાં સ્થિતિ કરીને સ્વામિ સેવકભાવ જાણતા નથી, તથા સર્વગુણ યુક્ત ભગવાનના સ્વરૂપને સમજતા નથી. તેમજ જેઓ ભગવાનને નિરાકાર જાણે છે એવા જ્ઞાનીના હૃદયમાં ભગવાન્ રહેતા નથી.** કેટલાક જીવો એમ કહે છે કે **ભગવાન્ તો સર્વ દેવની સમાન છે અને તેથી બ્રહ્મા, મહાદેવ, ગણેશ, ઈન્દ્ર, સૂર્ય, ચણ્ડી ઇત્યાદિક દેવતા સમાન ભગવાનનું ચિન્તન કરવું જોઇએ** અને ભગવાનના આશ્રય સાથે એ દેવોનો પણ સમાન આશ્રય કરવો જોઇએ, એ દેવો પણ ફલ આપે છે તેથી એમની પાસે ફલની ઇચ્છા રાખવી જોઇએ.' એમ સમજનાર તથા સમજાવનાર લોકો પોતે અન્યાશ્રય કરે છે તથા અન્ય (વૈષ્ણવો) ને અન્યાશ્રય કરાવે છે, તેથી એવા જીવોના હૃદયમાં ભગવાન્ પ્રવિષ્ટ થતા નથી.

ભગવાન્‌થી કોઇ અધિક નથી. ભગવાનની સમાન કોઇ નથી. ભગવાનની સમાન કોણ હોઇ શકે?' એ અર્થની અનેક શ્રુતિ તથા અનેક સૂત્રાનુસાર શ્રીઆચાર્યજી કૃષ્ણાશ્રય ગ્રન્થમાં કહે છે કે "प्राकृताः सकलादेवा गणितानन्दकं बृहत् । पूर्णानन्दो हरिस्तस्मात्-कृष्ण एव गतिर्मम ॥ "સકલ દેવ પ્રાકૃતહીન છે–પ્રકૃતિના સમ્બન્ધી છે. બૃહત બ્રહ્મનો આનન્દ ગણિત હોઇ શ્રીકૃષ્ણથી નિકૃષ્ટ–હીન છે. પણ શ્રીકૃષ્ણ પૂર્ણાનન્દ છે તેથી શ્રીકૃષ્ણજ (અન્ય દેવતા નહિ) મ્હારી ગતિ થાઓ!" તે જ પ્રકારે શ્રીગુસાંઇજી કહે છે કેઃ– 'अन्यसम्बन्धगन्धोऽपि कन्धरामेवबाधते' અન્યદેવ કે અન્યમાર્ગીયોના સમ્બન્ધનો ગન્ધ

પણ ગળુ કાપે છે.' એ પ્રકારે વેદ, ગીતા, તથા શ્રીમદ્ ભાગવતાદિ પ્રમાણશાસ્ત્રાનુસાર શ્રીઆચાર્યજી શ્રીકૃષ્ણ વિના અન્ય પ્રાકૃત દેવના આશ્રયનો ગન્ધ પણ ત્યજવાની સખ્ત આજ્ઞા કરે છે છતાં એત-માર્ગીય વૈષ્ણવો આધુનિક સમયમાં અન્યાશ્રય કરે છે એ કેવું શોચનીય છે! (૩)

લૌકિક કાર્યમાં તત્પર રહેનાર—અષ્ટ પ્રહર મિથ્યા ક્રિયા, મિથ્યા ધ્યાન, મિથ્યા ભાષણાદિ લૌકિક કાર્યમાં મગ્ન રહેનારના હૃદયમાં ભગવાન્ વિરાજતા નથી. જે જીવ શ્રીકૃષ્ણજન (ભગવદીય) થી વિમુખ રહે છે તથા ભગવદીયોની નિન્દા કરે છે, ભગવદીયોને દુઃખ આપે છે, તેના હૃદયમાં ભગવાન્ સ્થિતિ કરતા નથી. શ્રીકૃષ્ણની લીલા આનન્દમય, નિર્દોષ છે. જેમ ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે નિર્દોષ છે, આનન્દમય છે તેમ એમની લીલાઓ પણ નિર્દોષ અને આનન્દમય છે. અવી એમની નિર્દોષ અને આનન્દમય, રસમય લીલાઓમાં કામાદિ દોષ જોવો—પ્રભુ પરસ્ત્રીને વશ્ય છે ઈત્યાદિ એવી દોષદૃષ્ટિ કરનાર જીવના હૃદયમાં ભગવાન પ્રવેશ કરતા નથી. જે જીવ કર્મજડ છે—એટલે જેઓ સદા શ્રીકૃષ્ણની સેવારૂપ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ કર્મનો ત્યાગ કરી શ્રાદ્ધ, સન્ધ્યા ઉપાસનાદિ કર્મને મુખ્ય ગણી એમ જ તત્પર રહે છે, તથા ભગવદ્ધર્મમાં પ્રીતિ રાખતા નથી એવા જીવના હૃદયમાં ભગવાન પ્રવેશ કરતા નથી. (૪) પુષ્ટિમાર્ગના સર્વોપરિ શ્રીવલ્લભાચાર્યજીના ચરણકમલથી વિમુખ થનાર જીવના હૃદયમાં શ્રીકૃષ્ણ વિરાજતા નથી. સુન્દર ભગવદ્વાર્ત્તા, ભગવત્ કથા, ભગવલ્લીલાદિકનું હાસ્ય કરે તથા લૌકિક વાતોમાં પ્રસન્ન રહે એવા જીવના હૃદયમાં પ્રભુ વિરાજતા નથી. એ પ્રકારે અવિદ્યાના બાવીશ દોષ ઉપર વર્ણવ્યા છે. જેના હૃદયમાં એ દોષ રહે છે ત્યાં શ્રીકૃષ્ણ કદાપિ વિરાજતા નથી. તેથી વૈષ્ણવે આ બાવીશ દોષ પોતાનામાં પ્રવેશ ન કરે એમ સાવધાન રહેવું. (૫)

હવે જે ગુણથી શ્રીકૃષ્ણ હૃદયમાં વિરાજે છે તેનું વર્ણન આગળ પાંચ શ્લોકમાં કહે છે.

मूलम्ः—दीने शुद्धे निःप्रपञ्चे लीलाचिन्तनतत्परे ।
स्वाचार्यशरणै नित्यं सर्वकामविवर्जिते ॥६॥
व्रजस्त्रीचरणाम्भोजरेणुप्राप्त्यभिलाषुके ।
गुणगानपरे कृष्णनामार्थपरिभावुके ॥७॥
अनन्येऽनन्यसेवैकनिष्ठातत्परतां गते ।
भगवद्धर्मनिरते विरक्ते गुणसङ्गिनि ॥८॥

कृष्णार्त्तिभावसंयुक्ते सरसेऽन्यरसातिगे ।
अचले कृष्णलीलाचल दर्शनाकुल ॥९॥
मनोरथशताक्रान्ते सर्वौदासीन्यसंयुते ।
एतादृशे तु हृदये हरिराविशते क्षणात् ॥१०॥

**શબ્દાર્થ**:—દીન, શુદ્ધ, પ્રપંચરહિત, શ્રીકૃષ્ણનીલીલાના ચિન્તનમાં તત્પર, સ્વાચાર્યના દૃઢ આશ્રયયુક્ત, નિત્ય સર્વ કામથી રહિત, વ્રજભક્તના ચરણારવિન્દની રજ પ્રાપ્ત કરવાની ઈચ્છાયુક્ત, ગુણગાનમાં તત્પર, 'શ્રીકૃષ્ણ' એ નામનો અર્થ 'ફલાત્મક' છે એમ યથાર્થ ભાવયુક્ત, અનન્ય ભાવયુક્ત, અનન્ય ભક્તની સેવામાં એક નિષ્ઠાથી તત્પર, ભગવદ્ધર્મમાં પ્રીતિયુક્ત, વિરક્ત, ભગવદ્‌ગુણના સંગયુક્ત, શ્રીકૃષ્ણની આર્ત્તિ તથા ભાવથીયુક્ત, ભકિતના રસ સહિત, અન્ય ધર્મના રસનું ઉલ્લંઘન કરનાર, ભગવદ્ધર્મમાં સ્થિર, શ્રીકૃષ્ણની લીલાથી ચંચલ અથવા વિકલ થનાર, શ્રીકૃષ્ણના દર્શનમાં આકુલ, શ્રીકૃષ્ણની સેવામાં અનેક મનોરથ યુકત, લૌકિક વૈદિકમાં, ઔદાસીન્યયુકત (આસક્તિ રહિત, ઉદાસ) એવા હૃદયમાં પ્રભુ ક્ષણમાં પધારે છે. [૯–૧૦]

**વિવેચન**:—જે હૃદય દીન હોય છે–કોઇ એની નિન્દા કરે વા એને કટુ શબ્દ કહે તોપણ સહી જ લે છે. તે હૃદયમાં ભગવાન્ વિરાજે છે. શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કે:–'आचार्यचरणैरुक्तं दैन्यं त्वत्तोषसाधनम्'

**અર્થ**:—શ્રીઆચાર્યજીએ શ્રીસુબોધિનીજીમાં પ્રભુપ્રસન્ન કરવાનો એક ઉપાય બતાવ્યો છે તે એક દૈન્ય છે. તેથી વૈષ્ણવે દૈન્ય અવશ્ય રાખવું. શુદ્ધ હૃદય રાખવું. મનમાં છલ કપટ ન રાખવા–શુદ્ધ ભાવથી પ્રભુનું ભજન, સ્મરણ કરવું, ત્યારે ભગવાન્ શુદ્ધ હૃદયમાં વિરાજે. શ્રીકૃષ્ણની આનન્દરૂપ અનેક લીલા–બાલલીલા, દાનલીલા, રાસલીલા, માનલીલાદિકનું ચિન્તન કરવામાં તત્પર રહેવું. નિરોધલક્ષણમાં શ્રીગુસાંઈજી કહે છે કે:–"गुणेष्वाविष्टचित्तानां सर्वदा मुरवैरिणः" ('ભગવાનના ગુણમાં આવિષ્ટ છે ચિત્ત જેમનું એવા ભક્તોને સંસારના કલેશ તથા દોષ પીડતા નથી.') શ્રીસર્વોત્તમ સ્તોત્રમાં શ્રીઆચાર્યજીનું 'अशेषभक्तसंप्रार्थ्य चरणाब्जरजोधनः' (જેના ચરણકમલની રજને, ભકતો પોતાનું સર્વસ્વ ધનરૂપે ઈચ્છે છે એવા શ્રીઆચાર્યજી.) એમ શ્રીવલ્લભાચાર્યના ચરણકમળનો દૃઢ આશ્રય કરનાર, તથા લૌકિક, વૈદિક સર્વ કામથી જે રહિત હોઈ પ્રભુ વિના અન્ય કોઈ પણ પદાર્થ ઉપર આસકિત કરતો નથી, એવા અનન્ય વૈષ્ણવના હૃદયમાં પ્રભુ બિરાજે છે (૯) ઉદ્ધવજીએ ભ્રમરગીતના

અધ્યાયમાં કહ્યું છે કેઃ—

**आसामहो चरणरेणुजुषामहं स्यां वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ।**
**या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥**
**वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः । यासां हरिकथोद्गीतं पुनाति भुवनत्रयम्॥**

**અર્થ**:—અરે ! આ વ્રજભક્તોના ચરણારવિન્દની રજનું સેવન કરનાર આ વૃન્દાવનમાં (સ્થિતિ કરીને રહેલા) ગુલ્મ, લતા તથા ઓષધિ [તામસ, રાજસ, અને સાત્વિક] એમાંનો કોઇપણ હું જો થાઉં તો મ્હારૂં અહો ભાગ્ય ! આ વ્રજભક્તોએ, જેમનો ત્યાગ દુષ્કર છે. એવા પોતાના દેહસમ્બન્ધી જનના વર્ગનો તેમજ વેદમાર્ગનો ત્યાગ કરી, શ્રુતિઓથી પણ વિમૃગ્ય [શોધવા યોગ્ય] એવી મુકુન્દની –શ્રીકૃષ્ણની–પદવીનું ભજન કર્યું; [શ્રીગોપીજન પોતે શ્રુતિરૂપા છે તો પણ શ્રીકૃષ્ણને ભજે છે તેથી શ્રીકૃષ્ણ એવાપર છે કે એમને શ્રુતિઓ પણ શોધી રહી છે.] શ્રીનન્દરાયજીના વ્રજની સ્ત્રીઓના ચરણારવિન્દની રજને હું વારંવાર વન્દન કરૂં છું; જેમની ભગવત્કથાનું પરવશ્યતાથી ઉચ્ચ સ્વરે નીકળેલું ગુણ-ગાન ત્રણે ભુવનને પાવન કરે છે !" "ઉધ્ધવજી જેવા જ્ઞાનીઓ પણ જે વ્રજ-ભક્તોની ચરણરજની આકાંક્ષા કરે છે તથા એ ચરણરજનો નિરન્તર સમ્બન્ધ થવાને વૃન્દાવનના કોઈક લતા વા ઓષધી થવાની તીવ્ર અભિલાષા કરે છે. તે વ્રજભક્તોની ચરણકમલની રજ મને કયારે પ્રાપ્ત થશે!' એમ નિશદિન વાંચ્છના કરનારના હૃદયમાં શ્રીકૃષ્ણ–શ્રીગોપીજન વલ્લભ બિરાજે છે. 'શ્રીકૃષ્ણના કીર્તનથી જ સર્વ બન્ધ દૂર થાય છે. એમ શ્રીભાગવતમાં કહ્યું છે. તે પ્રમાણે જે શ્રીકૃષ્ણના નામનું કીર્તન કરે છે તથા જ્ઞાનથી કે અજ્ઞાનથી શ્રીકૃષ્ણનું નામ લે છે તેના હૃદયમાં શ્રીકૃષ્ણ વિરાજે છે. શ્રીમદ્ભાગવતના ષષ્ઠ સ્કન્ધમાં કહ્યું છે. છે કેઃ–"અજ્ઞાનથી અથવા જ્ઞાનથી ઉત્તમ શ્લોક (ભગવાન્) ના નામનું જે સારી રીતે (આર્તિયુક્ત થઇને) કીર્તન કરે છે તેના સર્વ પાપ, કાષ્ઠ જેમ અગ્નિથી ભસ્મ થાય છે, તેમ ભસ્મ થઈ જાય છે. હે પુત્રો ! હરિના નામના ઉચ્ચારમાત્રનું તો માહાત્મ્ય જુઓ ! અજામિલ જેવો દુષ્ટ પણ પુત્રભાવથી હરિનું નામ લઈ મૃત્યુના પાશથી મુકત થયો." તેમ જ. વળી અષ્ટમસ્કન્ધમાં કહ્યું છે કેઃ–"હે રાજન્! જે આ કલિયુગમાં પોતે હરિનું નામ સ્મરે છે તથા અન્યને સ્મરણ કરાવે છે, તે મનુષ્ય સુન્દર ભાગ્યવાન્ તથા કૃતાર્થ છે એમાં સંદેહ નથી." એ વચનાનુસાર શ્રીકૃષ્ણ પોતાના નામમાત્રથી પણ હૃદયમાં વિરાજે છે. (૭) જે શ્રીકૃષ્ણમાં અનન્ય ભાવ રાખતો હોય, શ્રીકૃષ્ણનું જ સ્મરણ શ્રીકૃષ્ણની જ કથાનું શ્રવણ, શ્રીકૃષ્ણનું જ ગુણગાન, તથા મન, વચન અને કર્મથી પુષ્ટિમાર્ગમાં અનન્ય હોય તેના હૃદયમાં શ્રીકૃષ્ણ વિરાજે છે. હારિત સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

अनन्यशरणा ये तु तथैव नन्यसाधनाः ।
अनन्यभोगभोगा ये ते तु सर्वेऽधिकारिणः ॥
नान्यं देवं नमस्कुर्यान्नान्यं देवं निरीक्षयेत् ।
नान्यप्रसादमश्नीयान्नान्यदायतनं व्रजेत् ॥

અર્થ:—અનન્ય આશ્રયવાળા (એક શ્રીકૃષ્ણનો જ અનન્ય આશ્રય કરનાર) તે જ પ્રકારે અનન્ય સાધન કરનાર, અન્યદેવનો પ્રસાદ ન લેનાર, એવા અનન્ય સર્વે ભક્તો ભક્તિમાર્ગમાં અધીકારી છે. અન્યદેવને નમસ્કાર ન કરવા, અન્યદેવનું દર્શન ન કરવું, અન્યદેવનો પ્રસાદ ન લેવો, અન્યદેવના સ્થાનમાં પણ ન જવું.–એમ સર્વથા શ્રીકૃષ્ણને અનન્ય રહેનારના હ્રદયમાં પ્રભુ બિરાજે છે. જે જીવ પુષ્ટિમાર્ગીય અનન્ય ભગવદીયની સેવા કરે છે તેના હ્રદયમાં પ્રભુ વિરાજે છે. એક ભગવદીયે ગાયું છે કે–'एक भरोंसो व्रजभक्तनको दूजो नन्द किशोरको' તેમજ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં કહ્યું છે કે–'अतः स्थेयं हरिस्थाने तदीयैः सहतत्परैः' (ત્યાગમાં દુઃસંગથી તથા દુષ્ટાન્ન ભક્ષણથી ઘણા બાધો આવે છે તેથી હરિસ્થાનમાં–ભગવન્મન્દિરમાં–અથવા મન્દિરની નિકટમાં–ભગવત્પરાયણ ભગવદીયના સંગમાં રહેવું.") એમ ભગવદીયનો સંગ કરનારના હ્રદયમાં પ્રભુ વિરાજે છે. જે, ભગવદ્ધર્મમાં પ્રીતિ રાખતો હોય, વિરક્ત હોય તથા ભગવાનના ગુણનું ગાન કરતો હોય તેના હ્રદયમાં પ્રભુ વિરાજે છે. શ્રીમહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કેઃ–'साक्षिणो भवताखिलाः' (સંસારાદિક કાર્યમાં સાક્ષિવત્ સર્વેજનોએ રહેવું–એટલે જલમાં જેમ કમલ જલથી લેપાતું નથી તેમ વૈષ્ણવે સંસારમાં આસક્તિથી લેપાવું નહિ. સર્વ પ્રભુ ઇચ્છાથી થયું જાય છે.) એમ ભગવદ્ધર્મમાં રતિ કરવી. લૌકિકથી વિરક્ત થવું એટલે સર્વ પ્રભુને સમર્પણ કરવું. તે ઉદ્દેશથી શ્રીઆચાર્યજી સિદ્ધાન્ત રહસ્ય ગ્રન્થમાં કહે છે કેઃ–'तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम्' 'તેથી આરમ્ભમાં સર્વકાર્યમાં સર્વવસ્તુ પ્રભુને સમર્પવી.' એ પ્રકારે ભગવદ્ધર્મમાં રતિ કરનાર, વિરક્ત થનાર તથા પ્રભુનું ગુણગાન કરનારના હ્રદયમાં પ્રભુ બિરાજે છે. [૮] શ્રીકૃષ્ણમાં આર્ત્તિ થાય તો પ્રભુ કૃપા કરે. નિરોધલક્ષણ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કેઃ–"જ્યારે પ્રભુ ભક્તોને આર્ત્તિથી કલેશયુક્ત જુએ છે ત્યારે કૃપાયુક્ત થઇ સદા આનન્દમય પ્રભુ હ્રદયમાંથી બહાર પ્રકટે છે." એ પ્રકારે જ્યાં આર્ત્તિ હોય છે ત્યાં પ્રભુ પધારે છે. શ્રીકૃષ્ણમાં ભાવ નિવેદનથી થાય છે, જેમ લૌકિકમાં સ્ત્રીનો ભાવ નિવેદનથી થાય છે, જેમ લૌકિકમાં સ્ત્રીનો ભાવ પતિમાં વિવાહ થયા પછી થાય છે તેમ

શ્રીઆચાર્યજીદ્વારા નિવેદન થયા પછી શ્રીકૃષ્ણમાં ભાવ ઉદ્ભવે છે. જે જીવ શ્રીકૃષ્ણ મ્હારૂં સર્વસ્વ છે એવો ભાવ રાખે છે તેના હૃદયમાં ભગવાન્ પધારે છે. જે અન્યમાર્ગીય રસ તથા વિષયાદિકના રસથી રહિત હોઈ એક પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણના અધરામૃતના આસ્વાદની ચાહના કરે છે એવા વૈષ્ણવના હૃદયમાં પ્રભુ પધારે છે. જે વૈષ્ણવ અન્યમાર્ગીયના સંગથી, દુષ્ટના સંગથી તથા વિષયાદિકના સંગથી પુષ્ટિમાર્ગમાંથી ચલાયમાન થતો નથી તેવા દૃઢ ભગવદીયના હૃદયમાં પ્રભુ પધારે છે. જે ભગવદીય શ્રીકૃષ્ણની નાના પ્રકારની લીલાના રસમાં અતિ ચંચળ હોય છે, ક્ષણક્ષણમાં લીલારસમાં નિમગ્ન થઈ જાય છે, તેના હૃદયમાં પ્રભુ વિરાજે છે. શ્રીભાગવતના એકાદશ સ્કન્ધમાં કહ્યું છે કે:-"જીવને, માનુષ દેહ ક્ષણભંગુર છે તો પણ અતિ દુર્લભ છે, અને તેમાં પણ ભગવદ્ભક્તનું દર્શન દુર્લભ છે." એ વચનાનુસાર જે જીવ, ભગવાનના તથા ભગવદ્ભક્તના દર્શનને અર્થે આકુલ વ્યાકુલ થઇ રહે છે તેના હૃદયમાં પ્રભુ બિરાજે છે. કુમ્ભનદાસજી એક દર્શનના અન્તરાયમાં પણ ગાય છે કે:-"केते दीन ह्वेजु गये विनु देखे." એ પ્રકારની આર્ત્તિ દર્શનમાં આવે ત્યારે હૃદયમાં પ્રભુ પધારે. [૯] જેમ વ્રજભકતો શ્રીઠાકોરજીના સુખાર્થે નાના પ્રકારના મનોરથ કરતા, વાગા, વસ્ત્ર, આભૂષણ અને સામગ્રી, પ્રભુને (તન મન-ધનથી] સમર્પતા અને એમ સર્વાત્મભાવ પ્રભુમાં રાખતા તેમ પુષ્ટિમાર્ગમાં શ્રીવલ્લભકુલ શ્રીકૃષ્ણને સર્વસ્વ સમર્પે છે-એક શ્રીકૃષ્ણમાં સર્વાત્મભાવ રાખે છે, શ્રીકૃષ્ણને નિધિરૂપ ગણી તન-મન અને ધનથી શ્રીકૃષ્ણની સેવા કરે છે. તે પ્રકારે વૈષ્ણવે પણ તન, મન, અને ધનથી પ્રભુ શ્રીકૃષ્ણને પોતાનું સર્વસ્વ સમજી, સર્વાત્મભાવથી, શ્રીઠાકોરજીની સેવા કરવી. શ્રીકૃષ્ણ સેવામાં અનેક મનોરથ પરિપૂર્ણ કરવા. જો દ્રવ્યાદિક ન હોય તો માનસી સેવાથી-મનથી-નાના પ્રકારના મનોરથ કરવા. ત્યારે પ્રભુ હૃદયમાં વિરાજે છે. લૌકિક, વૈદિક તથા દેહસમ્બન્ધી સર્વકાર્યમાં વૈષ્ણવે પોતાના મનને ઉદાસ રાખવું, લૌકિકમાં તેમજ સંસારના સુખદુઃખમાં સાક્ષિવત્-મધ્યસ્થપણાથી, ઉદાસીનતાથી-રહેવું. ત્યારે પ્રભુ હૃદયમાં નિવાસ કરે છે. શ્રીહરિરાયજી કહે છે કે:-'જેમ વ્રજભકતોની પંચપર્વા અવિદ્યા દૂર થઈ અને વિદ્યા સિદ્ધ થઈ તેમ જે વૈષ્ણવ અવિદ્યાના બાવીશ દોષથી મુકત થઇ બાવીશ ગુણને ધારણ કરે તો શ્રીકૃષ્ણ પ્રભુ એના હૃદયમાં પધારે છે અને સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે છે. [૧૦]

**इति श्रीहरिरायजीविरचितं त्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥३०॥**

---

# શિક્ષાપત્ર ૩૩ મું.

ઉદ્દેશઃ—બત્રીશમા શિક્ષાપત્રમાં વિદ્યા તથા અવિદ્યાના પ્રકાર કહ્યા. વ્રજભક્તોની અવિદ્યા પ્રભુએ જ નિવૃત્ત કરી અને પ્રભુએ જ એમને વિદ્યા સિદ્ધ કરી. એ ભક્તોનું સામર્થ્ય અવિદ્યા દૂર કરવાનું તથા વિદ્યા સિદ્ધ કરવાનું ન હતું, પ્રભુએ જ એમને સામર્થ્ય આપ્યું ત્યારે તેઓ સકલ પ્રતિબન્ધ તોડીને, રાસપંચાધ્યાયીમાં બતાવ્યા પ્રમાણે પ્રભુની પાસે આવ્યા. પ્રભુએ તેમને સ્વરૂપાનન્દનો અનુભવ કરાવ્યો. એ પ્રકારે એ ભક્તોનું સર્વ કંઈ પ્રભુની કૃપાથી જ સિદ્ધ થયું હતું. એમને જ્યારે સૌભાગ્યમદ થયો ત્યારે પ્રભુ અન્તર્ધાન થયા. જે પ્રભુની સાથે પોતે રમણ કર્યું હતું તે પ્રભુ વિના તેઓ રહી શક્યા નહિ. એ ભક્તોએ પ્રભુ પ્રાપ્તિને અર્થે યાવચ્છક્ય સાધન કર્યાં. એમના સર્વસાધન વ્યર્થ ગયાં. અન્તે ભગવલ્લીલા કરી, નિઃસાધન થઈ શ્રીયમુનાજીના તીરપર બેસી એમણે રૂદન કર્યું. એ પ્રકારે જ્યારે પોતે નિઃસાધન થઈ દૈન્ય દર્શાવ્યું ત્યારે પ્રભુ પ્રકટ થયા અને એમના મનોરથ પૂર્ણ કર્યા. આમ પુષ્ટિમાર્ગમાં જીવકૃત સાધનથી ફલ થતું નથી. ફલ તો પ્રભુ કૃપા કરે ત્યારે જ થાય છે. સર્વનું કારણ ભગવદિચ્છા છે. એ ઇચ્છાની પ્રતિકૂલતા પણ દૈન્ય કરવાથી નિવૃત્ત થાય છે. દીનજન ઉપર પ્રભુ પોતાની ઇચ્છા અનુકૂલ કરે છે, અને જો ભગવદિચ્છા અનુકૂલ થઈ તો પછી દાસને શું દુર્લભ છે? જો લોકો પણ દીનજન ઉપર દયા કરે છે તો પરમકૃપાલુ પ્રભુ દૈન્યયુકત ભક્તોપર કૃપા કરે એમાં શું આશ્ચર્ય? ભક્તોને દૈન્ય જ એક સાધન છે. દૈન્યના વિરોધી અભિમાન તથા મદનો ત્યાગ કરવો. જો એ પણ ન બને તો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો દૃઢ આશ્રય કરવો, એમના ગ્રન્થો શ્રીસુબોધિનીજી, નિબન્ધ તથા ષોડશગ્રન્થાદિકનું અવલોકન કરવું અને દુઃસંગથી દૂર રહેવું. ત્યારે સર્વ દોષ નિવૃત્ત થાય છે એવું નિરૂપણ આ તેત્રીશમા શિક્ષાપત્રમાં કર્યું છે.

**मूलम्ः—अस्मिन्मार्गे प्रभोरिच्छामात्रं सर्वत्र कारणम् ।**
**सैव चावरणं यावत्प्रतिकूला फले निजे ॥१॥**

શબ્દાર્થઃ—આ પુષ્ટિમાર્ગમાં સર્વકાર્યમાં માત્ર પ્રભુની ઇચ્છા જ કારણ છે. જ્યાં સુધી એ ઇચ્છા આપણા ફલમાં પ્રતિકૂલ થાય છે ત્યાં સુધી આવરણ રહે છે.

વિવેચનઃ—શ્રીવલ્લભાધીશના પુષ્ટિમાર્ગમાં શ્રીકૃષ્ણની ઇચ્છાજ સર્વ કાર્યમાં કારણરૂપ છે. જ્યાં સુધી એ ઇચ્છા પ્રતિકૂલ રહે છે એટલે પોતાની

ફલદાન કરવામાં વિલમ્બ કરવાની ઇચ્છા રહે છે. ત્યાં સુધી આવરણ રહે છે. ફલ પ્રાપ્ત થતું નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, એમ ગમે તે વર્ણનો જીવ હોય અથવા હીનજાતિ મ્લેચ્છ, ચાણ્ડાલ, મલાહાદિ નીચ જાતિમાં જન્મ્યો હોય તો પણ એવા અનધિકારી, તેમજ સર્વધર્મથી રહિત જીવને જો પ્રભુ ફલદાન કરવાની ઇચ્છા કરે તો એવો હીનજાતિનો જીવ પણ પુષ્ટિમાર્ગમાં શરણે આવી નિશ્ચય ફલ પ્રાપ્ત કરે છે. તે જ પ્રકારે જો કોઇ જીવ સર્વધર્મ-સહિત હોય તથાપિ જો પ્રભુને એને ફલદાન કરવાની ઇચ્છા ન હોય તો એને ફલપ્રાપ્તિ નથી જ થતી. વાર્ત્તામાં પ્રસિદ્ધ છે કે-અલીખાં તથા અલીખાંની પુત્રીને પ્રભુએ ફલદાન કરવાની ઇચ્છા કરી, તેથી સત્વર એ બન્ને ચાચા હરિવંશજીદ્વારા શ્રીગુસાંઇજીને શરણ આવ્યા. એ પ્રકારે શ્રીકૃષ્ણની ઇચ્છા-ભગવદિચ્છા આ માર્ગમાં પરમ કારણ છે. (૧)

**મૂલમ્:–તદાવરણનાશસ્તુ દૈન્યાદેવ હરૌ કૃતાત્ ।**
**સ દીનેષુ નિજામિચ્છામનુકૂલાં કરોતિ હિ ॥૨॥**

**શબ્દાર્થ**:—એ આવરણનો નાશ, હરિ પાસે દૈન્ય દર્શાવવાથી થાય છે; એ ભગવાન્ દીન તરફ પોતાની ઇચ્છા નિશ્ચય અનુકૂલ કરે છે.

**વિવેચન**:—જે જીવનો ભગવત્સેવામાં અંગીકાર થયો છે, જે જીવ ભગવાનનો સમ્બન્ધી થયો છે, જેને દીનતાથી દાસભાવ થયો છે તેને પ્રભુ પોતાના જ સ્વીકારી લે છે પ્રભુ એમ સમજે છે કે 'આ જીવ મ્હારો દાસ છે, મ્હારે એનો ત્યાગ કરવો જોઇએ નહિ!' તેથી પોતે એના ઉપર પોતાની જો પ્રતિકૂલ ઇચ્છા હોય તો તે પણ અનુકૂલ કરી દેછે! (૨)

**મૂલમ્:–તદાનુકૂલ્યે દાસાનાં કિં ફલં દૂર્લભં મતમ્ ।**
**કૃપા ચ જાયતે દીને લોકસિદ્ધનિદર્શનાત્ ॥૩॥**

**શબ્દાર્થ**:—ભગવાન્‌ની ઇચ્છા અનુકૂલ થાય તો દાસનું શું ફલ દુર્લભ થાય? લોકસિદ્ધ દૃષ્ટાંતથી (લોકમાં જોવામાં આવે છે તે પ્રમાણે) દીન જનો ઉપર કૃપા થાય છે. (૩)

**વિવેચન**:—જો પ્રભુની ઇચ્છા અનુકૂલ થઇ તો સર્વફલ સિદ્ધ થાય એમાં સન્દેહ નથી. શ્રીકૃષ્ણની કૃપાનું કારણ એક દૈન્ય જ છે. લૌકિકમાં એ પ્રસિદ્ધ વાત છે કે ગમે તેવો વૈરી હોય, ગમે તેવા કાર્યમાં હાનિ કરે એવો હોય તો પણ તેવો હીન જન જો શરણે આવી કહે કે 'હું તો તમારો છું. મ્હારાથી દુષ્ટ કાર્ય થઇ ગયું છે! હવે તમારે કરવું હોય તે કરો! તમારે

કૃપા કરવી હોય તો તેમ અથવા શિક્ષા કરો !' તો તેવા જન ઉપર લોકો કૃપા જ કરે છે. તે માર્યો જતો નથી. એ જ રીતે જીવ અનેક જન્મથી પ્રભુને ભૂલી ગયો છે છતાં પણ જો તે જીવ શ્રીઆચાર્યજીદ્વારા પ્રભુને શરણે આવે અને પોતાનું સર્વસ્વ સમર્પણ કરે અને દીન થઈ વર્તે તો પ્રભુ નિશ્ચય એના પર કૃપા જ કરે છે. શ્રીભાગવતના એકાદશસ્કન્ધમાં પિંગલાનું વાક્ય છે કેઃ—

संसारकूपे पतितं विषयैर्मुषितेक्षणम् ।
ग्रस्तं कालाहिनात्मानं कोऽन्यस्त्रातुमधीश्वरः ॥

અર્થ:—"સંસારરૂપ કૂપમાં પતિત, વિષયથી ચોરાઈ ગયા છે નેત્ર જેના એવો, તથા કાલરૂપ સર્પથી ગ્રસ્ત છે આત્મા જેનો એવા જીવને ઇશ્વર વિના અન્ય કોણ રક્ષવાને સમર્થ છે ?" તેમ જ પુરૂરવાએ કહ્યું છે કેઃ—

पुंश्चल्यापहृतं चित्तं कोऽन्यो मोचयितुं क्षमः ।
आत्मारामेश्वरमृते भगवन्तमधोक्षजम् ॥

અર્થ:—"વ્યભિચારિણી સ્ત્રીએ હરી લીધું છે ચિત્ત જેનું એવા જીવને આત્મારામ [યોગી] ના ઈશ્વર અધોક્ષજ [ભગવાન્] વિના અન્ય કોણ મુક્ત કરવાને સમર્થ છે ?"

વ્યાસજી કહે છે કે:—

घोरे कलियुगे प्राप्ते सर्वधर्मविवर्जिते
वासुदेवपरा मर्त्यास्ते कृतार्था न संशयः ॥

અર્થ:—"સર્વ ધર્મથી રહિત, ઘોર કલિયુગ પ્રાપ્ત થયો છે ત્યારે વાસુદેવપરાયણ–ભગવત્પરાયણ મનુષ્યો કૃતાર્થ છે એમાં સંશય નથી." એ પ્રકારે પિંગલા, પુરૂરવાદિ, દ્રૌપદી, ગજેન્દ્રાદિ આર્ત્તિથી શરણે આવ્યા ત્યારે પ્રભુએ એમનો ઉદ્ધાર કર્યો તેથી એક પ્રભુના આશ્રયપૂર્વક દીનતા રાખવાથી પ્રભુની કૃપા થાય છે. (૩)

**मूलम्ः—अतो दैन्यं हि मार्गेऽस्मिन् परमं साधनं मतम् ।**
**अभिमानो मदश्चापि सततं तद्विरोधिनौ ॥४॥**
**तौ विज्ञाय प्रयत्नेन परित्याज्यौ फलार्थिभिः ।**
**दौष्ट्यं समस्तेन्द्रियाणां साधनैरेव नाशयेत् ॥५॥**

શબ્દાર્થઃ—તેથી આ પુષ્ટિમાર્ગમાં દૈન્ય જ પરમ સાધન છે. અભિમાન તથા મદ–એ ઉભય નિરન્તર દૈન્યના વિરોધિ છે. એમ સમજી પુષ્ટિમાર્ગીય

ફલની ઇચ્છાવાળા જીવોએ પ્રયત્નથી એમનો ત્યાગ કરવો. સમસ્ત ઇન્દ્રિયોની દુષ્ટતાનો સાધનથી નાશ કરવો (૪-૫)

**વિવેચનઃ**—પુષ્ટિમાર્ગમાં પરમ સાધન એક દૈન્ય છે. દૈન્ય-ભાવનાકરણાર્થે સર્વ સમર્પણ કરાય છે. તેથી જેને દિનતા સિદ્ધ થઇ તેને આ પુષ્ટિમાર્ગનું ફલ સિદ્ધ થાય છે. શ્રીગુંસાઇજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ-

**यादृशी तादृशी नाथ ! त्वत्पादाब्जैककिंकरी ।**
**त्वद्वक्त्रं कथमप्याशु कुरु दृग्गोचरं मम ॥**

હે નાથ ! જેવી છું તેવી હું આપના ચરણકમલની દાસી છું તેથી કૃપા કરી સત્વર આપનું મુખારવિન્દ મ્હારી દૃષ્ટિગોચર કરો ! " શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કેઃ-' દીનતા એ જ તમને સન્તોષ આપવાનું સાધન છે. ' અભિમાન તથા મદ એ ઉભય પુષ્ટિમાર્ગીય ફલના વિરોધિ છે. શ્રીઆચાર્યજી વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં કહે છે કેઃ-**अभिमानश्च संत्याज्यः स्वाम्यधीनत्वभावनात्.**'

**અર્થઃ**—' હું સ્વામીને આધીન છું એવી ભાવનાથી અભિમાનનો ત્યાગ કરવો. ' જે સ્વતંત્ર હોય તે જ અભિમાન કરે, દાસ હોય તે અભિમાન કદાપિ કરે જ નહિ. દાસ સર્વ કંઇ સ્વામીની આજ્ઞાથી કરે છે, અભિમાનથી પુષ્ટિમાર્ગીય ભગવદીયનું દાસત્વ જતું રહે છે. તેથી અભિમાન તથા મદ દાસત્વના નાશક હોઈ મહા બાધક છે. લૌકિક સર્વ અલૌકિક સાધનનો નાશ થાય છે. ઇન્દ્રિયોને સંસારના આવેશથી દુષ્ટ થતી અટકાવવા, અલૌકિકમાં એમનો વિનિયોગ કરવો. શ્રીઆચાર્યજી નિરોધલક્ષણ ગ્રન્થમાં કહે છે કેઃ—

**संसारावेशदुष्टानामिन्द्रियाणां हिताय वै ।**
**कृष्णस्य सर्ववस्तूनि भूम्न ईशस्य योजयेत् ॥**

**અર્થઃ**—સંસારના આવેશથી દુષ્ટ એવી જે ઇન્દ્રિયો તેમના હિતાર્થે, શ્રીકૃષ્ણની જે સર્વ વસ્તુઓ છે તેમને શ્રીકૃષ્ણમાં વિનિયોજવી. અર્થાત્ ઇન્દ્રિયોને તેમ જ તેમને એમના સ્વામી શ્રીકૃષ્ણની સેવામાં વિનિયોજવી. સર્વ ઇન્દ્રિયોની લૌકિકમાંથી આસક્તિ દૂર કરી ભગવાનમાં આસક્તિ કરાવવી. ત્યારે જ એમની દુષ્ટતા નિવૃત્ત થાય. (૫)

**मूलम्ः—अथवाश्रयमात्रेण नाशयिष्यति मत्प्रभुः ।**
**निजाचार्याश्रितानां तु दोषो वा स्वरूपतः ॥६॥**
**सम्बन्धमा तो भस्मीभवन्ति क्षणमात्रतः ।**

**શબ્દાર્થઃ**—( ઉપર કહ્યું કે ઇન્દ્રિયની દુષ્ટતા સાધનથી નિવૃત્ત થાય

છે. પરંતુ તેમ ન થાય તો આપણા સ્વામી શ્રીઠાકોરજીનો આશ્રય દ્દઢ કરવો. ) તો આશ્રયમાત્રથી આપણા સ્વામી સર્વદોષનો નાશ કરશે. અગ્નિ સ્વરૂપ શ્રીઆચાર્યજીના સમ્બન્ધમાત્રથી શ્રીઆચાર્યજીના આશ્રિત જીવોના સર્વ દોષ ક્ષણમાત્રમાં ભસ્મ થઈ જાય છે. (૬)

**વિવેચનઃ**—અન્યાશ્રયથી ફલનો નાશ થાય છે. દામોદરદાસ સમ્ભરવાલાની વાર્તામાં પ્રસિદ્ધ છે કે એમની સ્ત્રીએ રંચક પણ અન્યાશ્રય કર્યો તેથી એમનો પુત્ર મ્લેચ્છ થયો. એ પ્રકારે શ્રીકૃષ્ણ વિના તથા પુષ્ટિમાર્ગીય ભગવદીય વિના અન્ય કોઈ દેવ દેવાન્તર વા અન્યમાર્ગીયોના આશ્રય કરવાથી મહાબાધક પ્રતિબન્ધ ઉત્પન્ન થાય છે. શ્રીગુસાંઈજી કહે છે કેઃ–' अन्यसम्बन्धगन्धोऽपि कन्धरामेवबाधते, '**અર્થઃ**—અન્ય સમ્બન્ધનો ગન્ધ પણ ગળું કાપે છે. પ્રભુ અન્યાશ્રય સહી શકતા નથી. શ્રીનન્દરાયજીએ સ્વગૃહે પ્રકટ થયલા શ્રીઠાકોરજીનો અનન્ય આશ્રય ત્યજી આમ્બકાપૂજન કર્યું તો તેથી સુદર્શન સર્પે એમને (શ્રીનન્દરાયજીને) દંશ કર્યો. પુનઃ નન્દરાયજી શ્રીઠાકોરજીનું નામ સ્મરી પ્રભુને શરણ આવ્યા ત્યારે શ્રીઠાકોરજીએ સર્પને નિજ ચરણકમલના કોમલ સ્પર્શમાત્રથી નિવૃત્ત કરી નન્દરાયજીને આશ્વાસન આપ્યું. એ પ્રકારે અન્યાશ્રય મહાબાધક છે. તેથી વૈષ્ણવોએ અન્યાશ્રય સર્વથા ત્યજી અગ્નિસ્વરૂપ શ્રીઆચાર્યજીનો આશ્રય કરવો તો તેથી એમના ( અગ્નિના ) સમ્બન્ધમાત્રથી ક્ષણમાં સર્વ દોષ ભસ્મ થઇ જાય છે. (૬)

मूलम्ः–अतःस्वाचार्यमात्रैकशरणैस्तत्पराश्रितैः ॥७॥
तद्ग्रन्थार्थावबोधार्थविहिताति प्रयत्नकैः ।
दुःसङ्गवर्जितैः सङ्गसम्प्राप्त्याशायुतैरपि ॥८॥
स्थैर्यं सेवाऽन्याश्रयत्यागावेक्षणैः ।
कामलोभादिदोषैकपारत्यागेच्छुभिः सदा ॥९॥

**શબ્દાર્થઃ**—તેથી શ્રીઆચાર્યજીના આશ્રિત જીવોએ સદા એક એમનું જ શરણ સ્વીકારી, એમના ગ્રન્થો ( શ્રીસુબોધિનીજી તથા નિબન્ધાદિ ) નો અર્થ ગ્રહણ કરવા પ્રયત્નવાન્ થઇ, દુઃસંગથી રહિત થઈ, સત્સંગ પ્રાપ્ત કરવાને આશાયુક્ત થઇ, સેવામાં ચતુર થઇ, અન્યાશ્રયના ત્યાગમાં ચતુર થઈ, તથા સદા કામલોભાદિ મુખ્ય દોષનો સર્વથા ત્યાગ કરવાની ઇચ્છાવાળા થઇ સ્થિતિ કરવી. (૭–૮–૯)

**વિવેચનઃ**—શ્રીઆચાર્યજીના ચરણકમલનો દ્દઢ આશ્રય કરનાર ભગવદીયનો આશ્રય કરવો.' (૭) પુષ્ટિમાર્ગીય ગ્રન્થ જે શ્રીઆચાર્યજીએ તથા શ્રીગુસાંઇજીએ

રચ્યા છે તેમનું મનન કરવું. શ્રીમહાપ્રભુજીના રચેલા શ્રીસુબોધિનીજી, નિબન્ધ ભાષ્ય, ષોડશ ગ્રન્થ, તથા શ્રીટિપ્પણીજી, શ્રીસર્વોત્તમજી, ( શ્રૃંગારરસમણ્ડનાદિ) ગ્રન્થનું રહસ્ય સમજવાથી આશ્રય દૃઢ થાય છે. શ્રીગુસાંઈજી શ્રીસર્વોત્તમ ગ્રન્થમાં કહે છે કે:-" कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः " અત્ર ( આ પુષ્ટિમાર્ગમાં ) શ્રીકૃષ્ણના અધરામૃતનો આસ્વાદ એ જ સિદ્ધિ છે એમાં સંશય નથી. ' તેથી એ ગ્રન્થોનો પાઠ અવશ્ય કરવો. તેમ કર્યાથી સુબોધ, દૈન્ય, આશ્રયાદિ સિદ્ધ થાય છે. દુસંગનો ત્યાગ કરી સત્સંગ કરવો. શ્રીભાગવત પ્રથમસ્કન્ધમાં કહ્યું છે કેઃ-ભગવાનના સંગિ જે ભગવદીય હોય છે તેના સંગની એક માત્રા સમાન પણ અમે નથી સ્વર્ગની કે મોક્ષની તુલના કરી શકતા, તો પછી મનુષ્યનું સુખ તો શું લેખામાં હોઇ શકે ?" એ પ્રકારે સત્સંગ અવશ્ય કરવો. (૮) શ્રીકૃષ્ણની સેવામાં તત્પર રહેવું કારણ કે પુષ્ટિમાર્ગમાં ભગવત્સેવા જ પરમ ફલરૂપ છે. સેવા સમાન અન્ય કંઇ નથી. શ્રીભાગવત નવમસ્કન્ધમાં શ્રીભગવાન્ દુર્વાસા પ્રતિ કહે છે કેઃ—

मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम् ।
नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ॥

અર્થઃ—" ભગવદીયો મ્હારી સેવાથી એટલા બધા પૂર્ણ છે-મ્હારી સેવાને જ એટલી બધી ફલરૂપ ગણે છે કે મ્હારી સેવાથી સાક્ષાત્કાર થતી ચતુર્વિધ મુક્તિની પણ ઈચ્છા કરતા નથી તો પછી કાલથી નષ્ટ થાય એવું રાજ્યાદિકરૂપ ફલ તો કયાંથી જ ઈચ્છે ?" એ પ્રકારે શ્રીકૃષ્ણની જ સેવામાં સ્થિતિ કરવી. અન્યદેવનો આશ્રય દ્રવ્યાદિક સિદ્ધ કરવાને પણ ન કરવો. અન્યાશ્રયનો ત્યાગ કરવા ચતુર થવું. કામ, લોભ, વિષયાદિનો આવેશ થવાથી શ્રીઠાકોરજી હૃદયમાં પધારતા નથી. લોભથી સંસારમાં આસક્તિ થાય છે અને તેથી પાપ પુણ્યનો વિચાર આવતો નથી. કામી તથા લોભી પોતાના સ્વાર્થનેજ વશ્ય છે. તેથી કામ, લોભાદિનો સત્વર ત્યાગ કરવો ત્યારે ફલરૂપ દૈન્યસિદ્ધ થાય છે.

इति श्रीहरिरायजीविरचितं त्रयस्त्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तम् ॥२८॥

# શિક્ષાપત્ર. ૩૪ મું.

ઉદ્દેશ:—શ્રીકૃષ્ણ સદા સેવ્ય છે, શ્રીકૃષ્ણ જ ફલ છે. તેમનું સેવન મુખારવિન્દની ભક્તિદ્વારા તથા ચરણારવિન્દની ભક્તિદ્વારા એમ બે પ્રકારે થઇ શકે છે. ચરણારવિન્દની ભક્તિ કરવી એ દાસધર્મની ભક્તિ છે. અને એ ભક્તિદ્વારા ધર્મવિશિષ્ટ પ્રભુની પ્રાપ્તિ થાય છે—સાયુજ્ય ફલ થાય છે. મુખારવિન્દની ભક્તિદ્વારા પ્રભુ સ્વતઃ પ્રાપ્ત થાય છે, તથા શ્રીભગવાનના અધરામૃતના સેવનરૂપ ફલની પ્રાપ્તિ થાય છે. આ પ્રકારે પુષ્ટિભક્તિની અવસ્થા, સાધન અને સર્વાત્મભાવનું નિરૂપણ કરવું એ આ ચોત્રીશમા શિક્ષાપત્રનો ઉદ્દેશ છે. મન્ત્રશાસ્ત્રમાં મન્ત્રના બીજ વિના જેમ કંઇ કાર્યની સિદ્ધિ થતી નથી, તેમ જ પુષ્ટિમાર્ગમાં પણ દૈન્ય વિના કશું કાર્ય સિદ્ધ થતું નથી. પુષ્ટિમાર્ગની પ્રાપ્તિ તો શ્રીમહાચાર્યજીના ચરણારવિન્દની કૃપાથી થાય છે. તેથી એમનો આશ્રય કરવો. ઉપર ગ્રન્થના બોધથી, સત્સંગથી અને સેવાથીદૈન્ય થાય છે એમ નિરૂપણ કર્યું. હવે સેવાના ઉભય પ્રકાર—ચરણારવિન્દની ભક્તિ તથા મુખારવિન્દ—ભક્તિ એમનું નિરૂપણ કરે છે:—

**मूलम्ः—श्रीकृष्णः सर्वदा सेव्यः फलं प्राप्यं स्वतस्तुसः ।**
**मुखारविन्दभक्त्यैव साक्षात्सेवैकरूपया ॥१॥**

**શબ્દાર્થ:**—સાક્ષાત્ સેવારૂપ મુખારવિન્દની ભક્તિથી જ સ્વતઃ પ્રાપ્ય ફલ જે શ્રીકૃષ્ણ છે તે શ્રીકૃષ્ણ જ સદા સર્વદા સેવ્ય છે, [૧]

**વિવેચન:**—આ પુષ્ટિમાર્ગમાં તો સદા સર્વદા શ્રીકૃષ્ણ જ સેવ્ય છે. ચતુઃશ્લોકી ગ્રન્થમાં શ્રીઆચાર્યજીમહાપ્રભુજી કહે છે કે:—

**सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः।**
**स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन ॥**

**અર્થ:**—'સર્વદા સર્વભાવથી વ્રજના અધિપ [શ્રીકૃષ્ણ] ની સેવા કરવી જોઈએ. આપણો એજ ધર્મ છે, અન્ય કોઇ પણ ધર્મ અમારો કદાપિ નથી.' પુષ્ટિમાર્ગીય સર્વ કોઇનો આ શ્રીકૃષ્ણ સેવા જ ધર્મ છે. મુખારવિન્દની ભક્તિ સાક્ષાત્સ્વરૂપ સેવાથી સિદ્ધ થાય છે, જેમાં દર્શન, સ્પર્શ તથા સર્વાંગના સુખનો અનુભવ થાય છે. સ્વરૂપસેવામાં સાક્ષાત્કાર થાય છે એવી મુખારવિન્દની ભક્તિ છે.[૧]

**मूलम्ः—चरणात्मकभक्त्या तु धर्मसवत्मरूपया ।**
**धर्मद्वारा तद्विशिष्टः प्रभुः प्राप्यो न संशयः ॥२॥**

**શબ્દાર્થ**:—ધર્મસેવાસ્વરૂપ ચરણાત્મક ભક્તિથી ધર્મવિશિષ્ટ પ્રભુ પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. [૨]

**વિવેચન**:—ચરણાત્મકભક્તિ ધર્મ સેવારૂપ છે. જેમ અગ્રે બ્રહ્મા, શિવ, નારદ તથા સનકાદિક એ સર્વે મર્યાદા સંયુક્ત ધર્મવત્ ભક્તિ કરી છે. એમ મર્યાદાસંયુક્ત ધર્મવત્ ભક્તિ કરવી તે ચરણારવિન્દની ભક્તિ છે. તેથી પણ પ્રભુ–પ્રાપ્તિ થાય છે એમાં સંશય નથી. [૨]

કોઈ શંકા કરે કે મુખારવિન્દ અને ચરણારવિન્દની ભક્તિથી જો પ્રભુની પ્રાપ્તિ થાય છે તો એ ઉભય ભક્તિ એક જ પ્રકારની થઇ તોપછી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ મુખારવિન્દની ભક્તિમાં અધિકતા શું બતાવી? તેનું સમાધાન હવે અગ્રે કરે છેઃ—

**मूलम्ः—तत्र सायुज्यसम्बन्धो न लोमामृतसेवनम् ।**
**मुखारविन्दभक्तौ तु साक्षात् तत्सेवनं मतम् ॥३॥**

**શબ્દાર્થ**:—ચરણારવિન્દની ભક્તિમાં સાયુજ્ય સમ્બન્ધ છે પણ લોભાત્મક અધરામૃત [ ભગવત્પ્રસાદ ] નું સેવન નથી; જ્યારે મુખારવિન્દની ભક્તિમાં તો સાક્ષાત્ ત [ અધરામૃત ] નું સેવન છે. (૩)

**વિવેચન**:—મુખારવિન્દની એટલે પુષ્ટિભક્તિ અને ચરણારવિન્દની એટલે મર્યાદાભક્તિ એ બન્નેમાં બહુ ભેદ છે. ચરણાત્મક મર્યાદાભક્તિથી સાયુજ્ય મુક્તિની પ્રાપ્તિ થાય છે જેમાં લોભામૃત–અધરસુધા–ભગવત્પ્રસાદનું સેવન થતું નથી; જ્યારે મુખારવિન્દની ભક્તિ તો પ્રભુની સાક્ષાત્ સેવારૂપ છે, ત્યાં સાક્ષાત્ પ્રભુના સ્વરૂપાનન્દનો અનુભવ થાય છે, તેથી મુખારવિન્દરૂપ પુષ્ટિભક્તિ સર્વોપરિ છે અને ધર્મરૂપ ચરણાત્મક ( મર્યાદાભક્તિ ) તેથી ઉતરતી છે. આ પ્રકારે બન્નેમાં બહુ તારતમ્ય છે. [૩]

**मूलम्ः—एताद्दक्फलिका भक्तिर्भवेत्केवलपुष्टितः ।**
**तत्रापि मुखरूपास्मदाचार्यानुग्रहात्पुनः ॥४॥**

**શબ્દાર્થ**:—લોભાત્મક અધરામૃતના સેવનરૂપ ફલનેસિદ્ધ કરનારી મુખારવિન્દની ભક્તિ કેવલ પુષ્ટિથી થાય છે અને તેમાં પણ [ શ્રીકૃષ્ણના ] મુખારવિન્દરૂપ આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના અનુગ્રહથી થાય છે. [૪]

**વિવેચન**:—જેમાં અધરામૃતની પ્રાપ્ત થાય એવી ભક્તિ તો માત્ર મુખારવિન્દરૂપ પુષ્ટિભક્તિ છે. અને શ્રીસ્વામિનીજીની વિપ્રયોગ ભાવાત્મક પુષ્ટિભક્તિ શ્રીવલ્લભાચાર્યજીએ પ્રકટ કરી છે. તથી તે જ્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અનુગ્રહ કરી ત ભક્તિનું દાન કરે ત્યારે જ ત સિદ્ધ થાય છે. (૪)

**मूलम्ः—अत एतद्भक्तिसिद्धैः श्रीमदाचार्यसंश्रयः ।**
**प्रथमं सर्वथा कार्यस्ततएवाखिलं भवेत् ॥५॥**

**શબ્દાર્થઃ**—તેથી એ મુખારવિન્દની ભક્તિવાળાઓએ પ્રથમ શ્રીમદાચાર્યજીનો આશ્રય સર્વથા કરવો જોઇએ. તેથીજ સર્વ સિદ્ધ થાય છે. (૫)

**વિવેચનઃ**—એ મુખારવિન્દની ભક્તિનું સાધન એક શ્રીમદાચાર્યજીનો આશ્રયજ છે. તેથી પ્રથમ એ કાર્ય કર્ત્તવ્ય છે કે શ્રીવલ્લભાચાર્યજીને શરણે આવી નામનિવેદન કરીને પછી પોતાના મનમાં એમના ચરણકમલનો આશ્રય કરવો. આ આશ્રય વિના અન્ય કોઈ સાધન મુખારવિન્દની ભક્તિમાં નથી.(૫)

**मूलम्ः—अतः परं तु तद्भक्तेरवस्थासाधनादिकम् ।**
**निरूप्यते स्वतोषाय तत्कृपातो हृदि स्थितम् ॥६॥**

**શબ્દાર્થઃ**—ઉપર એ ભક્તિનું નિરૂપણ કર્યા પછી એ ભક્તિની અવસ્થા તથા સાધનાદિક જે એમની [ શ્રીઆચાર્યજીની ] કૃપાથી [ મ્હારા ] હૃદયમાં સ્થિત છે તે હું સ્વસન્તોષને અર્થે તથા સ્વકીય ભગવદીયના સન્તોષને અર્થે નિરૂપણ કરૂં છું. (૬)

**વિવેચનઃ**—ઉપર ચરણાત્મક તથા મુખારવિન્દરૂપ ભક્તિનું નિરૂપણ કરી પુષ્ટિભક્તિમાં કેવળ શ્રીઆચાર્યજીનો આશ્રય બતાવ્યો. હવે એ સમ્બન્ધી સાધનાદિક જેનું શ્રીઆચાર્યજીની કૃપાથી અમને દાન થયું છે અને જે તેથી અમારા હૃદયમાં સ્થિર રહ્યાં છે તેનું નિરૂપણ કરવામાં આવે છે. (૬)

**मूलम्ः—यथा मर्यादया भक्तौ ब्रह्मभावस्तु साधनम् ।**
**तथा सर्वात्मभावोऽत्र साधनत्वेन बुद्ध्यताम् ॥७॥**

**શબ્દાર્થઃ**—જેમ મર્યાદાભક્તિમાં બ્રહ્મભાવ મુખ્ય સાધન છે તેમ અત્ર પુષ્ટિભક્તિમાં સર્વાત્મભાવ એજ મુખ્ય સાધન છે એમ સમજવું. (૭)

**વિવેચનઃ**—સકલ બ્રહ્માણ્ડ બ્રહ્મમય છે, પોતે પણ બ્રહ્મ છે–એ બ્રહ્મ સર્વત્ર છે–આ પ્રકારનો બ્રહ્મભાવ અર્થાત્ અક્ષરબ્રહ્મનું જ્ઞાન, મર્યાદાભક્તિનું સાધન છે તેજ પ્રકારે પુષ્ટિમાર્ગમાં સર્વાત્મભાવ એજ સાધન છે. જેવો વ્રજભક્તોનો સર્વાત્મભાવ હતો તેવો સર્વાત્મભાવ રાખવો એજ પરમ સાધન છે એમ નિશ્ચય બુદ્ધિમાં રાખવો. (૭)

**मूलम्ः—वस्तुनस्तु फलं चैवं फलं स्यात्तत्प्रवेशतः ।**
**तत्स्वरूपं तु सर्वेषां देहान्तः [illegible]रणात्मनाम् ॥८॥**

---

૧ **फलस्य अन्तः प्रवेशतः** એવો પાઠ ઉપલબ્ધ થાય તો **અર્થ**:—'ફલના અન્તઃ પ્રવેશથી વસ્તુતઃ સર્વાત્મભાવજ ફલરૂપ છે.'

येन भावेन भगवत्यात्मभावो हि जायते ।
यस्माद्वास्तवदेहादि सकलं स्यात्तदर्थकम् ॥९॥

**શબ્દાર્થ:**—વસ્તુત: તો એ [ સર્વાત્મભાવ ] ફલરૂપજ છે કારણ કે તે [ સર્વાત્મભાવ ] નો [ ભીતર ] પ્રવેશ થાય ત્યારેજ ફલ સિદ્ધ થાય. તેનું સ્વરૂપ જ એવું છે કે દેહ, અન્તઃકરણ, આત્મા એ સર્વનો જે ભાવથી ભગવાન્‌માં નિશ્ચય આત્મભાવ થાય. અને જે ભાવથી આપણું દેહાદિક સમગ્ર ભગવદર્થે (ઉપયોગી) થાય. [૮–૯]

**વિવેચન:**—મર્યાદામાર્ગમાં વસ્તુતઃ અક્ષરબ્રહ્મ ફલ છે, જેમાં થયા પછી પુનઃ માયાના ગુણમાં અવાતું નથી. તેમ પુષ્ટિમાર્ગીયનો પ્રભુના લીલારૂપ ફલમાં પ્રવેશ થાય છે, ત્યાં સ્વરૂપાત્મક રસનો અનુભવ થાય છે. મન પ્રાણ ઈત્યાદિ સર્વ ઈન્દ્રિયો પ્રભુમાં તત્પર થાય છે. બ્રહ્મસમ્બન્ધના ગદ્યાર્થમાં કહેલા પ્રકારે મુખ્ય ફલનો અનુભવ પુષ્ટિમાર્ગીય ભક્તને થાય છે. આ પ્રકારે મર્યાદાભક્તિ અને પુષ્ટિભક્તિના ભિન્ન ભિન્ન ફલ બતાવ્યા તેમાં પુષ્ટિભક્તિનું ફલ સર્વોપરિ છે. [૮] જ્યારે ઈન્દ્રિય, મન તથા દેહાદિ સર્વ પ્રભુને અર્થે લાગી રહે, તન, મન, અને ધન એ ત્રણે પ્રભુને અર્થે વિનિયોજાય ત્યારે દેહાદિક સર્વની ક્રિયા ભગવદર્થેજ થાય છે. આ પ્રકારે તનુજા અને વિત્તજા સેવા થાય ત્યારે એમ જાણવું કે ભગવદ્ભાવ વૃદ્ધ પામે છે. (૯)

मूलम्ः—न देहाद्यर्थसिद्ध्यर्थं भगवानप्यपेक्षते ।
यतो देहादिरक्षापि प्रभुलीलोपयोगतः ॥१०॥
न स्वार्थबुद्ध्या स्वार्थोऽपि भगवानेव यत्र हि ।
येन भावेनानिमित्ता प्रीतिर्भवति वै हरौ ॥११॥

**શબ્દાર્થ:**—દેહાદિક અર્થની સિદ્ધિને લીધે [ જ્યાં–જે સર્વાત્મભાવમાં ] ભગવાન્ પણ [1]અપેક્ષા રાખતા નથી; તેથી દેહાદિકની રક્ષા કરવી, તે પણ પ્રભુની લીલામાં ઉપયોગી થાય તેટલા માટેજ કરવી. સ્વાર્થબુદ્ધિથી ન કરવી; જ્યાં (જે સર્વાત્મભાવમાં) [2]સ્વાર્થ પણ ભગવાનજ છે; અને જે [ સર્વાત્મ ] ભાવ વડે હરિમાં નિષ્કારણ પ્રીતિ નિશ્ચય થાય છે. (૧૧)

---

૧ न देहाद्यर्थसिद्ध्यर्थं भगवान् अप्यपेक्ष्यते । 'જ્યાં (સર્વાત્મ ભાવમાં) દેહાદિની સિદ્ધિને અર્થે ભગવાનની અપેક્ષા નથી' એવો પાઠ પણ ક્વચિત્ ઉપલબ્ધ થાય છે એમ વ્રજભાષાનો શબ્દાર્થ તપાસતાં અનુમાન થાય છે.

૨ વૃત્રાસુર ચતુઃશ્લોકીમાં ननाकपृष्ठम् એ શ્લોકમાં જે ભાવ છે, તેજ ભાવ અત્ર પણ સમજવો. અર્થાત્ પુષ્ટિમાર્ગમાં અર્થ ભગવાનજ છે.

**વિવેચનઃ**—ભગવત્સેવા પણ દેહાદિકની સિદ્ધિને અર્થે કે દેહ સમ્બન્ધી કુટુમ્બ તથા દ્રવ્યાદિની કામનાને અર્થે ન કરવી. ભગવત્સેવામાં પોતાના ભોગ વા સુખનો કંઈપણ વિચાર ન કરવો. કેવલ ભગવાનૂનીજ અપેક્ષા રાખવી કે 'પ્રભુને કયે પ્રકારે સુખ પ્રાપ્ત થશે! રખેને કોઈ અપરાધથી પ્રભુને દુઃખ થાય!' એમ પ્રભુનું સુખ જ વિચારવું તથા ભગવાનના દર્શનની તથા સ્વરૂપાનન્દના અનુભવની અપેક્ષા રાખવી. મહાપ્રસાદ પણ દેહેન્દ્રિયોને તૃપ્ત કરવા નહિ લેવો પણ પ્રભુની સેવા કરવામાં સામર્થ્ય પ્રાપ્ત થાય તથા ઈન્દ્રિયાદિક શિથિલ ન થઈ જાય એ ઉદ્દેશથી મહાપ્રસાદ લેવો. શ્રીગુસાંઇજી પરદેશ પધારતા ત્યારે વિપ્રયોગથી કૃશ થઇ જતા અને જ્યારે પરદેશથી શ્રીજીદ્વાર પધારતા ત્યારે અત્યન્ત પ્રીતિથી સુન્દર મહાપ્રસાદ લેતા પણ તે એવા ભાવથી કે શ્રીગોવર્દ્ધનનાથજી અમને કૃશ થયલા જોશે તો તેમના મનમાં દુઃખ થાય તે યોગ્ય નહિ. પ્રભુ અમને જોઇ સુખ પામે તેજ સારૂં છે. વ્રજભક્તોએ પણ પોતાના દેહની રક્ષા એવાજ ભાવથી કરી છે. તેમાં તેમણે પોતાનું સુખ વિચાર્યું નથી.

આ પ્રકારે દેહાદિકની રક્ષા પ્રભુ સેવામાં ઉપયોગી છે તેથીજ કરવી. કોઈક લૌકિક વૈદિક ફલ સિદ્ધ થશે તથા પ્રભુની સેવા કરવાથી કૃતાર્થ થવાશે એવી સ્વાર્થ બુદ્ધિથી ભગવત્સેવા ન કરવી, કારણ કે ભગવાન્ વિના વિચારે નિજેચ્છાથી સર્વ કાર્ય સિદ્ધ કરશે એમ શ્રીઆચાર્યજીએ નવરત્ન ગ્રન્થમાં કહ્યુંછે. 'सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति ।' **અર્થ**:—'પ્રભુ સર્વના ઇશ્વર છે તથા સર્વના આત્મા છે. તે પોતે નિજ-ઈચ્છાથીજ દાસના સકલ મનોરથ પૂર્ણ કરશે.' તેમજ ગૌણ ભાવથી થતી ક્રિયાના જેવી બુદ્ધિ પણ ન રાખવી. ભાવસંયુક્ત થઈ પ્રીતિપૂર્વક ભગવત્સેવા કરવી, કારણ કે ભગવાનને એક પ્રીતિથી ધરાવેલો ભોગજ પ્રિય છે. (૧૧)

આ પ્રકારે પ્રીતિ પણ ભગવાનમાં રાખવી તે સોપધિ-અમુક કારણને લીધે વા સ્વાર્થને લીધે—ન રાખવી પણ નિષ્કારણ-નિઃસ્વાર્થ પ્રીતિ રાખવી. વિવેચનમાં 'સ્વાર્થ પણ ભગવાન્ છે' એની ટીકા દીસતી નથી. પુષ્ટિમાર્ગીય ભગવદીયોનો સ્વાર્થપણ ભગવાન્ છે.

મહાપ્રસાદ સ્વાદેન્દ્રિયાદિની તૃપ્તિને અર્થે લેવાનો નથી પણ યથાકથંચિત્ દેહ ટકી રહે અને ભગવત્ સેવા સારી રીતે થઇ શકે એ ઉદ્દેશથીજ લેવાનો છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે તેમ અતિ સ્વલ્પ પણ નહિ તેમ અતિશય પણ નહિ એવો યુક્તઆહાર લેવો—મધ્યમ પ્રમાણનો પ્રસાદ લેવો.

**मूलम्ः—न फलाकाङ्क्षणं यत्र लौकिकानां यथा धने ।**
**तदभावे यथा लोका दुःखेनासूंस्त्यजन्ति हि ॥१२॥**

**શબ્દાર્થઃ**—જ્યાં (જે સર્વાત્મભાવમાં) ફલની આકાંક્ષા નથી. જેમ લૌકિક જનોની જે ધનમાં પ્રીતિ હોય છે તે ધન જ્યારે નષ્ટ થાય છે ત્યારે

તેઓ દુઃખથી પ્રાણ ત્યાગ કરે છે તેમ (સર્વાત્મભાવવાન્ ભક્તને)સેવામાં પ્રીતિ લાગે છે અને સેવાના અભાવમાં પ્રાણ ત્યાગ સમાન દુઃખ થાય છે. [૧૨]

**વિવેચનઃ**—ફલની કામના રાખવાથી પુષ્ટિમાર્ગીય ફલનો નાશ થાય છે તેથી પ્રભુની સેવામાં કોઈપણ ફલની આકાંક્ષા ન રાખવી. કામના, ભાવમાં બાધક છે. જેમ લૌકિકમાં ધન પર લોકો પ્રીતિ રાખે છે અને તેના અભાવમાં દુઃખી થાય છે, તેમ વૈષ્ણવોને ભગવત્સેવામાં પ્રીતિ થાય છે અને ભગવત્સેવાના અભાવમાં પ્રાણત્યાગ સમાન દુઃખ થાય છે.

**मूलम्ः—सर्वत्यागस्तु सहजो यत्र लौकिकवेदयोः ।**
**नैरपेक्ष्यं स भावस्तु सर्वभावो निगद्यते ॥१३॥**

**શબ્દાર્થઃ**—જેમાં (જે સર્વાત્મભાવમાં–સર્વભાવમાં) લૌકિક વૈદિકનો સર્વત્યાગ સહજ થાય અને નિરપેક્ષતા થાય તે સર્વભાવ કહેવાય છે. [૧૩]

**વિવેચનઃ**—શ્રીભગવાન્માં સહજ પ્રીતિદ્વારા સર્વત્યાગ પણ સહજ થાય– એટલે આપોઆપ કુદરતી રીતે સર્વ લૌકિક વૈદિકનો ત્યાગ થાય છે. લૌકિક વૈદિક કશાની ચાહના થતી નથી. શ્રીઆચાર્યજીમહાપ્રભુજી ચતુઃશ્લોકીમાં કહે છે કેઃ—

यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ।
ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥

**અર્થઃ**—જો સર્વાત્મભાવથી શ્રી ગોકુલાધીશને હૃદયમાં ધારણ કરે તો પછી લૌકિક વૈદિકથી પણ અન્ય શું અધિક પ્રયોજન છે તે કહો? અર્થાત્ લૌકિક વૈદિકથી અન્ય કંઇ અધિક પ્રયોજન નથી. આ પ્રકારે સર્વના આત્મા શ્રીકૃષ્ણને હૃદયમાં ધારણ કરવા એમની સેવા કરવી, લૌકિક વૈદિકની ચાહના ન કરવી નિરપેક્ષ રહેવું–એમ સર્વાત્મભાવથી એક પ્રભુમાંજ મન રાખવું. (૧૩)

**मूलम्ः—तथात्र दैन्यमेवैकं मार्गे न श्रवणादिकम् ।**
**दैन्येनैव च सन्तुष्टः प्रादुर्भूतः फलं ददौ ॥१४॥**
**तदेवात्र हि संसेव्यं येन दैन्यं प्रसिद्ध्यति ।**
**यद्दैन्यनाशकं तद्धि विरोधि सकलं मतम् ॥१५॥**

**શબ્દાર્થઃ**—(જેમ સર્વાત્મભાવ રાખવાનો છે) તેમ આ માર્ગમાં દૈન્ય જ એક મુખ્ય છે. શ્રવણાદિક [સાધન બલ] મુખ્ય નથી. (વ્રજભક્તોના) દૈન્યથી જ પ્રભુ સન્તુષ્ટ થયા અને પ્રકટ થઇ ફલદાન કર્યું. (૧૪)

જે પ્રકારે દૈન્ય સિદ્ધ થાય તે પ્રકારનું સંસેવન આ માર્ગમાં કરવું. જે દૈન્યનો નાશ કરનારૂં છે તે સર્વ વિરોધિ છે એમ સમજવું. (૧૫)

**વિવેચનઃ**—આ પુષ્ટિમાર્ગમાં એક દૈન્ય જ સાધન છે તેથી અભિમાન નિવૃત્ત થાય છે, દોષ નિવૃત્ત થાય છે તથા શ્રી ઠાકોરજી પ્રકટ થઈ દર્શન આપે છે. રાસપંચાધ્યાયીમાં વ્રજભક્તોએ ગુણગાન કરી, નિઃસાધન થઈ, દીનતાપૂર્વક રૂદન કર્યું ત્યારે તત્કાલ પ્રભુ પધાર્યા! તેથી જ્યાં સુધી શ્રવણાદિક સાધનના બલનો વિચાર મનમાં થાય છે ત્યાં સુધી દૈન્ય ઉદ્ભવતું નથી. જ્યારે સાધનનું બલ નિવૃત્ત થાય છે ત્યારે દૈન્ય ઉદ્ભવે છે, ત્યારે પ્રભુ સન્તુષ્ટ થાય છે અને પ્રકટ થઇ સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે છે? [૧૪]

દૈન્યવિના ફલ સિદ્ધ થતું નથી. જે પ્રકારે દૈન્ય સિદ્ધ થાય તે પ્રકાર જ આદરવો. જે દૈન્યભાવનો નાશ કરનાર હોય તે સર્વને વિરોધી સમજી તેમનાથી દૂર રહેવું. આમ કહેવાનો ઉદ્દેશ એ છે કે પુષ્ટિમાર્ગ વિના અન્યમાર્ગની જે ક્રિયાઓ સાધનરૂપ છે તે તે સર્વે પુષ્ટિમાર્ગના ફલની વિરોધી છે—એવો નિશ્ચય મનમાં આણી તે ક્રિયાઓ કરવી નહિ. (૧૫)

**मूलम्ः—एतन्मार्गाङ्गीकृतौ हि हरिर्दैन्यं विवर्द्धयेत् ।**
**मदादिजनकं दुष्टं नाशयत्यपि(नाशयित्वापि)लौकिकम्॥**

**શબ્દાર્થ:**—આ માર્ગમાં અંગીકાર થાય તો હરિ નિશ્ચય દૈન્યની વૃદ્ધિ કરે છે. મદાદિકની ઉત્પત્તિ કરનારો એવો જે દુષ્ટ લૌકિક તેનો પણ [હરિ] નાશ કરે છે. અથવા મદાદિકનો ઉત્પન્ન કરનાર જે દુષ્ટ લૌકિક છે તેનો નાશ કરીને આ માર્ગમાં અંગીકાર થાય તો જ હરિ દૈન્યની નિશ્ચય વૃદ્ધિ કરે છે. [૧૬]

**વિવેચનઃ**—જે એતન્માર્ગીય ભક્તો આ પુષ્ટિમાર્ગમાં શ્રી આચાર્યજીદ્વારા શરણ આવ્યા છે તે ભક્તોનો દૈન્યભાવ પ્રભુ વૃદ્ધિંગત કરે છે. મનમાંનું અભિમાન જે દુષ્ટ લૌકિકને વધારે છે અને ફલમાં પ્રતિબન્ધ કરે છે તેનો નાશ જ કરે છે. રાસપંચાધ્યાયીમાં પ્રસિદ્ધ છે કે ભગવાને વેણુનાદ કરી વ્રજભક્તોને બોલાવી રાસ કર્યો ત્યારે વ્રજભક્તોને મદ થયો તત્કાલ શ્રીઠાકોરજી અન્તર્ધાન થયા અને જ્યારે એ ભક્તોને દૈન્ય થયું ત્યારે પુનઃ પ્રકટ થયા. આ પ્રકારે પુષ્ટિમાર્ગમાં ભગવાન્ લૌકિક આસક્તિને નિવૃત્ત કરી તથા મદનો નાશ કરી દૈન્યની વૃદ્ધિ કરે છે. [૧૬]

**मूलम्ः—स्वाङ्गीकृतेर्हि निर्वाहः प्रभुणैव विधीयते ।**
**जीवाः स्वभावतो दुष्टा हि प्रचलेयुः कथं तथा ॥१७॥**
**अतो दण्डप्रदानेन पितेवाचरति प्रभुः ।**
**दण्डोऽप्यनुग्रहत्वेन मन्तव्यस्तु तदाश्रितैः ॥१८॥**

શબ્દાર્થ:—(જેમનો) પોતે (પ્રભુએ અંગીકાર કર્યો છે તેમનો નિર્વાહ નિશ્ચય પ્રભુથી જ થાય છે. જીવો સ્વભાવથી દુષ્ટ છે એટલે તે પ્રમાણે કેવી રીતે ચાલી શકે? તેથી પ્રભુ પિતાની સમાન દણ્ડ આપીને હિત કરે છે તેથી ભગવદાશ્રયવાળાઓએ [પોતાનો] દણ્ડ થાય તો પણ તે (દણ્ડ)ને અનુગ્રહરૂપ માનવો જોઇએ. (૧૭-૧૮)

વિવેચન:—પોતાના અંગીકૃત જીવોનો નિર્વાહ પ્રભુ સ્વત: જ કરે છે. પરન્તુ જીવ આ વાત જાણતા નથી, કારણકે તેઓ સ્વભાવથી દુષ્ટ છે. શ્રી બાલબોધ ગ્રન્થમાંશ્રી આચાર્યજીનું વચન છે કે-' जीवाः स्वभावतो दुष्टाः ' અર્થ:—" જીવો સ્વભાવથી દુષ્ટ છે." શ્રીઠાકોરજી નિજ અંગીકૃત જીવોનો નિર્વાહ પ્રથમથી જ કરતા આવ્યા છે, કરે છે અને કરશે. જીવને એક ક્ષણ પણ દુ:સંગ પ્રાપ્ત થાય તો મન તે ક્ષણમાં કંઇ જુદું જ થઈ જાય. તેથી નિર્વાહ તો પ્રભુ કરે ત્યારે જ થાય છે. (૧૭)

જેમ માતાપિતા અજ્ઞાની બાળકોની રક્ષા અગ્નિજલાદિકથી દણ્ડ આપીને પણ કરે છે, તેમ પ્રભુ અંગીકૃત ભક્તોની રક્ષા, તેમની ભૂલ થાય ત્યારે દણ્ડ કરીને પણ કરે છે. જીવ સ્વભાવથી દુષ્ટ છે તેથી પોતાની ભૂલ સમજતો નથી પણ પ્રભુ તો દણ્ડ એવા ઉદ્દેશથી કરે છે કે પુન: તેવી ભૂલ જીવ કરતો અટકે. શ્રીનન્દરાયજીને પણ અમ્બિકા પૂજનરૂપ અન્યાશ્રયમાંથી નિવૃત્ત કરવા પ્રભુએ સર્પદંશરૂપ દણ્ડ આપ્યો, તેથી ભગવદીયે પોતાને દુ:ખ થાય એમાં પણ ભગવદનુગ્રહ સમજવો, શ્રીગુસાંઇજી વિજ્ઞપ્તિમાં કહે છે:—

दण्डः स्वकीयतां मत्वेत्येवं चेदिष्टमेव नः ।
अस्मासु स्वीयतां मत्वा यत्र कुत्र यदा कदा ॥

અર્થ:—' (હે પ્રભુ!) આપ અમને આપના નિજજન સમજી દણ્ડ આપશો તો તે દણ્ડ અમને ઇષ્ટ જ છે કારણકે જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે આપ અમને આપના માનીને જ દણ્ડ દેશો!' આ પ્રકારે પ્રભુકૃત દણ્ડ પણ કૃપારૂપ જ સમજવો, અને એમનો આશ્રય ન ત્યજવો. [૧૮]

**मूलम्:—दण्डदानं स्वकीयेषु परकीयेष्वुपेक्षणम् ।**
**आर्त्तिरेवात्र सततं भाव्या कृष्णपरोक्षतः ॥१९॥**

શબ્દાર્થ:—પ્રભુ સ્વકીયજનોને દણ્ડ આપે છે અને પરકીય [અન્ય દેવાદિને આશ્રિત એવા] જનોની ઉપેક્ષા કરે છે. અત્ર સતત આર્ત્તિ જ કર્ત્તવ્ય છે, કારણકે શ્રીકૃષ્ણ પરોક્ષ છે. (૧૯)

વિવેચનઃ—જે ભક્તને પ્રભુ પોતાનો કરે છે તેને જ દણ્ડ આપે છે અને જે સંસારમાં આસક્ત પ્રવાહી સૃષ્ટિ છે તેમની ઉપેક્ષા કરે છે, તેમને દણ્ડ આપતા નથી, પણ ઉલટા લૌકિક ફલદાન કરી તેમને લૌકિકમાં વધારે ને વધારે આસક્ત કરે છે. દણ્ડ રક્ષણને અર્થે છે. લૌકિકમાં પણ તેમજ છે. જે પોતાનું હોય તેને જ દણ્ડ આપી રક્ષવામાં આવે છે, અને અન્યની ઉપેક્ષા થાય છે. રાસપંચાધ્યાયીમાં આર્ત્તિને અર્થે પ્રભુ અન્તર્ધાન થયા હતા તેમ આ પુષ્ટિમાર્ગમાં ટેરા [ પડદા રાખવામાં આવે ] છે તે આર્ત્તિ વધારવાને અર્થે છે. આર્ત્તિ વિના પ્રભુ સ્વરૂપાનન્દનો અનુભવ કરાવતા નથી. આર્ત્તિ દેખે તો જ કરાવે છે તેથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે અવશ્ય આર્ત્તિ કરવી. (૧૯)

**मूलम्ः—अत्र भक्तार्त्तिदृष्ट्यैव मुदितो हि हरिर्भवेत् ।**
**सङ्गो भाववतामेव भाववृद्धिर्यतो भवेत् ॥२०॥**

શબ્દાર્થઃ—આ પુષ્ટિમાર્ગમાં પ્રભુ ભક્તોની આર્ત્તિયુક્ત દૃષ્ટિથી જ પ્રસન્ન થાય છે. તેથી ભાવયુક્ત વૈષ્ણવોનો જ સંગ કરવો કે જેથી ભાવની વૃદ્ધિ થાય.

વિવેચનઃ—જેમ જેમ ભક્ત આર્ત્તિકલેશ વધારે અને વધારે કરતો જાય છે તેમ તેમ તે ભક્તને જોઈને ભગવાન્ વધારે અને વધારે પ્રસન્ન થાય છે. તેથી ભાવયુક્ત ભગવદીયનો સંગ કરવો કે જેથી ભાવ સત્વર વૃદ્ધ થાય.

નિરોધલક્ષણ–ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી કહે છે કેઃ—

'क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं निजानन्दं हृदिस्थं निर्गतं बहिः ॥

અર્થઃ—' જ્યારે પ્રભુ નિજ ભક્તોને તાપ- કલેશથી પીડાતા જુએ છે ત્યારે પોતે કૃપાયુક્ત થાય છે અને ત્યારે જ હૃદયમાં સ્થિત થયલો સર્વ નિજ–આનન્દ બહાર નીકળે છે. ( એટલે કે તાપ કલેશથી, હૃદયમાં વિરાજતા આનન્દરૂપ પ્રભુ બહાર પ્રકટે છે. )

**मूलम्ः—व्याघ्रस्याग्रे यथा देही तथा दुःसङ्गतो बिभेत् ।**
**दुःसङ्ग एव भावस्य नाशकः सर्वथा मतः ॥२१॥**

શબ્દાર્થઃ—જેમ વ્યાઘ્રની પાસે દેહી [જીવ] ભય પામે છે તેમ દુઃસંગથી ભય રાખવો. દુઃસંગ જ સર્વથા ભાવનો નાશક છે એમ માનવું. (૨૧)

વિવેચનઃ—જેમ વાઘની પાસે શરીરનો નાશ જ થાય છે તેમ દુઃસંગ ભગવદ્ભાવનો નાશ કરે છે. તેથી ભગવદ્ભાવની રક્ષા કરવી. [૨૧]

**मूलम्ः—दुःसङ्गतश्च्युताः सर्वे श्रुता हि भरतादयः ।**
**दुःसङ्गाजदाभ्यामङ्गिष्मो बहिर्मुखः ॥२२॥**

**શબ્દાર્થઃ**—દુઃસંગથી ભરતાદિક સર્વે અધોગતિ પામ્યા છે એવું શ્રવણ થાય છે. દુઃસંગ તથા અન્નથી ઉત્પન્ન થયલા દોષોને લીધે ભીષ્મ બહિર્મુખ થયા છે ( અર્થાત્–શ્રીઠાકોરજીની સાથે યુદ્ધ કરવા તત્પર થયા ! ) [૨૨]

**વિવેચનઃ**—અનેક જીવો દુઃસંગથી ભગવદ્ધર્મમાંથી પડયા છે. શ્રીભાગવતમાં ભરતને મૃગના દુઃસંગથી ત્રણ જન્મનો અન્તરાય (મોક્ષમાં) થયો હતો અને ભીષ્મ પિતામહ જેવા ભગવદીયને પણ દુર્યોધનના દુષ્ટ અન્નના ભક્ષણને લીધે એવો દોષ પ્રાપ્ત થયો કે એવા [ભીષ્મ] ભક્તને પણ શ્રીભગવાનની સામે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો ! આ પ્રકારે દુઃસંગ તથા દુષ્ટ–અન્ન ભક્ષણાદિ દોષથી ભગવદીયોનો અધઃપાત થાય છે તો આધુનિક જીવોની દુર્દશા થાય એમાં તો શું કહેવું ? (૨૨)

**मूलम्ः–लौकिकाभिनिवेशात्तु मनोनिष्कासनं सदा ।**
**अलौकिकस्तु तद्भावस्तेनापि च विनश्यति ॥२३॥**

**શબ્દાર્થઃ**—લૌકિકમાં અભિનિવેશ–આવેશ (કરવા)માંથી મનને સદા દૂર કહાડતા રહેવું જોઈએ; કારણકે લૌકિકમાં આવેશ થવાથી અલૌકિક ભાવ પણ નાશ પામે છે. (૨૩)

**વિવેચનઃ**—જ્યાં જ્યાં લૌકિકમાં મન આસક્ત થાય તે સર્વેને દુઃસંગ જાણવો અને તેનો ત્યાગ કરી ભગવદ્ભાવની રક્ષા કરવી. ક્ષણે ક્ષણે લૌકિકથી ભગવદ્ભાવનું રક્ષણ થાય તો જ ભાવ રહે છે. (૨૩)

**मूलम्ः–वैराग्यपरितोषौ च हृदि भाव्यौ निरन्तरम् ।**
**तदभ्यासात्तु मनसः कदाचिन्निर्गतिस्ततः ॥२४॥**
**कामाभावाय वैराग्यं चिन्त्यं चेतसि सर्वथा ।**
**परितोषस्त्वलोभाय भक्तौ तावेव बाधकौ ॥२५॥**

**શબ્દાર્થઃ**—હૃદયમાં નિરન્તર વૈરાગ્ય અને સન્તોષની ભાવના કરવી કારણકે એમના અભ્યાસથી કોઈક દિવસે મન લૌકિકમાંથી નિવૃત્ત થશે. [૨૪]

કામના અભાવને અર્થે વૈરાગ્યનું ચિત્તમાં સર્વથા ચિન્તન કરવું; અને સન્તોષ તો લોભના અભાવને અર્થે રાખવો કારણકે એ ઉભય જ ભક્તિમાં બાધક છે.

**વિવેચનઃ**—દુઃસંગ દોષનો નાશ કરવા વૈરાગ્ય અને સર્વ પ્રકારે સન્તોષ–આ ઉભય નિરન્તર હૃદયમાં ધારણ કરવા. સર્વ લૌકિક વિષય તથા દેહ સમ્બન્ધી પદાર્થોમાં વૈરાગ્ય રાખવો અને સહેજમાં પ્રાપ્ત થયલા પદાર્થોથી

મનમાં સન્તોષ રાખવો. આમ અભ્યાસ રાખવાથી દુઃસંગથી બચી શકાય છે. મનમાં દૃઢ વૈરાગ્ય રાખવાથી કામાદિક વિષયનો નાશ થાય છે અને સન્તોષથી લોભનો નાશ થાય છે. આ ઉભય દોષ ભક્તિમાર્ગમાં બાધક છે, તેથી એમનો ત્યાગ કરવા વૈરાગ્ય અને સન્તોષ રાખવા (૨૪–૨૫)

मूलम्ः—कामनेन्द्रियवैमुख्यं लोभे पाखण्डसम्भवः ।
क्रोधस्तु मध्यपातित्वान्महाबाधक ईष्यते ॥२६॥

**શબ્દાર્થઃ**—કામથી ઇન્દ્રિયોની વિમુખતા થાય છે. લોભમાં પાખણ્ડનો સમ્ભવ થાય છે. [અર્થાત્ જેને લોભ હોય છે તે દ્રવ્યાદિકને અર્થે અનેક પાખણ્ડ કરે છે. ક્રોધ (કામ તથા લોભની ) મધ્યે પડતો હોવાથી મહા બાધક ગણાય છે.

**વિવેચનઃ**—કામ પ્રકટ થવાથી વિષયાદિક કરવામાં આવે અને તેથી સકલ ઇન્દ્રિયો શ્રીભગવાનથી તથા ભગવદ્ધર્મથી બહિર્મુખ થઈ જાય છે. ઇન્દ્રિયોનો વિષયમાં આવેશ થાય છે, અને લોભ હૃદયમાં હોય તો તેથી પાખણ્ડ પ્રકટ થાય છે. સંન્યાસ નિર્ણય નામના ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કેઃ–' स्वयं च विषयाक्रान्तः पाषण्डी स्यात्तु कालतः ' [ અને પોતે વિષયથી આક્રાન્ત થઇ કાલે કરી પાખણ્ડી થાય છે. ' ) આ પ્રકારે કામ પ્રાપ્ત ન થવાથી ક્રોધ થાય છે તેમજ લોભ સિદ્ધ ન થાય તો પણ ક્રોધ ઉદ્ભવે છે. ક્રોધ પછી મોહ થાય છે. આ પ્રકારે અષ્ટપ્રહર લૌકિકમાં આવેશ કરવાથી દૈન્યનો નાશ થાય છે. [૨૬]

मूलम्ः—यतो मार्गीयसर्वस्वदैन्यभावविनाशकः ।
दैन्यं सर्वेषु कार्येषु कृष्णसेवाकथादिषु ॥२७॥
बीजं यथा मन्त्रशास्त्रे तद्युक्तमखिलं भवेत् ।
तदाभावे न सेवादि सकलं पुष्टि साधकम् ॥२८॥

**શબ્દાર્થઃ**—ક્રોધ, પુષ્ટિમાર્ગના સર્વસ્વરૂપ દૈન્યનો નાશ કરનારો છે તેથી મહાબાધક છે. [ શ્રીકૃષ્ણની સેવા અને કથાદિક સર્વ કાર્યમાં દૈન્ય, બીજરૂપ છે. ] જેમ મન્ત્રશાસ્ત્રમાં બીજયુક્ત મન્ત્રોજ ફલ આપી શકે છે તેમ આ પુષ્ટિમાર્ગમાં સેવાદિક સર્વ દૈન્યયુક્ત હોય તો ફલદાન કરી શકે છે. દૈન્યનો અભાવ હોય તો સેવાદિક સર્વ પુષ્ટિને ( ભગવદનુગ્રહ ) સિદ્ધ કરતા નથી. [૨૭–૨૮]

**વિવેચનઃ**—દૈન્યભાવ આ પુષ્ટિમાર્ગનું સર્વસ્વ છે. તેનો નાશ કરનાર

ક્રોધ છે. તેથી ક્રોધનો નિશ્ચય ત્યાગ કરવો. સર્વ કાર્ય વિષે દૈન્ય રાખવું. તેના ઉપાયમાં શ્રીકૃષ્ણની તનુજા તથા વિત્તજા સેવા પ્રીતિપૂર્વક કરવી અને શ્રીકૃષ્ણની કથા શ્રીસુબોધિનીજી આદિ ગ્રન્થોમાંથી શ્રવણ કરવી. મન્ત્રશાસ્ત્રમાં ॐ, ह्रीँ, श्रीँ, क्लीँ, क्षौँ, एँ, ઇત્યાદિક બીજ હોય છે અને તે વિનાના મન્ત્રો જપવાથી કશું ફલ થતું નથી. એવી જેમ તે શાસ્ત્રની મર્યાદા છે, તેમ સેવામાં દૈન્યભાવ વિના કંઇ પણ ફલ થતું નથી તેથી દૈન્યપૂર્વક સેવા કરવી. [૨૭-૨૮]

**मूलम्ः—तस्माद्रक्षेत् प्रयत्नेन दैन्यं भक्तियुतो नरः ।**
**दैन्येन गोपिकाः सिद्धाः कौंडिन्योऽपि परोक्षतः ॥२९॥**

**શબ્દાર્થ**:—તેથી ભક્તિયુક્ત નરે (જીવે) પ્રયત્નથી દૈન્યનું રક્ષણ કરવું જોઇએ. દૈન્યથી ગોપીજન પણ સિદ્ધ થયા અને કૌણ્ડિન્ય ઋષિ પણ પરોક્ષથી સિદ્ધ થયા છે. (૨૯)

**વિવેચન**:—પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે યત્નપૂર્વક દૈન્યની રક્ષા કરવી. એમાં દષ્ટાન્ત કહે છે કે દૈન્યથી ગોપીજનને સિદ્ધિ પ્રાપ્ત થઇ અર્થાત્ એમને પ્રભુનો સમાગમ થયો તથા દૈન્યવડે કૌણ્ડિન્ય બ્રાહ્મણે અનન્ત ! અનન્ત ! રટયા કર્યું તેથી એમને પણ સિદ્ધિ થઇ. આમ શ્રીઆચાર્યજીએ સંન્યાસ નિર્ણય ગ્રન્થમાં કહ્યું છેઃ—

**कौण्डिन्यो गोपिका प्रोक्ता गुरवः साधनं च तत् ।**
**भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ॥**

**અર્થાત્**:—'કૌણ્ડિય ઋષિ અને ગોપીજન ભક્તિમાર્ગના ગુરૂ છે. તેમણે કરેલું સાધન તે જ સાધન છે. ભાવ, ભાવનાથી સિદ્ધ થાય છે. અન્ય કોઇ સાધન નથી.' આ પ્રકારે પુષ્ટિમાર્ગના ગુરૂ ગોપીજન છે અને મર્યાદમાર્ગના ગુરૂ કૌણ્ડિન્ય બ્રાહ્મણ છે. તેમણે આદરેલા પ્રકારનો ભાવ વિચારી દૈન્ય જ ભક્તિભાવમાં કારણ છે એમ જાણવું. (૨૯)

**मूलम्ः—फलमत्र हरेर्भावो विरहात्मा सदा मतः**
**रसात्मकत्वात्तद्रूपे सर्वलीलासमन्वितः ॥३०॥**
**स्वरूपे[१] तस्य सततं साक्षात्कारो विशेषतः ।**
**युगपत्सर्वलीलानामनुभूतिः प्रजायते ॥३१॥**

---

१ '**साक्षात्कारे**' એવો પાઠ હોય તો અર્થઃ-'એ વિરહાત્મક ભાવના સાક્ષાત્કાર સ્વરૂપમાં નિરન્તર વિશેષતઃ એકી વખતે સર્વ લીલાનો અનુભવ થાય છે.'

શબ્દાર્થઃ—વિરહાત્મક રૂપમાં રસાત્મકપણું છે તેથી સર્વ લીલાસહિત જે પ્રભુનો સદા વિરહાત્મક ભાવ છે તે જ અત્ર ફલરૂપ મનાય છે. આ વિરહાત્મક ભાવના સ્વરૂપમાં નિરન્તર વિશેષતઃ સાક્ષાત્કાર થાય છે કારણકે સર્વ-લીલાનો અનુભવ એમાં યુગપત્ (એકી વખતે એક કાલાવચ્છિન્ન) થાય છે. [૩૦–૩૧]

વિવેચનઃ—આ પુષ્ટિમાર્ગમાં હરિમાં ભાવ રહે એજ ફલરૂપ છે. તેથી વિરહાત્મક મન થઇ રહે છે, કારણ કે સંયોગના અનુભવમાં પ્રભુ અન્તઃકરણ ગામી નથી, બહારની સર્વ ઇન્દ્રિયોથી દેહનો વિનિયોગ પ્રભુમાં થાય છે. વિપ્રયોગમાં અન્તઃકરણમાં સર્વ સિદ્ધ થાય છે તેથી વિપ્રયોગભાવ હૃદયમાં રાખવો એજ પુષ્ટિમાર્ગમાં સિદ્ધિ છે. સંયોગમાં તો જ્યાં સુધી દર્શન થાય ત્યાં સુધીજ સુખ છે; પણ વિપ્રયોગમાં રસાત્મક પુરૂષોત્તમનો સર્વ લીલા સંયુક્ત અનુભવ સર્વત્ર થાય છે. વિપ્રયોગભાવ એથીજ સર્વોપરિ છે કે તેમાં પ્રભુનો સાક્ષાત્કાર સર્વસ્થલે થાય છે. વિપ્રયોગમાં લીલાના ભાવમાં મગ્ન થવાથી સર્વત્ર સાક્ષાત્લીલાસહિત સ્વરૂપનું નિરન્તર દર્શન થયાં કરે છે, તેથી તેનું સુખ સંયોગના સુખ કરતાં અધિક છે. એકી વખતે સર્વ લીલાનો અનુભવ સાથે થવાને અર્થે મનવડે વ્રજભક્તોનો ભાવ વિચારવો એટલે કે પ્રભુ ગાયો ચરાવવા પધારતા હતા ત્યારે વ્રજભક્તો વિપ્રયોગની જેવી ભાવના કરતા તેવી ભાવના કરવી, અને પછી સન્ધ્યા સમય પ્રભુ વનમાંથી પાછા પધારતા ત્યારે વ્રજભક્તો જેવો ભાવ કરતા તેવો ભાવ વિચારવો. આ પ્રકારે વિપ્રયોગમાં બન્ને લીલાના ભાવનો અનુભવ નક્કી થઈ શકે છે. [૩૦–૩૧]

**मूलम्ः—एवं विज्ञाय मनसा पुष्टिमार्गं विभावयेत् ।**
**[१]प्राप्तिः श्रीवल्लभाचार्यचरणाब्जप्रसादतः ॥३२॥**
**अतः स एव सततं सर्वभावेन सर्वथा ।**
**सुधीभिः कृष्णरसिकैः शरणीक्रियतां सदा ॥३३॥**

શબ્દાર્થઃ—એમ જાણીને મનથી પુષ્ટિમાર્ગની ભાવના કરે તો શ્રીવલ્લભાચાર્યજીના ચરણારવિન્દના પ્રસાદથી (ફલની) પ્રાપ્તિ થાય. તેથી નિરન્તર સર્વભાવથી નિશ્ચય શ્રીકૃષ્ણના રસને ( અર્થાત્ શ્રીકૃષ્ણ રસરૂપ છે એમ ) જાણનારા બુદ્ધિમન્ત પુરૂષોએ સર્વદા શ્રીવલ્લભાચાર્યજીનો આશ્રય (શરણ) સ્વીકારવો.[૩૨–૩૩]

વિવેચનઃ—ઉપર વિપ્રયોગ આર્તિનો પ્રકાર કહ્યો. તેનો અનુભવ જે

---

૧ 'प्राप्ति' ને બદલે 'प्राप्तं' પાઠ ઉપલબ્ધ થાય તો અર્થઃ–'શ્રીવલ્લભાચાર્યજીના ચરણારવિન્દના પ્રસાદથી પ્રાપ્ત થયેલા પુષ્ટિમાર્ગની ભાવના કરવી'—એવો થાય છે.

પ્રકારે થાય તે હવે કહે છે. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે પોતાના મનની ભાવના અન્ય કોઇને કહેવી નહિ. એ પ્રકારે ભાવના કરતાં કરતાં જ નિશ્ચય પુષ્ટિમાર્ગની સિદ્ધિ થાય છે. अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः **અર્થ**:–' અશેષ ભક્તોથી સારી રીતે જેમના ચરણકમલનું રજરૂપ ધન સેવવા યોગ્ય છે એવા શ્રીવલ્લભાચાર્યજી છે '–એમ શ્રીગુસાંઇજીએ સર્વોત્તમ સ્તોત્રમાં શ્રીમહાપ્રભુજીનું નામ કહ્યું છે. શ્રીઆચાર્યજીના ચરણકમલની રજને સેવનાર પુષ્ટિમાર્ગીય ભગવદીયને શ્રીકૃષ્ણાધરામૃત ફલની સિદ્ધિ થાય છે. તેથી નિરન્તર એમના આશ્રયપૂર્વક વિપ્રયોગની ભાવના સર્વથા કરવી. મનમાંથી છલકપટનો ત્યાગ કરી હૃદયમાં શ્રીકૃષ્ણચન્દ્રનું શરણ સ્વીકારનારને તથા શ્રીકૃષ્ણરસમાં રસિક હોય એવા શુદ્ધ ભગવદીયને, તથા દૈન્યથી નિઃસાધન થનારને પુષ્ટિમાર્ગીયફલની નિશ્ચય પ્રાપ્તિ થાય છે. (૩૨)

**॥ इति श्रीहरिरायजीविरचितं चतुस्त्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥३४॥**

## શિક્ષાપત્ર ૩૫ મું.

ઉદ્દેશ:—ભગવદીયોને વિજાતીયનો સંગ અને સજાતીયનો અસંગ મહાદુઃખદાયક છે. એ બન્ને મને પ્રાપ્ત થયા ! શ્રીભગવાનનો દ્વેષ કરનાર જન તક્ષકનાગ સમાન છે. જેમ તક્ષકનાગ મહા ભગવદીય પરીક્ષિતને ડસ્યો તેમ ભગવાનનો દ્વેષ કરનાર દુષ્કર્મી પુરૂષ દુર્વચનથી ભગવદીયોને દુઃખ આપે છે. ભગવાનનો દ્વેષ કરનાર જનો ત્રણ પ્રકારના હોય છે. (૧) એક આધિભૌતિક અનધિકારી (૨) આધ્યાત્મિક અનધિકારી જેઓ જ્ઞાનશૂન્ય તેમ જ વિપરીત જ્ઞાનવાળા હોય છે, [૩] પ્રીતિ રહિત મહા દુષ્ટજનો જેઓ નપુંસક સમાન હોઇ કોઇ પણ ઓષધથી પ્રીતિયુક્ત થતા નથી. તેવા જનોને આસુરી ગણી તેમનો સંગ આસુરાવેશ ઉત્પન્ન કરશે એમ સમજી તેમનો ત્યાગ કરવો. ઉપર વિપ્રયોગભાવ સર્વોપરિ છે એમ સિદ્ધ કર્યું. એમાં સાધન કૃપા વિના કંઇ નથી. પરન્તુ એ વિપ્રયોગ ત્યારે જ સિદ્ધ થાય કે જ્યારે દુઃસંગાદિ અનેક પ્રતિબન્ધથી દૂર રહીએ તેથી હવે પુષ્ટિમાર્ગમાં બાધક દોષ દર્શાવે છે.

**મૂલમ્:—तदीयानां महद्दुःखं विजातीयेन सङ्गमः ।**
**संभाषणं सजातीयैरसङ्गो भाषणं च न ।**
**तदेतदुभयं जातं ममैवाद्य स्वभाग्यतः ॥१॥**

શબ્દાર્થ:—[ વિજાતીય ] બહિર્મુખનો સંગ અને તેની સાથે ભાષણ તેમ જ સજાતીય એટલે ભગવદીયનો સંગ પણ નહિં, અને તેની સાથે ભાષણ પણ નહિ—આ બન્ને મને મારા ભાગ્યથી હવે પ્રાપ્ત થયા છે ! ! (૧)

વિવેચન:—શ્રીહરિરાયજી કહે છે કે આ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને એક મહા દુ:ખ છે. તે એ કે વિજાતીય એટલે અન્યમાર્ગીયનો સંગ અને એતન્માર્ગીયના સંગનો અભાવ. આ દુ:ખ અન્યને તો શું પણ મને પોતાને આવી પડયું છે ! તેથી મને મહા દુ:ખ થાય છે ! જેમ વ્રજભક્તોને શ્રીકૃષ્ણની કથા-વાર્ત્તામાં પ્રતિબન્ધ કરનાર સંગ દુ:ખદાયી લાગતો અને જેમ તે સર્વે ભક્તો એકત્ર થઇ આનન્દ પૂર્વક શ્રીકૃષ્ણની લીલા-વાર્ત્તાનું સ્મરણ કરી પરમાનન્દ પ્રાપ્ત કરતા અને જો કોઇ લૌકિકજન લૌકિકવાર્ત્તાથી એમની લીલા-વાર્ત્તામાં ભંગ કરે તો દુ:ખ પામતા હતા તેમ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ એકત્ર થઇ ભગવલ્લીલા-વાર્ત્તા કરવી અને વિજાતીયનો સંગ તથા તેની સાથે ભાષણ પણ બાધકરૂપ છે એમ સમજવું. જેનો સંગ અવશ્ય કર્ત્તવ્ય છે તે ભગવદીયો દુર્લભ છે અને જેનો સંગ ત્યાજ્ય છે એવા અન્યમાર્ગીયો દશે દિશાથી આવી મલે છે એવો વિરોધ મને પ્રાપ્ત થયો છે ! ! (૧)

मूलम्:—दुःखान्तरं तु ज्ञानेन भक्त्या वापि निवर्त्तते ।
लौकिकं विषयप्राप्त्या न हि दुःसङ्गजं क्वचित् ॥२॥

શબ્દાર્થ:—અન્ય દુ:ખ તો જ્ઞાનથી કે ભક્તિથી પણ નિવૃત્ત થાય છે. ( શબ્દાદિક વિષય ન પ્રાપ્ત થયાથી ઉદ્ભવેલું ) લૌકિક દુ:ખ વિષયની પ્રાપ્તિથી નિવૃત્ત થાય છે. પરંતુ દુ:સંગથી ઉત્પન્ન થતું દુ:ખ કદાપિ નિવૃત્ત થતું નથી. (૨)

વિવેચન:—અન્ય સર્વે પ્રકારના દુ:ખ નિવૃત્ત કરવાના ઉપાય છે—જેમકે જ્ઞાન ભક્તિ ઇત્યાદિ લૌકિક વિષયાદિકની અપ્રાપ્તિથી ઉદ્ભવતું દુ:ખ તે તે વિષયની પ્રાપ્તિથી દૂર થાય છે. પણ દુ:સંગથી ઉત્પન્ન થતું દુ:ખ કશાથી દૂર થતું નથી. તેથી વિષયના સંગી બહિર્મુખનો સંગ ત્યજવો. (૨)

मूलम्:—दुष्टानां दुर्वचोबाणैर्भिन्नं मर्माणि मद्वपुः ।
न क्वापि लभते स्वास्थ्यं समाहितमपि स्वतः ॥३॥
इदानीं तु जनाः प्रायो दुःसङ्गपदवीं गताः ।
शुद्धं मनः कलुषितुं क्षणादतिविचक्षणाः ॥४॥

શબ્દાર્થ:—દુષ્ટજનના દુર્વચનના બાણુથી મારૂં શરીર મર્મ ભાગ

પર્યન્ત ભેદાયું છે ! ! સ્વતઃ એનું સમાધાન થયા છતાં એ શરીરને કોઇ પણ સ્થલે સ્વસ્થતા પ્રાપ્ત થતી નથી ! ! હવે તો મનુષ્યો ઘણું કરીને દુઃસંગ પદવીને પહોંચ્યા છે અને શુદ્ધ મનને મલીન કરવામાં અતિ વિચક્ષણ (ચતુર) છે ! !

**વિવેચનઃ**—દુષ્ટજનના દુર્વચનો મ્હારાં મર્મને ભેદે છે. એવો દુઃસંગ મને પ્રાપ્ત થયો છે કે મને સ્વલ્પ પણ ધીરજ રહેતી નથી ! ! અષ્ટપ્રહર દુઃસંગ સર્વત્રઃ પ્રાપ્ત થાય છે શ્રીમહાપ્રભુજી તથા શ્રીગુસાંઈજી કહે છે કે "દુઃસંગથી વૈષ્ણવ નિશ્ચય દુઃખ પામે છે" એવો દુઃસંગ તો મલે છે જ ! અરે ! લોકો પણ એવા દુષ્ટ થઈ ગયા છે કે શુદ્ધ મનને મલીન કરવામાં પોતાનું ચાતુર્ય યોજે છે. (૩-૪)

**मूलम्ः—गृहस्थितस्य व्यावृत्तियुतस्य न हि तादृशाम् ।**
**सङ्गो वारयितुं शक्यो व्यावृत्तेर्विनिरोधतः ।**
**अव्यावृत्तौ न विश्वासदार्ढ्यं येन तथा कृतिः ॥५॥**

**શબ્દાર્થઃ**—જે જન ગૃહસ્થાશ્રમમાં રહે છે જે વ્યાવૃત્તિ-યુક્ત છે તેને એવા લૌકિકજનનો સંગ નિવૃત્ત કરવાનું પરવડતું નથી કારણકે તેમ કરવાથી વ્યાવૃત્તિનો વિશેષતઃ નિરોધ થાય છે, અને અવ્યાવૃત્તિમાં દૃઢ વિશ્વાસ નથી તેથી જ એવી કૃતિ થાય છે. [૫]

વ્યાવૃત્તિ=ઉદર પોષણાર્થ વૃત્તિ; ધન્ધો રોજગાર.
અવ્યાવૃત્તિ=ધન્ધા રોજગાર ન હોય એવો સમય.

**વિવેચનઃ**—ગૃહસ્થને વ્યાવૃત્તિ વિના કેમ ચાલે ! પરદેશમાં મનુષ્યોનો સંગ તો કરવો જ પડે. તેમાં બહિર્મુખ પણ આવી મલે. એ સર્વ દુઃસંગ વ્યાવૃત્તિ ન કરીએ તો જ દૂર થાય. આ પ્રકારે વ્યાવૃત્તિમાં દુઃસંગ પ્રાપ્ત થાય છે અને અવ્યાવૃત્ત થવાનું સામર્થ્ય નથી. તો ત્યાં શ્રીઆચાર્યજી માર્ગ બતાવે છે કેઃ—

अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः ।
व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत् सदा ॥

**અર્થઃ**—અવ્યાવૃત્ત થઈ શ્રીકૃષ્ણનું ભજન સેવા તથા શ્રવણ કીર્તનાદિથી કરવું એ માર્ગ ઉત્તમ છે પણ અવ્યાવૃતિ થવાનું ન બને અને વ્યાવૃત્તિ કરવીજ પડે તો પોતે કહે છે કે "વ્યાવૃત્ત હોય તો પણ ચિત્તને શ્રવણાદિથી હરિમાં પરોવવા સદા યત્ન કરવો' એટલે કે વ્યાવૃત્તિમાં પણ હરિમાં ચિત્તનું અનુસન્ધાન કરવા યત્ન કરવો.

**मूलम्ः—भगवद् द्वेषितां यातः स तु तक्षक एव हि ।**
**यथा विप्रार्भकवचः प्रेरितः क्रोधमूर्च्छितः ॥६॥**

अदशत्स समागत्य महाभक्तं परीक्षितम् ।
तथा दुर्जनवाक्यैकप्रेरितो ह्यतितामसः ॥७॥
अवज्ञया दुर्वचनैरधिक्षेपेण मामयम् ।
दुष्कर्मा भौतिको दुष्टः स साध्यः सत्क्रियोक्तिभिः ॥८॥

**શબ્દાર્થઃ**—ભગવાનના દ્વેષપણાને પ્રાપ્ત થયેલો એ તો તક્ષકનાગ જ છે. જેમ બ્રાહ્મણના બાલક (શૃંગીઋષી) એ મોકલેલો અને ક્રોધથી મૂર્છિત (જ્ઞાન રહિત) થયેલો એવો જે તક્ષક તે આવીને મહાભક્ત એવા પરીક્ષિત રાજાને ડશ્યો, તેમ દુર્જનના દુર્વચનોએજ મોકલેલો એવો અતિ તમોગુણી આ દુષ્ટ કર્મ કરનાર પુરૂષ મને નિન્દા, દુર્વચન અને તિરસ્કારથી ડશે છે. એ આધિભૌતિક દુષ્ટ છે અને એ સારી ક્રિયા અને સારાં વચનોથી સાધ્ય છે.[૬-૭-૮]

**વિવેચનઃ**—ઉપર વ્યાવૃત્તિથી દુઃસંગરૂપ દોષ કહ્યો. હવે કાલદોષ બતાવે છે. આ કાલ ભગવદ્ધર્મમાં મહાબાધક છે. બ્રાહ્મણના બાલકે ક્રોધયુકત થઇ પરીક્ષિત્ રાજાને શાપ આપ્યો એ કાલદોષનું જ કાર્ય છે. રાજા પરીક્ષત્ સદ્ભક્ત હતો, ભગવદ્ધર્મમાં ચતુર હતો. એ ભક્ત હોઇ એની રક્ષા ભગવાને ગર્ભમાં કરી હતી. તોપણ તેને કલિયુગના કાલ દોષથી દુર્બુદ્ધિ ઉત્પન્ન થઈ. એ સમ્બન્ધમાં કહ્યું છે કે—" ब्राह्मणं प्रत्यभूद्ब्रह्मन् मत्सरो मन्युरेव च " અર્થઃ-શમીક ઋષિએ આદર સન્માન ન કર્યું તેથી રાજાને બ્રાહ્મણ તરફ મત્સર તથા ક્રોધ થઇ આવ્યો. એ દોષ બુદ્ધિ કલીકાલના દોષથી થઈ. એ દુર્બુદ્ધિથી રાજાએ મૃત સર્પને લઈ શમીક ઋષિના કણ્ઠે વીંટાળી દીધો. શમીકઋષિના પુત્રે આ વાર્તા સાંભળી શાપ આપ્યો કે 'તક્ષક સર્પ સાત દિવસમાં દંશ કરશે' [1]મહાભક્ત એવા પરીક્ષિત્ રાજાની બુદ્ધિ પણ કલિકાલના દોષથી ભ્રષ્ટ થઇ ! !

કલિકાલમાં દુષ્ટ થયલા જીવો ત્રણ પ્રકારના છે. આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક, એ ત્રણ જીવોમાંથી આધિભૌતિક અને આધ્યાત્મિક પ્રકારે દુષ્ટ જીવો તો કોઈ પણ સમય ભગવદ્ધર્મમાં પ્રવૃત્ત થાય. પરન્તુ આધિદૈવિક દુષ્ટ

૧. જો પરીક્ષિત્ રાજા મહાભક્ત હતા અને જ્યારે ભગવાને એમની રક્ષા ગર્ભમાં પણ કરી હતી ત્યારે ભગવાને તક્ષક સર્પના દંશ સમય કેમ ન કરી? એમ શંકા થાય તો સમાધાન એ છે કે પરીક્ષિત્ દ્વારા કેટલુંક કાર્ય ભગવાનને કરાવવું હતું તે કરાવ્યું અને પછી શ્રીભાગવતની પ્રવૃત્તિ લોકમાં કરાવવી હતી. તેથી શાપના નિમિત્તે તેને સ્વલ્પ સમયમાં મોક્ષ આપે એવું શ્રીમદ્ભાગવતનું શ્રવણ શ્રીગંગાજીના તટપર બેસાડી શ્રીશુકદેવજીદ્વારા કરાવ્યું આ પ્રકારે શ્રીમદ્ભાગવતની કથાનો લોકમાં પ્રચાર કર્યો અને બ્રહ્માસ્ત્ર શાન્ત કર્યું.

જીવો તો કદાપિ ભગવદ્ધર્મમાં આવતા નથી, તેથી એમનો સંગ સર્વથા ત્યજવો. જે અનેક દુર્વચન કહે, અજ્ઞાની થઈ અવજ્ઞા કરે, દુર્વચન કહી અન્યના મન વિક્ષિપ્ત કરે, અને જે શરીરથી દુષ્ટ કર્મ કરે તેને ભૌતિક દુષ્ટ સમજવો. એવો ભૌતિક દુષ્ટ પણ ભગવદીયના સંગથી અને ભગવત્સેવાથી પોતાના મનનો વિક્ષેપ દૂર કરે છે અને ભક્તિ પ્રાપ્ત કરે છે. (૬–૭–૮)

मूलम्ः—आध्यात्मिको ज्ञानशून्यो ह्यन्यथाज्ञानवानपि ।
कष्टसाध्यः कदाचित्स तत्वबोधेन शुद्ध्यति ॥९॥
प्रीतिशून्यो महादुष्टः स न साध्यः कथंचन ।
यथा नपुंसको नैव ह्यौषधैः पुरुषो भवेत् ॥ ॥१०॥
यथा त्रिदोषग्रस्तो न कथंचिदपि जीवति ।
प्रीतिशून्यो नीरसश्च न तथा श्रवणादिभिः ॥११॥

ઉપર આધિભૌતક દુષ્ટ જીવનાં લક્ષણ કહ્યાં હવે આધ્યાત્મક તથા આધિભૌતિક દુષ્ટ જીવોનાં લક્ષણ બતાવે છે.

**શબ્દાર્થઃ**—જ્ઞાનશૂન્ય અને અન્યથા જ્ઞાનવાળો એટલે કે વિપરીત જ્ઞાનવાળો એ આધ્યાત્મક દુષ્ટ કહેવાય છે અને તે કષ્ટસાધ્ય છે પણ કોઈ દિવસ તત્ત્વબોધથી તે શુદ્ધ થાય છે. પ્રીતિશૂન્ય હોય તે મહાદુષ્ટ સમજવો. તે કોઈ પણ પ્રકારે સાધ્ય નથી. જેમ નપુંસક ઓષધથી પુરૂષ થતો નથી, જેમ ત્રિદોષથી પીડાતો જન કોઈ પણ પ્રકારે જીવતો નથી, તેમ જે જીવ પ્રીતિશૂન્ય છે નીરસ [ રસ વિનાનો ] છે તે શ્રવણાદિથી સિદ્ધ થતો નથી. [૯–૧૧]

**વિવેચનઃ**—આધ્યાત્મિક દુષ્ટ જ્ઞાનથી શૂન્ય હોઇ સર્વ કાર્ય અજ્ઞાનથી કરે છે. એને જ્યારે કોઇ જ્ઞાનવાન્ મહા ભગવદીય જન મલે અને જો એવાના સત્સંગમાં બહુ દિવસ રહે તો એ ભગવદીય એવા દુષ્ટને પણ અનેક પ્રકારે સમજાવી શુદ્ધ સત્પ્રાણી કરી શકે. જે જીવ પ્રીતિ રહિત હોય છે તે આધિદૈવિક દુષ્ટ કહેવાય છે. તે કોઈ પણ પ્રકારે સાધ્ય નથી. તેને કોટિ કલ્પ પર્યન્ત સત્સંગ મલે અને ગમે તે પ્રકારે જ્ઞાન આપવામાં આવે તો પણ તેની કંઈ પણ અસર તેના હૃદયમાં થતી નથી. એ તો કેવલ પ્રવાહમાં જ આસક્ત રહે છે. એવા પ્રવાહી જીવનું મન આસુરી હોઈ શ્રીભગવાનમાં તથા ભગવદ્ધર્મમાં કદાપિ લાગતું નથી. કરોડો ઔષધથી નપુંસક પુરૂષત્વને પ્રાપ્ત કરતો નથી. તેજ પ્રકારે આધિદૈવિક મહાદુષ્ટનું મન ભગવત્સમ્બન્ધી જ્ઞાન પ્રાપ્ત કરતું નથી. કફ, પિત્ત અને વાત એ ત્રણ દોષ કુપિત થયા હોય તેનો જીવ ઓષ-

થથી બચાવી શકાતો નથી તેમ ભક્તિરસરહિત-નીરસ-પ્રીતિશૂન્ય મહાદુષ્ટને ગમે તેટલી ભગવત્કથાનું શ્રવણ કરાવે તોપણ તેના હૃદયમાં સ્વલ્પ પણ ભગવદ્ભાવ ઉત્પન્ન કરી શકાતો નથી. પુષ્ટિપ્રવાહ મર્યાદા ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે:-

चर्षणी शब्दवाच्यास्ते ते सर्वे सर्ववर्त्मसु ।
क्षणात्सर्वत्वमायान्ति रुचिस्तेषां न कुत्रचित् ॥

અર્થ:—" એ પ્રવાહી જીવ ચર્ષણી કહેવાય છે. ચર્ષણી જીવો સર્વે સર્વ માર્ગમાં ભ્રમણ કરે છે. ( એમનો એક માર્ગ નથી. ) એક ક્ષણ માત્રમાં સર્વ માગ ભમે છે તોપણ તેમની રૂચિ કોઇ પણ સ્થલે થતી નથી." એ વચનાનુસાર પ્રીતિશૂન્ય જીવ પ્રવાહી આસુરી જીવસમાન જન્મોજન્મ સંસારમાં આસક્ત થઇ રહે છે. કૃષ્ણદાસજીએ ગાયું છે કે ' गुणप्रताप देखियत अपने चख अश्मसार ज्यों भेदे न तोय ' જેમ કાળાપત્થરને હજારો વર્ષ પર્યન્ત જલમાં નાખી મૂકીએ પણ બહાર કહાડીએ કે તરત સૂકાઇને જેવો હતો તેવો થઈ થઈ જાય છે. તેમ પ્રીતિશૂન્ય આધિદૈવિક મહાદુષ્ટ આ પુષ્ટિમાર્ગનો પ્રતાપ દેખે અને ગુણ સાંભળે પરન્તુ તે કદીએ પોતાના હૃદયમાં લેશ પણ ભગવદ્ધર્મનું ગ્રહણ કરે નહી. એવા ભક્તિરસ રહિત જીવો બહિર્મુખ છે. [૯-૧૦-૧૧]

मूलम्:-प्रायः स आसुरो जीवो यस्मिन् प्रीतेरसम्भवः ।
तादृशैर्नित्यसङ्गेन भवेदासुरभाववान् ॥१२॥

શબ્દાર્થ:—જેનામાં પ્રીતિનો અસમ્ભવ હોય તેને ઘણું કરીને આસુરી જાણવો. એવા આસુરી જીવ સાથે નિત્ય સંગ કર્યાથી આસુરી ભાવવાળા થવાયછે.

વિવેચન:—ઉપર જણાવ્યા તેવા મહાદુષ્ટ પ્રીતિશૂન્ય આસુરી જીવમાં પ્રીતિની સમ્ભાવના પણ નથી. તેથી એવાનો સંગ ત્યજવો. ભગવદીયના સંગ વિના નિત્ય આસુરભાવ ઉદ્ભવે છે. જ્યારે તાદૃશીયનો સંગ થાય છે ત્યારે આ આસુરભાવ નિવૃત્ત થાય છે. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કન્ધમાં શ્રીકૃષ્ણ ઉદ્ધવ પ્રતિ કહે છે કે ' યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, ઈષ્ટાપૂર્ત્તિ, દક્ષિણા, વ્રત, યજ્ઞ, તીર્થ, નિયમ, યમ-આમાંથી કોઈપણ મને ( ભગવાનને ) વશ કરી શકતું નથી. જેમ સત્સંગ મને વશ કરી શકે છે તેમ અન્ય કોઇ મને વશ કરવા અશક્ત છે. કેમકે સત્સંગ એ અન્ય સર્વ દુ:સંગને દૂર કરનાર છે. સત્સંગથીજ રાક્ષસ, દૈત્ય, પક્ષી, પશુ, ગન્ધર્વ, અપ્સરા, નાગ, સિદ્ધ, ચારણ, ગુહ્યક, વૃત્રાસુર, પ્રહ્લાદાદિ નીચ વા ઉચ્ચ યોનિમાં જન્મ પામેલા સત્સંગથીજ મને પ્રાપ્ત થયા છે. (૧૨).

मूलम्:–दुष्कर्मा कर्मदुष्टःस्यात् ज्ञानदुष्टोऽन्यथादृशिः ।
प्रीतिशून्यो भक्तिदुष्टस्तत्तन्मार्गगतस्त्यजेत् ॥१३॥

શબ્દાર્થ:—દુષ્ટ કર્મ કરનાર કર્મ દુષ્ટ થાય છે; વિપરીત દૃષ્ટિવાળો જ્ઞાનદુષ્ટ થાય છે; પ્રીતિથી રહિત જીવ ભક્તિદુષ્ટ થાય છે; જે જે માર્ગમાં આ ત્રણ દોષ હોય છે તે તે માર્ગમાં રહેનારે આ દોષ ત્યજવા. [૧૩]

વિવેચન:—શ્રીહરિરાયજી કહે છે કે દુષ્કર્મ કરનાર જીવને ભૌતિકદુષ્ટ જાણવો. અન્યથા (વિપરીત) જ્ઞાનવાનને જ્ઞાનદુષ્ટ–આધ્યાત્મિક દુષ્ટ જાણવો. આ બન્ને દુષ્ટ જીવ સત્સંગથી ભગવદ્ધર્મમાં કદાચિત્ પ્રવેશ પણ કરે. પ્રીતિ-શૂન્ય–ભક્તિરસ રહિત જીવને આધ્યાત્મિક દુષ્ટ જાણવો. એ જીવ કદાપિ ભક્તિનો અધિકારી થતો નથી. તેથી પુષ્ટિમાર્ગીયોએ સર્વથા એનો ત્યાગ કરવો. તોજ એઓ પોતાનો ભગવદ્ધર્મ સાચવી શકે છે. (૧૩)

इति श्रीहरिरायजीविरचितं पञ्चत्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तम् ॥३५॥

## શિક્ષાપત્ર ૩૬ મું.

ઉદ્દેશ:—વૈષ્ણવોએ ચિન્તા કરવી નહિ. વાળીઝુડીને શુદ્ધ કરેલા ગૃહમાં ગૃહપતિ [ ઘરધણી ] રહે છે તેમ ચિન્તાદિકથી રહિત ચિત્તમાં પ્રભુ પધારે છે. નવરત્ન ગ્રન્થમાં શ્રીઆચાર્યજી ' चिन्ता काऽपि न कार्या कदापीति ' ' ચિન્તા કોઈ પણ કદાપિ ન કરવી ' એમ કહે છે. કલિયુગમાં ધર્મમાર્ગના વિચારમાં કર્ત્તા લિપ્ત રહે છે. સંસર્ગનો એટલો બધો બાધ નથી. જો કે શ્રીઆચાર્યજીની આજ્ઞા–અવૈષ્ણવનો સંગ ન કરવો–એમ છે તોપણ લૌકિક સંકોચ ( ન છુટકે ) રાખવો. અને તેમની નિવૃત્તિ કરવામાં યત્ન કરવો. આપણા મનને મોહ કરે એવી ચિન્તા કરવી નહિ. એવી ચિન્તાથી આયુષ્ય વ્યર્થ જાય છે તેથી ભગવચ્ચરણારવિન્દમાં ચિત્તને સ્થાપવું, અને આ દેહ સમ્બન્ધી અહન્તા મમતા ત્યજવી. પ્રતિબન્ધની નિવૃત્તિને અર્થે શ્રીહરિની શરણભાવના કરવી. 'શ્રીહરિજ આપણું સર્વ સિદ્ધ કરશે, આપણે તો શ્રીઆચાર્યજીની આજ્ઞાનુસાર નિવેદનનું અનુસન્ધાન માત્ર કરવાનું છે' એમ વિચારી મનને ચિન્તામુક્ત કરવું. હવે ચિન્તા નિવૃત્તિનો પ્રકાર દર્શાવે છે.

मूलम्:—नैव चिन्ता प्रकर्त्तव्या लौकिकी भक्तिमार्गगैः ।
चित्ते चिन्तातुरे कृष्णः कथमाविशते गुणैः ॥१॥
यथा गृहे गृहपतिः शुद्धे संमार्जनादिभिः ।
स्वस्थस्तिष्ठत्यन्यथा तु परावर्त्तेत सर्वथा ॥२॥

**શબ્દાર્થઃ**—ભક્તિમાર્ગીય વૈષ્ણવોએ લૌકિકી ચિન્તા ન જ કરવી. જેમ ઘરધણી, લિમ્પન તથા ઝાપટ ઝુપટથી શુદ્ધ થયલા ગૃહમાં સ્વસ્થ થઈ રહે છે નહિ તો સર્વથા પાછો ફરે છે તેમ ચિન્તાતુર ચિત્તમાં પ્રભુ શ્રીકૃષ્ણ કેમ આવેશ કરી શકે? [ પ્રભુ ચિન્તાગ્રસ્ત ચિત્તમાં ન જ પ્રવેશ કરે. ) (૧–૨)

**વિવેચનઃ**—શ્રીહરિરાયજી હવે સર્વ પુષ્ટિમાર્ગીયોને શિક્ષા આપે છે. "હે વૈષ્ણવો! તમારે લૌકિક ચિન્તા કર્ત્તવ્ય નથી! જેનું ચિત્ત ચિન્તાથી વ્યાકુલ છે. તેના હૃદયમાં સકલગુણયુક્ત પ્રભુ કેમ પધારી શકે? ચિન્તા સકલ દોષની માતા છે. જ્યાં ચિન્તા આવી ત્યાં સકલ દોષ આવ્યા, અને જ્યાં હૃદયમાં દોષ આવ્યા ત્યાં સકલગુણ સમ્પન્ન પ્રભુ કેમ સ્થિતિ કરે? શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તેથી નવરત્ન ગ્રન્થમાં કહે છે કે "चिन्ता काऽपि न कार्या निवेदितात्मभिः कदापि" **અર્થઃ**—'નિવેદન કરેલા આત્માવાળા જીવે કદાપિ કોઈ પણ ચિન્તા ન કરવી.' સર્વ કરણ સમર્થ ભગવાન્ આપણે શિર વિરાજે છે તો આપણે શું ચિન્તા હોઈ શકે?" હવે લૌકિક દૃષ્ટાન્તથી આ સિદ્ધાન્ત સ્પષ્ટ કરે છે. જેમ લૌકિક ઘરધણી ઘરમાં રહેતા પહેલાં સર્વ મલીનતા દૂર કરી શુદ્ધ કરીને રહે છે, તેમ શ્રીકૃષ્ણ, જે વૈષ્ણવનું હૃદયરૂપ ગૃહ શુદ્ધ જુએ છે, તેમાં પ્રવેશ કરે છે. જ્યાં લૌકિક ચિન્તા જુએ છે ત્યાં પ્રભુ પધારતા નથી, તેથી શ્રીઆચાર્યજીદ્વારા નિવેદન કર્યા પછી હૃદયના મેલ, કામ, ક્રોધ, મદ, મત્સર, ચિન્તાદિક સર્વને કહાડી નાંખી શુદ્ધ અને શાન્ત હૃદયથી એક શ્રીકૃષ્ણનો આશ્રય કરવો ત્યારેજ પ્રભુ કૃપા કરી હૃદયમાં પધારે અને સ્વરૂપાનન્દનો અનુભવ કરાવે. ૧–૨.

मूलम्:—उक्तं च प्रभुभिस्तस्मान्नवरत्ने कृपालुभिः ।
अतोऽन्यविनियोगेऽपि चिन्ता का स्वस्यसोऽपि चेत् ॥३॥

**શબ્દાર્થઃ**—તે કારણથી કૃપાલુ શ્રીમહાપ્રભુજીએ નવરત્નગ્રન્થમાં કહ્યું છે કે જો જીવ પોતાનો ભગવાનનો છે તો અન્ય વિનિયોગ નિમિત્ત પણ ચિન્તા શી છે?

જ્યારે જીવ નિજ શ્રીઆચાર્યજીદ્વારા આત્મનિવેદન કરે છે ત્યારે પોતાના પુત્ર, સ્ત્રી, ગૃહ, વિગેરે અન્ય સર્વનું નિવેદન કરે છે. તેથી પોતે તેમજ પોતાના દેહસમ્બન્ધી અન્ય સર્વ તેમજ પોતાનું, દ્રવ્યાદિ પણ પ્રભુનું થયું છે. તેથી અન્યવિનિયોગ નિમિત્ત પણ ચિન્તા શી?

**વિવેચનઃ—**જો કોઇ શંકા કરે કે પ્રભુની સેવા-ટહેલ થતી નથી પણ અન્યવિનિયોગ થાય છે—પ્રભુની સેવામાં દ્રવ્યાદિનો વિનિયોગ ન થતાં સ્ત્રી પુત્રાદિની સેવામાં દ્રવ્યાદિનો ઉપયોગ થાય, તો ત્યાં ચિન્તા કરવી કે નહિ ? તો શ્રીહરિરાયજી કહે છે કે શ્રીઆચાર્યજીના વચનાનુસાર અન્યવિનિયોગમાં પણ ચિન્તા ન કરવી કારણકે નિવેદન કર્યું ત્યારે પુત્ર, સ્ત્રી તથા ગૃહાદિનું પણ નિવેદન થયલું છે જેથી તે પણ પ્રભુનાં થયાં છે તેથી તેમને અર્થે દ્રવ્યાદિકનો વિનિયોગ થાય તો પણ ચિન્તા ન કરવી હૃદયમાં એક શ્રી પ્રભુનો દૃઢ આશ્રય રાખવો. (૩)

**मूलम्:—धर्ममार्गविचारेऽपि कलौ कर्त्तैव लिप्यते ।**
**न संसर्गकृतो दोषस्तथा कलियुगे भवेत् ॥४॥**

**શબ્દાર્થઃ—**ધર્મમાર્ગના વિચારમાં પણ કલિયુગમાં કર્ત્તાજ લિપ્ત થાય છે. (અન્યયુગમાં જેવો સંસર્ગકૃત દોષ છે તેવો) કલિયુગમાં સંસર્ગ દોષ થતો નથી.

**વિવેચનઃ—**ધર્મમાર્ગની રીતિ વિચારીએ તોપણ ધર્મશાસ્ત્રમાં સર્વત્ર એમ જ કહ્યું છે કે કલિયુગમાં જે દોષ કરે તે જ લિપ્ત થાય છે. દોષકર્ત્તાના સંસર્ગથી અન્યને દોષ લાગતો નથી તેથી આપણા સ્નેહીના દોષથી આપણે લેપાતા નથી. જો સમ્બન્ધીઓ ભક્તિની રીત ત્યજી અન્યાશ્રય કરે તોપણ ચિન્તા ન કરવી. એમના સંસર્ગથી આપણને દોષ નથી. એમ જ સમજવું કે જે કરશે તે ભોગવશે, એમાં મને શો બાધ છે ? એમ વિચારી આપણે આપણા ધર્મમાં સાવધાન રહેવું. [૪]

**मूलम्:—युगान्तरे तथैवायं पञ्चमत्वेन गण्यते ।**
**यद्यप्युक्तं निजाचार्यैः स्थेयं नावैष्णवैः सह ॥५॥**
**तथापि लोकसङ्कोचः कर्त्तव्यस्त्वग्रदर्शनैः ।**
**मनः स्थाप्यं तन्निवृत्तौ समये तन्निवर्त्तनम् ॥६॥**

**શબ્દાર્થઃ—**તેમજ અન્યયુગમાં આ કલિયુગ પંચમપણાથી ગણાયો છે. યદ્યપિ આપણા શ્રીઆચાર્યજીએ કહ્યું છે કે 'અવૈષ્ણવની સાથે ન રહેવું' તોપણ આગળ (કેમ કર્યાથી સારૂં થશે એમ) વિચાર કરનારાઓએ લોક સંકોચ કરવો. એમની નિવૃત્તિમાં મન સ્થાપવું સમય આવે અવૈષ્ણવનો સંગ નિવૃત્ત કરવો. ૫-૬

**વિવેચન:**—સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, કલિયુગ, એ ચાર યુગોમાં આ વર્તમાન કલિયુગ પંચમ કહેવાય છે—ઉત્તમોત્તમ કહેવાય છે કારણકે આ યુગમાં શ્રીવલ્લભાચાર્યજી પૂર્ણ પુરૂષોત્તમનું પ્રાકટ્ય છે. એ વાત શ્રીગુસાંઈજી સમશ્લોકીમાં કહે છે:—

> मायावादकरीन्द्रदर्पदलननास्येन्दुराजोद्गत-
> श्रीमद्भागवताख्यदुर्लभसुधावर्षेण वेदोक्तिभिः ।
> राधावल्लभसेवया तदुचितप्रेम्णोपदेशैरपि
> श्रीमद्वल्लभना[illegible]शो भावी न भूतोऽस्त्यपि ॥

**અર્થ:**—માયાવાદરૂપ મદોન્મત્ત હાથીનો ગર્વ તોડવાને લીધે શ્રી ઠાકોરજીના મુખચન્દ્ર[1]રાજથી પ્રકટ થયેલ શ્રીમદ્‌ભાગવતનામની દુર્લભ[2]સુધાની વૃષ્ટિ[3]-વર્ષણ-કરવાને લીધે, વેદના [4]વચનથી રાધાવલ્લભ શ્રીકૃષ્ણની સેવા સ્થાપવાને લીધે અને એ સેવામાં ઉચિત પ્રેમસહિત ઉપદેશોથી—ભક્તિરસથી પૂર્ણ એવા ઉપદેશોને લીધે પણ શ્રીમદ્વલ્લભાધીશની સમાનતા કરનાર કોઇ થયું પણ નથી, છે પણ નહિ અને થશે પણ નહિ.

વળી વધાઈમાં પણ કહે છે કે 'एसी भइ न है हे कबहुं जेसी अब निधि आई' એમાં જેવો ભાવ છે તેવો ભાવ મનમાં રાખવો. દૈવીસૃષ્ટિનો ઉદ્ધાર કરવા શ્રી આચાર્યજીએ પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો છે. તેથી આ યુગ અન્ય યુગ કરતાં ભિન્ન

---

૧ ચન્દ્રરાજ એટલે ચન્દ્રનો રાજા, ચન્દ્ર એક છે તો એનો રાજા શી રીતે સમ્ભવે એમ શંકા કરનારનું સમાધાન શ્રીઠાકોરજીની વાણીરૂપ શ્રુતિરૂપા અનેક ભક્ત છે ને ચન્દ્રરૂપ છે. અને તેમના ભાવાત્મક આપ છે. તેથી એમને ચન્દ્રરાજ કહ્યા છે.

૨ યુગલગીતમાં ઇન્દ્ર શિવ, તથા બ્રહ્માને પણ એ અલૌકિક રસનું તત્ત્વજ્ઞાન નથી તેથી એ સુધા દુર્લભ કહેવાય છે.

૩ વૃષ્ટિથી જેમ બીજ ઉત્પન્ન થાય છે તેમજ આ સુધા—અમૃતની વૃષ્ટિ કર્ણદ્વારા હૃદયમાં પ્રવેશ કરે ત્યારે ભાવરૂપ અંકુર ઉત્પન્ન થાય.

૪ વેદ (શ્રુતિ) પ્રતિપાદન કરે છે કે अक्षण्वतां फलमिदं नपरं विदामः અર્થ:—આંખો તથા અન્ય ઇન્દ્રિયો જેમને પ્રભુએ આપેલી છે તેનું ફલ તો આ—પ્રકટ ભાવાત્મક, રસાત્મક શ્રી ગોપીજનવલ્લભ—છે. ચક્ષુરાદિ ઇન્દ્રિયો જેમને છે તેઓએ તો પોતાની સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ એ પુષ્ટિપુરૂષોત્તમની સેવામાં કરવાનો છે. અરે ! જો સર્વ ઇન્દ્રિયોનો વિનિયોગ કરવા અશક્ત હો તો એક આંખોનો વિનિયોગ પ્રભુના દર્શન કરવામાં તો કરો ! એથી પરમ ફલ—એ રસાત્મક પુષ્ટિપુરૂષોત્તમથી અધિક ફલ—અન્ય કંઈ જ નથી ! કારણ કે અમે ગોપીઓ ઉપનિષદ્‌રૂપ—શ્રુતિરૂપા—હોઇ સર્વ જાણીએ છીએ !' શ્રીમહાપ્રભુજી આ શ્લોકના શ્રીસુબોધિનીજીમાં શુષ્ક જ્ઞાનીઓના નિરાકાર બ્રહ્મની હીનતા इदम् શબ્દથી સૂચવી સાકાર રસેશ શ્રીકૃષ્ણ—શ્રીગોપીજનવલ્લભનું જ પરમ ફલત્વ સિધ્ધ કરે છે.

છે અને તેથી જ આ વર્તમાન યુગને પંચમ યુગ કહ્યો છે. અવૈષ્ણવનો સંગ ન કરવો એમ કહ્યું છે છતાં જો લોકસંકોચ આવી પડે અને અવૈષ્ણવનો ત્યાગ કરવાથી અધિક દુઃખ આવી પડે તો એવો સંસર્ગ કરવો પણ મનને સ્થીર રાખી એ સમ્બન્ધથી સત્વર મુક્ત થવાય એમ યત્ન કરવો. સમય આવે એ દુઃસંગથી નિવૃત્ત થઇ પોતાના મનને પુષ્ટિમાર્ગની રીતિમાં-સેવા સ્મરણમાં-યોજવું. (૫-૬)

**मूलम्ः—तत्कालं तत्प्रयत्ने तु रोगस्येवोद्भवो भवेत् ।**
**अतः कार्यं शनैरेव प्रतिबन्धनिवर्त्तनम् ॥७॥**

**શબ્દાર્થ**:—રોગની ઉત્પત્તિને જો તત્કાલ તેના મૂલનું શોધન કર્યા વિના દાબી દેવામાં આવે તો પુનઃ તે રોગ ઉત્પન્ન થાય છે. તેમ પ્રતિબન્ધની નિવૃત્તિ (તત્કાળ તેનું મૂલ શોધ્યા વિના ન કરવી પણ) ધીમે ધીમે કરવી. (૭)

**વિવેચન**:—કુટુમ્બ લૌકિકાદિકનો સંકોચ આવી પડે તો તત્કાલ એમનો ત્યાગ ન કરવો. તે સમય તેમની સાથે મલી જવું અને ત્યાગની ભાવના રાખવી. ક્રમશઃ એમનો ત્યાગ કરવો. તત્કાલ ત્યાગ કરવાથી રોગની માફક પુનઃ એમના સંસર્ગની વાસના થઈ આવે છે. આ પ્રકારે વૈષ્ણવે વર્ત્તવું. (૭)

**मूलम्ः—वृथा चिन्ता न कर्त्तव्या स्वमनोमोहकारणम् ।**
**यथा सच्छिद्रकलशाज्जलं स्रवति सर्वशः ॥८॥**
**तथायुः सततं याति ज्ञायते न गृहस्थितैः ।**
**एवं हि गच्छत्यायुष्ये क्षणं नैव विलम्बयेत् ॥९॥**
**भगवच्चरणे चेतः स्थापनेऽतिविचक्षणः ।**

**શબ્દાર્થ**:—આપણા મનને મોહનું કારણ થઈ પડે એવી વૃથા ચિન્તા ન કરવી. (કારણકે) જેમ છિદ્રવાળા કલશમાંથી સર્વ દિશામાંથી જલ સ્રવી જાય છે તેમ આયુષ્ય નિરન્તર ચાલ્યું જાય છે! તે ગૃહાસ્થાશ્રમીના જાણવામાં આવતું નથી! આમ જો આયુષ્ય ચાલ્યું જાય છે તો અતિચતુર વૈષ્ણવે ભગવાનના ચરણારવિન્દમાં પોતાનું ચિત્ત સ્થાપવા એક ક્ષણ પણ વિલમ્બ ન કરવો.

**વિવેચનઃ**—મનના મોહનું કારણ એક વૃથા ચિન્તા જ છે એ નિશ્ચય જાણવું. જેમ કલશના છિદ્રમાંથી સર્વ જલ સ્રવી જાય છે તેમ વૃથા ચિન્તાથી સર્વ આયુષ્ય ચાલ્યું જાય છે. એક ક્ષણ પણ ભગવદ્ધર્મ બની આવતો નથી.

એકાદશસ્કન્ધમાં રાજા જનકે કહ્યું છે કે 'જીવને માનુષ દેહની પ્રાપ્તિ દુર્લભ છે, એમ હું માનું છું.' તેથી આ માનુષ દેહની પ્રાપ્તિ કર્યા પછી પ્રભુનો આશ્રય કરે તો જ સાર્થક થયું સમજવું. ચિન્તાથી સર્વ આયુષ્ય વૃથા જવા દઈ સંસારમાં ન પડવું. એક શ્રીપ્રભુનો દૃઢ આશ્રય કરવો. આયુષ્ય ક્ષણે ક્ષણે ન્યૂન થાય છે એમ ગૃહસ્થાશ્રમી જીવોએ સમજી ભગવદ્ધર્મમાં પ્રતિબન્ધ કરનાર દુઃસંગી બહિર્મુખોનો ત્યાગ તત્કાલ કરવો. એક ક્ષણ પણ વિલમ્બ ન કરવો. ક્યારે દેહપાત થશે તે નિશ્ચય નથી. શ્રીભાગવતના સપ્તમસ્કન્ધમાં પ્રહલાદજી બાલકોને કહે છે કે "ભગવદ્ધર્મનું આચરણ કુમારાવસ્થામાંથીજ કરવું જોઇએ કેમકે માનુષ દેહ દુર્લભ છે. તે પણ અનિશ્ચિત છે, છતાં અર્થસિદ્ધિ કરી આપે છે." આમ વિચારી પ્રતિબન્ધરૂપ ગૃહકુટુમ્બનો ત્યાગ તત્ક્ષણ કરવો, કારણકે એમના દુઃસંગથી મન વિપરીત અને સંસારાસક્ત થઇ જાય છે. એ પ્રતિબન્ધનો ત્યાગ કરી વિચક્ષણ જીવે શ્રીકૃષ્ણના ચરણ કમલમાં પડવું એમ કહેવાનું પ્રયોજન એ છે કે જ્ઞાની તથા મર્યાદામાર્ગીય ભક્ત પણ શ્રીકૃષ્ણના ચરણકમલનું સ્મરણ કરે છે તેથી એમનાથી (જ્ઞાની તથા મર્યાદામાર્ગીય ભક્તથી ચતુર થઇ પુષ્ટિમાર્ગીય રીત્યનુસાર નિત્ય શ્રીકૃષ્ણની સેવાર્થે સર્વ ઇન્દ્રિય, દેહ, મન વિગેરે સર્વને શ્રીકૃષ્ણના ચરણારવિન્દમાં વિનિયોજવા. (૮-૯)

मूलम्ः—शरीरं प्राकृतं तद्धि ह्यनित्यं सर्वथा मतम् ॥१०॥
तत्सम्बन्धोऽप्यविद्यातस्ततोऽहंममतात्मकः ।
संसारस्तत्कृतः सर्वसम्बन्धोऽपि मृषा मतः ॥११॥
तत्सम्बन्धकृतं दुःखं नहि मन्तव्यमुत्तमैः ।
प्रतिबन्धनिवृत्त्यर्थं हरिं शरणमाव्रजेत् ॥१२॥

શબ્દાર્થઃ—શરીર પ્રાકૃત છે તે પણ સર્વથા અનિત્ય મનાય છે, તેનો સમ્બન્ધ પણ અવિદ્યાથી છે તેથી અહન્તામમતાત્મક સંસાર છે. એવા અવિદ્યાથી થયલા અહન્તામમતાત્મક સંસારનો સમ્બન્ધ પણ મિથ્યા છે, તેથી એવા (મિથ્યા) સમ્બન્ધથી થતું દુઃખ પણ ઉત્તમ જીવોએ ગણકારવું નહિ, અને પ્રતિબન્ધની નિવૃત્તિને અર્થે હરિને શરણ જવું. (૧૦-૧૨)

**વિવેચનઃ**—હરિના ચરણારવિન્દમાં મન ક્યારે લાગે? જ્યારે જીવ પોતાના શરીરને પ્રાકૃત જાણે, અને તેથી એવા દેહના પોષણમાં મન લગાડે નહિ, અને ચિત્તપૂર્વક તનુજા તથા વિત્તજા સેવા કરે ત્યારે. શરીરને પ્રાકૃત—પ્રકૃતિનું બનેલું જાણવું, જીવને નિત્ય પ્રભુનો દાસ જાણવો. દેહનો એક દિવસ

નાશ થશે એમ સમજવું. જીવ અને આ દેહનો સમ્બન્ધ કોઇ પણ કાલમાં (નિત્ય) નથી. જીવ અનાદિ કાલથી કોટયાનૂ કોટિ સમય લક્ષ ચોરાશીમાં ભ્રમણ કરે છે, પણ તેમાંના કોઇપણ શરીર સાથે એને સમ્બન્ધ નથી. એનું કારણ એ છે કે દેહ પ્રાકૃત પંચતત્ત્વથી થયો છે, અને જીવ તો સદા એકરસ અખ-ણ્ડ છે. એને અગ્નિ દાહ કરી શકતો નથી, શસ્ત્રો ભેદી શકતાં નથી. એવો તે નિત્ય છે. પણ એને અવિદ્યાનો સમ્બન્ધ છે, તેથી તે આ શરીરને પોતાનું સમજી રહે છે. જીવને અહન્તા—અહંભાવ અને મમતા—આ સર્વ–સ્ત્રી, પુત્રાદિ, દ્રવ્યાદિ મારા–લાગી છે, અને તેથી મિથ્યા સંસારમાં આસક્ત થઇ રહે છે. અહન્તામમતાત્મક સંસારમાં અવિદ્યાવશ થઈ જીવ દેહને તેમજ સ્ત્રી, પુત્ર, તથા દ્રવ્યાદિક–જેઓ ખરૂં જોતાં એના નથી પણ ભગવાનના છે–તોપણ એમને પોતાના ગણી લે છે; તેથી જ્યારે જીવ પોતાના 'આત્મા, દેહ, સ્ત્રી, પુત્ર, વિત્ત, ઐહિક, તથા પારલૌકિક—એ સર્વ ભગવાનના છે, મ્હારા નથી' એમ સમજે અને એમને ભગવાનને સમર્પિત કરે તથા ભગવત્સેવા–સ્મરણમાં પોતાને તથા પોતાના સર્વસ્વને વિનિયોજે ત્યારે જ એની અહન્તામમતારૂપ અવિદ્યા છુટે અને ત્યારે જ એ સંસારમાંથી મુક્ત થાય. ઉત્તમ ભગવદીયો લૌકિક સમ્બન્ધને ઉત્તમ ગણતા નથી. તેઓ અહન્તામમતારૂપ પ્રતિબન્ધની નિવૃત્તિને અર્થે હરિને શરણ જાય છે. નવમસ્કન્ધમાં શ્રીભગવાન્ દુર્વાસા પ્રતિ કહે છે કે:–

ये दाराऽऽगारपुत्राऽऽप्तान्प्राणान्वित्तमिमं परम् ।
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥

અર્થ:—જે ભક્તો સ્ત્રી, ગૃહ, પુત્રો, સ્નેહીવર્ગ, પ્રાણ, દ્રવ્ય, આલોક તથા પરલોક ત્યજી મારે શરણ આવ્યા છે તેમને ત્યજી દેવાને હું કેમ ઉત્સાહ કરૂં ? તેમજ એકાદશસ્કન્ધમાં કહ્યું છે કે:—कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्धयात्मनावाऽनुसृतस्वभावात् करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ॥ અર્થાત્ 'કાયાથી, વાચાથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, આત્માથી. વા એમને અનુસરેલા સ્વભાવથી હું જે જે કરૂં છું તે તે સર્વ પર નારાયણ (પૂર્ણ પુરૂષોત્તમ) ને અર્થે કરૂં છું એમ પ્રભુને સર્વ સમર્પણ કરવું,' તે જ સ્કન્ધમાં એમ પણ કહ્યું છે કે "જે ઇષ્ટ કરેલું, જે દાન કરેલું, જે તપ કરેલું, જે વ્રત કરેલું, અને સ્ત્રી, ગૃહ, પુત્ર, પ્રાણ વિગેરે જે સર્વ પોતાના આત્માને પ્રિય છે તે સર્વને પર–પ્રભુને અર્પણ કરવું." આ વચનાનુસાર પુષ્ટિમાર્ગમાં શ્રીઆચાર્યજી-દ્વારા પ્રભુને સર્વ સમર્પણ કરવું અને આશ્રય માત્ર એક પ્રભુનો જ કરવો.

मूलम्:—भक्तदुःखासहो [illegible] तदैव हि निवर्तये ।
अशक्ये [illegible] रेवास्तीत्यवमेव प्रभोर्वचः ॥१३॥

**શબ્દાર્થ:**—પ્રભુનો આશ્રય કરવાથી ભક્તોના દુઃખને સહન ન કરી શકે એવા પ્રભુ તે જ સમય પ્રતિબન્ધ નિશ્ચય નિવૃત્ત કરે કારણકે અશકયમાં ( આપણાથી કશું ન બને ) ત્યાં હરિ જ આપણા રક્ષક છે એમ શ્રી મહાપ્રભુજીનું વચનામૃત છે.

**વિવેચન:**—ઉપર કહ્યા પ્રમાણે પ્રતિબન્ધની નિવૃત્તિને અર્થે સર્વ પદાર્થ સ્ત્રી પુત્રાદિક પ્રભુમાં નિવેદન કરી હરિશરણે રહેવું. પરન્તુ તેમાં સર્વ કુટુમ્બ દુઃખ આપે, જ્ઞાતિનું દુઃખ થાય, પોતે એકલો રહે, રોગાદિક થાય, દ્રવ્યાદિકની હાનિ થાય, નેત્રાદિક અંગ શિથિલ થાય, રાજાદિકનો દણ્ડ થાય, ખાનપાનાદિકનો સંકોચ થાય ત્યારે જો એકલો હોય તો કોણ સહાય કરે ? એ સંશયનું નિરાકરણ એ છે કે શ્રીઠાકોરજી ભક્તનું દુઃખ સહી શકતા નથી, ભક્તને દુઃખ પામતો જોઈ શ્રીઠાકોરજી તત્કાલ તે દુઃખ નિવૃત્ત કરે છે. વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજીનું વચન છે કેઃ-अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः' 'અશકયમાં કે સુશકયમાં સર્વથા શ્રીહરિ જ શરણ–આશ્રયસ્થાન હોવું જોઈએ.' આ પ્રકારે હરિશરણભાવના રાખી દુઃખ સહન કરવાથી ભગવાન્ પ્રતિબન્ધ દૂર કરશે. દૃષ્ટાન્તમાં પ્રહ્લાદજીને ભગવાને અન્ય સર્વ પ્રતિબન્ધથી નિવૃત્ત કર્યા. ભગવાન ગીતાજીમાં અર્જુનને અતિરહસ્ય-ઉપદેશ અન્તે આપે છેઃ-

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

**અર્થ:**—સર્વધર્મનો પરિત્યાગ કરી એક મને શરણ આવ ! હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ ! શોક મા કર !

આમ અન્તે સુકર શરણમાર્ગ ભગવાન્ સ્વયં અર્જુનને ઉપદેશે છે. ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છેઃ—

बाधसम्भावनायां तु नैकान्ते वास इष्यते ।
हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ॥

**અર્થ:**—બાધની સમ્ભાવના હોય તો એકાન્તમાં વાસ યોગ્ય નથી. હરિ તો સર્વતઃ રક્ષા કરશે જ એમાં સંશય નથી. તેથી સર્વ પ્રકારે એક શ્રી હરિનો જ આશ્રય કરવો. (૧૩)

मूलम्:—य वच्छक्ति [illegible] न्यो ह्युपायस्तन्निवर्तने ।
प्रतिकूले च तत्त्यागपर्यन्तं विहितं पुनः ॥१४॥

**શબ્દાર્થ:**—પ્રતિબન્ધની નિવૃત્તિ નિમિત્ત પોતાની શક્તિ પ્રમાણે ઉપાય કરવો. સ્ત્રી પુત્રાદિક પ્રતિકૂલ હોય તો એમનો ત્યાગ કરવો એમ શ્રીઆચાર્યજી નિબન્ધમાં કહે છે:-उदासीने स्वयं कुर्यात्प्रतिकूले गृहंत्यजेत् અર્થાત્—"સ્ત્રી પુત્રાદિક ઉદાસીન રહે તો વૈષ્ણવે પોતે સેવા કરવી, પણ જો પ્રતિકૂલ થાય તો ગૃહ ત્યજવું."

**વિવેચન:**—આ પ્રકારે વૈષ્ણવે પ્રતિબન્ધની નિવૃત્તિપૂર્વક હરિશરણમાં રહેવું. પ્રતિબન્ધના ત્યાગમાં મન રાખવું. જો કોઈ કુટુમ્બી, સ્ત્રી, પુત્ર, માતા, પિતાદિ પ્રતિકૂલ હોય તો તેમનો ત્યાગ કરવો. જો અનુકૂલ ન હોય તો એકલો સેવા કરે અને એમને મહાપ્રસાદ અને પ્રસાદિ વસ્ત્ર આપી એમનું પોષણ કરે. જો તેઓ કેવલ પ્રતિબન્ધરૂપ હોય, ભગવદ્ધર્મમાં દ્વેષ રાખે તો એમનો ત્યાગ કરવો. કારણકે ભગવાન તો આત્મસમ્બન્ધી જન્મજન્મના પ્રભુ છે અને સ્ત્રી પુત્રાદિક તો આ દેહ સમ્બન્ધી છે, જ્યાં સુધી આ દેહ ચાલે ત્યાં સુધી એમનો સમ્બન્ધ છે, જ્યાં દેહનું મૃત્યુ થયું ત્યાં સ્ત્રીપુત્રાદિકનો સમ્બન્ધ નિવૃત્ત થયો. તેથી દેહસમ્બન્ધી સગાસ્નેહીને અર્થે આત્મ સમ્બન્ધી ( પ્રભુ ) નો સમ્બન્ધ ન ત્યજવો. (૧૪)

**मूलम्ः—सर्वथा स्वस्य चाशक्तौ हरिरेव हि रक्षकः ।**
**स्वकीयचिन्तां कुरुत कर्त्ता स च करिष्यति ॥१५॥**

**શબ્દાર્થ:**—સર્વથા આપણી અશક્તિમાં હરિ જ રક્ષક છે. સ્વકીય–પોતાના ભક્ત–ની ચિન્તા કર્તા ભગવાન્ કરે છે અને કરશે. (૧૫)

**વિવેચન:**—જો સર્વથા જીવ અશક્ત હોય તો તેના રક્ષક હરિ (સર્વ દુ:ખ હર્ત્તા) જ છે. તે પોતાના નિજ ભક્તોની ચિન્તા પ્રથમથી કરતા આવ્યા છે. કરે છે અને અગ્રે કરશે. ત્રણે કાલમાં કદાપિ ભક્તને ભૂલતા નથી, સંન્યાસ નિર્ણયમાં શ્રીમહાપ્રભુજીકહે છે કે 'अन्यथा मातरो बालान्न स्तन्यैः पुपुषुः क्वचित्, અર્થ:-જેમ માતા પોતાના બાલક પુત્રને સ્તન અતિપ્રીતિથી પાન ન કરાવે એમ બને જ નહિ, પણ ક્ષણક્ષણમાં બાલકની રક્ષા કરે છે, તેમ ભગવાન્ ચિન્તા કદાપિ ન કરે એમ બને જ નહિ, જે પ્રકારે ભક્તનું હિત થાય તે જ કરે છે. એ નિશ્ચય જાણવું." [૧૫]

**मूलम्ः—स्वयं किमर्थं कर्त्तव्या पितरीव शिरःस्थिते ।**
**न त्यक्ष्यति कृपापूर्णः सेवकं सर्वदा श्रितम् ॥१६॥**

**શબ્દાર્થ:**—જો પિતાસમાન શ્રીઠાકોરજી આપણા શિર ઉપર વિરાજે છે

તો આપણે શું કરવા ચિન્તા કરવી જોઈએ ? કૃપા પૂર્ણ પ્રભુ, જે સેવક સર્વદા આશ્રિત છે તેનો ત્યાગ કરશે નહિ.

**વિવેચન:**—પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે ચિન્તા શું કરવા કરવી જોઇએ ? કારણકે શ્રીઆચાર્યજી તથા શ્રીકૃષ્ણ ધણી આપણા શિર પર વિરાજે છે. જો લૌકિક બાલકના શિર પર પિતા હોય તો તેને ચિન્તા કરવાની જરૂર નથી, તો આપણા શ્રીકૃષ્ણ તો ઇશ્વરના પણ ઇશ્વર છે, સર્વસામર્થ્યયુક્ત છે. એવા પ્રભુ પુષ્ટિમાર્ગમાં વૈષ્ણવને શિર બિરાજે છે, જેમની કૃપાદૃષ્ટિ સદા એકરસ ભક્તોપર છે. તેથી વૈષ્ણવે કદાપિ ચિન્તા ન કરવી. [૧૬]

**मूलम्:—आचार्यशरणं तस्य चिन्तालेशोऽपि नैव हि ।**
**तस्माच्छ्रीवल्लभाचार्य चरणाब्जद्वयाश्रितैः ॥१७॥**
**न कापि चिन्ता कर्त्तव्या कृष्णसेवां विना पुनः ।**
**निवेदनानुसन्धानचिन्तामात्रं विधीयताम् ॥१८॥**

**શબ્દાર્થ:**—જેમને શ્રીઆચાર્યજીનું શરણ સિદ્ધ થયું છે તેમને ચિન્તાનો લેશ પણ નથી. તેથી શ્રીઆચાર્યજીના ચરણારવિન્દના આશ્રિતોએ શ્રીકૃષ્ણની સેવા વિના બીજી કોઈ પણ ચિન્તા કરવી નહિ. તેમણે તો માત્ર નિવેદનના અનુસન્ધાનની ચિન્તા કરવી. (૧૭–૧૮)

**વિવેચન:**—જે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને શરણે છે અને જે નામમન્ત્ર એટલે અષ્ટાક્ષર મહામન્ત્ર પામ્યા છે. તેમણે સેવા અને નિવેદનના અનુસન્ધાન વિના અન્ય કોઈ પણ પ્રકારની ચિન્તાનો લેશ પણ રાખવો નહિ. શ્રીગુસાંઈજીએ વિજ્ઞપ્તિમાં કહ્યું છે કે:–

**यदुक्तं तातचरणैः श्रीकृष्णः शरणं मम ।**
**तत एवास्ति नैश्चिन्त्यमैहिके पारलौकिके ॥**

**અર્થાત્:**—શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ श्रीकृष्णः शरणं मम એમ કહ્યું છે તેથી જ આલોક તથા પરલોકના ફલ વિગેરેમાં નિશ્ચિન્તતા છે." પરન્તુ એથી એમ સમજવાનું છે કે પોતાના ઉદ્ધારની અને લૌકિક વૈદિક ફલની ચિન્તા ત્યજવી જોઇએ. પણ શ્રીકૃષ્ણની સેવા તો આ પુષ્ટિમાર્ગમાં સર્વોપરિ છે, તેથી તેની ચિન્તા કરવી તથા અહર્નિશ નિવેદનનું અનુસન્ધાન રાખવું કે હું કેટલા સમયથી પ્રભુને ભૂલી ગયો છું. હવે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની કૃપાથી પ્રભુનો સમ્બન્ધ થયો છે, હું પ્રભુનો દાસ છું, હવે મ્હારૂં શું કર્ત્તવ્ય છે, મ્હેં સર્વ શ્રી પ્રભુને સમર્પણ કર્યું છે, એમાં આપણી સત્તા નથી. સર્વ પ્રભુનું છે."

मूलम्ः—लोके स्वास्थ्यं तथा वेदइति श्रीमत्प्रभोर्वचः ।
स्मृत्वा शीघ्रं हृदिस्था सा निवर्त्त्या सेवनार्थिभिः॥१९॥

શબ્દાર્થ:—શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નવરત્નગ્રન્થમાં કહે છે- 'હરિ લોકમાં તથા વેદમાં સ્વસ્થતા કરશે નહિ.' એ વચનનું સ્મરણ કરીને પ્રભુની સેવાના અર્થવાળા વૈષ્ણવોએ પોતાના હૃદયમાં રહેલી ચિન્તાને શીઘ્ર નિવૃત્ત કરવી.

વિવેચનઃ—શ્રીવલ્લભાચાર્યજી નવરત્નગ્રન્થમાં કહે છે કે:-'लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति.' અર્થ:—'શ્રીકૃષ્ણ સ્વકીય જનોની સ્વસ્થતા લોકમાં તથા વેદમાં કરશે નહિ.' તદનુસાર જે કોઇ વૈષ્ણવ લોકમાં તથા વેદમાં સ્થિત થતો હશે તો પ્રભુ તે કાર્યમાં તેને સિદ્ધિ આપશે નહિ. તેથી વૈષ્ણવે તત્કાલ લૌકિક વૈદિક કાર્યસમ્બન્ધી ચિન્તાનો ત્યાગ કરવો અને પ્રભુનો આભાર માનવો કે 'આ કાર્યમાં મારૂં અનિષ્ટ થવાનું હશે તેથી જ પ્રભુએ એ કાર્ય સિદ્ધિ થવા ન દીધું. પ્રભુનું ચિન્તન કરવું કે પ્રભુ મ્હારા પર પ્રસન્ન છે. શ્રીઆચાર્યજીના સન્તદાસજી નામના મહા સમ્પત્તિવાન્ સેવક પોતાનું સર્વ દ્રવ્ય ગયા પછી ૨૦ ટકાની પુંજીથી ૨॥ ટકામાં નિર્વાહ કરીને પ્રસન્ન રહેતા. પછી નારાયણદાસે ૧૦૦ મોહોર મોકલી તો તેનો સંગ્રહ પણ ન કર્યો અને પ્રભુની ઇચ્છાનુસાર ચાલલા માંડયું. તે જ પ્રકારે વૈષ્ણવે પ્રભુનો ગુણ સર્વથા માનવો.

इति श्रीहरिरायजीविरचितं षट्त्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तम् ॥३६॥

## શિક્ષાપત્ર ૩૭ મું.

ઉદ્દેશઃ—હવે આ સપ્તત્રિંશત્ શિક્ષાપત્રમાં અહર્નિશ આપણી નિઃસાધનતાથી ભાવના કરવી, ઉપર કહ્યું તે પ્રમાણે ચિન્તા ન કરવી, જ્યારે નિઃસાધન થવાય ત્યારે ફલ પ્રાપ્ત થાય એમ નિરૂપણ કરે છે, નિઃસાધનતાની ભાવનાનો પ્રકાર દર્શાવે છે.

मूलम्ः—न शुद्धभावो नैवास्ति सर्वभावो न दीनता ।
नाज्ञापरत्वं विश्वासो न चास्ति परम दरः ॥१॥

શબ્દાર્થ:—શુદ્ધ ભાવજ નથી, સર્વાત્મભાવ નથી, દીનતા નથી, શ્રીઆ-

ચાર્યજીમાં તત્પરતા નથી, આ પુષ્ટિમાર્ગમાં વિશ્વાસ નથી, અને પ્રભુમાં પરમ આદર નથી.

**વિવેચનઃ**—શ્રીહરિરાયજી કહે છે કે આ પ્રકારે જીવ નિ:સાધન થાય તો પ્રભુ કૃપા કરે પણ પ્રથમ તો શુદ્ધ ભાવ જ નથી. મનમાં કપટ, છલ, ઇર્ષ્યા, ઇત્યાદિક ભરાયાં છે. શ્રીકૃષ્ણમાં શુદ્ધ ભાવ નથી, સર્વાત્મ ભાવ નથી. શ્રીમહાપ્રભુજી ચતુઃશ્લોકીમાં કહે છે કે, "सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः" "સર્વદા સર્વભાવથી શ્રીવ્રજના અધિપતિ શ્રીકૃષ્ણનું ભજન (સેવા) કર્ત્તવ્ય છે." એ આજ્ઞાનુસાર સર્વભાવથી શ્રીકૃષ્ણનું ભજન મ્હારાથી થતું નથી. કદાપિ દેહથી ભજન કરૂં છું, તો ઇન્દ્રિયો અને મન તેમાં લાગતાં નથી. મન જો સેવામાં લીન થાય છે તો દેહ સેવામાં આસક્ત થતો નથી. મન, વચન, અને કર્મ એમ સર્વ ભાવથી સેવા મારાથી થતી નથી. અરે! અન્ય કંઈ ન બને તો દીનતાથી પ્રભુ પ્રસન્ન થાય! શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કે "શ્રી આચાર્યચરણ પ્રભુને સન્તોષ કરવા દૈન્ય એક પરમ કારણ બતાવે છે." એ દૈન્ય પણ નથી. શ્રીઆચાર્યજીની આજ્ઞા શાસ્ત્રાદિકમાં કરેલી છે તે પણ મ્હારાથી પળાતી નથી. ચાતક પક્ષીનો વિશ્વાસ પણ હું પ્રભુમાં રાખી શકતો નથી. પ્રભુમાં આદર (પરમ પ્રીતિ) પણ નથી. પ્રભુ વિના અન્ય સ્થળે મ્હારૂં મન આસક્ત થાય છે. (૧)

**मूलम्ः—न सत्सङ्गो नैव सेवा न निवेदनसंस्मृतिः ।**
**नाश्रयो न विवेको हि धैर्यं न शरणस्थितिः ॥२॥**

**શબ્દાર્થઃ**—નથી સત્સંગ, નથી સેવા, નથી નિવેદનની સારી સ્મૃતિ, નથી આશ્રય, નથી વિવેક, નથી ધૈર્ય તથા નથી શરણમાં સ્થિતિ!

**વિવેચનઃ**—અન્ય સાધન ન હોય પણ સત્સંગ હોય તો તેથી પુષ્ટિમાર્ગના ફલનો અનુભવ થાય, પણ મને તો પુષ્ટિમાર્ગીય (વૈષ્ણવોનો) સત્સંગ નથી. સત્સંગથી અષ્ટપ્રહર ભગવત્સેવામાં મન લાગે તો ફળરૂપ માનસી સેવા સિદ્ધ થાય, પણ મ્હારાથી તનુજા તથા વિત્તજા સેવા જ બનતી નથી, તો પછી માનસી સેવા દુર્લભ હોય એમાં શું આશ્ચર્ય. જો બ્રાહ્મણ ગાયત્રીનો પાઠ ન કરે તો એનું બ્રહ્મત્વ જતું રહે તેમ જો વૈષ્ણવ સેવા ન કરે તો એનું વૈષ્ણવત્વ જતું રહે છે. તેથી આ માર્ગમાં તો સેવા જ મુખ્ય છે. તે પણ મ્હારામાં નથી, નિવેદનનું અનુસન્ધાન પુષ્ટિમાર્ગમાં અવશ્ય છે, શ્રીમહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કેઃ—"निवेदनं तु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः"

**અર્થઃ**—"સર્વથા તાદશીય જનોની સાથે નિવેદનનું તો સ્મરણ કરવું જ જોઇએ." એ પણ મ્હારાથી થતું નથી. એક પ્રભુનો આશ્રય મનમાં રાખવો—

એ પરમ સાધન શ્રીઆચાર્યજી મહાપ્રભુજી વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં કહે છે કે "अशक्ये हरिरेवास्ति सर्वमाश्रयतो भवेत्" "અશક્યમાં હરિજ છે તેથી સર્વ આશ્રયથી સિદ્ધ થાય છે." આ પ્રકારે એક શ્રીકૃષ્ણનો આશ્રય પણ મ્હાશમાં નથી. વિવેક આવશ્યક છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં કહે છે કે "विवकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति" અર્થ:—"હરિ પોતાની ઈચ્છાથીજ સર્વ કરશે એમ માનવું વિવેક કહેવાય છે."

મહાભારતમાં કહ્યું છે કે:—

"हरामि दुःखं स्मर्तॄणां हविर्भागान् क्रतुष्वहम् ।
वर्णोऽपि मे हरिच्छ्रेष्टस्तस्माद्धरिरहं स्मृतः"

અર્થ:—"સ્મરણ કરનારાઓનું પાપ હું હરૂં છું. યજ્ઞોમાં હવિષ્નો ભાગ હું લઉં છું, અને મને રંગ પણ હરિત પ્રિય છે તેથી હું હરિ કહેવાઉં છું." એ વચનાનુસાર ભક્તોના દુઃખનું હરણ કરવારૂપ જે 'હરિ' નામનું માહાત્મ્ય છે એ સમજવામાંજ વિવેકનું મૂલ સમાયલું છે.

પ્રભુ સર્વ નિજ ઇચ્છાથી સિદ્ધ કરે છે, જીવનું કરેલું કંઈ સિદ્ધ થતું નથી–એમ વિવેક વૈષ્ણવે અવશ્ય રાખવો વળી એજ ગ્રન્થમાં ધૈર્યનું વિવેચન શ્રીઆચાર્યજી કહે છે કે:—

त्रिदुःखसहनं धैर्यमामृतेः सर्वतः सदा । तक्रवद्देहवद्भाव्यं जडवद्गोपभार्यवत् ॥

અર્થ:—મૃત્યુ સમાન સંકટ આવી જાય અથવા મૃત્યુ થઈ જાય ત્યાં પર્યન્ત પણ સર્વ તરફથી સદા આધ્યાત્મિક વિગેરે ત્રિવિધ દુઃખ સહન કરવાં તે [1]ધૈર્ય, [2]છાશની સમાન, [3]જડ ભરત સમાન, અને [4]વ્રજભક્તોની સમાન, વા [5]ગોપ ભાર્યા સમાન, દેહવન્તોએ ભાવના કરવી અથવા [6]દેહની સમાન

(૧–૨) છાશ મન્થનને સહન કરે છે ત્યારે સારરૂપ માખણ તેમાંથી નીકળે છે, અને પછી તેમાં મમત્વ રહેતું નથી, તેમ દેહ વિદ્યમાન હોય ત્યાં પર્યન્ત કાર્ય કરી લેવું અને દેહ તથા સમ્બન્ધીમાં મમત્વ રાખવું નહિ.

(૩) જડભરતને મારવા તેને ભદ્રકાળી પાસે લઇ ગયા તે પણ તેમણે સહન કર્યું, ત્યારે તેમના તેજથી ભદ્રકાલીની મૂર્તિ ભેદાઇ અને તેમાંથી દેવી નીકળી અને તેણે જડભરતના મારનારાઓને ઉલટા મારી નાંખ્યા.

(૪) વ્રજભક્તોએ લૌકિક વૈદિક તજ્યાં અને તેમ કરતાં આવી પડેલાં દુખોને સહ્યાં.

(૫) "हत्वा नृपं पतिमवेक्ष्य भुजङ्गदष्टं । देशान्तरे विधिवशाद्गणिकाऽस्मि जाता । पुत्रं पतिं समधिगम्य चितां प्रविष्टा । शोचामि गोपगृहिणी कथमद्य तक्रम् ॥" અર્થ:—રાજાને મારીને પતિની પાસે ગઇ, ત્યાં પતિને સર્પ દંશ થયલો જોઇ, દેશાન્તરમાં ગઇ, ત્યાં પ્રારબ્ધ યોગથી વેશ્યા થઇ, ત્યાં પુત્રની સાથે પતિની સમાન સમાગમ થયો એટલે ચિતામાં પડી; ત્યાંથી હવે ગોપની સ્ત્રી થઇ, તો છાશનો શોક શા માટે કરૂં!"

(૬) દેહમાં અહન્તા મમતા કરવાથી બન્ધન થાય છે અને જ્યારે તે અહન્તા મમતા છૂટી જાય છે તથા તે સમ્બન્ધી દુઃખ સહેવામાં આવે છે, ત્યારે ઉત્તમફલ પ્રાપ્ત થાય છે.

જીવોએ ભાવના કરવી, એમ આધ્યાત્મિકાદિ ત્રિવિધ દુઃખ સહન કરનાર વૈષ્ણવ પર પ્રભુ પ્રસન્ન થાય છે.

પ્રહલાદજીના જેવો ટેક રાખવો જોઈએ. પરન્તુ તેવું ધૈર્ય મ્હારામાં નથી. વળી એજ ગ્રન્થમાં "આ લોક તથા પરલોકમાં સર્વથા હરિનું જ શરણ છે. દુઃખની હાનિમાં, પાપમાં, ભયમાં, કામના પૂર્ણ ન થાય તેવા પ્રસંગે, ભક્તદ્રોહ થઈ જાય તેમાં, ભક્ત દ્રોહ કરે તેમાં, ભકિતના અભાવમાં, અને ભકત અતિક્રમ કરે કે ભકતો અતિક્રમ કરે ત્યારે, અશકયમાં કે સુશકયમાં–સર્વ અર્થમાં હરિ જ શરણસ્થાન છે." એમ કહેલું છે. શ્રીકૃષ્ણાશ્રયમાં "शरणस्थ समुद्धारं कृष्णं विज्ञापयाम्यहम् ॥ અર્થાત્ "શરણમાં રહેનાર જીવોનો ઉદ્ધાર કરનાર શ્રીકૃષ્ણને હું વિનન્તિ કરૂં છું." એમ કહ્યું છે. શ્રીગીતાજીમાં પણ કહ્યું છે કે–"સર્વધર્મનો ત્યાગ કરી મને એકલાને શરણે આવ! હું તને પાપમાંથી મુકત કરીશ, શોક મા કર." આમસર્વત્ર પ્રભુશરણનો ઉપદેશ કર્યો છે. પણ હું એ શરણમાં સ્થિત થયો નથી. (२)

**मूलम्ः—न माहात्म्यपरिस्फूर्त्तिः स्नेहस्तु न कुत्रचित् ।**
**आसक्तिव्यसनादीनां कथाऽपि खलु दुर्लभा ॥३॥**

શબ્દાર્થ:—માહાત્મ્યની ચારે તરફથી સ્ફૂર્ત્તિ નથી. કોઇ પણ સ્થલમાં સ્નેહ નથી. આસકિત વ્યસનાદિની કથા ખરેખર દુર્લભ છે!

વિવેચન:—શ્રીકૃષ્ણના માહાત્મ્યની હૃદયમાં સ્ફૂર્ત્તિ થાય. પ્રમેય બલથી ગાય ગોપી એવા નિઃસાધન જીવોને ફલસિદ્ધિ થઇ. અજામિલને પુત્રભાવના નિમિત્તથી તાર્યો. અવિદ્યારૂપી પૂતનાને એક ક્ષણમાં મારીને ભકતોની અવિદ્યા દૂર કરી છે, આ પુષ્ટિમાર્ગમાં સ્ત્રી શુદ્રાદિનો પણ શ્રીમહાપ્રભુજીએ ઉદ્ધાર કર્યો છે. સ્વરૂપકૃપાદૃષ્ટિથી ભકતનાં સર્વ કાર્ય સિદ્ધ થાય છે તો મને શો ભય છે? આ પ્રકારે માહાત્મયની સ્ફૂર્ત્તિ નથી. પ્રભુમાં પ્રથમ સ્નેહ થાય તો પછી આસકિત તથા વ્યસન થાય ત્યારે અનુભવ થાય. પણ પ્રથમ શ્રીકૃષ્ણના ચરણકમલમાં સ્નેહ જ નથી, તો આસકિત અને વ્યસનની શી વાત? ત્રિવિધનામાવલિમાં કહ્યું છે કે:–

बाललीलानामपाठात् श्रीकृष्णे प्रेम जायते ।
आसक्तिः प्रौढलीलाया नामपाठाद्भविष्यति ॥१॥
व्यसनं कृष्णचरणे राजलीलाऽभिधानतः ।
तस्मान्नामत्रयं जप्यं भक्तिमार्गेच्छुभिः सदा ॥२॥

અર્થ:—બાલલીલાના નામના પાઠથી શ્રીકૃષ્ણમાં પ્રેમ થાય છે, પ્રૌઢલીલાના

નામના પાઠથી આસક્તિ થાય છે અને રાજલીલાના નામના પાઠથી શ્રીકૃષ્ણના ચરણારવિન્દમાં વ્યસન થાય છે. તેથી ભક્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓએ સદા એ ત્રણ નામનો જપ કરવો જોઇએ." ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં કહ્યું છે કે 'જેમાંથી પ્રેમ, આસક્તિ તથા વ્યસન ઉદ્ભવે તેને શાસ્ત્રમાં બીજ કહ્યું છે' પણ આવા સ્નેહ, આસક્તિ તથા વ્યસન મને તો મહા દુર્લભ છે. [૩]

**मूलम्:-भक्तिमार्गप्रवेशो न धर्ममार्गे न च स्थितिः ।**
**देशादिशुद्धभावो न कालदोषान्न वैदिकम् ॥४॥**

**શબ્દાર્થ**:— ભક્તિમાર્ગમાં પ્રવેશ નથી, ધર્મમાર્ગમાં સ્થિતિ નથી, દેહાદિશુદ્ધભાવ નથી, અને કાલદોષથી વૈદિક નથી. (૪)

**વિવેચનઃ**—સર્વથી સર્વોપરિ પુષ્ટિમાર્ગ કે જેમાં બ્રહ્માદિ તથા શિવાદિનો પણ પ્રવેશ નથી તેમાં મ્હારો પ્રવેશ નથી. ગોપાલદાસે વલ્લભાખ્યાનમાં ગાયું છે કે 'એવો માર્ગ શ્રીવલ્લભવરનો જ્યાં નહિ પ્રવેશ વિધિ હરનો !' એવા શુદ્ધ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવાનું એક પણ સાધન મ્હારામાં નથી. લોકધર્મમાં પણ મ્હારી સ્થિતિ નથી તેથી મ્હારી સ્થિતિ નથી લૌકિકમાં કે નથી અલૌકિક ભક્તિમાર્ગમાં કેટલાક જીવો દેશાદિની શુદ્ધતાથી પવિત્ર થાય છે તો મ્હેં કાશી, પ્રયાગ વ્રજદેશાદિનો પણ આશ્રય કર્યો નથી. શાસ્ત્રમાં કર્મમાર્ગથી સ્વર્ગાદિક ફ્લની પ્રાપ્તિ બતાવી છે. પણ એવું વૈદિક કર્મ પણ મ્હારાથી થતું નથી. સંન્યાસનિર્ણય નામના ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કે 'सुतरां कलि दोषाणां प्रबलत्वात्' **અર્થ**:—'કલિકાલના પ્રબલ દોષથી વિશેષતઃ આવી સ્થિતિ છે. શ્રીકૃષ્ણાશ્રયગ્રન્થમાં કહ્યું છે કે:—

**नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु। पाषण्डैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥**

"સર્વ કર્મ અને વ્રતાદિ નાના પ્રકારના વાદથી વિનષ્ટ થયા છે. પાખણ્ડીજનોના યત્નો સર્વત્ર છે તેથી કૃષ્ણ મ્હારી ગતિ થાઓ !"

આ પ્રમાણે કલિકાળ આવ્યો છે તેથી મર્યાદામાર્ગના સર્વ સાધનં નષ્ટ થયાં છે તેથી વૈદિક માર્ગમાં પણ હું સ્થિત નથી. (૪)

**मूलम्:-न च व्यावृत्तिराहित्यं व्यावृत्तौ न हरौ मनः ।**
**न त्यागश्चापि सेवार्थं स्वतन्त्रस्य तु का कथा ॥५॥**

**શબ્દાર્થ**:—વ્યાવૃત્તિ રહિતપણું નથી. વ્યાવૃત્તિમાં પણ હરિમાં મન નથી. ત્યાગ પણ સેવાર્થે નથી. સ્વતન્ત્રતાની તો શું વાત ?

**વિવેચનઃ**—ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે કે:—

**अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः ।**
**व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत् सदा ॥**

**અર્થ**:—અવ્યાવૃત્ત થઇને વૈષ્ણવે શ્રીકૃષ્ણની સેવા તથા શ્રવણાદિથી ટહેલ ઉઠાવવી [ એ અવ્યાવૃત્તિપણું મ્હારામાં નથી. ]

વ્યાવૃત્તિ કરવામાં પણ ચિત્ત શ્રવણાદિકમાં પરોવવા યત્ન કરવો. [એ પ્રકારની વ્યાવૃત્તિ પણ મ્હને નથી. જેમ સન્તદાસજી કોડી વેચવાની વ્યાવૃત્તિ કરતા પણ અબોલા રહી હરિમાં ચિત્ત પરોવતા તેમ હું કરી શકતો નથી.] ભગવત્સેવાર્થ દેહ, ઇન્દ્રિય તથા મનથી લૌકિક, વૈદિકનો ત્યાગ પણ થતો નથી. ત્યાગવિના સેવા થતી નથી એમ શ્રીઆચાર્યજી સેવાફલમાં કહે છેઃ—

"ઉદ્વેગ, પ્રતિબન્ધ, અને ભોગ એ ત્રણ બાધક છે તેથી એ ત્રણનો ત્યાગ કરવો જોઈએ," ભોગ–વિષયાર્થ સારૂ ખાનપાનાદિનો ત્યાગ કરવો. સ્વતન્ત્ર પણ હું નથી. દેહ તથા ઇન્દ્રિયોને વશ હું છું. આ પ્રકારે અન્ય સર્વસ્થળથી સ્વતન્ત્ર થઇ મન પ્રભુ શરણ થતું નથી! [૫]

**मूलम्ः—न कृष्णविरहस्फूर्त्तिः संयमो न च वाग्दृशोः ।**
**नौदासीन्यमभक्तेषु नानासक्तिर्गृहादिषु ॥६॥**

**શબ્દાર્થ**:—શ્રીકૃષ્ણના વિરહની સ્ફુર્ત્તિ નથી; વાણી અને મનનો સંયમ નથી; અભક્ત પ્રતિ ઉદાસીનતા નથી, અને ગૃહાદિ પ્રતિ અનાસક્તિ નથી. (૬)

**વિવેચનઃ**—हा नाथ ! रमण ! प्रेष्ठ ! क्वासि क्वासि महाभुज ! दास्यास्ते कृपणाया मे सखे दर्शय सन्निधिम् ॥ અર્થાત્ઃ—"હે નાથ ! હે રમણ ! હે પ્રેષ્ઠ ! તું ક્યાં છે ! હે મહાભુજ ! હે સખા ! મને–તમારી કૃપણ દાસીને દર્શન આપો !" એ પ્રકારે પ્રભુ–અન્તર્ધાન–સમય વ્રજભક્તોને જે ભગવાનના વિરહની સ્ફૂર્ત્તિ થઇ તેવી મને થતી નથી શ્રીકૃષ્ણના વિરહની સ્ફૂર્ત્તિ સર્વ વૈદિક લૌકિક કાર્યને ભૂલાવે છે. એ મુખ્ય ભક્તોનો વિલાપ તથા તેથી ઉદ્ભવતું દૈન્ય પણ મ્હને થતું નથી. તેમજ વાણી તથા નેત્રનો સંયમ એટલે નિરોધ પણ મને નથી. શ્રીભાગવતમાં કહ્યું છે કેઃ—

**बर्हायिते ते नयने नराणां लिङ्गानि विष्णोर्न निरीक्षतो ये ।**
**जिह्वासती दार्दुरिकेव सूत ! न चोपगायत्युरुगायगाथाः ॥**

**અર્થ**:—"જે નેત્રો ભગવાનના ચિહ્નનાં દર્શન કરતાં નથી, તે નેત્રો મોરના પિચ્છના ચાંલ્લા સમાન છે ! જે જીહ્વા ભગવાનની કથાનું ગાન કરતી નથી, તે દુષ્ટ દેડકાની જીહ્વાસમાન વ્યર્થ છે !" જો વાણીનો નિરોધ ન થાય

તો મુરખતા દોષ આવે છે. જો નેત્રનો નિરોધ ન થાય તો મનદ્વારા હૃદયમાં દોષ ઉદ્ભવે છે.

મને આ ઉભય પ્રકારનો નિરોધ નથી. ભગવદીયજનો સાથે સંગ અને સ્નેહ રાખવાથી પુષ્ટિમાર્ગના ફલની સિદ્ધિ થાય છે. તેથી તેમની પ્રતિ સ્નેહ રાખવો. ભક્તિહિન જીવો પ્રતિ ઉદાસ રહેવું તે પણ મ્હારાથી બનતું નથી. મનઃપૂર્વક ગૃહાદિ કાર્યમાં આસક્ત રહેવાથી ફલસિદ્ધિમાં બાધ થાય છે. શ્રીમદ્ ભાગવતમાં તથા શ્રીઆચાર્યજીના ગ્રન્થોમાં આ વાત સુપ્રસિદ્ધ છે, તો પણ મ્હારાથી અનાસક્તિ રખાતી નથી. [૬]

मूलम्ः—नाऽहंकारादिराहित्यं न स्वधर्मपरिग्रहः ।
नाऽन्यधर्मनिवृत्तिश्च किं करिष्यति मत्प्रभुः ॥७॥
मयि दोषनिधाने तु सर्व सद्गुणवर्ज्जिते ।
निःसाधनत्वमेवं हि स्वस्य नित्यं विभावयेत् ॥८॥

શબ્દાર્થઃ—અહંકારાદિથી રહિતપણું નથી. સ્વધર્મ ભક્તિમાર્ગ સર્વ પ્રકારે ગ્રહણ કર્યો નથી. અન્યધર્મની નિવૃત્તિ પણ મારાથી થઇ નથી. હું એટલા બધા દોષોનો નિધાન રૂપ છું, સર્વસદ્‌ગુણ રહિત છું. તો મારા પ્રભુ શ્રીકૃષ્ણ શું કરશે ? એમ નિત્ય આપણા નિઃસાધનપણાની ભાવના કરવી (૭-૮)

વિવેચનઃ—શ્રીઆચાર્યજી ભક્તિવર્ધિની ગ્રન્થમાં કહે છેઃ—'अभिमानश्च संत्याज्यः स्वाम्यधीनत्वभावनात्' અર્થઃ—સ્વામીને અધીનપણાની ભાવનાથી અભિમાનનો સારી રીતે ત્યાગ કરવો' અભિમાન અને અહંકાર ભક્તિમાર્ગમાં બાધક છે. જે સ્વતન્ત્ર હોય તે અભિમાન કરે પણ વૈષ્ણવે તો દાસ્ય ધર્મ સ્વીકારી અહંકાર કરવાનો નથી. અભિમાન-અહંકાર-દાસ્ય ધર્મનો નાશ કરે છે. 'મ્હારે શ્રીકૃષ્ણ પ્રભુને આધીન સેવક થઈ અહંકારરહિત થવું જોઈએ' એમ ભાવના રાખવી. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને છીતસ્વામીના જેવો ધર્મનો દૃઢપરિગ્રહ જોઇએ. બીરબલે છીતસ્વામીને પૂછ્યું કે "તમે તો શ્રીગુસાંઇજીને શ્રીઠાકોરજી સમાનરૂપે ગાઓ છો તો દેશાધિપતિ પ્રશ્ન કરશે તો શું ઉત્તરઆપશો ?" ત્યારે છીતસ્વામીએ કહ્યું કે "મ્હારે મનતો તમે આવી રીતે ભાષણ કરો છો તો મ્લેચ્છ સમાન તમે લાગો છો. આજ પછી હું તમારૂં મુખ જોઇશ નહિ." એટલું જ નહિ પણ બીરબલના વર્ષાસનનો પણ ત્યાગ કર્યો. એ પ્રકારે વૈષ્ણવે સ્વધર્મની રક્ષા કરવી; કામ, ક્રોધ, મદ તથા મત્સરથી ધર્મને રક્ષવો. 'મને આવો દૃઢ ધર્મનો પરિગ્રહ નથી. અન્ય બાધક ધર્મોથી હું નિવૃત્ત નથી. આ પ્રકારે બત્રીશ દોષ

યુક્ત હું છું! હે શ્રીકૃષ્ણ! તમે મ્હારા સ્વામી છો તો મ્હારો ત્યાગ કરશો કે અંગીકાર કરશો? એ કાંઇ સમજાતું નથી અગણિત દોષનો ભણ્ડાર હું છું! મ્હારામાં એક પણ ગુણ નથી તો હે પ્રભુ! તમે શું કરશો?' એ પ્રકારની ભાવના કર્યાથી નિ:સાધનપણું સ્ફુરે છે. ત્યારે પ્રભુ હૃદયમાં પધારે છે અને અનુભવ કરાવે છે. [૭-૮]

**इति श्रीहरिरायजीविरचितं सप्तत्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तं ॥३७॥**

## શિક્ષાપત્ર. ૩૮ મું.

ઉદ્દેશ:—વ્યાપિ વૈકુણ્ઠમાં ભગવાન્ પૂર્ણાનન્દ છે. રમાવૈકુણ્ઠમાં ભગવાન્ વિભૂતિરૂપ-ગણિતાનન્દ છે. જેમ વ્યુહરચનામાં સ્થિતિ કરનાર પુરૂષ કોઇને પ્રાપ્ત થતો નથી તેમ વ્યૂહમધ્યે સ્થિતિ કરનાર પુરૂષોત્તમ અભક્તોને પ્રાપ્ય નથી. ભાવાત્મક પ્રભુસદા રસાત્મક લીલા કરે છે. અન્યકાર્ય કરતા નથી. ભૂભારહરણાદિક કાર્યો તો અંશના [એટલે ભગવાનની વિભૂતિના] છે, (અર્થાત્ રસાત્મક પુરૂષોત્તમના નથી.) ધર્મિમાત્ર સ્વમર્યાદા રહિત, વ્રજમાં છે. સર્વધર્મવિશિષ્ટ મર્યાદા સહિત શ્રીપ્રભુ મથુરાજીમાં છે. પરમાન્દરૂપ બાલલીલા વિગેરે ઉશૃંખલલીલા વ્રજમાં કરી છે. એ સર્વ લીલામાં રસરૂપપણું ગુઢભાવથી વર્ણવ્યું છે. આવી મૂલલીલાયુક્ત તથા મૂલરૂપ શ્રીકૃષ્ણમાં નિરન્તર ચિત્તને સ્થાપિત કરવું. એ જ આપણા પુષ્ટિમાર્ગની સેવા છે. એ સેવાની સિદ્ધિને અર્થે તનુજા તથા વિત્તિજા સેવા કરવી. તેમજ તાદશીય ભક્તોના સંગમાં નિવેદનનું અનુસન્ધાન કરવું. પુષ્ટિમાર્ગપ્રવર્ત્તક શ્રીઆચાર્યજીમહાપ્રભુજીમાં સુદૃઢ સ્નેહ રાખવો.

શ્રીવલ્લભાચાર્યજીને વિષે દૃઢ વિશ્વાસ રાખવાથી સર્વ સિદ્ધ થાય છે. નિજદોષની ભાવનાપૂર્વક નિ:સાધન થઈ દૈન્ય કરી રહેવું જોઇએ. પરન્તુ ત્યાર પછી વૈષ્ણવનું શું કર્ત્તવ્ય છે. તે આ શિક્ષાપત્રમાં દર્શાવવાનો ઉદ્દેશ છે. વ્રજમાં ભાવાત્મક રસાત્મક પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ સદા ભક્તોની સાથે લીલા કરે છે. તેમને સર્વોપરિ જાણી તેમનો અનુભવ થાય ત્યારે સર્વફલ સિદ્ધ થાય એમ નિરૂપણ હવે કરે છે.

(સારસ્વત કલ્પમાં શ્રીવ્રજમાં એકાદશ વર્ષ પર્યન્ત લીલા કરનાર શ્રીકૃષ્ણ જ પુષ્ટિમાર્ગમાં સેવ્ય છે. એ જ શ્રીકૃષ્ણ રસાત્મક લીલા વિશિષ્ટ છે, અને એ જ મૂલરૂપ કહેવાય છે. અન્ય યુગમાં, તેમજ અન્ય સ્થલે પ્રકટ થયેલા કૃષ્ણ મૂલરૂપ નથી પણ વિભૂતિરૂપ છે.)

मूलम्:–कृष्णे रसात्मके नित्यं गोपिकामण्डलस्थिते ।
यमुनापुलिनान्तस्थवृन्दावनविराजिते ॥१॥
नित्यगानरसाविष्टे विशिष्टेऽक्षरतः क्षरात् ।
भावैकगम्ये सर्वत्र प्रसिद्धे पुरुषोत्तमे ॥२॥
यस्यावतारः पुरुषः आद्यो ब्रह्माण्डविग्रहः ।
तस्यांशा एव ये भूमौ मत्स्याद्य इति बुद्ध्यताम् ॥३॥

**શબ્દાર્થ:**—શ્રીકૃષ્ણ રસાત્મક છે, નિત્ય છે, ગોપિકાના મણ્ડલમાં સ્થિત છે, શ્રીયમુનાજીના પુલિન સમીપ શ્રીવૃન્દાવનમાં વિરાજિત છે; નિત્ય ગાનરસમાં આવિષ્ટ છે. ક્ષર તથા અક્ષરથી શ્રેષ્ઠ છે, ભાવગમ્ય છે, સર્વત્ર પ્રસિદ્ધ પુરૂષોત્તમ સ્વરૂપ છે; જેમનો આદ્ય અવતાર બ્રહ્માણ્ડ સ્વરૂપ પુરૂષ–વિરાટ્ પુરૂષ છે. ભૂમિપર જે મત્સ્યાદિ અવતાર છે તે એ ( રસાત્મક ) પુરૂષોત્તમના અંશ છે. એવા રસાત્મક પુરૂષોત્તમ શ્રીકૃષ્ણમાં બુદ્ધિ રાખવી. (૧–૨–૩)

**વિવેચન:**—આ શ્રીવલ્લભાચાર્યજીના પુષ્ટિમાર્ગમાં રસાત્મક શ્રીકૃષ્ણ સેવ્ય છે. તે કયે પ્રકારે વ્રજમાં વિરાજે છે? તો કહે છે કે શ્રીગોપીજન ( વ્રજભક્ત )ના મણ્ડલમાં સ્થિત છે. શ્રીકૃષ્ણ રસાત્મક છે. એટલે નિત્ય શ્રીસ્વામિનીજીના સંગે રાસલીલા કરે છે. એ લીલાર્થે શ્રીયમુનાજીના પુલિન મધ્યે શ્રીવૃન્દાવનમાં વિરાજે છે. नित्यगानरसाविष्टे ને બદલે नित्यगानरसाविष्टो ઈત્યાદિ પાઠ ભેદ છે. તો અર્થ:–" નિત્યગાન રસમાં આવિષ્ટ એવા શ્રીકૃષ્ણ છે." શ્રીયમુનાષ્ટકમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે:–

'तटस्थनवकाननप्रकटमोदपुष्पाम्बुना ।
सुरासुरसुपूजितस्मरपितुः श्रियं बिभ्रतीम् '॥

**અર્થ:**—'તટમાં રહેલા નવીન વનમાં પ્રકટ સુગન્ધ યુક્ત પુષ્પોના મકરન્દવડે શુદ્ધ ભાવવાળા સુર અને માનાદિક કરનારા અસુરોએ જેમને પૂજેલા છે એવા સ્મરપિતા શ્રીકૃષ્ણ–તેમની શોભાને ધારણ કરનાર શ્રીયમુનાજીને નમસ્કાર કરૂં છું.' શ્રીયમુનાજીના તીરપર વિરાજી પ્રભુ બે પ્રકારની લીલા કરે છે. પ્રથમ સ્થલક્રીડા કરે છે અને જ્યારે તેમાં શ્રમ થાય છે ત્યારે જલક્રીડા કરે છે અને સદા સર્વદા પ્રભુ એમ જ વિરાજે છે માટે તેવું સ્મરણ કરવું જોઈએ. 'स्मर्त्तव्यो गोपिकावृन्दे क्रीडन्वृन्दावने स्थितः ॥

**અર્થ:**—' શ્રીકૃષ્ણ ભગવાનનું સ્મરણ વૃન્દાવનમાં સ્થિત થયલા અને ગોપિકાઓના સમૂહમાં ક્રીડા કરતા એવા સ્વરૂપને વિષે જ કરવું જોઈએ.' (૧)

શ્રીવૃન્દાવનમાં શ્રીયમુનાજીના તીરે નિત્ય ગાન રાસાદિલીલા અત્યન્ત રસાવિષ્ટ થઈ વ્રજભક્તના સંગે કરે છે. આ નિત્યલીલાના બે પ્રકાર છે. એક અવતાર લીલા અને એક મૂળલીલા. અવતારલીલામાં પ્રમાણ, પ્રમેય, સાધન તથા ફલ એમ ક્રમ છે. શ્રીભાગવત દશમસ્કન્ધમાં નિરૂપણ કર્યું છે કે પ્રથમ શ્રીઠાકોરજીનું પ્રાકટ્ય, પ્રથમ શાસ્ત્રમાં કહ્યું છે. તેની તપસ્યા પ્રમાણરીતિથી કરી; ત્યારે પ્રભુજીએ પ્રકટ થઈ પ્રમેયબલ બતાવી વરદાન આપ્યું. એ સર્વ વાત શ્રીવસુદેવજી અને દેવકીજીને ત્યાં વ્યૂહરૂપે પ્રકટ થઈને બતાવી. શ્રીનન્દરાયજી [તથા] શ્રીયશોદાજીને ત્યાં વિપ્રયોગાત્મક ભાવરૂપે પ્રકટીને જન્મમહોત્સવથી પ્રમાણલીલાના ક્રમે કરીને માખણ ચોરી, રીંગણલીલા, વિગેરે અનેક લીલાદ્વારા સુખ આપ્યું. પ્રમેયબલ પ્રકટ કરી વેણુગીત પર્યન્ત અનેક લીલા કરી અને ત્યાર પછી પ્રભુમિલનની કામનાથી કુમારીકાએ કાત્યાયનીનું અર્ચન કર્યું. ત્યાંથી આરમ્ભી શ્રીગોવર્દ્ધનોત્સવ તથા વ્યાપી વૈકુણ્ઠ અક્ષરધામનું દર્શન કરાવ્યું ત્યાં સુધીનું સાધન બતાવ્યું, અને પછી રાસપંચાધ્યાયીથી શ્રીયુગલગીત પર્યન્ત ફલ દર્શાવ્યું. આ અવતારદશાનો ક્રમ છે. મૂળલીલામાં સદા નિત્યલીલા છે. ક્ષર એટલે દેહાદિતત્ત્વ અને અક્ષર એટલે સર્વત્ર વ્યાપક બ્રહ્મ એ ઉભય ક્ષર તથા અક્ષરથી પુરૂષોત્તમ શ્રેષ્ઠ છે એમ શ્રીગીતામાં કહ્યું છેઃ—

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥

અર્થઃ—"હું ક્ષરથી પણ અતીત છું તેમ અક્ષરથી પણ ઉત્તમ છું. તેથી લોક તથા વેદમાં હું પુરૂષોત્તમ કહેવાઉં છું." એ રસાત્મક પુરૂષોત્તમનો એક અવતાર વિરાટ્ સ્વરૂપ છે એ સ્વરૂપને શ્રીભગવદ્ગીતા તથા શ્રીમદ્ભાગવતમાં પુરૂષ કહ્યો છે. આ બ્રહ્માણ્ડ એનું વિગ્રહ–શરીર છે. અપાર મસ્તક, અપાર ભુજા, અપાર ચરણ, તથા આકાશ મસ્તક, પાતાલચરણ, વૃક્ષાદિક રોમાવલિ, એ સમસ્ત બ્રહ્માણ્ડનું મૂલ પ્રભુનો આદ્ય અવતાર છે. જ્યારે અર્જુનને એ સર્વનું દર્શન કરાવ્યું ત્યારે અર્જુને યુદ્ધ કર્યું. એવા વિરાટ્ સ્વરૂપના મત્સ્યાદિ કૂર્માદિ અંશાવતાર છે. જેટલું કાર્ય કરવાને એમનો અવતાર છે તેટલું કાર્ય કરી ભગવાનનું માહાત્મ્ય સિદ્ધ કરે છે. સમુદ્રમથન સમય મન્દરાચલ ડૂબવા લાગ્યો ત્યારે કચ્છપરૂપ ધારણ કર્યું. તેમજ શ્રીવામનજી, શ્રીનૃસિંહજી, શ્રીરામચન્દ્રજી, તેમજ શ્રીવસુદેવ દેવકીજીને ત્યાં ચતુર્વ્યુહ સંયુક્ત એ રૂપે પ્રકટ્યા એ ચાર અવતાર ભક્તોદ્ધારક કહ્યા છે. તેથી ભક્તજનો એ ચાર જયન્તિ માને છે, અન્ય અવતાર માનતા નથી. આ પ્રકારે પૃથ્વીપર અનેક અવતાર લઇ લીલા કરી ભક્તોને નિજ માહાત્મ્ય પ્રકટ કરે છે. (૧–૨–૩)

मूलम्ः–अक्षरं धाम वैकुण्ठं व्यापिवैकुण्ठ संज्ञकम् ।
ब्रह्मानन्दस्तत्र लक्ष्मीः पूर्णानन्दो हरिः स्वयम् ॥४॥
रमावैकुण्ठवासी तु विभूतिर्यस्य वैष्णवी ।
रमा तु पालिका तत्र शक्तिरित्य वगम्यताम् ॥५॥

**શબ્દાર્થઃ**—વ્યાપિ વૈકુણ્ઠની સંજ્ઞાવાળું અક્ષરધામ વૈકુણ્ઠ છે. ત્યાં બ્રહ્માનન્દ લક્ષ્મી છે. અને પૂર્ણાનન્દ હરિ પોતે છે. [1]રમાવૈકુણ્ઠવાસી-વિષ્ણુ, ( પૂર્ણાનન્દ એવા હરિની ) વિભૂતિ છે, [2]જેમની રમા [લક્ષ્મી] શક્તિ છે. એ શક્તિ વૈકુણ્ઠમાં પાલન કરનારી છે એમ જાણવું.

**વિવેચનઃ**—અક્ષરધામ છે તે વ્યાપિવૈકુણ્ઠ છે. તેની ભીતર પ્રભુ વિરાજે છે. એ ધામ લોકાલોક પર્વતથી પણ પર છે, જ્યાં અર્જુનને લઇ જઈ દર્શન કરાવ્યું હતું. એ સર્વનું મૂલ છે. એ ધામ વ્યાપિવૈકુણ્ઠને નામે ઓળખાય છે. એ વ્યાપિવૈકુણ્ઠ સર્વત્ર વ્યાપક છે. જેમ પુષ્ટિમાર્ગની રીતિથી પ્રભુ ભૂમિ ઉપર વિરાજે છે અને લીલાનો અનુભવ થાય છે, તેમ વ્યાપિવૈકુણ્ઠ સર્વમાં છે તોપણ સર્વને ભિન્ન અનુભવ થાય છે, તથા તેમાં પ્રભુનાં દર્શન ભીતર થાય છે. એજ પ્રમાણે અક્ષર સર્વમાં વ્યાપક છે અને સર્વથી ન્યારૂં છે. એ અક્ષરની ભીતર ભકતોને પ્રભુનો અનુભવ થાય છે. ૐકાર સર્વથી ન્યારો પણ છે, તેમજ સર્વવેદનું મૂલ છે, અને સર્વત્ર રહે છે, તેજ પ્રકારે વ્યાપિ વૈકુણ્ઠની સ્થિતિ છે. જ્ઞાનીઓની દૃષ્ટિ વ્યાપિ વૈકુણ્ઠ પર્યન્ત પહોંચે છે. તેઓ પ્રભુને વ્યાપક સમજે છે તેથી એમનો દાસભાવ દૂર થાય છે. ભકતોને તો તે સર્વત્ર વ્યાપક છે એ વાતનો પણ અનુભવ છે તેમજ સર્વથા ન્યારા છે એ વાતનો પણ અનુભવ છે. એટલે તેઓ વ્યાપક જાણીને ન્યારો અનુભવ થાય એમ માને છે અને પોતાને તેનો દાસ જાણે છે. એવા અક્ષરધામ વૈકુણ્ઠમાં બ્રહ્માનન્દરૂપ લક્ષ્મી છે તેથી અક્ષરબ્રહ્મની ઉપાસનાવાળા બ્રહ્માનન્દરૂપ લક્ષ્મીજીમાં મુકત થાય છે. એમને પૂર્ણાનન્દ હરિનો પૃથક્ અનુભવ થતો નથી. બ્રહ્માનન્દ એજ એમનો મોક્ષ છે. વ્યાપિ વૈકુણ્ઠ ઉપરાન્ત બીજું એક રમાવૈકુણ્ઠ છે કે જે અક્ષરધામની વિભૂતિરૂપ છે અને જ્યાં સનકાદિકોએ જય વિજયને શાપ આપ્યો હતો. ત્યાંના વાસી વિષ્ણુ છે, તે પૂર્ણાનન્દ હરિની વિભૂતિ છે. ત્યાંની લક્ષ્મી છે તે પાલિકા શકિત છે. જ્યાં જ્યાં જેવા જેવા

---

(૧) રમાઃ—રમા એટલે લક્ષ્મીની પ્રાર્થનાથી જે વૈકુણ્ઠલોક કર્યો તે રમાવૈકુણ્ઠ કહેવાય છે.

(૨) શક્તિઃ—શ્રી, પુષ્ટિ, ગિરૂ, કાન્તિ, તુષ્ટિ, કીર્ત્તિ, ઇલા, ઊર્જા, વિદ્યા, અવિદ્યા, શક્તિ, માયા, આ દ્વાદશશકિત જાણવી.

પ્રભુ વિરાજે છે ત્યાં ત્યાં શકિત પણ તેવી તેવી વિરાજે છે અને સર્વના મૂલભૂત શ્રી કૃષ્ણાવતાર છે ઇત્યાદિ પ્રકાર હવે અગ્રે કહેવાશે. [૪-૫]

**मूलम्ः—मूलभूतस्यावतारे मूर्त्तिर्व्यूहोभिधीयते ।**
**प्रद्युम्नो वासुदेवश्चानिरुद्धोऽनंत एव च ॥६॥**
**व्यूहं विरच्य यस्तत्र स्थाप्यते प्राप्यते न सः ।**
**तथैतैरावृतः कृष्णो नावतारेऽवगम्यते ॥७॥**

**શબ્દાર્થ**:—મૂલભૂત (શ્રીકૃષ્ણ) ના અવતારમાં મૂર્ત્તિ વ્યૂહ કહેવાય છે. અને તે વ્યૂહ પ્રદ્યુમ્ન, વાસુદેવ, અનિરૂદ્ધ અને અનન્ત જ છે.

વ્યૂહ રચીને જેની ત્યાં સ્થાપના થાય છે તે જેમ પ્રાપ્ત થતો નથી તેમ આ વ્યૂહથી આવૃત્ત થયલા-વ્યૂહની ભીતર વિરાજતા શ્રીકૃષ્ણ અવતારમાં ગમ્ય થતા નથી-અગમ્ય રહે છે.

मूलभूतस्यावतारे ને બદલે अवतारो એમ પ્રથમાન્ત પાઠ હોય તો **અર્થ**:—મૂલભૂતના અવતારરૂપ મૂર્તિ વ્યૂહ કહેવાય છે." (૬-૭)

**વિવેચન**:—હવે પ્રભુ શ્રીવસુદેવજીને ત્યાં પ્રકટ થયા તે કહે છે. સર્વ અવતારોના મૂલભૂત એ છે. એ મૂર્ત્તિ તો એક છે. ચતુર્વ્યૂહ પ્રકટ થયા છે તેથી ચતુર્ભુજરૂપે પ્રકટ થયા. તે વ્યૂહનાં નામ પ્રદ્યુમ્ન, વાસુદેવ, અનિરૂદ્ધ અને સંકર્ષણ છે. प्रद्युम्नो वासुदेवश्चानिरुद्धोऽनन्त एव च—એ વાકયમાં જે ચકાર છે તે ચકારથી શ્વેતકેશ અને શ્યામકેશ એમ બીજાં બે સ્વરૂપ છે. આ બે સ્વરૂપ તથા ચાર વ્યૂહ સહિત ષટ્પ્રકારનું સ્વરૂપ પ્રકટ થયું. એમાંથી સંકર્ષણ વ્યૂહ દુષ્ટોનો નાશ કરવા, વાસુદેવ વ્યૂહ મોક્ષનું દાન કરવા, પ્રદ્યુમ્ન વ્યૂહ વંશવૃદ્ધિને અર્થે, અને અનિરૂદ્ધ વ્યૂહ ભક્તોની રક્ષા કરવાને અર્થે-એમ અનેક કારણથી આ વ્યૂહો પ્રકટ થાય છે. આ ચાર વ્યૂહોની ભીતર જે પુરૂષોત્તમ વિરાજે છે તેમનો જન્મ વા અવતાર થતો નથી. એ વાત શ્રીભાગવતના શ્લોકમાં કહી છેઃ—

**जयति जननिवासो देवकीजन्मवादो**
**यदुवरपरिषत्स्वैर्दोर्भिरस्यन्नधर्मम् ।**
**स्थिरचरवृजिनघ्नः सुस्मितश्रीमुखेन ।**
**व्रजपुरवनितानां वर्द्धयन् कामदेवः ॥**

**અર્થઃ**—જે પોતે જનોના નિવાસરૂપ છે અથવા જન છે નિવાસસ્થાન જેમનું એવા શ્રીકૃષ્ણ; દેવકીજીને ત્યાં એમનો જન્મ છે-એવો વાદ પણ જેમને

વિષે *નામમાત્ર વા કથન માત્ર જ છે ( એટલે કે પ્રભુ દેવકીજીને ત્યાં જન્મ્યા એ વાત નામની જ છે—અસત્ છે );

યદુકુલના શ્રેષ્ઠ યાદવો જેમની સભા છે, નિજ શ્રીહસ્તથી જે અધર્મનો નાશ કરે છે; [1]સ્થાવર અને [2]જંગમ એ ઉભયનું દુઃખ જેમણે નિવૃત્ત કર્યું છે; અને જે પોતાના હાસ્યયુક્ત શ્રીમુખથી વ્રજની તથા પુરની સ્રીઓના કામદેવને વૃદ્ધ કરે છે. એવા શ્રીકૃષ્ણ સર્વથી અધિક વિરાજે છે.

શ્રીકૃષ્ણ પ્રભુ તો ચતુર્વ્યૂહ રચીને પોતે સ્વતઃ ભીતર વિરાજે છે. પરન્તુ તેથી એવા સન્દેહમાં ન પડવું કે ચતુર્વ્યૂહ છે તે શ્રીકૃષ્ણસહિત જ છે, એટલે એ વ્યુહનું પૂજન કરવાથી શ્રીકૃષ્ણનું પણ પૂજન થઇ ગયું. જો કે શ્રીકૃષ્ણ વ્યૂહવડે આવૃત છે, પરન્તુ તેથી એમ ન સમજવું કે એ ચારે વ્યૂહઅવતારોની ઉપાસનાથી શ્રીકૃષ્ણનું અવગાહન થઈ શકે. કેમકે પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ સર્વમાં છે ને સર્વથી ન્યારા છે એટલે જે વ્યૂહ છે તે પુરૂષોત્તમની આજ્ઞાને અનુસરે છે અને તેમને પ્રભુ જેટલું કાર્ય કરવાની આજ્ઞા કરે છે તેટલું કાર્ય કરીને તે પુનઃ પોતાના ધામમાં પધારે છે, અને શ્રીકૃષ્ણ તો નિત્ય લીલાવિનોદ કરે છે વ્યૂહની ઉપાસનાની સહાયથી સ્વર્ગલોક તથા મુખ્યફલ ( સાયુજ્ય, સામીપ્ય, સાલોક્ય, સારૂપ્ય, એ ) ચાર પ્રકારની મુક્તિ મલે છે. ભક્તિરસની પ્રાપ્તિરૂપ ફલ વ્યૂહની ઉપાસનાથી મલતું નથી. એ ફલપ્રાપ્તિને અર્થે તો સર્વોપરિ શ્રીકૃષ્ણની ન્યારી ભક્તિ કરવી જોઇએ. વ્યૂહની સાથે મળેલી ભક્તિથી તો ફલને ન્યૂનતા પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણનું માહાત્મ્ય જીવથી સત્સંગ વિના જણાતું નથી. (૬–૭)

**मूलम्ः–अत एव जना भ्रान्ता प्राकृतं तं वदन्ति हि ।**
**अंशकार्यं मूलरूपे कल्पयन्त्यज्ञतां गताः ॥८॥**

**શબ્દાર્થ**:—તેથી જ જનો ભ્રાન્ત થઇ શ્રીકૃષ્ણને પ્રાકૃત મનુષ્ય સમાન ગણે છે. અજ્ઞાનયુક્ત એવા જનો મૂલરૂપને વિષે અંશના કાર્યની કલ્પના કરે છે.(૮)

---

*પૂર્વદિશાથી ચન્દ્ર તથા સૂર્ય પ્રકટે છે. પણ જેમ એ ચન્દ્ર તથા સૂર્યનો જન્મ પૂર્વદિશામાંથી થાય છે—એ વાત કેવળ નામ માત્ર જ છે, ચન્દ્ર તથા સૂર્ય વસ્તુતઃ પૂર્વ દિશામાંથી થતા નથી તેમ પ્રભુ તથા દેવકીજીનો સમ્બન્ધ નામમાત્ર છે. પ્રભુ વસ્તુતઃ દેવકીજીને ત્યાં જન્મ લેતા નથી.

૧. શ્રીવૃન્દાવનના વૃક્ષો સ્થાવર હતા, અને તેમને જ્યારે વેણુનાદનો સમ્બન્ધ થયો ત્યારે વેણુનાદની સુધાથી એમનું જડત્વરૂપ દુઃખ નિવૃત્ત થયું.

૨. ગ્રામ્ય તથા નાગરિક સ્રીઓને સમાન અનુભવ ન થાય પણ અત્ર તો ગ્રામ્ય સ્રીઓને વિશેષ અનુભવ થયો !

**વિવેચનઃ**—અંશ અથવા ચતુર્વ્યૂહ જગતમાં અનેક લીલા કરે છે. શ્રીકૃષ્ણ મથુરાથી નાશીને કદાચ શોક કરે છે, કોઇકની ટહેલ કરે છે, અને કોઈ કોઇને મલીને અનેક પ્રકારના વિચાર કરે છે. શ્રીકૃષ્ણની આવી લીલા જોઇ કેટલાક અજ્ઞાની જીવો મોહવશ થઈ શ્રીકૃષ્ણને પ્રાકૃત (પ્રકૃતિના બનેલા) મનુષ્ય જેવા જાણે છે. અવતારદશામાં કેટલાક ભગવદીય જનો જ પ્રભુને જાણતા હતા. અને કેટલાક જાણતા નહતા, તો પછી કલિના જીવોનું તો શું કહેવું ? અંશાવતારના લીલાંકાર્યોને જોઇ સર્વ કોઇ એમ કહેતું કે 'શ્રીકૃષ્ણે આ કાર્ય કર્યું ' આ સર્વ અજ્ઞાનની કલ્પના છે, અને તેથી જ અંશના કાર્યોની કલ્પના મૂલરૂપ શ્રીકૃષ્ણને વિષે એ જીવો કરતા હતા. અંશના કાર્યો મૂલરૂપ શ્રીકૃષ્ણના હોઇ શકે નહિ. એ મિથ્યા કલ્પનાથી સર્વનો નાશ થયો. કેવલ ઉદ્ધવજી જે ભક્ત હતા તે શાપથી મુક્ત થયા. શ્રીકૃષ્ણની ભક્તિ અતિ દુર્લભ છે. શ્રીકૃષ્ણને કેવલ આનન્દમય, રસાત્મક–લીલાના કર્ત્તારૂપે જાણવા. અન્યત્ર જેવું કાર્ય તેવી વ્યૂહની લીલા સમજવી. આ ભાવ દૃઢ રહે ત્યારે શ્રીકૃષ્ણમાં ભાવ ઉત્પન્ન થાય.

શ્રીકૃષ્ણનું શ્રીઅંગ પ્રાકૃત માંસમજ્જાથી પૂર્ણ નથી, પણ આનન્દપ્રચુર છે. એમના કર, પાદ, મુખ, ઉદરાદિ સર્વ અંગ આનન્દમાત્ર છે. आनन्दमात्रकरपादमुखोदरादिः ઇત્યાદિ વાક્યો પ્રમાણ છે. આમ છે છતાં કેટલાક મૂઢ જીવો શ્રીકૃષ્ણને પ્રાકૃતજીવ સમાન ગણે છે, એમનો તિરસ્કાર કરે છે. તેથી એ જીવોને ભગવાન્ અધમ યોનિમાં ફેંકે છે. तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् । क्षिपामि—ઇત્યાદિ શ્રીગીતા અર્થઃ—મ્હારો પ્રદ્વેષ કરનાર તેવા ક્રૂર, અધમ નરોને વારંવાર હું સંસારમાં ફેંકુ છું. આથી શ્રીકૃષ્ણને વિષે પ્રાકૃતતત્વની બુદ્ધિ ન કરવી.

**मूलम्ः—श्रीकृष्णस्तु केवलं लीलां करोति रसरूपिणीः ।**
**भूभारहरणं चक्रे कलाभ्यामेव सर्वथा ॥९॥**

**શબ્દાર્થઃ**—શ્રીકૃષ્ણ તો કેવલ રસરૂપ લીલા જ કરે છે. ભૂભારહરણ તો સર્વથા કલાથી જ કર્યું છે. (૯)

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ તો સદા સર્વદા વ્રજભક્તોની સાથે જ રસરૂપ લીલા જ કરે છે. એનું વર્ણન પણ કરી શકાતું નથી. તેથી તેનો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના અન્તરંગ નિજભક્તોએ મનમાં અનુભવ કરવો એ જ યોગ્ય છે. માનાદિ વિહારાદિ રસરૂપ લીલા કરતા એવા શ્રીકૃષ્ણ તો સદા સર્વદા શ્રીવૃન્દાવનમાં વિરાજે છે. દૈત્ય, રાક્ષસ, વગેરેના પાપનો ભાર પૃથ્વીપરથી દૂર કરવા શ્રીકૃષ્ણ કલાવતાર ધારણ છે, દુષ્ટોનો વધ કરી દેવતાનું રક્ષણ કરે છે. આ પ્રકારે વ્રજમાં જે લીલા પ્રભુ કરે છે તે લીલા નિત્ય, એકરસરૂપ, ( તેમજ મૂલભૂત રસાત્મક શ્રીકૃષ્ણની ) છે; અને સૃષ્ટિનું કાર્ય કરનારી જે લીલા તે કલાદ્વારા થાય છે. (૯)

मूलम्ः—परमानन्द .नं तु स्वरूपेणेति निश्चयः ।
व्रजस्थ एव सततं पुरस्थो वा कृपापरः ॥१०॥
तत्रापि रूपभेदेन क्रीडति स्म तथा रसः ।
धर्मिमात्रं स्वमर्यादारहितं केवलं व्रजे ॥११॥

**શબ્દાર્થ:**—વ્રજમાં વિરાજનાર (શ્રીકૃષ્ણ) નિરન્તર પરમાનન્દનું દાન કરે છે; પુર (મથુરા) માં વિરાજતા શ્રીકૃષ્ણ કૃપાયુક્ત થાય ત્યારે (ફલ) સ્વરૂપથી પરમાનન્દનું દાન કરે છે એ નિશ્ચય છે. તેમાં પણ રસરૂપ પ્રભુ ક્રીડાઓ રૂપભેદે કરીને કરે છે. વ્રજમાં જે રૂપ છે તે સ્વમર્યાદારહિત કેવલ ધર્મિમાત્ર રૂપ છે. (૧૦–૧૧)

**વિવેચનઃ**—પરમાનન્દનું દાન તો સદા વ્રજમાં લીલા કરનાર શ્રીકૃષ્ણથી જ થાય, અને પુરી એટલે મધુપુરી તથા દ્વારિકાના સ્વરૂપોની બહુ કૃપા થાય તો જ પરમાનન્દનું દાન પ્રાપ્ત થાય, નહિ તો તે સ્વરૂપથી તો માત્ર મોક્ષરૂપ ફલ જ પ્રાપ્ત થાય. વ્રજમાં સ્થિત સ્વરૂપ તો નિરન્તર આનન્દરૂપ લીલા કરે છે અને પુરીમાં સ્થિત સ્વરૂપ વ્યુહસહિત છે. એટલે જે જીવો તેમનો આશ્રય કરે તેમને કદાપિ આનન્દ મળવાનો સમ્ભવ નથી. પુરીમાંનું સ્વરૂપ મર્યાદા-સહિત છે. તેથી મર્યાદામાર્ગીય રસદાન જ કરી શકે છે. ગીતામાં ભગવાને અર્જુનને કહ્યું છે કેઃ—'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ॥ 'જે પ્રકારે જેઓ મ્હારો આશ્રય કરે છે તે પ્રકારે હું તેમને ભજુ છું.' આ જગત્‌માં શ્રીકૃષ્ણ અનેક સ્વરૂપ ધરી સ્થલે સ્થલે ક્રીડા કરે છે, જ્યાં જેવું સ્થલ ત્યાં તેવું જ સ્વરૂપ–તેવો જ રસ છે. કેવલ મર્યાદારહિત ધર્મિરૂપ લોક વેદાતીત રસાત્મક સ્વરૂપ સદા વ્રજમાં વિહાર કરે છે. (૧૦–૧૧)

मूलम्ः—सर्वधर्मविशिष्टं तु समर्यादं पुरे मतम् ।
उच्छृङ्खला तु या लीला केवलेन व्रजे कृता ॥१२॥
परमान--रूपा सा बाललीला-भेदतः ।
सर्वत्र रसलीलात्वं गूढभावेन वर्णितम् ॥१३॥

**શબ્દાર્થ:**—સર્વધર્મયુક્ત મર્યાદાસહિત સ્વરૂપ તો મથુરા તથા દ્વારકામ મનાયલું છે. ને ઉચ્છૃંખલ એટલે મર્યાદારહિત લીલા છે તે તો કેવલ રસાત્મક સ્વરૂપે વ્રજમાં કરી છે, અને તે લીલા બાલલીલાદિ ભેદરૂપે પરમઆનન્દરૂપ છે. (એ) રસલીલાપણાનું વર્ણન સર્વત્ર ગૂઢ ભાવે કર્યું છે.

**વિવેચનઃ**—વ્રજના સ્વરૂપમાં, તેમ જ મથુરા તથા દ્વારકાના સ્વરૂપમાં ભેદ છે, તેમ જ ફલમાં પણ ભેદ છે. મથુરા તથા દ્વારકાનું સ્વરૂપ ધર્મસહિત અને મર્યાદાયુક્ત છે, પણ વ્રજમાં વિરાજતું સ્વરૂપ ઉચ્છલિત રસરૂપ છે અને ઉચ્છૃંખલ લીલા કરે છે, અને એ જ પુષ્ટિ પુરૂષોત્તમને નામે ઓળખાય છે. વૈષ્ણવે એ વ્રજસ્થ સ્વરૂપની ભાવના કરવી જોઈએ. વ્રજમાં શ્રીયશોદોત્સંગ શ્રીકૃષ્ણ પરમાનંદરૂપ છે. એમની બાલલીલા, પૌગણ્ડલીલા, કિશોરલીલા એ સર્વ રસરૂપ જ છે. એનું વર્ણન શ્રીગુસાંઇજીએ ગૂઢ ભાવે ગ્રન્થમાં વર્ણવ્યું છે અન્તરંગ ભક્તોએ તેનો અનુભવ પોતાના મનમાં ધરવો જોઇએ. વ્રજસ્થ રસાત્મક સ્વરૂપની સર્વલીલા જાણવી જોઇએ. (૧૨–૧૩)

**मूलम्ः—कामरूपतया कृष्णे वयो न हि नियामकम् ।**
**एतादृशे मूलरूपे मूललीलासमन्विते ॥१४॥**
**चित्तं निरन्तरं स्थाप्यं सैव सेवा स्वमार्गगा ।**
**तत्सिद्ध्यर्थशरीरेणवित्तेनाऽपि विधियताम् ॥१५॥**

**શબ્દાર્થ**:—શ્રીકૃષ્ણ પોતે કામરૂપ હોવાથી એમને વિષે વય કંઈ નિયામક નથી. એવા મૂલ લીલાવાળા મૂલરૂપમાં ચિત્તને નિરન્તર સ્થાપન કરવું એ જ સ્વમાર્ગની સેવા છે, અને તેની સિદ્ધિને અર્થે શરીરથી અને ધનથી પણ સેવા કરવી. (૧૪–૧૫)

**વિવેચનઃ**—શ્રીકૃષ્ણ વ્રજમાં વ્રજભક્તોને સુખ–દાન આપવાને કોટકામ રૂપે પ્રકટ્યા છે, તેથી રાસપંચાધ્યાયીમાં એમને साक्षान्मन्मथमन्मथः અર્થાત્— ‘ કામદેવના પણ કામદેવ ’ કહ્યા છે. જન્મતાં જ શ્રીકૃષ્ણ ભગવાને આનન્દ-રસનું દાન કર્યું. એટલે તેમના સ્વરૂપમાં અવસ્થાનો નિયમ નથી. શ્રીગુસાંઇજીએ પાલનામાં કહ્યું છે કે, मानिनीमानहरणं અર્થાત્—શ્રીયશોદાજીની નિકટ પાલનામાં ઝુલે છે અને તેજ સમય શ્રીસ્વામિનીજીનું માન પણ હરે છે. એ પ્રકારે બાલલીલા કરતી વખતે પણ સર્વલીલા કરે છે. એ વિરૂદ્ધ ધર્માશ્રય યુક્ત સ્વરૂપ વ્રજમાં છે. એવા મૂલરૂપ શ્રીકૃષ્ણ વ્રજમાં મૂલલીલા સહિત છે. જેમ મૂલરૂપ શ્રીકૃષ્ણ વ્રજમાં સદા એક રસલીલા કરે છે તેમ મૂલરૂપ લીલા પણ સદા એકરસ છે. એમાંથી સિદ્ધ થાય છે કે જેમ શ્રીકૃષ્ણ નિત્ય છે તેમ શ્રીકૃષ્ણની લીલા પણ નિત્ય છે. શ્રીકૃષ્ણ સર્વના મૂલરૂપ રસાત્મક છે તેથીં તેમના તેવા ( મૂલરૂપ રસાત્મક ) સ્વરૂપનું સ્થાપન હૃદયમાં કરવું એ જ આપણા માર્ગની રસાત્મક સેવા છે. પ્રભુનો લીલા સહિત અનુભવ નિરન્તર ચિત્તમાં રાખવો તેનું નામ માનસી સેવા. એ સેવાની સિદ્ધિને

અર્થે શરીરથી તથા ધનથી સેવા નિત્ય કરવી. સિદ્ધાન્તમુક્તાવલિમાં શ્રી આચાર્યજી કહે છે કે:-चेतस्तत्प्रवणं सेवा तत्सिद्धयै तनु वित्तजा । ચિત્તનું પ્રભુમાં પરોવાવું તે સેવા. એ સેવા સિદ્ધ થાય તે અર્થે તનુજા તથા વિત્તજા સેવા કરવી. (૧૪-૧૫).

मूलम्:—निवेदनानुसन्धानं विधेयं तादृशैः सह ।
सत्सङ्ग एव कर्त्तव्यो विश्वासः स्थाप्यतां दृढः ॥१६॥

શબ્દાર્થ:—નિવેદનનું અનુસન્ધાન તાદૃશીય ભગવદીય જનોની સાથે કરવું, સત્સંગ કરવો ને દૃઢ વિશ્વાસ સ્થાપન કરવો. (૧૬)

વિવેચન:—શ્રીકૃષ્ણમાં ભાવ પ્રકટ થાય તે અર્થે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ એકત્ર થઇ નિવેદનનું અનુસન્ધાન કરવું. (૧૬)

मूलम्:—कृष्णः कृपापराधीनो दीनानामनुपेक्षकः ।
स्वकीयानामन्यभावात्करिष्यत्यवनं स्वतः ॥१७॥

શબ્દાર્થ:—શ્રીકૃષ્ણ પોતાની કૃપાને લીધે પરાધીન છે તે દીનજનોની ઉપેક્ષા કરતા નથી, અને પોતે જ સ્વકીય ભક્તોને અન્યભાવથી રક્ષી લે છે.

વિવેચન:—કૃપાલુપણાના સ્વભાવને લીધે શ્રીકૃષ્ણ પોતાના દાસને અધીન છે. ભગવદીયજનો ગાયછે કે "भक्तविरहकातर करुणामय डोलत पाछें लागे" શ્રીકૃષ્ણે અર્જુનનો રથ હાંકયો, પાણ્ડવોના આજ્ઞાકારી થયા તથા વ્રજ ભકતોથી તો એક ક્ષણ પણ જુદા રહેતા ન હતા એ વાત પ્રસિદ્ધ છે. એ પ્રકારે શ્રીકૃષ્ણ કૃપાદ્વારા નિજભક્તાધીન છે. તેથી શ્રીઆચાર્યજીદ્વારા આ પુષ્ટિમાર્ગમાં શરણ આવી નીઃસાધન થાય, દૈન્યપૂર્વક રહે, તેવા ભક્તની ઉપેક્ષા શ્રીકૃષ્ણ કદાપિ કરતા નથી. સંસારાસક્ત જીવોની પ્રભુ ઉપેક્ષા કરે છે. એ જીવોને લૌકિક વૈદિક સુખ વા દુઃખ આવી પડે છે. પણ નિજભક્તોને તો પ્રભુ કદાપિ અન્યથા ભાવ થવા દેતા નથી. પ્રભુ પોતે સદા ભાવની રક્ષા કરતા આવ્યા છે, કરે છે અને કરશે!

मूलम्:—धर्ममार्गे प्रवृत्तिस्तु चित्तशुद्धया यथा हरौ ।
मतिः स्यान्नैव पाखण्डे तदर्थं सर्वथेष्यते ॥१८॥
मार्गे प्रवर्त्तकाचार्यचरणेषु निरन्तरम् ।
विश्वासः सुदृढः कार्यस्ततः सर्वं फलिष्यति ॥१९॥
विशेषो गोवर्द्धनदासपत्राज्ज्ञेयः किमाधिकम् ॥

**શબ્દાર્થ:**—ચિત્તની શુદ્ધિથી હરિમાં મતિ થાય અને પાષણ્ડમાં મતિ થવા પામે નહિ તે અર્થે ધર્મમાર્ગમાં પ્રવૃત્તિ તો સર્વથા જોઇએ જ. (૧૮) પુષ્ટિમાર્ગને પ્રવર્ત્તાવનાર શ્રીઆચાર્યજીના ચરણકમલમાં અતિદૃઢ વિશ્વાસ કરવો. તેથી સર્વ સિદ્ધ થશે. (૧૯)

વિશેષ વાર્ત્તા ગોવર્દ્ધનદાસ પરના પત્રમાંથી જોઇ લેવી. અધિક શું લખું ?

## ॥ इति श्रीहरिरायजीविरचितं अष्टत्रिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥३८॥

# શિક્ષાપત્ર ૩૯ મું.

**ઉદ્દેશ:**—સત્સંગથી નિરન્તર પ્રભુમાં ચિત્ત સ્થાપવું. પ્રથમ જે નામ નિવેદનના મન્ત્રોનું શ્રવણ થયું હોય તેના અર્થનું અનુસંધાન કરવું, નિશ્ચલ બુદ્ધિથી ભગવત્ સેવા કરવી. વૈષ્ણવનું સમાધાન ભગવત્સેવામાં જ છે, પ્રભુમાં પ્રપત્તિ વૃદ્ધ કરે એ જ કરવું દુરારાધ્ય પ્રભુ, સેવાથી વશ્ય થાય છે તેથી ભગવત્સેવા કરનાર જીવ ભાગ્યવાન્ છે. ઉપર કહ્યા પ્રમાણે પુષ્ટિમાર્ગમાં રસાત્મક શ્રીકૃષ્ણનું સ્વરૂપ સેવ્ય છે, તેથી ભગવદીયે એ સ્વરૂપની સેવા કરવી. હવે સત્સંગ તથા સેવાનો પ્રકાર બતાવે છે.

**मूलम्ः—सत्सङ्गेन प्रभौ चित्तं स्थापनीयं निरन्तरम् ।**
**पूर्वं श्रुतानामर्थानाम् सन्धानमादरात् ॥१॥**

**શબ્દાર્થ:**—સત્સંગથી નિરન્તર પ્રભુમાં ચિત્ત સ્થાપવું. પૂર્વ શ્રવણ કરેલા નામનિવેદન મન્ત્રના અર્થનું અનુસન્ધાન આદરસહિત કરવું. (૧)

**વિવેચન:**—નવરત્નગ્રન્થમાં શ્રીઆચાર્યજીમહાપ્રભુજી કહે છે કે—'निवेदनं तु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः' અર્થ:—'નિવેદનનું તો સર્વથા તાદૃશીય જનની સાથે સ્મરણ કરવું !' ત્યારે ચિત્તમાં પ્રભુ નિરન્તર સ્થિત થાય. એકાદશ સ્કન્ધમાં શ્રીકૃષ્ણ સ્વમુખથી ઉદ્ધવજીને કહે છે કે, 'હે ઉદ્ધવ ! યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, ઈષ્ટાપૂર્ત, દક્ષિણા, વ્રત, યજ્ઞ, છન્દ, તીર્થ, નિયમ, યમ, વિગેરે અનેક સાધન મને વશ કરતાં નથી પણ સત્સંગ મને વશ કરે છે, મ્હારો નિરોધ કરે છે. તેથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે નિરન્તર સત્સંગ કરવો. તથા શ્રીવલ્લભકુલદ્વારા પ્રથમ જે અષ્ટાક્ષર મન્ત્રનું શ્રવણ થયું છે તેનું આદરપૂર્વક અર્થાનુસન્ધાન રાખવું. શ્રીકૃષ્ણ નામ સકલ વેદ શાસ્ત્રનો

સાર છે, પરમરસાત્મક છે, એવા શ્રીકૃષ્ણને શરણ શ્રીઆચાર્યજીદ્વારા આવ્યો છું. એમ ભાવ રાખવો. [૧]

**मूलम्ः–भगवत्सेवनं सम्यग्विधेयमिति निश्चयः ।**
**वैष्णवादिसमाधानं कृष्णसेव सर्वथा ॥२॥**
**यतः प्रभौ प्रपत्तिर्हि वर्द्धते कार्यकारणात् ।**
**सेवयैव हि सन्तुष्टः सुखसेव्यः प्रभुर्भवेत् ॥३॥**

**શબ્દાર્થ:**—ભગવાનની સેવા સારી રીતે કરવાનો નિશ્ચય રાખવો. સર્વથા શ્રીકૃષ્ણની સેવા એજ વૈષ્ણવનું કર્તવ્ય છે. શ્રીકૃષ્ણની સેવા કારણ છે અને પ્રપત્તિની વૃદ્ધિ કાર્ય છે–એમ કાર્ય કારણ ભાવથી નિશ્ચય પ્રભુમાં પ્રપત્તિ વધે છે. સેવાથી સન્તુષ્ટ પ્રભુ સુખ સેવ્ય થાય છે. (૨–૩)

**વિવેચન:**—અત્યન્ત પ્રીતિપૂર્વક પુષ્ટિમાર્ગીય રીતિથી ભગવત્સેવા કરવી એજ વૈષ્ણવનો ધર્મ છે. નવમસ્કન્ધમાં ભગવાન્ કહે છે કે:–મ્હારી સેવાથી જેમને સાક્ષાત્કાર થયો છે એવા ભક્તો સાલોક્યાદિ ચાર પ્રકારની મુક્તિને પણ ઇચ્છતા નથી. એટલા બધા તેઓ મ્હારી સેવાથી પૂર્ણ છે અને મ્હારી સેવામાં તેમને એટલું બધું સુખ પ્રાપ્ત થાય છે. કે જો તેઓ આ ચતુર્વિધ મુક્તિની ઇચ્છા નથી રાખતા તો પછી કાલથી નાશ થાય એવા સ્વર્ગાદિક રાજ્યની તો વાંચ્છના તેઓ ક્યાંથી કરે ? તેમજ તૃતીયસ્કન્ધમાં કહ્યું છે કે:-

अहो बकीयं स्तनकालकूटं जिघांसयापाययदप्यसाध्वी ।
लेभे गतिं धात्र्युचितां ततोऽन्यं कं वा दयालुं शरणं व्रजेम ॥

અર્થ:—"દુષ્ટ પુતના કે જેણે મારવાની ઇચ્છાથી સ્તનમાં કાલકૂટ વિષ ભગવાનને પાન કરાવ્યું, તેને પણ ધાત્રી–સ્તન પાન કરાવનાર સ્ત્રી–યોગ્ય પદવીની પ્રાપ્તિ થઇ. તો એવા પ્રભુ વિના અન્ય કોણ વધારે દયાલુ છે કે જેને શરણ અમે જઇએ ? "

અષ્ટમ સ્કન્ધમાં બ્રહ્મા કહે છે કે:—

" यथा हि स्कन्धशाखानां तरोर्मूलावसेचनम् ।
एवमाराधनं विष्णोः सर्वेषामात्मनश्च हि ॥

અર્થ:—"જેમ વૃક્ષના મૂલમાં જલ–સિંચન કરવાથી નાની મોટી સર્વ શાખાને તૃપ્તિ પ્રાપ્ત થાય છે તેમ વિષ્ણુનું આરાધન; સર્વ દેવને તથા આત્માને સન્તોષકારક છે. એ વચનાનુસાર નિત્યનિયમ પૂર્વક ભગવત્સેવા કરી, પ્રસાદી વસ્તુથી તાદૃશીય વૈષ્ણવનું સમાધાન કરવું. (૨)

પ્રભુની પ્રાપ્તિને અર્થે દીનતાથી પ્રાર્થના કરવી, શ્રીગુસાંઈજી વિજ્ઞપ્તિમાં કહે છે કેઃ—

यद्दैन्यं त्वत्कृपाहेतुर्न तदस्ति ममाऽण्वपि ।
तां कृपां कुरु राधेश यया तद्दैन्यमाप्नुयाम् ॥१॥

प्रियसङ्गमराहित्याद्व्यर्थाः सर्वे मनोरथाः
निरपत्रपतासिद्धयै जीवामि सखि साम्प्रतम् ॥२॥

चित्तेन दुष्टो वचसाऽपि दुष्टः कायेन दुष्टः क्रियया च दुष्टः ।
ज्ञानेन दुष्टो भजनेन दुष्टो ममापराधः कतिधा विचार्यः ॥३॥

विज्ञप्तौ वाऽपराधे वा पाषण्डे वा मदुक्तयः ।
पर्य्यवस्यन्ति कुत्रेति न जानेऽहं विमूढधीः ॥४॥

बलिष्ठा अपि मद्दो[illegible]ऽतिदुर्बलाः ।
तस्या ईश्वरधर्मत्वात् दोषाणां जीवधर्मतः ॥५॥

त्वद्दर्शनविहीनस्य त्वदीयस्य तु जीवितम्
व्यर्थमेव यथा नाथ ! दुर्भगाया नवं वयः ॥६॥

**અર્થ**:—જે દૈન્યથી આપની કૃપા થાય છે તે દૈન્ય મારામાં અણુ માત્ર પણ નથી, તેથી હે રાધિકેશ ! એવી કૃપા કરો કે જેથી મારામાં આપની કૃપા પ્રાપ્ત થાય એવું દૈન્ય આવે. [૧] પતિના સંગમવિના સર્વ મનોરથ વ્યર્થ છે, તેથી હે સખી ! નિર્લજ્જપણાની સિદ્ધિને અર્થે હું હવે જીવું છું ! [૨] ચિત્તથી, વચનથી, શરીરથી, ક્રિયાથી, વિજ્ઞાનથી, અને ભજનથી હું દુષ્ટ છું, મ્હારો અપરાધ તમે કેટલા પ્રકારે વિચારશો ? (૩) મારાં વચન વિજ્ઞપ્તિમાં અપરાધમાં કે પાખણ્ડમાં શામાં ગણાશે તે મૂઢ થયલી બુદ્ધિવાળો હું સમજી શકતો નથી. (૪) મારા દોષ બહુ બલવાન્ છે, તો પણ આપની કૃપા આગળ તે અતિ દુર્બલ છે, કારણકે કૃપા એ આપનો ઈશ્વર ધર્મ છે, અને દોષ છે તે અમારા જીવનો ધર્મ છે. તેથી ઈશ્વરના ધર્મો આગળ જીવના ધર્મો દુર્બલ થાય એમાં આશ્ચર્ય નથી. આપના ભક્તો, આપના દર્શનરહિત થઈ જીવે એ હે નાથ ! ભાગ્યહીન વિધવાની યૌવનદશા સમાન વ્યર્થ છે. (૬) ”

એ પ્રકારે 'હું મહા દુષ્ટ છું. આપ મ્હારા પ્રભુ છો, શ્રીઆચાર્યજીદ્વારા મને આપનો સમ્બન્ધ થયો છે તેથી હે પ્રભુ, કૃપા કરો' ઇત્યાદિ ભાવના કરવી. એ દૈન્ય જોઇ પ્રભુ દયાલુ થઇ કૃપા કરશે, ભાવની વૃદ્ધિ કરશે. દીન થઇ શ્રીકૃષ્ણ સેવા કર્યાથી શ્રીકૃષ્ણ સન્તુષ્ટ થાય છે, ત્યારે પ્રભુ સુખસેવ્ય થાય

છે, સેવામાં પ્રતિબન્ધ કરતા નથી, તથા રોગાદિ ઉપદ્રવ ઉત્પન્ન કરતા નથી, એમ સકલ આયુષ્ય પર્યન્ત નિર્વિઘ્ને શ્રીકૃષ્ણ સેવા થઇ શકે છે. (૨-૩)

मूलम्ः—दुराराध्यस्य सेवैव वशी[illegible]रणसाधनम् ।
कृष्णसेवां प्र[illegible]र्वन्तो भाग्यवन्ते जना मताः ॥४॥

શબ્દાર્થઃ—પ્રભુ દુરારાધ્ય છે. તેમને વશ કરવાનું સાધન માત્ર સેવા છે. તેથી જે જીવો કૃષ્ણ સેવા સારી રીતે કરે છે તેઓ ભાગ્યવન્ત છે. (૪)

વિવેચનઃ—શ્રીકૃષ્ણ એવા અત્યન્ત દુરારાધ્ય છે કે બ્રહ્મા તથા શિવાદિકને પણ કોટયાનકોટિવર્ષપર્યન્ત અનેક સાધન કરવાથી સમાધિમાં સ્વરૂપ દર્શન [ઝાંખી] માત્ર થાય છે. જીવ તો અનેક દોષથી પૂર્ણ છે. તેથી એવા દુષ્ટ જીવને પ્રભુ દુરારાધ્ય થાય એમાં શું આશ્ચર્ય ? મહાયોગીજનો હૃદયમાં જેની કલ્પના કરે છે, મુનિજનો જેમને અર્થે જન્મો જન્મ યત્ન કરે છે, એવા દુરારાધ્ય પ્રભુને જીવ શી રીતે આરાધી (પ્રસન્ન) શકે ? પણ જે દૈવી જીવો શ્રીઆચાર્યજીદ્વારા શરણ આવ્યા છે અને પુષ્ટિમાર્ગીય રીતિએ ભગવત્સેવા કરે છે તથા દિનતાને સાધન કરે છે તેમને પ્રભુ વશ્ય થાય છે. તેથી જે વૈષ્ણવ શ્રીઆચાર્યજીદ્વારા પુષ્ટિમાર્ગમાં પ્રવેશ કરી એમની રીતિએ ભગવત્સેવા કરે છે તે પરમ ભાગ્યવાન્ છે. સપ્તમસ્કન્ધમાં પ્રલ્હાદજીએ કહ્યું છેઃ—"દેવ, અસુર, મનુષ્ય. યક્ષ કે ગન્ધર્વ—એમાંથી ગમે તે કોઈ મોક્ષદાતા ભગવાનના ચરણારવિન્દને ભજે છે તે જેવા આપણે અસુર છીએ તેવા હોય તો પણ કલ્યાણયુક્ત થાય છે." તેમજ અષ્ટમસ્કન્ધમાં પાર્વતીને મહાદેવજીએ કહ્યું છેઃ-"નારાયણ પરાયણ જીવો કોઈથી ભય પામતા નથી. તેઓ સ્વર્ગ, મોક્ષ, અને નરકમાં પણ તુચ્છ અર્થ જોનારા છે." એવા અનન્ય ભગવદ્ભક્તોસમાન અન્ય કોઈ નથી. (૪)

मूलम्ः—[illegible]ढं मनः कृत्वा कृष्णएव हि सेव्यताम् ।
अत्रत्यं वृत्तमखिलं वदिष्यति विशेषतः ॥५॥
श्रीविठ्ठल प्रभोर्दासः श्यामदास सह स्थितः ।
तत्रत्यवृत्तान्तोऽखिलो विविच्य लेख्यः किमधिकम् ॥

શબ્દાર્થઃ—તેથી મન દૃઢ કરીને શ્રીકૃષ્ણનું સેવન કરવું. અત્રેનું સર્વ વૃત્તાન્ત શ્યામદાસના સંગમાં રહેલો અને શ્રીવિઠ્ઠલરાયજીનો દાસ, વિશેષતઃ કહેશે. [૫] ત્યાંનો સર્વવૃત્તાન્ત વિસ્તારથી લખશો. વિશેષ શું લખું ?

**વિવેચનઃ**—સર્વોપરિ પ્રભુ શ્રીકૃષ્ણની સેવા દૃઢ મનથી પ્રીતિપૂર્વક કરવી. શ્રીભાગવતસપ્તમ સ્કન્ધમાં કહ્યું છે કે:—

**न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।**
**प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥**

**અર્થઃ**—"દાન, તપ, યજ્ઞ, પવિત્રતા, વ્રત–એમાંના કશાથી, પ્રભુ જેટલા શુદ્ધ ભક્તિથી પ્રસન્ન થાય છે. તેટલા પ્રસન્ન થતા નથી. તેથી શુદ્ધ ભક્તિ વિના અન્ય સર્વ વિડમ્બનારૂપ છે." દશમસ્કન્ધમાં ઉદ્ધવજીએ કહ્યું છે કે:—"દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, નિયમ, તથા અન્ય વિવિધ પ્રકારનાં કલ્યાણમાર્ગથી શ્રીકૃષ્ણમાં ભક્તિ સિદ્ધ થાય છે."

એકાદશ સ્કન્ધમાં કહ્યું છે કે:—

**तत्सर्वं भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ।**
**स्वर्गापवर्गमद्धाम कथञ्चिद्यदि वाञ्छति ॥**

**અર્થઃ**—"મ્હારો ભક્ત સ્વર્ગ, મોક્ષ, મ્હારૂં ધામ [વ્યાપિ વૈકુણ્ઠ] જો એની ઇચ્છા હોય તો એ સર્વ ભક્તિયોગ વડે શ્રમવિના જ પ્રાપ્ત કરે છે."

તેથી શ્રીકૃષ્ણની ભક્તિ જ સર્વોપરિ છે. નિષ્કામ થઈ સેવામાં મન લગાડવું એજ કર્ત્તવ્ય છે. અત્રેનું સર્વ વૃત્તાન્ત શ્રીગોકુલનાથજીના પુત્ર શ્રીવિઠ્ઠલરાયજીનો દાસ તથા શ્યામદાસ કહેશે. તે જાણીને તમારા ત્યાંના સર્વ સમાચાર વિસ્તારપૂર્વક લખશો. અધિક શું લખું? (૫)

**इति श्रीहरिरायजीविरचितमेकोनचत्वारिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तम् ॥३९॥**

# શિક્ષાપત્ર ૪૦ મું.

**ઉદ્દેશઃ**—હું સર્વસાધનરહિત થયો છું એમ દર્શાવવાને અર્થે આ શિક્ષાપત્રમાં બહુ દીનતાના વાક્યો છે. અમારા અધિકારીએ એક નિન્દિત કાર્ય કર્યું છે, તેથી મનમાં બહુ ખેદ થયો છે, પરન્તુ પુનઃ શાન્તિ થઈ છે. [સંગ કરવો તે બહુ વિચાર કરીને કરવો એમ સૂચન કરવા આ વૃત્તાન્ત શ્રીહરિરાયજી ૨૫–૨૬–૨૭–૨૮–ઇત્યાદિ શ્લોકમાં નિન્દિત કાર્યને વિષે લખે છે] હવે એની ઉપર મ્હારી કૃપા પણ પૂર્વવત્ થઇ છે. એમ થવાથી પ્રેમજી ઉદાસ થયો છે, તેથી તમારે પણ ત્યાંથી એના ઉપર ભિન્ન પત્ર લખવા. ઉપર કહ્યું કે આ પુષ્ટિમાર્ગમાં શ્રી કૃષ્ણની સેવા સર્વોપરિ છે, એ સેવા જ

સાધન તથા ફલ એમ ઉભયરૂપ હોવાથી કર્ત્તવ્ય છે. પરન્તુ મ્હારાથી કશું થઇ શકતું નથી, આવું નિરૂપણ છે.

**मूलम्—पत्रद्वारा प्रकरवै स्वदुःखविनिवेदनः ।**
**महत्तराख्ये चलिते दूरगेषु भवत्सु च ॥१॥**
**जानामि निजमार्गस्य धर्मं किञ्चित् कृपाबलात् ।**
**तदसिद्धिज क्लेशं को मे दूरीकरिष्यति ॥२॥**

**શબ્દાર્થ:**—મહત્તર નામના ભગવદીય દૂર દેશ ચાલ્યા ગયા અને આપ પણ દૂર છો. તેથી પત્રદ્વારા હું સ્વદુઃખનું વિશેષ નિવેદન કરૂં છું. કૃપાબલથી હું કંઇક આપણા માર્ગના ધર્મને સમજુ છું તેથી એ ધર્મની અસિદ્ધિથી ઉત્પન્ન થયલા હૃદય કલેશને કોણ દૂર કરશે ? [૧–૨]

**વિવેચન:**—હવે શ્રી હરિરાયજી કહે છે કે હું મ્હારૂં દુઃખ તમને પત્રદ્વારા નિવેદન કરૂં છું કારણકે તમે સર્વલાયક મ્હારાપ્રિય ભ્રાતા છો તેથી દુઃખ સુખ તમારા વિના અન્ય કોને કહી શકાય ? તમે દૂર છો. જો તમે નિકટ હોત તો દુઃખમાં સહાય પણ કરી શકત તેમજ મને તમારા સંગમાં દુઃખ પણ થાત નહિ. મહત્તર છે નામ જેનું એવા ભગવદીય મ્હારી પાસેથી કંઇક કાર્યપ્રસંગે ચાલ્યા ગયા છે. તમે દૂર હોવાથી તમારા મિલનની આશા મને નથી ! તેથી પત્રદ્વારા સમાચાર જાણશો. [૧] શ્રીઆચાર્યજી તથા શ્રીગુસાંઇજીની કૃપાના બલથી મને નિજ શ્રીપુષ્ટિમાર્ગનો ધર્મ કંઇક સ્ફુરે છે. એ ધર્મ (ભગવદીય દૂર જવાથી અને દુઃસંગ પ્રાપ્ત થવાથી ) સિદ્ધ થયો નથી તેથી મને હૃદયમાં અત્યન્ત દુઃખ થાય છે તે કોણ દૂર કરશે ? હું સકલસાધનરહિત છું, દોષપૂર્ણ છું તો મ્હારૂં દુઃખ કોણ નિવૃત્ત કરશે ? [૨]

**मूलम्—प्रायः पाषण्डिमुख्योऽहं हरिणा हृदि चिन्तितः ।**
**कृपालुरप्युपेक्षां मे कुरुते दीनवत्सलः ॥३॥**

**શબ્દાર્થ:**—પ્રાય: ‘હું પાષણ્ડિઓમાં મુખ્ય છું’ એમ શ્રી હરિએ હૃદયમાં વિચાર્યું છે; (કારણકે) શ્રીહરિ જો કે દયાલુ છે, દીનવત્સલ છે તો પણ મ્હારી ઉપેક્ષા કરે છે. (૩)

**વિવેચન:**—હવે શ્રી હરિરાયજી દીનતાના લક્ષણ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને બતાવવા, ‘હું પાષણ્ડિ છું તો તે મ્હારે મુખે શું કહું ?’ એમ નિઃસાધનપણાનું કથન કરે છે. શ્રી હરિજ મને સર્વ પાખણ્ડિ જનોમાં મુખ્ય જાણે છે. જે શ્રી હરિ સર્વદુઃખહર્ત્તા, પરમદયાલ, તથા દીનવત્સલ છે તેણે પણ જ્યારે

મ્હારી ઉપેક્ષા કરી છે તો તેથી સિદ્ધ થાય છે કે 'હું મહા પાખણ્ડી છું.' હવે હું શું કરૂં ? વિજ્ઞપ્તિમાં કહ્યું છે કે:—

चित्तेन दुष्टो वचसाऽपि दुष्टः कायेन दुष्टः क्रियया च दुष्टः ।
ज्ञानेन दुष्टो भजनेन दुष्टो ममापराधः कतिधा विचार्यः ॥१॥
जानामि मन्दभाग्योऽहं यदर्थे गोकुलेश्वरः ।
भक्तक्लेशासहिष्णुत्वस्वभावं कुरुतेऽन्यथा ॥२॥

**અર્થ**:—શ્રીગુસાંઈજી શ્રીગોવર્દ્ધનનાથજીને કહે છે કે:- 'હું ચિત્તથી દુષ્ટ છું, વાણીથી દુષ્ટ છું, કાયાથી દુષ્ટ છું, ક્રિયાથી દુષ્ટ છું, જ્ઞાનથી દુષ્ટ છું, ભજનથી દુષ્ટ છું-એ પ્રકારે મ્હારા અપરાધ કેટલા કેટલા વિચારશો ! હું જાણું છું કે હું મન્દભાગ્યવાન્ છું, કારણકે આપ ગોકુલેશ્વરે ગાયો, ગોપ ગોપીઓ, અને સર્વ વ્રજની રક્ષા કરી છે, આપે અદ્યાપિ ભક્તનો કલેશ સહ્યો નથી, આપનો સ્વભાવ જ એવો પરમદયાલુ છે. તેવા આપ શ્રીગોકુલેશ્વરે નિજ સ્વભાવ-ભક્તનો કલેશ ન સહન કરવો એવો સ્વભાવ-અન્યથા કર્યો એટલે આપ કઠોર થયા અને ભક્તનો કલેશ સહન કરવા લાગ્યા !' આ પ્રકારે શ્રી-હરિરાયજીએ દૈન્ય કર્યું છે. એ દૈન્યજ પુષ્ટિમાર્ગમાં હરિને સન્તોષ આપવાનું સાધન છે. ભગવદીયજનો દૈન્યથી 'हौं पतिननको राजा, हौं पतितनको ईश, हौं पतितनको टीको, हौं पतितनको नायक, ઇત્યાદિક ગાય છે. જીવ જ્યારે ભગવાનથી ન્યારા પડે છે ત્યારે દુષ્ટ થાય છે તેથી જ શ્રી આચાર્યજી બાલબોધમાં કહે છે કે:—' जीवाः स्वभावतो दुष्टाः ' **અર્થ**:-' જીવો સ્વભાવથી દુષ્ટ છે. ' એ ભાવને અનુસરીને અત્ર શ્રીહરિરાયજી કહે છે કે:-" હું પાષણ્ડીમાં મુખ્ય છું " એમ વિચારીને જ શ્રીહરિએ મ્હારી ઉપેક્ષા કરી છે.' (૩)

કોઇ એમ શંકા કરે કે શાસ્ત્ર, પુરાણ, શ્રીમદ્‌ભાગવત્, ગીતા વિગેરેમાં એવું પ્રસિદ્ધ છે કે શ્રીકૃષ્ણ પ્રભુ ભક્તની ઉપેક્ષા કરતા નથી, છતાં તમે શી રીતે જાણ્યું કે 'મ્હારી પ્રભુએ ઉપેક્ષા કરી છે?' આ શંકાનું સમાધાન કરે છે.

**मूलम्ः–उपेक्षितश्चेद्धरिणा स्वजनैरप्युपेक्षते ।**
**अतः कं यामि शरणं वनस्य इव विस्मृतः ॥४॥**

**શબ્દાર્થ**:—જેની હરિ ઉપેક્ષા કરે છે તેની સ્વજનો પણ ઉપેક્ષા કરે છે તેથી હું (કે જે માર્ગથી ચ્યુત છું તે ) વનસ્થ પુરૂષની સમાન, (સર્વજનોથી) વિસ્મૃત છું તો હું કોને શરણ જાઉં ! (૪)

**વિવેચન**:—મ્હારો પુષ્ટિમાર્ગીય તદીયોએ ત્યાગ કર્યો તેથી હું એમ જાણું છું કે શ્રીકૃષ્ણે મ્હારી ઉપેક્ષા કરી છે. મ્હેં મહાનુભાવીના શ્રીમુખદ્વારા

શાસ્ત્રવાર્ત્તાનું શ્રવણ કર્યું છે કે ભગવદીયનો સમાગમ થાય ત્યારે જાણવું કે ભગવાન્ પ્રસન્ન થયા છે, અને જ્યારે ભગવદીયો ત્યાગ કરે ત્યારે જાણવું કે ભગવાન્ ઉદાસીન થયા છે. હાલ ભગવદીયો મ્હારો ત્યાગ કરી ચાલ્યા ગયા છે તેથી હું એમ જાણું છું કે ભગવાને મ્હારી ઉપેક્ષા કરી છે! હવે હું શું કરૂં? કોને શરણ જાઉં! એ વિચારથી હૃદયમાં ચિન્તા થયા કરે છે. જેમ કોઇ મહા ગાઢ વનમાં ભૂલા પડેલા પુરૂષને કોઇપણ દિશામાં સ્વમાર્ગ સૂઝતો નથી અને તેથી તેને બહુ ચિન્તા થાય છે તેમ મને પણ બહુ ચિન્તા થાય છે. (૪)

કોઇ એમ શંકા કરે કેઃ—'પ્રભુ ઉપેક્ષા કરી ચાલ્યા ગયા' એમ કહેવાથી પ્રભુ ઉપર દોષનું આરોપણ કરવા જેવું થાય છે. એવી ભક્તિમાર્ગની રીત નથી. પ્રભુ તો નિર્દોષ છે. એવા નિર્દોષ પ્રભુ પર દોષનો આરોપ કેમ લાવો છો?" આમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે.

मूलम्ः—प्रभोरपि न वै दोषो गुणलेशोऽपि नो मयि ।
विस्मृत्य दोषनिचयं यं गृह्णीयाद्गुणग्रह ॥५॥

**શબ્દાર્થઃ**—નિશ્ચય પ્રભુનો પણ દોષ નથી. (કારણકે પ્રભુ ગ્રહણ કરે એવા ગુણનો લેશ પણ મ્હારામાં નથી,) (આમ છે તો) પણ પ્રભુ જેનું ગ્રહણ કરે છે તેના દોષના સમૂહનું વિસ્મરણ કરી ગુણનું જ ગ્રહણ કરે છે. (૫)

**વિવેચનઃ**—પ્રભુનો દોષ સ્વલ્પ પણ નથી. એ સર્વ દોષ મ્હારો છે. મ્હારામાં ગુણલેશ નથી. દોષ નખથી શીખા પર્યન્ત ભર્યા છે. મ્હારા દોષ હું વિસરી ગયો છું. મ્હારામાં એવી અજ્ઞાનતા છે એ જ મ્હારો દોષ છે. પ્રભુ તો સર્વદા ગુણસંયુક્ત છે એટલે દોષને જોતા નથી જેનો અંગીકાર કરે છે તેના ગુણને જ જુએ છે. (૫)

मूलम्—यथा निःश्वासरहितं किं करोति सुभेषजम् ।
तथा विगतभावं मां कथासेवादिकं पुनः ॥६॥

**શબ્દાર્થઃ**—જેમ શ્વાસરહિત મનુષ્યને સુન્દર ઔષધ કંઇ કરી શકતું નથી તેમ ભાવરહિત એવો જે હું તેને કથાસેવાદિક શું [અસર] કરી શકે? [૬]

**વિવેચનઃ**—જો પુરૂષને શ્વાસ નથી હોતો તો સુન્દર [1]ભેષજ પણ વૃથા છે. અર્થાત્ કંઈ પણ પરાક્રમ કરી શકતું નથી. તે પ્રકારે મ્હારામાં

---

૧. વ્રજવાસીના લિખિત પુસ્તકોમાં ભેષજનો અર્થ વેષ કર્યો છે તે મૂલ શ્લોકથી વિરૂદ્ધ છે તેથી અત્રે તે સ્વીકાર્યો નથી.

( ભગવાન્ પ્રતિ ) [૧]ભાવ નથી તો મને સેવા કથાદિક ભગવદ્ધર્મ શું અસર કરી શકે? કંઇ પણ નહિ તેથી મને દુઃખ થાય છે. ભાવ વિના સેવા કથાદિક ક્રિયાવત્ હોઇ શું ફલ સિદ્ધ કરે? (૬)

**मूलम्–प्रायः कथैव [२]नैषास्ति यतस्तिष्ठति नो हृदि ।**
**न वानुभावं कुरुते निजं त्यागाऽभिधं मयि ॥७॥**

**શબ્દાર્થ:**—ઘણું કરીને એવી કથા પણ થતી નથી અને તેથી હ્રદયમા તે સ્થિત થતી નથી. મ્હારા પર પોતાના ત્યાગ નામનો અનુભવ પણ કરતા નથી. (૭)

**વિવેચન:**—શ્રીકૃષ્ણની કથા સેવાદિકમાં જીવ સ્થિત થયો નથી. ત્યારે હ્રદયમાં ભાવ ક્યાંથી સ્થિર થાય? જો ભગવદીય દ્વારા શ્રવણ થાય તો હ્રદયમાં ભાવસિદ્ધ થાય એમ શ્રીમદ્ ભાગવતના દ્વિતીય સ્કન્ધમાં કહ્યું છે:–

प्रविष्टः कर्णरन्ध्रेण स्वानां भावसरोरुहम् ।
धुनोति शमलं कृष्णः सलिलस्य यथा शरत् ॥

**અર્થ:**—'સ્વભક્તના કર્ણના છિદ્ર દ્વારા ભાવરૂપ કમલ પ્રતિ પ્રવિષ્ટ થયલા શ્રીકૃષ્ણ, જેમ શરદ્ ઋતુ જલનો મલ દૂર કરે છે, તેમ ભક્તના હ્રદયનો મલ નિવૃત્ત કરે છે.' વળી શ્રીશુકદેવજીએ કહ્યું છે કે:–

तस्माद्गोविन्दमाहात्म्यमानन्दरससुन्दरम् ।
शृणुयात्कीर्त्तयेन्नित्यं स कृतार्थो न संशयः ॥

**અર્થ:**—આનંદરસથી સુન્દર એવું જે ગોવિન્દનું માહાત્મ્ય તેનું શ્રવણ અને કીર્ત્તન, જે નિત્ય કરે છે તે નિઃસંશય કૃતાર્થ થાય છે.' કથા તથા કીર્ત્તનાદિનું માહાત્મ્ય બહુ વચનોથી પ્રતિપાદિત થઇ શકે છે. એવી કથાના શ્રવણ વિના હ્રદયમાં ભાવ શી રીતે સ્થિર રહે? જ્યાં સુધી દેહ સમ્બન્ધી કાર્યોમાંથી મનનો ત્યાગ ન થાય–મન નિવૃત્ત ન–થાય ત્યાં સુધી શ્રીકૃષ્ણના સ્વરૂપનો અનુભવ ક્યાંથી થાય? કારણ કે મનથી ભાવ સિદ્ધ થાય છે, અને તે મન તો લૌકિક સંસારાદિક વિષયમાં આવિષ્ટ છે–વ્યગ્ર છે–ત્યારે અનુભવ ક્યાંથી થાય? [illegible]न्त देहानां नावेशः सर्वथा हरेः ।

---

(૧) સેવાફલ ગ્રન્થમાં દર્શાવેલું મુખ્ય ફલ–અલૌકિક સામર્થ્ય, સેવામાં ઉપયુક્ત એવો વૈકુણ્ઠમાં દેહ, વા સાયુજ્ય–ભાવ વિના થતું નથી તેથી શું ફલ સિદ્ધ કરે? કંઇ પણ નહિ! એવું અત્ર વિવેચન કર્યું. પરંતુ ગૌણ ફલ તો થાય છે.

(૨) नैषास्ति ને બદલે नैवास्ति પણ પાઠ ઉપલબ્ધ થાય છે. नैवास्ति એટલે કથા પણ એવી (શ્રેષ્ઠ) થતી નથી કે જે હૃદયમાં દૃઢ થાય. એ પાઠને અનુસરતાં અર્થ સારો નીકળી શકે છે.

**અર્થ**:—વિષયાદિ કામનાથી ભરેલા દેહમાં હરિનો આવેશ સર્વથા થતો નથી.' એવું સંન્યાસનિર્ણયમાં શ્રીઆચાર્યજીનું વચન છે. એ ગ્રન્થમાં પ્રતિપાદિત લૌકિક વૈદિકનો ત્યાગ મ્હારામાં નથી તેથી અનુભવ નથી. (૭)

**मूलम्:—सेवा तु प्रतिबद्धा मे भोगोद्वेगादि बाधकैः ।**
**गे .वित्तादिकासक्त्या कथं सा मानसी भवेत् ॥८॥**

**શબ્દાર્થ**:—ભોગ, ઉદ્વેગાદિ પ્રતિબન્ધથી સેવા પણ પ્રતિબદ્ધ થયલી છે, તો ગૃહ, ધન, વિગેરેની આસક્તિને લીધે માનસી સેવા કેવી રીતે સિદ્ધ થાય ? (૮)

**વિવેચનઃ**—તનુજા અને વિત્તજા ભગવત્સેવામાં અનેક પ્રતિબન્ધ છે. શરીર અને ઇન્દ્રિયોના વિષયની કામના ઉદ્ભવે છે ત્યારે સેવા કરતાં એવો ઉદ્વેગ થાય છે કે 'ક્યારે સેવા થઇ રહે કે હું ખાનપાન કરૂં ! આ પ્રકારે પ્રથમ તો વિષય ભોગની કામનાને લીધે મનમાં ઉદ્વેગ થવાથી સેવામાં મન આસક્ત થતું નથી જે પ્રભુને ઇષ્ટ હોતું નથી અને તેથી જ પ્રતિબન્ધ આવી પડે છે જેમાં સેવા બની આવતી નથી અને ગૃહાદિક કાર્યમાં વ્યગ્ર થવાય છે આ સ્થિતિમાં માનસી સેવા ક્યાંથી સિદ્ધ થાય ? સેવાફલમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કેઃ—'उद्वेगः प्रतिबन्धो वा भोगो वा स्यात्तु बाधकः' આ વચનાનુસાર ઉદ્વેગ, પ્રતિબન્ધ અથવા ભોગ સેવામાં બાધક છે. ઉદ્વેગ થવાથી તનુજા વિત્તજા સેવા થઈ શકતી નથી. લૌકિક આસક્તિ થવાથી માનસી સેવા કેવી રીતે સિદ્ધ થાય ? તનુજા અને વિત્તજા સેવાના અભાવમાં માનસી સેવા પરમ દુર્લભ છે. (૮)

**मूलम्:—तातपादेषु यातेषु दुर्भगस्य परोक्षताम् ।**
**सत्सु सर्वेषु यातेषु दृशोर्दूरमहं स्थितः ॥९॥**

**શબ્દાર્થ**:—તાતપાદ ( શ્રીકલ્યાણરાયજી ) મ્હારા જેવા દુર્ભાગ્યવાન્ જીવથી પરોક્ષ થયા ! સર્વ સજ્જનો દૃષ્ટિથી દૂર ગયા છે અને હું એકલો રહ્યો છું અથવા દૃષ્ટિથી દૂર રહ્યો છું. (૯)

**વિવેચનઃ**—હવે શ્રીહરિરાયજી કહે કે મ્હારી આ અવસ્થા છે અને માર્ગ પ્રકટ કર્તા શ્રીઆચાર્યજી, માર્ગ પ્રકાશ કર્તા શ્રીગુસાંઇજી, નામ નિવેદન કરનાર મ્હારા ગુરૂચરણ શ્રીગોકુલનાથજી અને જગત્પ્રસિદ્ધ મ્હારા તાતચરણ શ્રીકલ્યાણરાયજી—આ સર્વ તાતચરણ મ્હારાથી પરોક્ષ થયા છે ! હું તેમનાથી વિખુટો પડયો છું ! આ દુઃખમાં મને કોણ સહાય આપશે ! હું દુર્ભાગી છું

કારણ કે સર્વગુણથી યુક્ત એવા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોથી પણ હું દૂર પડયો છું. મ્હારૂં રંચક પણ સમાધાન કરનાર કોઈ નથી તેથી હું શું કરૂં ? હું દુઃખ પામુંછું.

**मूलम्ः—श्रीभागवतचिन्ता तु न विना संगतेः सताम् ।**
**मनसोऽत्यन्तविक्षेपान्न वा शरणभावनम् ॥१०॥**

**શબ્દાર્થ**:—સત્પુરૂષની સંગતિ વિના શ્રીભાગવતનું ચિન્તન થતું નથી અને મનના અતિશય વિક્ષેપને લીધે શરણભાવના પણ થતી નથી. (૧૦)

**વિવેચનઃ**—કોઈ કહે કે તમે મહા જ્ઞાની છો તો સત્સંગ નથી તેથી શું થયું ? શ્રીભાગવતનું અવલોકન કરો તેથી સર્વ ચિન્તા અને કલેશ દૂર થશે. તો શ્રીહરિરાયજી કહે છે કે એકાગ્ર ચિત્ત હોય અને સત્પુરૂષનો સંગ હોય ત્યારે શ્રીમદ્ ભાગવતનો અર્થ સમજાય છે. મને તો ચિન્તાથી હૃદય દુઃખી થયું છે અને સત્સંગ પણ નથી એટલે શ્રીમદ્ ભાગવતનો ભાવ ક્યાંથી સ્પષ્ટ થાય ? કોઈ કહે કે હરિના શરણની ભાવના કરો કારણ કે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી કહે છે કે:-'अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः' અર્થાત્—'અશકયમાં વા સુશકયમાં સર્વથા શ્રીહરિ શરણ છે.' વળી ગીતાજીમાં ભગવાને અર્જુન પ્રતિ કહ્યું છે કે:—

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

અથાત્—'સર્વ ધર્મોનો પરિત્યાગ કરી તું મને (શ્રીકૃષ્ણને) એકલાને જ શરણ આવ ! હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ ! શોક મા કર !' 'આ પ્રકારની શરણભાવના પણ,' શ્રીહરિરાયજી કહે છે કે 'મ્હારાથી ચિત્તના અત્યન્ત વિક્ષેપને લીધે થતી નથી. (૧૦)

**मूलम्ः—वार्त्तान्तरकृतिप्रेम्णा नाष्टाक्षरमनोजपः ।**
**महत्वमत्या लोकानां प्रपत्त्या दैन्यनाशनम् ॥११॥**

**શબ્દાર્થ**:—(ભગવદ્ વાર્ત્તા વિના) અન્ય વાર્ત્તા કરવામાં પ્રેમ થવાથી અષ્ટાક્ષર મન્ત્રનો મનઃપૂર્વક જપ થતો નથી. સર્વ લોકો મને મહાન્ જાણી શરણ આવે છે એવી મહત્વબુદ્ધિથી-અભિમાનથી દૈન્યનો નાશ થાય છે. (૧૧)

**વિવેચનઃ**—કોઈ કહે કે બીજું કંઈ ન થાય તો અષ્ટાક્ષર મન્ત્રનો જપ કરો તેમ કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થશે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કે:-

**तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।**
**वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥**

'તેથી સર્વાત્મથી નિરંતર श्रीकृष्णः शरणं मम એમ ઉચ્ચાર કરતાં કરતાં જ સદા સ્થિતિ કરવી એમ મ્હારી મતી છે.' આ શંકાનું સમાધાન કરે છેઃ– 'મને તો લૌકિક વાર્ત્તાન્તરમાં અત્યન્ત પ્રેમ ઉદ્ભવે છે, તેથી અષ્ટાક્ષર જપ શકય નથી. કોઇ કહે કે તેમ ન થાય તો પ્રભુ પ્રતિ દૈન્ય દર્શાવો. તેમ કરવાથી પ્રભુ પ્રસન થશે. શ્રીઆચાર્યજી કહે છે કે–'दैन्यं त्वत्तोषसाधनम्' અર્થઃ–દૈન્ય તમને (શ્રીકૃષ્ણને) સન્તુષ્ટ કરવાનું સાધન છે. આ પ્રકારે શંકા થાય તો સમાધાન કરે છેઃ—લૌકિકમાં સર્વ લોકોમાં મારી મહત્તા છે. તેથી મ્હને અહન્તા મમતા આવે છે કે 'હું મહાન્ છું, બહુ સમજુ છું. મ્હારામાં બહુ ધર્મ છે' અને તેથી દૈન્યનો નાશ થાય છે. લૌકિક મહત્તાથી ઉન્મત્ત થઈ પ્રફુલ્લિત થઇ ફરૂં છું. આ પ્રકારે દૈન્યનો નાશ થયો છે તો હું શું કરૂં ? (૧૧)

**મૂલમ્ઃ–निवदना-सन्धानं सद्भिस्त्यक्तस्य मे कथम् ।**
**केवलं शरणं सर्वत्यागाभावाच्च दुर्लभम् ॥१२॥**

**શબ્દાર્થઃ**—સત્પુરૂષોથી ત્યજાયલો એવો જે હું તેને નિવેદનનું અનુસન્ધાન કયાંથી હોઈ શકે? સર્વ ત્યાગ પણ નથી તેથી કેવલ શરણ પણ દુર્લભ છે. (૧૨)

**વિવેચનઃ**—કોઇ કહે કે નિવેદનનું અનુસન્ધાન કરવાથી સર્વ સિદ્ધ થશે તો શ્રીહરિરાયજી કહે છે કે સત્પુરૂષ એવા જે પુષ્ટિમાર્ગીય ભગવદીયો છે તેમણે તો મ્હારો ત્યાગ કર્યો છે, તો હવે નિવેદનનું અનુસન્ધાન શી રીતે કરી શકું ? કારણ કે નિવેદનનું અનુસન્ધાન ભગવદીયોએ એકત્ર થઈ કરવાનું છે. એમ શ્રીઆચાર્યજી નવરત્નમાં કહે છેઃ– निवेदनं तु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः અર્થઃ—'નિવેદનનું સ્મરણ તો સર્વથા તાદૃશીય જનોએ મલીને કરવું.' આ વચનાનુસાર નિવેદનનું અનુસન્ધાન એકલાથી થઇ શકે નહિ. કોઈ કહે કેઃ—કેવલ પ્રભુ શરણ કરો. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ શ્રીકૃષ્ણાશ્રયમાં શરણમાર્ગ પ્રકટ કર્યો છે તે શરણ સ્વીકારો–તો સમાધાન કરે છે કેઃ— 'કેવલ શરણ તો સર્વલૌકિક વૈદિકનો મનમાં ત્યાગ થાય ત્યારે સિદ્ધ થાય પણ મ્હારામાં તો લૌકિક વૈદિક કાર્ય આસક્ત થઈ ગયાં છે, તેથી સર્વ ત્યાગનો અભાવ હોવાથી શરણ કયાંથી થઇ શકે? શરણ પરમ દુર્લભ છે ! હું શું કરૂં.[૧૨]

**મૂલમ્ઃ–चाञ्चल्याच्चेतसः कुत्र दृढः कृष्णपदाश्रयः ।**
**विवेकधैर्ये तद्धेतू मूर्खाधीशस्य मे कथम् ॥१३॥**

**શબ્દાર્થઃ**—ચિત્તની ચંચલતાને લીધે શ્રીકૃષ્ણના ચરણારવિન્દનો દૃઢ આશ્રય કયાંથી હોઈ શકે ? તે આશ્રયના કારણરૂપ વિવેક તથા ધૈર્ય છે.—એ ઉભય મૂર્ખનો અધીશ એવો જે હું તેને કેમ સમ્ભવે ? (૧૩)

**વિવેચનઃ**—મ્હારૂં ચિત્ત લૌકિક દેહ સમ્બન્ધી કાર્યમાં અતિચંચલ થઇ રહ્યું છે, તેથી શ્રીકૃષ્ણના ચરણકમલનો દૃઢ આશ્રય થતો નથી. આશ્રયની વાત તો ક્યાં રહી? પ્રથમ તો વિવેક અને ધૈર્ય જે આશ્રયનાં સાધન છે તે મ્હારામાં—મૂર્ખના રાજામાં—નથી. વિવેક, ધૈર્ય તથા આશ્રય એ ત્રણ આવશ્યક છે એમ શ્રીઆચાર્યજી વિવેકધૈર્યાશ્રયગ્રન્થમાં કહે છે:—'विवेकधैर्ये सततं रक्षणीये तथाश्रयः। 'વિવેક તથા ધૈર્યનું નિરન્તર રક્ષણ કરવું. તેમજ આશ્રય પણ રાખવો.' અજ્ઞાનીને વિવેક ધૈર્ય સમ્ભવતાં નથી અને તેથી આશ્રય પણ આવી શકતો નથી. [૧૩]

**मूलम्ः—भावो यदनुभावेन भवान्निष्कासितस्ततः।**
**क्व ता व्रजभुवः कृष्णचरणाम्बुरुहाङ्किताः ॥१४॥**

**શબ્દાર્થ:**—જેના અનુભવથી ભાવ ઉદ્ભવે છે તે વ્રજદેશથી હું દૂર થયો છું! શ્રીકૃષ્ણના ચરણારવિન્દના ચિન્હ (ધ્વજ, વજ્ર, અંકુશ, પદ્મ ઈત્યાદિક) થી અંકિત થયેલી એવી વ્રજભૂમિ પણ ક્યાં? [૧૪]

**વિવેચનઃ**—હવે શ્રીહરિરાયજી કહે છે કે 'કશું ન બની આવે તો વ્રજલીલાની ભાવના કરવી. તેમ કરવાથી અનુભવ થાય છે! પણ તે ભાવનો અનુભવ તો વ્રજસમ્બન્ધી લીલા સામગ્રી જોવાથી થઈ શકે અને હું તો તે વ્રજભૂમિથી દૂર પરદેશમાં સ્થિતિ કરૂં છું. આ પરદેશમાં શું નિરીક્ષણ કરવાથી ભાવ પ્રકટ થાય?' આ પ્રકારે પોતે દૈન્ય કરે છે એટલામાં નિ:સાધનત્વની ભાવના કરતા કરતા તેમને (શ્રીહરિરાયજીને) તીવ્ર વિરહ [વિપ્રયોગ] પ્રકટ થાય છે. તેથી પોતે દેહાનુસન્ધાન ભૂલી જાય છે અને વ્રજની લીલામાં તન્મય થઇ ઉચ્ચાર કરે છે કે:—જ્યાં શ્રીકૃષ્ણ સર્વલીલા સ્થલે સ્થલે વ્રજભક્તોના સંગમાં કરે છે તે વ્રજભૂમિ ક્યાં છે? જ્યાં સ્થલે સ્થલે શ્રીકૃષ્ણના દક્ષિણ ચરણારવિન્દના નવ ચિન્હ જેમકે—ધ્વજ, વજ્ર. અંકુશ, સ્વસ્તિક, પદ્મ, અષ્ટકોણ, યવ, ઊર્ધ્વરેખા, કલશ, તેમજ વામચરણારવિન્દના સાત ચિન્હ જેમકે ગોપદ, જમ્બુ, મત્સ્ય, ધનુષ, ત્રિકોણ, અર્ધચન્દ્ર, અને આકાશ—એમ ષોડશ ચિહ્નયુક્ત વ્રજભૂમિ ક્યાં છે? [૧૪]

**मूलम्ः—क्व शैलः कृष्णदासाख्यः पुलिन्दीभावपोषकः।**
**क्व ते श्रीयमुनोद्देशा लीलारसवितारकाः ॥१५॥**

**શબ્દાર્થ:**—પુલિન્દીના ભાવપોષક તથા કૃષ્ણદાસ છે નામ જેનું એવા શ્રીગિરિરાજ પર્વત ક્યાં છે? લીલારસનો વિસ્તાર કરનારા શ્રીયમુનાજીથી ઉત્કૃષ્ટ દેશ-પ્રદેશો ક્યાં છે? (૧૫)

**વિવેચનઃ**—પરમ શ્રીગિરિરાજજી જે 'શ્રીકૃષ્ણદાસ' એવા નામથી ઓળ-

ખાય છે; તે ક્યાં છે ? શ્રીગિરિરાજ પર્વત, શ્રીકૃષ્ણના પરમ ભક્ત છે, અને દયાળુ છે કારણકે તેમણે પુલિન્દિ જેવા (નિકૃષ્ટ જાતિના) જીવોમાં ભગવદ્ભાવ સ્થાપિત કર્યો ! શ્રીગિરિરાજ [પર્વત] ના સંગથી પુલિન્દીને ભાવ પ્રકટ થયો ! શ્રીગિરિરાજજી સર્વાંગે પ્રભુની સેવા કરે છે, સર્વઋતુમાં પ્રભુને સુખ આપે છે ગાયોને સુખ આપે છે એવા પોતે ભાવના પોષક છે. તો તે શ્રીગિરિરાજ પર્વત ક્યાં છે ? શ્રીયમુનાજી ક્યાં છે ? કુમારિકાના મનોરથ પૂર્ણ કરનાર શ્રીયમુનાજી જ્યાં વિરાજે છે, અને જેના આશ્રયથી શ્રીકૃષ્ણની લીલાનો અનુભવ થાય છે એવા વ્રજના સ્થલો ક્યાં છે ? (૧૫)

**मूलम्ः—क्व ते वेणुरवा यैर्वा समाकृष्टा व्रजस्थिताः ।**
**व्रजनाथकराम्भोजप्रोञ्छिताः क्व गवां गणाः ॥१६॥**

**શબ્દાર્થ:**—વ્રજમાં સ્થિતિ કરનારા (વ્રજભક્તોનું) જેમણે આકર્ષણ કર્યું એવા [1]વેણુરવ ક્યાં ? અને શ્રીકૃષ્ણના હસ્તકમલથી પમ્પાળાયલા ગાયોના યૂથ ક્યાં ? [૧૬]

**વિવેચન:**—શ્રીહરિરાયજી કહે છે કે શ્રીકૃષ્ણે વેણુનાદ કરી સમસ્ત સ્થાવર તેમ જંગમને સુધા (અમૃત) નું દાન કર્યું એવા વેણુના રવ ક્યાં છે ? વ્રજના નાથ (શ્રીકૃષ્ણ) નિજ કરામ્બુજથી જેમને પમ્પાળે છે અને જેમનું સુખ પૂર્વક લાલન પાલન કરે છે એવા ગાયોનો સમૂહ ક્યાં છે ? (૧૬)

**मूलम्ः—अनन्तलीलाधारास्ते द्रुमाः क्व विपिनस्थिताः ।**
**वेणुनादपरा वृक्षभुजारूढाः क्व पक्षिणः ॥१७॥**

**શબ્દાર્થ:**—અનન્ત લીલાના આધારરૂપ અથવા અનન્ત લીલારૂપ [મધુ] ધારાઓને સ્રવનારા, એવા શ્રીવૃન્દાવનના વૃક્ષો ક્યાં છે ? અને વૃક્ષની શાખા પર બેઠા બેઠા વેણુનાદનું શ્રવણ કરવામાં તત્પર એવા (મુનિરૂપ) પક્ષીઓ ક્યાં છે ? [૧૭]

**વિવેચન:**—શ્રીકૃષ્ણ જ્યાં ભક્તોના સંગમાં અનન્ત લીલા કરે છે એવા શ્રીવૃન્દાવનના સુન્દર દ્રુમો છે. એ વૃક્ષો વેણુનાદનું શ્રવણ કરતાંજ મધુની ધારાઓ સ્રવે છે. એવા વૃક્ષો ક્યાં છે ? વેણુનાદના રસનું પાન કરવામાં પરાયણ એવા પક્ષીઓ વૃક્ષની ભુજારૂપ શાખાપર બેસીને, પોતાના ચંચલ સ્વભાવ ત્યજે છે અને મુનિ સમાન (એકચિત્ત) થઈ ગયા છે. વેણુગીતમાં વ્રજભક્તો કહે છે કે:—

---

(૧) કૂંજન, ગીત, રવ, એમ વેણુકૂજન, વેણુગીત અને વેણુરવ—એ ત્રણ પ્રકારનો વેણુનાદ છે. વેણુગીતમાં તે પ્રસિદ્ધ છે. આ ત્રણમાંથી વેણુરવથી આકર્ષણ થાય છે. એમ નિરૂપણ શ્રીસુબોધિનીજીના વેણુગીતમાં કર્યું છે.

मायो बताम्ब ! विहगा मुनयो वनेऽस्मिन् कृष्णेक्षणास्तदुदितं कलवेणुगीतम् ।
आरुह्य ये द्रुमभुजान् रुचिरप्रवालान् शृण्वन्ति मीलितदृशो विगतान्यवाचः ॥

**અર્થ:**—શ્રીયશોદાજીને વ્રજભક્તો કહે છે કે 'હે માતા ! આ વૃન્દાવનના પક્ષીઓ મુનિયો છે, કે જેઓ વૃક્ષની રૂચિર કુંપળોવાળી શાખાપર બેસીને, શ્રીકૃષ્ણમાંજ દૃષ્ટિ રાખીને, તેમનું ગાયલું એવું જે અત્યન્તર મધુર વેણુગીત છે તેનું આંખ મીચીને અન્યવાર્ત્તાનો ત્યાગ કરી, શ્રવણ[1] કરી રહ્યાં છે. એ વચનમાં વ્રજભક્તોએ જે પ્રકાર કહ્યો છે તેવાજ ભાવથી શ્રીહરિરાયજી મગ્ન થઈ ભાવના કરે છે. (૧૭)

मूलम्:—व्रजस्त्रीचरणाम्भोजरेणवः क्व व्रजस्थिताः ।
दधिनिर्मन्थनोन्नादाः क्व ते श्रवणमङ्गलाः ॥१८॥

**શબ્દાર્થ:**—વ્રજમાંની વ્રજ વનિતાઓના ચરણારવિન્દની રજ ક્યાં ? અને શ્રવણ કરતાં મંગલ થાય એવા દધિમન્થનના મોટા નાદ ક્યાં ?

**વિવેચન:**—હવે શ્રીહરિરાયજી કહે છે કે વ્રજની સ્ત્રીઓના ચરણકમલની રજ વ્રજમાં સ્થિત છે તે મને ક્યાંથી પ્રાપ્ત થાય ? શ્રીહરિરાયજીની વ્રજભક્તોના ચરણકમલની રજની એ વિરહ ભાવના ઉદ્ધવજીએ ભ્રમરગીતમાં ગાઈ છે.

आसामहो चरणरेणुजुषामहं स्यां । वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ।
या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा । भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम्॥

**અર્થ:**—'અરે ! હું વ્રજભક્તોની ચરણરજનું સેવન કરનારા આ વૃન્દાવનના જે ગુલ્મ, લતા અને ઓષધિ છે તેમાંનો કોઈ પણ હું થાઉં તો કેવું સારૂં ! કારણ કે વ્રજભક્તોએ, જેમનો ત્યાગ કઠિન છે એવા સ્વસમ્બન્ધી જનનો, અને વેદમાર્ગનો ત્યાગ કરી શ્રુતિઓ જેની ખોળ કરી રહી છે એવા મોક્ષદાતા પ્રભુ શ્રીકૃષ્ણની પદવીની સેવા કરી છે.

વળી પ્રાત:કાલમાં દધિમન્થનનો નાદ મંગલરૂપ છે. દશમસ્કન્ધમાં કહ્યું છે કે–

गोप्यः समुत्थाय निरूप्य दीपान् । वास्तून्समभ्यर्च्य दधीन्यमन्थयत् ॥
प्रदीप्तदीपैर्मणिभिर्विरेजू रज्जुविकर्षद्भुजकंकणस्रजः ।
चलन्नितम्बस्तनहारकुण्डलत्विष्यत्कपोलारुणकुंकुमाननाः ॥

---

(૧) કુંપળો રૂચિર એટલે સ્વાદિષ્ટ છે, છતાં વેણુનાદ એટલો બધો મધુર રસ ઉત્પન્ન કરે છે કે, સ્વાદિષ્ટ કુંપળોને ખાવાની ઇચ્છા ત્યજી દઇને પક્ષીઓ વેણુનાદના શ્રવણમાં આસક્ત થયાં છે. વેણુનાદ શ્રીકૃષ્ણ પ્રભુએ કર્યો છે અને વેદ પણ પ્રભુએ કર્યા છે તેથી વેણુનાદ વેદ તુલ્ય છે. પક્ષીઓ તેના ધ્યાનમાં છે તેથી તેમને મુનિરૂપે વર્ણવ્યા છે. એ પક્ષીઓ અન્ય સર્વ વાતનો ત્યાગ કરી વેણુનાદમાંજ નિમગ્ન થઇ રહ્યા છે.

उद्गायतीनामरविन्दलोचनं व्रजाङ्गनानां दिवमस्पृशत्ध्वनिः ।
दध्नश्च निर्मन्थनशब्दमिश्रितो । निरस्यते येन दिशाममङ्गलम् ॥

**અર્થાત્**—(ગોપીજનો પ્રાતઃકાલમાં ઉઠી, દીવા કરી, ગૃહ ભૂમિનું પૂજન કરી, દધિ મન્થન કરવા લાગ્યા. અને વલોણાની દોરીઓ ખેંચવા લાગ્યા; તે સમયે હસ્તની કંકણમાલા, નિતમ્બસ્તન, હાર તથા કુણ્ડલ ચલાયમાન થઇ રહ્યાં છે; અને કાન્તિયુક્ત ગાલ રાતા કંકુ જેવા શોભી રહ્યા છે; તેથી વ્રજભક્તો અત્યન્ત પ્રકાશક દીપક જેની પાસે મૂકેલો હોય છે એવા મણિથી પણ અધિક શોભાયમાન થઇ રહ્યા છે. તેઓ કમલનેત્રયુક્ત શ્રીકૃષ્ણનું ઉચ્ચ સ્વરે ગાન કરે છે. એ ગાનના શબ્દ અને દહિંના વલોણાનો અવાજ મિશ્રિત થઈ આકાશમાં પ્રસરવા લાગ્યો છે, કે જેથી સર્વ દિશાનું અમંગલ નિવૃત્ત થાય.' એવા ભાવમાં મગ્ન થઇ શ્રીહરિરાયજી દધિમન્થનના શબ્દની વિરહભાવના કરે છે.(૧૮)

**मूलम्ः—यमुनावालुकादेहसम्बन्धः क्व जलस्पृशिः ।**
**बहिर्मुखत्वसातत्ये तदीयत्वं च मे कुतः ॥१९॥**

**શબ્દાર્થ**:—શ્રીયમુનાજીની રેતીથી દેહનો સમ્બન્ધ ક્યાં? શ્રીયમુનાજીના જલનો સમ્બન્ધ ક્યાં? નિરન્તર બહિર્મુખતાનો ભાવ છે એટલે મને તદીયત્વ પણ ક્યાંથી સમ્ભવે? (૧૯)

**વિવેચનઃ**—શ્રીયમુનાજીની વાલુકા (રેતી) ક્યાં છે? તથા શ્રમજલના સમ્બન્ધયુક્ત એટલે પરમ લીલારસથી ઉત્પન્ન થયલા શ્રમજલના [પરસેવાના] મિશ્રણવાલું શ્રીયમુનાજીનું જલ ક્યાં છે? એવા જલ અને વાલુકા (રેતી-રમણરેતી) ના સ્વરૂપ સમ્બન્ધથી પણ અલૌકિક દેહ સિદ્ધ થાય છે. પરન્તુ તેનો સમ્બન્ધ પણ ક્યાં છે? શ્રીગુસાંઇજીએ શ્રીયમુનાષ્ટપદીમાં કહ્યું છે કેઃ— 'तव तटगतवालुकाः कदाऽहं सकलनिजाङ्गगता मुदा करिष्ये' **અર્થ**:—'આપના તટમાંની વાલુકાને હું આનન્દથી મ્હારા સકલ અંગમાં ક્યારે વ્યાપ્ત કરીશ? એ શ્લોકાનુસાર શ્રીહરિરાયજી ભાવાવિષ્ટ થાય છે, અને વિપ્રયોગ ભાવથી વ્રજની લીલાનો અનુભવ કરી દૈન્ય કરે છે કે 'હું નિરન્તર બહિર્મુખજ છું એટલે મને તદીયત્વ ક્યાંથી પ્રાપ્ત થાય? તદીયત્વ હોય તો તદીય ભગવદીયનો સંગ થાય અને ભાવ વૃદ્ધિ પામે, પણ મ્હારામાં તદીયત્વજ નથી. (૧૯)

**मूलम्ः—परमानन्ददूरस्थे चित्रं किं दुःखसन्ततौ ।**
**पोषकाऽभावतो नैव दृढः स्वाचार्यसंश्रयः ॥२०॥**

**શબ્દાર્થ**:—પરમાનન્દ (શ્રીઠાકોરજી) થી દૂર સ્થિતિ કરનારામાં દુઃખની

પરમ્પરા આવે એમાં શું આશ્ચર્ય ? (ભાવનું) પોષણ કરનારના અભાવથી નિજ આચાર્યનો દૃઢ આશ્રય પણ નથી. [૨૦]

**વિવેચનઃ**—પરમાનન્દ શ્રીગોવર્દ્ધનનાથજી, સમસ્વરૂપ, શ્રીવિઠ્ઠલનાથજી અને પોતાને માથે વિરાજ્યું હોય તે સ્વરૂપ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ સેવવાં જોઇએ. આ પુષ્ટિમાર્ગમાં પરમાનન્દરૂપ રસાત્મક શ્રીકૃષ્ણ સેવ્ય છે. પરન્તુ એવા શ્રીકૃષ્ણ મ્હારાથી દૂર છે, તેથી મ્હારા ચિત્તમાં નિરન્તર દુઃખ થાય છે. એક તો મ્હારામાં ભાવ નથી અને બીજું ભાવના પોષણકર્ત્તા પણ કોઇ પાસે નથી. તેથી શ્રીઆચાર્યજીના ચરણકમલનો દૃઢ આશ્રય થતો નથી, અને તેથી હું નિરન્તર દુઃખ પામું છું. (૨૦)

**મૂલમ્ઃ**—विषयाभिनिवेशेन प्रेक्षा न विशति प्रभौ ।
जातोऽस्मि साम्प्रतं सर्वसाधनाऽभाववानहम् ॥२१॥

**શબ્દાર્થઃ**—વિષયના અભિનિવેશથી મ્હારી જ્ઞાન દૃષ્ટિ પ્રભુમાં પ્રવેશ કરતી નથી. હવે હું સર્વ સાધનના અભાવવાળો થયો છું. [૨૧]

**વિવેચનઃ**—હું વિષયના આવેશથી ભરપૂર છું તેથી મ્હારામાં પ્રભુ પ્રવેશ કરતા નથી. સંન્યાસનિર્ણયમાં શ્રીઆચાર્યજી કહે છે કેઃ–'विषयाक्रान्तदेहानां नावेशः सर्वथा हरेः ' **અર્થઃ**—' વિષયથી આક્રાન્ત દેહવાળાના હૃદયમાં સર્વથા પ્રભુનો આવેશ થતો નથી." હું વિષયપૂર્ણ છું તેથી પ્રભુ મ્હારા હૃદયમાં પધારવાની કેમ ઇચ્છા કરે ? આ પ્રકારે હું સર્વસાધન રહિત હોવાથી, ભાવ અને ક્યાંથી સિદ્ધ થાય ? (૨૧)

**મૂલમ્ઃ**—निःसाधनत्वं भावे तु विद्यमाने प्रयोजकम् ।
तदभावे केवलं मे दोषायैव नचान्यथा ॥२२॥

**શબ્દાર્થઃ**—મ્હારામાં ભાવ વિદ્યમાન હોઇને નિઃસાધનપણું હોત તો તે પ્રયોજનવાળું (ઉપયુક્ત) થઇ શકત. પરન્તુ ભાવના અભાવને લીધે મ્હારે નિઃસાધનપણું છે તેથી એ તો કેવલ દોષને અર્થેજ છે, અન્ય કશાને અર્થે નથી.

**વિવેચનઃ**—હું ભાવ વિના નિઃસાધન થઇ બેઠો છું. સર્વ કાર્ય તથા ભગવદ્ધર્મ પણ મેં ત્યજ્યા છે. એ નિઃસાધનપણું અપ્રયોજક છે કારણ કે એનાથી કંઇ કાર્ય સિદ્ધ થતું નથી. જગત્‌માં પ્રસિદ્ધ છે કે સંસારી જીવ ભગવદ્ધર્મ કરી શકતો નથી. તે શું નિઃસાધન કહેવાઇ શકે ? તે જ પ્રકારે હું સંસારી જીવ સમાન લૌકિકાસક્તિથી પ્રભુની સેવા, સ્મરણ, સત્કર્મ ઇત્યાદિક કરતો નથી, તેથી શું હું નિઃસાધન કહેવાઈ શકું ? (નહિજ). ભગવાન્‌માં તદ્રુપ ભાવ થયા વિના સત્કાર્ય ત્યજી નિઃસાધન થવું એ તો કેવલ દોષરૂપ છે. [૨૨]

मूलम्ः—शरीरेणाप्यशक्तस्य क्रिया का वात्र सेत्स्यति ।
यथान्धो बधिरो मूको विहस्तः पङ्गुरुन्मनाः ॥२३॥

**શબ્દાર્થઃ**—જેમ અન્ધ, બધિર (બ્હેરો), મૂઢ, હસ્ત વિનાનો, પાંગળો અને ઉન્મત્ત કંઈ ક્રિયા સિદ્ધ કરતો નથી તેમ શરીરથી પણ અશક્ત હોય તેવા જીવથી અત્ર કઈ ક્રિયા સિદ્ધ થઈ શકે? [૨૩]

**વિવેચનઃ**—શરીરમાં સામર્થ્ય ન હોય તો લૌકિક વા અલૌકિક કોઈ પણ ક્રિયા બનતી નથી. તેમ ભાવ વિના સકલ સાધન જૂઠા છે. એમાં દૃષ્ટાન્ત આપે છે. કે અન્ધ શી રીતે જુએ? બહેરો શી રીતે શ્રવણ કરે? મૂંગો શી રીતે બોલે? હસ્ત વિના કઈ ક્રિયા કરે? પગ વિના કેમ ચાલી શકે? અને બાવરો શું કાર્ય કરે? તેજ પ્રકારે જે ભાવરહિત છે, લૌકિકમાં આસક્ત છે તે કયે પ્રકારે અત્યન્ત દુર્લભભાવ પ્રાપ્ત કરે? ભાવવિના પુષ્ટિમાર્ગીય ફલ સિદ્ધ થતું નથી. આ સમ્બન્ધમાં એક ભગવદીય ગાય છે કેઃ—

भज सखि भावभाविक देव
कोटि साधन करो कोऊ तोऊ न माने सेव ॥१॥
धूमकेतु कुमार मांग्यो कोन मारग प्रीति ।
पुरुषतें त्रियभाव उपज्यो सबें उलटी रीति ॥२॥
वसन भूषन पलटि पहरे भावसों संयोग ।
उलटि मुद्रा दई अंकन बरन सुधे होय ॥३॥
वेदविधिको नेम नांहीं प्रेमकी पहीचान ।
व्रजवधू वश किये मोहन सूर चतुरसुजान ॥४॥

એ પ્રકારે ભાવથી જ સર્વ સિદ્ધ થાય છે. મ્હારામાં તો ભાવનો લેશ પણ નથી તેથી કંઈ સિદ્ધ થતું નથી. (૨૩)

मूलम्ः—अकामः कामविक्षिप्तो हरिणोपेक्षितोऽधुना ।
विमृशामि सदा स्वान्ते का गतिर्मे भविष्यति ॥२४॥

**શબ્દાર્થઃ**—ભગવદ્ધર્મની કામનાથી રહિત છું અને લૌકિક કામનાથી વિક્ષિપ્ત છું. હમણા હરિએ મ્હારી ઉપેક્ષા કરી છે એટલે સદા મનમાં એમ વિચાર કરૂં છું કે મ્હારી શી ગતિ થશે? (૨૪)

**વિવેચનઃ**—ભગવત્કામના એટલે નાના પ્રકારના સેવા-સમ્બન્ધી મનોરથથી રહિત છું! મ્હારૂં મન પ્રભુ સેવામાં એક ક્ષણ પણ આસક્ત થતું નથી;

પણ લૌકિક કામના વિષયાદિક તથા દેહના ભરણપોષણ સમ્બન્ધી કામનાઓથી ગ્રસિત છું! તેથી હરિ શ્રીકૃષ્ણે મ્હારી ઉપેક્ષા કરી છે તે મ્હારી સુધ( ચિન્તા–સંભાળ ) લેતા નથી! હું મહાદોષનો સમુદ્ર છું તેથી તેમણે મ્હારો ત્યાગ કર્યો છે! હવે હું ક્યાં જાઉં અને શું કરૂં? હવે મ્હારી શી ગતિ થશે?

મૂલશ્લોકને અનુસરે નહિ એવો ઇર્ષાભાવનો અર્થ વિવેચનમાં કેટલાક ગ્રન્થમાં ઉપલબ્ધ થાય છે:—

એક દોષ મ્હારામાં સર્વોપરિ છે, તેથી ભગવદીયજનો ઇર્ષ્યા રહિત હોય છે. જેમ બિભીષણને રાવણે પગથી લાત મારી તો પણ વિભીષણે તો વિનતિ કરીને સારી જ વાત કહી; અને કૃષ્ણદાસે શ્રીગુસાંઇજીનાં દર્શન બન્ધ કર્યાં તો પણ શ્રીગુસાંઇજીએ તો એમનું ભલું જ કર્યું તેવી રીતે સન્તોએ કરવું જોઇએ અને તેમ કરે તો પ્રભુ સન્તુષ્ટ થાય. પણ હું તો અષ્ટ પ્રહર ભગવદીયની ઇર્ષ્યામાં જ તત્પર છું તેથી મ્હારો ત્યાગ પ્રભુએ કર્યો છે.

**मूलम्:—विरक्तवेषिणास्माकमधिकारकृता पुनः ।**
**कृतं युवतिवश्येन कर्मानुचितमीदृशम् ॥२५॥**
**कस्याश्चित्सूरतिग्राम विधवायाश्च सङ्गमात् ।**
**दुष्टेन स्थापितो गर्भः पातितश्च तथैषधात् ॥२६॥**

**શબ્દાર્થ:**—અમારા અધિકારી, જેણે વિરક્ત વેષ ધારણ કર્યો છે, તેણે પુનઃ યુવતિ (યુવાન સ્ત્રી)ને વશ થઇને એક અનુચિત કાર્ય કર્યું છે! એ દુષ્ટે સુરત નામના ગામમાં કોઇક વિધવાના સમાગમમાં આવીને ગર્ભ સ્થાપિત કર્યો અને તે ગર્ભને ઔષધથી પાડયો!

શ્રીહરિરાયજી જેવા અલૌકિક, ભગવત્પરાયણ તેમજ નિવૃત્ત અને સદ્વૃત્તિથી પૂર્ણ એવા ગોસ્વામી મહારાજશ્રી પણ પ્રવાસમાં દુષ્ટ જીવના દુષ્ટ કાર્યોનું નિરીક્ષણ કરી ખેદપૂર્વક આ વૃત્તાન્ત પત્રમાં જણાવે છે. એમના પર પણ દુષ્ટ અધિકારીના સમ્બન્ધ માત્રથી આપત્તિ આવે છે અને તે નિવૃત્ત થાય છે! પત્રમાં આ વૃત્તાન્ત લખીને, શ્રીહરિરાયજી એમ સૂચન કરે છે કે 'સંગ કરો તો તે બહુ વિચારીને કરજો! બહારથી વૈરાગ્યનો ઢોંગ જીવો કરે છે અને અન્દરથી કપટી હોય છે! બહાર વૈરાગ્યયુક્ત ધર્મિષ્ઠ દેખાશે પણ ભીતરથી વ્યભિચાર કરતા હશે–લૌકિક વિષયમાં અનુચિત આચરણ કરતા હશે–ધર્મ વિરૂદ્ધ કામમાં લપટાયલા હશે! એવા બહારથી ધર્મનો દેખાવ કરનારા લોકોથી બહુ સાવધ રહેજો!.

અધિકારી વિરક્ત થઇને પણ પાછળથી યુવતિની જાળમાં ફસાયો! તેથી વિરક્ત થઇને પુનઃ સ્ત્રીને વશ ન થવું એમ બોધ લેવાનો છે.

**વિવેચન:**—મ્હારા હૃદયમાં ભગવદ્ધર્મ સમ્બન્ધી દુઃખ તો બહુ છે જ! તેમાં વળી એક લૌકિક દુઃખ આવી પડયું તે વર્ણવે છે. વિરક્ત વેશી એવો એક મ્હારો અધિકારી છે, જેની જગતમાં બહુ ખ્યાતિ છે! મ્હેં એનો કૃપા-

પાત્ર જાણી સંગ કર્યો, અને પાસે રાખ્યો! એ અધિકારી સ્ત્રીને વશ થયો! આ કલિયુગમાં સ્ત્રી એક મોહિની છે, અને તે ધીરજ, જ્ઞાન તથા વિવેકાદિ સર્વને ઢાંકી દે છે. અધિકારી થઇને સ્ત્રી વશ થવામાં અયોગ્ય કાર્યનું તેણે આચરણ કર્યું. એ કાર્યથી એના હૃદયમાં કામ વધી ગયો અને દિવસ જતાં એક દિવસ સૂરતગામમાં એક વિધવાના સમ્બન્ધમાં આવવા લાગ્યો. કોઈ આ વાત જાણતું ન હતું. તે વિધવા સ્ત્રીને ગર્ભ રહ્યો. તેથી એ સ્ત્રી તથા અધિકારી એ ઉભય મનમાં મહા દુઃખ પામવા લાગ્યા કે 'હવે શું થશે?' પછી તેમણે અનેક ઓષધ–ઉપચાર કરી ગર્ભને પાડયો. આ વાત સર્વત્ર પ્રસિદ્ધ થઈ!

**મૂલમ્:–मरणं चोभयोर्मध्ये कस्यचित्स्यान्न संशयः ।**
**यत्नेन [illegible]माजिन्नाम्ना म[illegible]पत्तिर्[illegible]रिता ॥२७॥**

શબ્દાર્થ:—એમાંથી એકનું પણ મરણ થાત એમાં સંશય ન હતો. પ્રેમજી નામના વૈષ્ણવે યત્ન કરીને મ્હારી આપત્તિ નિવૃત્ત કરી. (૨૭)

વિવેચનઃ—ઓષધ આપીને ગર્ભ પાડયો તે મૃત થઇને પડયો! રાજયના હાકેમને ખબર પડી એટલે નિઃસંશય મૃત્યુસમાન દુઃખ થયું! એમાં પ્રેમજી નામનો વૈષ્ણવ મ્હારા સંગમાં હતો તેણે અનેક પ્રયત્નો કરી રાજ્યદ્વારનું સમાધાન કર્યું અને મ્હારી આપત્તિ નિવૃત્ત કરી છે તે જાણશો. (૨૭)

**મૂલમ્:–विश्वासः कस्य [illegible]व्य इति खिन्नं मनो मम ।**
**गृहकार्यं न [illegible]लते म[illegible]ष्याणामभावतः ॥२८॥**

શબ્દાર્થ:—હવે કોનો વિશ્વાસ કરવો? એ વિચારથી મ્હારૂં મન ખિન્ન થયું છે, અને મનુષ્ય વિના ગૃહનું કાર્ય ચાલતું નથી. [૨૮]

વિવેચનઃ—આવી વાર્ત્તા બનેલી જોઇને હવે કોનો વિશ્વાસ કરવો? લૌકિક સમ્બન્ધથી દૂર રહેવાને અર્થે ગૃહસ્થને ત્યજી, વિરક્ત અને પ્રામાણિક વૈષ્ણવને સાથે લીધો તો તેની પણ આવી ગતિ થઈ! ત્યારે હવે પાસે કોને રાખવો? વિશ્વાસ કોનો કરવો. એવો મનુષ્ય મલતો નથી એ મહાદુઃખ છે. પરદેશમાં જાણીતો મનુષ્ય જોઇએ પણ તેનો અભાવ છે. વિશ્વાસ કોઈ પર આવતો નથી અને તેથી સુખ થતું નથી. (૨૮)

**મૂલમ્:–अन्तः स्निग्धोऽपि कार्ये तु मदापा[illegible]तः सदा ।**
**प्रायशः [illegible]जिनामा [illegible]तोऽसौ विर[illegible] ॥२९॥**

શબ્દાર્થ:—પ્રેમજી નામનો વૈષ્ણવ અન્તઃકરણથી સ્નેહયુક્ત છે તો પણ કાર્યમાં તો મ્હારા દોષની અનુસ્મૃતિને લીધે સદા વિરક્ત જેવો રહે છે. (૨૯)

**વિવેચનઃ**—અત્રે મ્હારો-પરમ સ્નેહી એક પ્રેમજી છે કે જેણે લૌકિક કાર્યોમાં વા અલૌકિક કાર્યોમાં કોઈ પ્રકારે અમારી લૌકિક વૈદિક ક્રિયા જોઈ છે, અને તેથી એના મનમાં અમારા દોષની સ્વરૂપ પણ વિસ્મૃતિ થતી નથી. તોપણ તે ઘણું કરીને સર્વ તરફથી મ્હારે વિષે દૃઢ ભાવ રાખે છે એ કેવલ વિરક્ત જેવો રહેછે. યથાશક્તિ મ્હારી ટહેલ ઉઠાવે છે અને લૌકિકથી ન્યારો રહે છે, તે ગૃહસ્થ પણ શાસ્ત્રમાં જેવા વિરક્તના ધર્મો કહ્યા છે તેવા વિરક્ત રહે છે અને તેથી એના સંગમાં મ્હારૂં મન ઠેકાણે રહે છે. (૨૯)

**મૂલમ્ઃ—**चाल्ठिं यतते तस्माल्लेख्या बहु समा[illegible]तिः ।
क्षान्तोऽपराधः सर्वोऽपि मृषा क्रोधवशस्ततः ॥३०॥

**શબ્દાર્થઃ**—સર્વ અપરાધ[1] સહન કર્યો તેથી મિથ્યા ક્રોધને વશ થયલો પ્રેમજી જતા રહેવાનો યત્ન કરે છે, તેથી તેનું સમાધાન થાય એવું લખજો. [૩૦]

**વિવેચનઃ**—એ પ્રેમજી[2] હવે મ્હારી પાસેથી જવાનો વિચાર કરે છે. તો હવે હું કયે પ્રકારે નિર્વાહ કરીશ તેથી તમે કંઈક સમાધાન પત્ર લખો. હું મ્હારૂં દુઃખ તમને લખું છું. અપરાધ સહ્યો છે તેથી તે મિથ્યા ક્રોધને વશ થયો છે, પણ તાદૃશીયજનોને એવો ક્રોધ ન હોવો જોઈએ; કારણકે ક્રોધ ભગવદ્ધર્મમાં બાધક છે. ક્રોધથી ભગવદાવેશ દૂર થાય છે.

**મૂલમ્ઃ—**इदानीं तु कृपा पूर्ववदस्[illegible]तिभयोज्झितैः ।
भवद्भिः सर्वथा लेख्यं पत्रं सर्वैः पृथक् पृथक् ॥३१॥

**શબ્દાર્થઃ**—હવે તો પ્રથમની માફક કૃપા છે તેથી ભયરહિત થઇ તમારે સર્વેએ ભિન્ન ભિન્ન પત્રો લખવા જોઇએ. [૩૧]

**વિવેચનઃ**—હવે તો પ્રથમ જેવી કૃપા રાખતા હતા તેવી કૃપા છે. તેથી અમારા ઉપર સ્નેહ રાખી તમારે ભયથી નિવૃત્ત થઇ પત્રો લખવા. કારણ કે અમે પરદેશમાં છીએ. તેથી પાસે મનુષ્યો તો જોઇએ અને જાણીતો મનુષ્ય

---

૧. વિરક્ત (એવા અધિકારી)નો (વ્યભિચારરૂપ) દોષ સહન કર્યો તેથી પ્રેમજીના મનમાં એવું આવ્યું કે આવો અપરાધ કેમ સહન કર્યો ? અને તેથી તે મિથ્યા ક્રોધને વશ થયો છે.

૨. કોઇ એવું સમાધાન આપે છે કે-દુષ્ટ-અધિકારી તે પ્રેમજી જ હતો, અને પ્રેમજીને શ્રીહરિરાયજીએ ઠપકો આપ્યો તેથી તે ક્રોધ વશ થઇને જતા રહેવાનો વિચાર કરતો હતો. ત્યારે શ્રીહરિરાયજીને એમ લાગ્યું કે એના વિના લૌકિક કાર્યો કોણ કરશે ? અને તેથી સમાધાન પત્ર લખાવવાનું લખે છે—પણ આ સમાધાન કલ્પિત લાગે છે. વ્રજવાસીના લખેલા નાના મોટા પુસ્તકોમાં પ્રાપ્ય નથી. તેમજ આસ્પરસ શ્લોકની સંગતિમાં ઘટતું નથી.

ચાલ્યો જાય તો બીજો રાખવો પડે. તેથી એના ચિત્તના સમાધાન અર્થે ભિન્ન ભિન્ન પત્રો લખશો. (૩૧)

આ શ્લોકને બદલે કેટલાંક પુસ્તકોમાં નીચે પ્રમાણે શ્લોક છે:-

इदानीं तु कृता (कृपा) पूर्वमनोवृत्तिस्तु सर्वथा ।
तस्मात्वाञ्छितैः सर्वैः पत्रं लेख्यं पृथक् पृथक् ॥

અર્થ:—હવે તો પૂર્વની મનોવૃત્તિ તથા કૃપાપૂર્વક મનોવૃત્તિ સર્વથા કરી છે, તેથી ભયરહિત થઈ તમે સર્વે ભિન્ન ભિન્ન પત્રો લખશો. એટલે કે સૂરતનો વૃત્તાન્ત થયા પ્રથમ જેવી વૃત્તિ હતી તેવી વૃત્તિ કરી છે, તેથી પત્ર આવશે કે તરત વૃત્તિ સ્થિર થશે.

मूलम्:—अतिप्रशंसया चित्तं यथा तस्य स्थिरं भवेत् ।
मुखरोऽपि समीचीनो मुख्यदोषविवर्जितः ॥३२॥

શબ્દાર્થ:—જે પ્રકારે એનું ચિત્ત સ્થિર થાય તેમ અતિ પ્રશંસાથી (એના પર પત્ર લખશો). કારણકે એ મુખર (બહુ બોલનારો) છે, તો પણ એ મુખ્ય દોષ (અવિશ્વાસ તથા અન્યાશ્રય)થી વિશેષતઃ રહિત છે એટલું સારૂં છે. (૩૨)

આ શ્લોક તથા ઉપરના તેમજ હવે પછીના શ્લોકના વિવેચનમાં વ્રજવાસીના લિખિત પુસ્તકોમાં મૂલથી વિરૂદ્ધ કેટલુંક લખાણુ છે. તે અત્રે છોડી દીધું છે.

मूलम्:—वैद्यकेन गृहेऽस्माकं विशेषपरितोषणात् ।
भवत्सङ्गात्कन्दुकवत्पतितः पुनरुत्थितः ॥३३॥
विशेषः प्रेमजित्पत्राद्बोध्यः ॥

શબ્દાર્થ:—તમારા સંગથી વૈદક વડે આપણા ગૃહમાં વિશેષ સન્તોષ છે, તેથી દડાની પેઠે પડેલો તે પાછો ઉઠયો છે. [૩૩] વિશેષ સમાચાર પ્રેમજીના પત્રથી જાણવા.

વિવેચન:—એ આપણા ગૃહમાં વૈદ્ય છે. સર્વ રોગના ઓષધ જાણે છે. તેથી આપણા ગૃહમાં ઉપયોગી છે. જેમ દડો પડે છે અને પાછો ઉંચે જાય છે, (તેમ એ વિરક્ત પડયો છે અને પાછે. વૈદક વડે ઉઠયો. એ ફલ તમારા સત્સંગનું છે.) વિશેષ સમાચાર પ્રેમજીના પત્રથી જાણશો. (૩૩)

इति श्रीहरिरायजीविरचितं चत्वारिंशत्तमं शिक्षापत्रं
श्रीगोपेश्वरजीकृत टीकानुवादसहितं समाप्तम् ॥४०॥

# શિક્ષાપત્ર ૪૧ મું.

ઉદ્દેશઃ—આ એક ચત્વારિંશત્તમ શિક્ષાપત્રમાં પ્રભુની સેવામાં જે ઉપયુક્ત હોય એવું લૌકિક કાર્ય ભગવદીયોએ કરવું, ભગવાનમાં શુદ્ધભાવ રાખવો લૌકિકમાં દ્રવ્યનો જેટલો આવશ્યક હોય તેટલો જ વિનિયોગ કરવો. આ માર્ગમાં સેવા જ સાધન અને સેવા જ ફલ છે. આ જન્મમાં જે તનુજા અને વિત્તજા સેવા થાય છે તે ઐહિક ફલ છે અને અલૌકિક દેહથી જે સેવા થાય તે પારલૌકિક ફલ છે. તે અર્થે સત્સંગ કરવો પ્રભુના દર્શનાદિક વિષે આર્તિ રાખવી. તદીયોની ચિન્તા શ્રીહરિ જ કરે છે તો પણ જે ચિન્તા કરે છે તે મૂર્ખ છે. તેથી શ્રીઆચાર્યજીના સેવકોને મ્હેં જે શિક્ષા લખી છે તે પ્રમાણે વર્ત્તન કરી પ્રભુની સેવા કરવાથી નિશ્ચય સર્વ સિદ્ધ થાય છે. એવું નિરૂપણ છે. આ પત્રમાં શ્રીહરિરાયજી સકલ પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત નિરૂપણ કરે છે, જે સમસ્ત પુષ્ટિમાર્ગીય ભગવદીયોએ ધારણ કરવા યોગ્ય છે.

**मूलम्ः—लौकिकं सकलं कार्यं प्रभुसेवोपयोजनात् ।**
**परं सर्वत्र पूर्वं हि प्रभुश्चिन्त्यो न लौकिकम् ॥१॥**
**न रोचते हरेः स्वानां लौकिकासक्तियुङ्मनः ।**
**तदोपेक्षावशात्तस्य न सिद्ध्यत्यपि लौकिकम् ॥२॥**

**શબ્દાર્થઃ**—સકલ લૌકિક કાર્ય પ્રભુ સેવામાં ઉપયુક્ત થાય એ ઉદ્દેશથી કરવું. પરન્તુ સર્વત્ર સર્વ કાર્યમાં પ્રથમ પ્રભુનુંજ ચિન્તન કરવું, લૌકિકનું ચિન્તન ન કરવું. કારણ કે હરિને સ્વકીય ભક્તોનું મન લૌકિકમાં આસક્ત થાય એ રૂચતું નથી, અને હરિની ઉપેક્ષા થાય તો તેનું લૌકિક કાર્ય પણ સિદ્ધ થતું નથી (૧–૨)

**વિવેચનઃ**—શ્રીહરિરાયજી હવે પુષ્ટિમાર્ગીય ધર્મનું નિરૂપણ કરે છે. જેટલું લૌકિક કાર્ય હોય તે સર્વનો ભગવદીયજનોએ પ્રભુસેવામાં ઉપયોગ કરવો—એ સર્વોપરિ મુખ્ય ધર્મ છે. ગૃહ પણ ભગવત્સેવામાં ઉપયોગી છે તેથી તેની અપેક્ષા રાખવી. તેમજ દેહસમ્બન્ધી કુટુંબ, ઇન્દ્રિયાદિ સર્વનો વ્યવહાર પણ ભગવત્સેવામાં ઉપયુક્ત હોય તો જ રાખવો. જે કશામાં સ્નેહ રાખવો તે એવા ઉદ્દેશથી કે તે ભગવત્સેવામાં અનુકૂલ થઇ પડે એમ છે તેથી એમાં સ્નેહ રખાય છે. સ્ત્રીનો સંગ પણ એવા ઉદ્દેશથી કરવો કે કૃષ્ણભક્ત પુત્ર પ્રાપ્ત થાય નિરોધ લક્ષણમાં શ્રી આચાર્યજી કહે છે કે 'पुत्रे कृष्णप्रिये रतिः'

(ભગવદ્દભક્ત—કૃષ્ણભક્ત પુત્રમાં સ્નેહ રાખવો.) જે કોઈ ભગવદ્ધર્મમાં પ્રતિબન્ધ કરે તેનો ત્યાગ કરવો, અને જે તેમાં અનુકૂલ હોય તેનો સંગ્રહ કરવો. જ્યાં જ્યાં મનની વૃત્તિ દોડે, જે જે શ્રવણ કરવામાં આવે અને જે જે જોવામાં આવે તે તે સર્વ પ્રભુની લીલા છે એમ જાણવું. આ સકલ જગત્ તેમની ક્રીડાનું સ્થાન છે. એમ જાણવું. પોતાના પ્રભુનું ચિન્તન કરવું અને મનમાં લૌકિક ન વિચારવું. ત્યારે પ્રભુ પ્રસન્ન થાય. અત્ર કોઇ શંકા કરે કે 'લૌકિક તો અતિ પ્રબલ છે અને એ લૌકિક કર્યા વિના ચાલતું નથી. તેથી લૌકિક સમય લૌકિક કરવું અને ભગવત્સેવાને સમયે ભગવત્સેવા કરવી તો નિર્વાહ થઇ શકે. પ્રભુ તો કૃપાલુ છે જે સ્વલ્પ (સેવા) થઈ આવે તેનાથી પણ બહુ માની લે છે. તેથી સર્વ લૌકિક ત્યજવાનું શું પ્રયોજન છે?'

આ પ્રકારની શંકાનું સમાધાન દ્વિતીય શ્લોકથી કહે છે કે 'પોતાના ભક્તો લૌકિક કાર્ય કરે એ પ્રભુને સોહાતું નથી, ત્યારે પ્રભુ ઉપેક્ષા કરે છે, ઉદાસ થઇ જાય છે. *પ્રભુને ત્યજી ભક્ત લૌકિકમાં આસક્ત થાય તો તે કાર્ય જ પ્રભુ સિદ્ધ કરતા નથી. નાના પ્રકારનું દુઃખ ઉદ્ભવે છે. તેથી મનને સર્વથા લૌકિકમાં આસક્ત ન કરવું. નિરન્તર પ્રભુસેવામાં જ તત્પર રાખવું.

**મૂલમ્ઃ—शुद्धभावः प्रभौ स्थाप्यो न चातुर्यं प्रयोजकः ।**
**अन्तर्यामी समस्तानां भावं जानाति मानसम् ॥३॥**

**શબ્દાર્થ:**—શુદ્ધભાવ પ્રભુમાં સ્થાપન કરવો જોઇએ. ચાતુર્ય પ્રયોજક નથી. સમસ્ત જીવના અન્તર્યામી એવા પ્રભુ મનમાં રહ્યા ભાવને જાણે છે. (૩)

**વિવેચનઃ**—પ્રભુસમ્બન્ધી કાર્યમાં શુદ્ધ ભાવ સ્થાપવો. એ કાર્ય સદા એક રસ પ્રીતિપૂર્વક કરવા જોઇએ. કોઇને દેખાડવાને કરવાના નથી. કોઈ વૈષ્ણવ આવે ત્યારે તેને દેખાડવાને અનેક ચતુરાઇથી શ્રૃંગાર કરવા, જપ, પાઠાદિ ભલી ભલી વાર્ત્તા કરવી અને સાધારણ દિવસે કોઈ ન આવે ત્યારે તેમ ન કરવું—એ સર્વ ચાતુર્ય છે. એવું ચાતુર્ય નિરર્થક છે. શ્રી ગુસાંઈજી જ્યારે આગ્રા પધાર્યા ત્યારે તેમણે પ્રથમથી જ એક વૈષ્ણવને મોકલ્યો હતો. તે વૈષ્ણવ ગયો ત્યારે તેના દેખતાં ત્યાંના વૈષ્ણવે પોતાના ગૃહની સેવા ચાતુ-

---

*સેવામાં ઉદ્વેગાદિ પ્રતિબન્ધની વાત મૂલને અનુસરતી નથી. છતાં કેટલાંક પુસ્તકોમાં નીચે પ્રમાણે ઉપલબ્ધ થાય છે.—સેવાફલમાં શ્રીઆચાર્યજી કહે છે કે "**सेवायां प्रतिबन्धकत्रयम्—उद्वेगः प्रतिबन्धो वा भोगो वा स्यात्तु बाधकः—बाधकानां परित्यागे भोगेऽप्येकं तथा परम् ॥** અર્થ:—સેવામાં ત્રણ પ્રતિબન્ધક છે, ઉદ્વેગ, પ્રતિબન્ધ અને ભોગ." એ સર્વનું મૂલ દેહસમ્બન્ધી ભોગ છે. તેથી ખાનપાન, વિષય ઇન્દ્રિયોનું સુખ વિગેરે જો ઇચ્છે નહિ તો જ ભગવત્સેવા સારી રીતે થઇ શકે."

થંથી કરી. શ્રીગુસાંઈજીએ જ્યારે એ વાત જાણી ત્યારે પોતે કહ્યું કે એ સર્વ ખાલી ઢોંગ છે. તેથી એવી ચતુરાઈ નીષ્ફળ છે. કવચિત્ પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય પણ તેવી પ્રતિષ્ઠાથી ઉલટો ભગવદ્ભાવ નાશ પામે છે. પ્રભુ અન્તર્યામી છે તેથી સર્વના હૃદયની વાત જાણે છે. તેમના આગળ કશું કપટ ચાલી શકતું નથી વિવેક ધૈર્યાશ્રય ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું છે કે 'सर्वत्र तस्य सर्वं हि सर्व सामर्थ्यमेव च' અર્થઃ—સર્વત્ર તેનું સર્વજ છે અને તે સર્વપ્રકારના સામર્થ્યયુક્ત છે. જેવા ભાવની સેવા તેવું તેનું ફલ છે. તેથી લોભપૂર્વક કે પ્રતિષ્ઠાને અર્થે કપટ સંયુક્ત સેવા કદાપિ ન કરવી. પુષ્ટિમાર્ગની રીતિથી જેટલી મર્યાદારીતિ બન્ધાઈ છે તે રીતિપૂર્વક જ સેવા કરવી અને લૌકિક વૈદિકની કાંઇ કામના મનમાં રાખવી નહિ. (૩)

## मूलम्:—शुद्धभावे तदीयं तु लौकिकं साधयत्स्वयं ।
## तत्साधितमविघ्नं सर्वं सिध्यति नान्यथा ॥४॥

**શબ્દાર્થ:**—શુદ્ધભાવ હોય તો તેનું લૌકિક તો (પ્રભુ) પોતેજ સિદ્ધ કરે છે. અને પ્રભુનું સિદ્ધ કરેલું તો વિઘ્ન વિના સિદ્ધ થાય છે, અન્યથા થતું નથી. (૪)

કોઈ કહેશે કે "પ્રભુમાં શુદ્ધ ભાવ રાખી સર્વ પ્રભુને નિવેદન કરે તો પછી લૌકિક દ્રવ્યાદિ વિના સેવા શી રીતે કરી શકાય? તો તે સન્દેહ નિવૃત્ત કરે છે.

**વિવેચનઃ**—જે વૈષ્ણવ શુદ્ધ ભાવથી પ્રભુમાં મન આસક્ત કરવા તત્પર થાય છે તેનો શુદ્ધ ભાવ જોઈ પ્રભુ તેનું લૌકિક વૈદિક સવ કાર્ય સિદ્ધ કરે છે. સન્તદાસની વાર્તામાં પ્રસિદ્ધ જ છે કે વીશ ટકાની પુંજીમાં પ્રભુ તેનું સર્વકાર્ય સિદ્ધ કરતા હતા. વળી પદ્મનાભદાસજીના છોલામાં પ્રભુ સકલ પદાર્થ સિદ્ધ કરતા. જો એમ સન્દેહ થાય કે લૌકિક વૈદિકવાળા લોકો શુદ્ધભાવમાં વિઘ્ન કરે તો શું કરવું તો સમાધાન કરે છે કે શ્રીઆચાર્યજીનું ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં વચન છે કે જે જીવ સેવા અથવા કથામાં આસક્ત છે તેનો નાશ કદાપિ, કુત્રાપિ યાવજ્જીવમ્ થતો નથી:—

सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।
यावज्जीवं तस्य नाशो नक्वाऽपीति मतिर्मम ॥१॥
बाधसम्भावनायां तु नैकान्ते वास इष्यते ।
हरिस्तु सर्वतो रक्षां करिष्यति न संशयः ॥२॥

**અર્થ:**—જેની સેવા અથવા કથામાં દૃઢ આસક્તિ થાય છે તેનો નાશ જ્યાં સુધી તે જીવે છે ત્યાં સુધી કોઈ પણ સ્થલે થતો નથી, એવી મ્હારી મતિ છે.

એકાન્તમાં રહેવાથી બાધ થાય એવો સમ્ભવ હોય એકાન્તવાસ ઇષ્ટ નથી પ્રભુ સર્વતઃ રક્ષા કરશે એમાં સંશય નથી. (૨)

આ પ્રકારે અન્ય સર્વ સ્થલેથી મનને ખેંચી પ્રભુસેવામાં અથવા કથામાં આસક્ત કરવું એવા ભક્તની પ્રભુ સર્વતઃ રક્ષા કરે છે. જેમકે અમ્બરીષ રાજાની દુર્વાસાના શાપમાંથી રક્ષા કરી.

આમ છે તેથી પ્રભુના ધર્મમાં મન લગાડી તત્પર રહેવાથી પ્રભુ નિર્વિઘ્નતાથી સર્વ સિદ્ધ કરે છે, અન્યથા તેમ કરતા નથી. અન્યથા વર્ત્તન રાખવાથી નિર્વિઘ્ને કાર્ય સિદ્ધ થતું નથી, તેથી આ લોક તથા પરલોકમાં એક પ્રભુ જ મિત્ર છે એમ જ્ઞાન રાખવું જોઇએ. [૪]

**મૂલમ્ઃ—आवश्यको हि कर्त्तव्यस्तयैलौकिक व्ययः ।**
**अनासक्तौ लौकिकं तु वर्द्धते न च बाधते ॥५॥**

**શબ્દાર્થઃ**—તદીયોએ જેટલો આવશ્યક હોય તેટલો જ લૌકિકમાં વ્યય કરવો. આસક્તિ ન હોય તો લૌકિક તા વધે છે બાધ કરતું નથી. (૫)

**વિવેચનઃ**—મુખ્ય વાત તો એ છે કે લૌકિક કરવું નહિ પણ જો તે છૂટે એવું ન હોય તો આવશ્યક હોય એટલું જ લૌકિક કરવું અને તેમાં આસક્ત થવું નહિ. મનની આસક્તિ એ જ બાધક છે. આસક્તિ વિના લૌકિક ગમે તેટલું વધે તો પણ તે બાધક થતું નથી. શ્રી આચાર્યજી મહાપ્રભુજી નિબન્ધમાં કહે છેઃ—

**गृहं सर्वात्मना त्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते ।**
**कृष्णार्थं तत्प्रयुञ्जीत कृष्णः संसारमोचकः ॥**

**અર્થઃ**—'સર્વાત્મ[૧]થી ગૃહ ત્યજવા યોગ્ય છે. જો ત્યાગ કરવાનું સામર્થ્ય ન હોય તો એ ગૃહને શ્રીકૃષ્ણને અર્થે [વાપરવું] પ્રયોજવું; કારણ કે શ્રીકૃષ્ણ[૨] સંસારમાંથી મુક્ત કરાવનાર છે.' વળી ભક્તિવર્દ્ધિની ગ્રન્થમાં વચન છે.

**अव्यावृत्तो भजेत्कृष्णं पूजया श्रवणादिभिः ।**
**व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत् सदा ॥**

**અર્થઃ**—'અવ્યાવૃત્ત થઇ સેવાથી તથા શ્રવણાદિથી શ્રીકૃષ્ણને ભજવા. વ્યાવૃત્ત હોય તો પણ હરિમાં અને શ્રવણાદિમાં ચિત્ત પરોવવા સદા યત્ન કરવો.'

---

૧. દેહ, ઇન્દ્રિય, મન વિગેરે સર્વ ગૃહથી ન્યારૂં થઇ જાય એવો ત્યાગ તે સર્વાત્મભાવે કરીને થયેલો ત્યાગ કહેવાય છે.

૨. જ્યાં અહન્તામમતા હોય ત્યાં સંસાર સમજવો. ગૃહ, દાર, પુત્ર, વિત્ત, આપ્ત દેહ, ઇન્દ્રિય, અન્તઃકરણ, આ લોક તથા પરલોક ઇત્યાદિ સર્વ શ્રીકૃષ્ણને નિવેદન કરવાથી પોતાની અહન્તામમતા છૂટે છે એટલે સંસારમાંથી મુક્તિ મળી સમજવી.

આ વચનાનુસાર તીવ્ર વૈરાગ્ય થાય તો સર્વત્યાગપૂર્વક પ્રભુનું ભજન કરવું અને ત્યાગ ન થઈ શકે તો સર્વ ગૃહ શ્રીકૃષ્ણ સેવાર્થે વનિયોજવું વ્યાવૃત્તિસહિત થવાય તો તે સર્વથી ઉત્તમ છે. પરન્તુ તેમ ન થાય તો એવી વ્યાવૃત્તિ કરવી કે જેથી નિરન્તર હરિમાં ચિત્ત રહે. આ પ્રકારે રહેવાથી બાધ થતો નથી.

**मूलम्:—अन्यथा वृद्धमप्यत[illegible]घते तदु[illegible] ॥६॥**
**[illegible]ष्णसे[illegible] मुख्यं चेतो निधीयता[illegible] ।**
**अन्यत्त[illegible]पयोगित्वात्क्रियतां न तु मुख्यतः ॥७॥**

**શબ્દાર્થ:**—ઉપર કહ્યું તેમ ન કરે તો લૌકિક જો કે વધી ગયું હોય તો પણ પ્રભુની ઉપેક્ષાને લીધે બાધ આવે, તેથી શ્રીકૃષ્ણની સેવારૂપી મુખ્ય વિષયમાં ચિત્તને સ્થાપવું અને બીજું સેવામાં ઉપયોગી થાય છે તેથી કરવું, પણ મુખ્યતાથી ન કરવું. (૬–૭)

**વિવેચન:**—લૌકિક વૈદિકમાં ચિત્ત બહુ વધે તો પણ પ્રભુ તો અન્તઃકરણમાં બિરાજે છે પરન્તુ લૌકિકમાં આસક્તિ જોઇ ઉપેક્ષાથી ઉદાસીન થઈ જાય છે. સંન્યાસનિર્ણય ગ્રન્થમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ કહ્યું છે કે:— ‘विषयाक्रान्तदेहानां नावेशः सर्वथा हरेः’ **અર્થ:**–વિષયથી આક્રાન્ત થયલા દેહમાં સર્વથા હરિનો આવેશ થતો નથી. અથવા જ્યારે દેહના મન તથા ઇન્દ્રિયોની આસક્તિ વિષયમાં થઈ છે એમ પ્રભુ જુએ છે ત્યારે પોતાનો ભગદ્ભાવરૂપ રસનો આવેશ ત્યાંથી ખેંચી લે છે. જીવને કેવલ લૌકિક આસક્તિ હોય ત્યારે પ્રભુ ઉપેક્ષા વડે તેનો ત્યાગ કરે છે. તેથી કોઇ પણ પ્રકારે મનને લૌકિક વિષયમાં આસક્ત કરવું નહિ. પ્રભુની સેવા સમ્બન્ધી અમુક કાર્ય છે એમ જાણી તે કરવું. પ્રભુ સમ્બન્ધી વિષય ધારણ કરવો કે અમુક ઉત્સવમાં પ્રભુને અમુક વસ્તુ ઇષ્ટ છે તો તે પ્રાપ્ત કરવા યત્ન કરવો. અમુક સામગ્રી પ્રભુ આરોગે તો સારૂં, અમુક વાગા, વસ્ત્ર, આભૂષણાદિનો પ્રભુમાં વિનિયોગ થાય તો સારૂં એમ જે પ્રકારે હરિ વિષયક રાગ થાય તેમ કરવું. કથા પણ એવી શ્રવણ કરવી કે જેથી લૌકિકમાં વૈરાગ્ય દઢ થાય અને પ્રભુના ધર્મમાં અનુરાગ દઢ થાય. આ પ્રકારે કૃષ્ણસેવાર્થે ચિત્તમાં વિષયનો આવેશ થાય એ જ સર્વોપરિ મુખ્ય ફલ છે. સકલ પદાર્થ પ્રભુના જ જાણવા. આપણી (જીવોની) સત્તા કંઈ માનવી નહિ. સેવાર્થે પ્રભુની પ્રસાદી દાસ ધર્મ જાણીને લેવી. પણ તેને પોતાના શરીરના ભોગરૂપ ન જાણવી એ જ ઉત્તમ ભગવદીયનાં લક્ષણ છે. [૬–૭]

**मूलम्ः—सेवैव साधनं सेवा फलमैहिकमत्र सा ।**
**सेवाऽलौकिकदेहेन सम्भवेत् पारलौकिकः ॥८॥**

**શબ્દાર્થ:**—સેવા જ સાધન છે અને અત્ર જે સેવા થાય છે તે ઐહિક ફલ છે, આ લૌકિક દેહથી જે સેવા થાય છે ત પારલૌકિક ફલ છે.

શ્રીમહાપ્રભુજી સેવાફલમાં ત્રણ ફલ દર્શાવે છેઃ—

**सेवायां फलत्रयम् । अलौकिक सामर्थ्यं सायुज्यं,**
**सेवोपयोगि देहो वा वैकुण्ठादिषु.**

**અર્થ:**—સેવા પોતે જ ફલરૂપ છે તેથી સેવાયાઃ સેવાનું ફલ ન કહેતાં સેવામાં સેવાયામ્ ત્રણ ફલ દર્શાવ્યાઃ—(૧) અલૌકિક સામર્થ્ય; (૨) સાયુજ્ય; (૩) વૈકુણ્ઠાદિમાં સેવામાં ઉપયોગી થાય એવો અલૌકિક દેહઃ-શ્રીહરિરાયજી આ શ્લોકના દ્વિતીય ચરણમાં ત્રીજા ફલની એટલે અલૌકિક દેહથી સેવા થવી એમ પારલૌકિક ફલનું સૂચન કરે છે.

**વિવેચનઃ**—પ્રભુની સેવા જ સાધન અને સેવા જ ફલ છે. એ જ પુષ્ટિમાર્ગીયોનું સર્વોપરિ કર્ત્તવ્ય છે. મર્યાદામાર્ગમાં સાધન ન્યારૂં અને ફલ પણ ન્યારૂં છે; જ્યારે પુષ્ટિમાર્ગમાં સાધન તથા ફલ એક જ છે. તેથી શ્રીહરિરાયજી કહે છે કે પ્રભુની સેવા સર્વોપરિ ફલરૂપ છે એમ સમજી કરવી. એ સેવા સાધનરૂપ છે એમ ન સમજવું; કારણ કે સેવા સાધનરૂપ છે એમ વિચાર કરવાથી જ્ઞાનમાર્ગીય થઈ જવાય છે. શ્રીકપિલદેવજીએ માતા પ્રતિ જ્ઞાનની ભાવના કરી હતી. નખશિખથી પ્રભુમાં મન લગાડીને પછી મનને (ત્યાંથી) ખેંચી લઈ નિર્ગુણની ભાવના કરી. પણ તે તો ન્યૂન ફલ છે. આ પ્રકારે સેવાને સાધનરૂપ જાણવાથી મોક્ષ ફલ પ્રાપ્ત થાય છે તેથી સદા સેવાને ફલરૂપ સમજવી. અત્ર જે લૌકિક દેહથી સેવા થાય તેને ઐહિક ફલ જાણવું અને અલૌકિક દેહથી જે સેવા થાય છે તેને પારલૌકિક ફલ જાણવું. (૮)

**मूलम्ः—तदर्थमेव कर्त्तव्यः सत्सङ्गो भाववर्द्धकः ।**
**अनिन्धनो वह्निरिव भावः शाम्येत्तु लौकिकात् ॥९॥**

**શબ્દાર્થ:**—તે અર્થે જ ભાવને વધારનારો સત્સંગ કરવો; કારણ કે બલતણ વિના જેમ અગ્નિ શાન્ત થાય છે તેમ ભાવ લૌકિકથી શાન્ત થાય છે. (૯)

**વિવેચનઃ**—ભગવદીયનો સત્સંગ ન થાય ત્યારે સેવાનો ભાવ હૃદયારૂઢ થતો નથી અને સેવા ક્રિયાવત્ થઈ જાય છે. તેથી બ્રહ્મસમ્બન્ધ લઈ પુષ્ટિમાર્ગીય ભગવદીયે સેવામાં તત્પર થઇ સત્સંગ કરવો. શ્રીઆચાર્યજી મહાપ્રભુજી નવરત્ન ગ્રન્થમાં કહે છે કે 'निवेदनं तु स्मर्त्तव्यं सर्वथा तादृशैर्जनैः' (બ્રહ્મસમ્બન્ધ લઈ) તાદૃશીય ભગવદીયના સંગમાં સર્વથા નિવેદનનું સ્મરણ કરવું. અન્યમાર્ગીય ગમે તેવો સારો હોય તો પણ તેનો સંગ કરવો નહિ. ઉપર

૩૫ મા શિક્ષાપત્રમાં કહ્યું છે કે:—"तदीयानां महद्दुःखं विजातीयेन सङ्गमः । संभाषणं सजातीयैरसङ्गो भाषणं च न" એ વચનાનુસાર વિજાતીય—અન્ય માર્ગીયની સાથે સમાગમ તથા સંભાષણ પણ ન કરવાં, એ ઉભય જ તદીયોનું મહદ્દુઃખ છે. ભગવદીયજનો એકત્ર થાય તો રસ ઉત્પન્ન થાય છે એમ નિરોધલક્ષણમાં શ્રીઆચાર્યજી કહે છે:—

महतां कृपया यावद्भगवद्यशः सुखदं सदा ।
न तथा लौकिकानां तु स्निग्धभोजनरूक्षवत् ॥

અર્થાત્:—"ભગવદીયના સંગમાં કીર્ત્તન કરવાથી બહુ આનન્દ આવે છે. ઘૃતયુક્ત ભોજનનો સ્વાદ મધુર લાગે છે, તેવો સ્વાદ એવા કીર્ત્તનમાં આવે છે; અને લૌકિક વાર્ત્તામાં તો લુખા ભોજનના સ્વાદ જેવો સ્વાદ આવે છે." તદીયના મુખથી શ્રવણ કરવાથી પ્રતિદિન ભાવ વૃદ્ધિંગત થાય છે, પણ લૌકિકના મુખથી શ્રવણ કરવામાં પેટ તો ભરાય છે પણ લુખા ભોજન જેવું લાગે છે. તેથી ભાવવૃદ્ધિને અર્થે પુષ્ટિમાર્ગીય ભગવદીયોએ એકત્ર થઈ સેવાસ્મરણ કરવું. જેમ અગ્નિમાં કાષ્ઠાદિકની પૂર્ત્તિ ન થાય તો અગ્નિ શીતલ થઈ જાય છે, તેમ ભગવદ્ભાવરૂપ અગ્નિમાં સત્સંગરૂપ ઇન્ધન ન લગાડવામાં આવે તો અગ્નિ શાન્ત થઈ જાય છે. જો ભગવદીયનો સંગ થાય તો સર્વભાવ અગ્નિવત્ વધે છે; અને લૌકિકનો સંગ થાય તો ભાવનાશ પામે છે. તેથી ભગવદીયનો સંગ કરવો. (૯)

**मूलम्:—आर्त्तिरेव सदा स्थाप्या हरिसंदर्शनादिषु ।**
**स्वास्थ्यं तु लौकिके नैव ददाति करुणानिधिः ॥१०॥**

**શબ્દાર્થ:**—હરિના સુન્દર દર્શનાદિમાં સદા આર્ત્તિ [આતુરતા] સ્થાપવી, કરૂણાનિધિરૂપ પ્રભુ લૌકિકમાં સ્વસ્થતા આપશે નહિ. [૧૦]

**વિવેચન:**—આ પુષ્ટિમાર્ગમાં આર્ત્તિ સર્વોપરિ ફલ છે. તેથી પ્રભુના દર્શનની આર્ત્તિ રાખવી. તેમ કરવાથી પ્રભુ કૃપા કરે છે એમ નિરોધલક્ષણ ગ્રન્થમાં શ્રીઆચાર્યજી કહે છે.

"क्लिश्यमानान् जनान्दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं सदानन्दं हृदिस्थं निर्गतं बहिः ॥
सर्वानन्द मयस्यापि कृपानन्दः सुदुर्लभः ।

**અર્થ:**—'જેમ કાષ્ઠની ભીતર અગ્નિ છે અને તે અગ્નિ જેમ મથન કરવાથી બહાર નીકળે છે, તેમ પ્રભુના દર્શનાર્થ ક્લેશ કરે તો [સર્વ સદાનન્દ] પ્રભુ, હૃદયમાંથી બહાર નીકળે છે, પ્રભુ સર્વ આનન્દમય છે તો પણ કૃપાનન્દ પરમ દુર્લભ છે. પ્રભુ ભક્તોપર કૃપા જ કરે છે.' તેથી હરિદર્શનની આર્ત્તિ હૃદયમાં સ્થાપિત કરવી, લૌકિકમાં આર્ત્તિ ન રાખવી, કારણ કે પ્રભુ લૌકિકમાં સ્વસ્થતા

કરે તો જીવ બહિર્મુખ થઈ જાય. પ્રભુ પોતે કરૂણાનિધિ છે, તેથી લૌકિકમાંથી સ્નેહ છોડાવી પ્રભુમાં જ સ્નેહ જોડે છે. શ્રીમદ્ભાગવતના એકાદશસ્કન્ધમાં ઉદ્ધવજીપ્રતિ શ્રીભગવાન્ કહે છે કેઃ—

"त्वं तु सर्वं परित्यज्य स्नेहं स्वजनबन्धुषु ।

मय्यावेश्य मनः सम्यक् समदृग्विचरस्व गाम्" [અ॰ ૭. શ્લો. ૬].

**અર્થઃ**—હે ઉદ્ધવ ! તું તો સર્વસ્વજન બન્ધુ ઉપરના સ્નેહનો પરિત્યાગ કરી મ્હારામાં મનનો સારી રીતે આવેશ કરી સર્વત્ર સમદૃષ્ટિ રાખીને ભૂમિ પર વિચર–પર્યટન કર.

આ પ્રકારે ભગવાન્ સર્વકર્મનો પરિત્યાગ કરી એક પોતામાં (શ્રીકૃષ્ણમાં) જ મન રાખવાનું કહે છે.

**मूलम्ः—तदीयानां स्वतश्चिन्तां कुरुते पितृवद्धरिः ।**

**पुनश्चिन्तां प्रकुर्वाणा मूर्खा एव न संशयः ॥११॥**

**શબ્દાર્થઃ**—હરિ [સર્વના દુઃખનું હરણ કરનારા પ્રભુ], જેમ બાલકોની ચિન્તા પિતા પોતે કરે છે, તેમ તદીય–ભગવદીયોની ચિન્તા પોતે જ કરે છે. તેથી પોતાની ચિન્તા પોતે જ કરનારા મૂર્ખ છે એમાં સંશય નથી. [૧૧]

**વિવેચનઃ**—તદીયોએ પોતાની તથા, દેહ સમ્બન્ધી તેમજ આલોક વા પરલોક સમ્બન્ધી કોઈ પણ ચિન્તા કરવી નહિ. પિતા પુત્રના પાલનની ચિન્તા રાખે છે તેથી પુત્રને કોઈ પણ ભય નથી. તે પ્રકારે પ્રભુ પોતે જ નિજ ભક્તોની ચિન્તા કરે છે. તો પણ જે કોઈ ભક્ત અજ્ઞાનથી ચિન્તા કરે તો તે મૂર્ખ છે–એમાં સંશય નથી. [૧૧]

**मूलम्ः—तस्मादाचार्यदासैस्तु मच्छिक्षायांसदा स्थितैः**

**सेव्यः प्रभुस्ततो भद्रमखिलं भावि सर्वथा ॥१२॥**

**શબ્દાર્થઃ**—તેથી શ્રી આચાર્યજીને શરણ આવી દાસ થયલા હોય અને મ્હેં જે શિક્ષા લખી છે તેમાં સ્થિત હોય એવા વૈષ્ણવોએ પ્રભુની સેવા કરવી તેથી જ તેમનું સર્વ ભદ્ર સર્વપ્રકારે થશે. [૧૨]

**વિવેચનઃ**—જેઓ શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રીવલ્લભાચાર્યજીના દાસ છે, તેમણે તો નિરન્તર આ મ્હારી શિક્ષા હૃદયમાં ધારણ કરવી. તેમને અર્થે આટલો બધો યત્ન કર્યો છે. જે અનેક ધર્મ છે તે અધિકારીભેદથી ભિન્ન ભિન્ન દર્શાવ્યા છે. ભક્તિમાર્ગમાં પણ પાઠ, ગુણગાન, વાર્ત્તા, શ્રવણ એ સર્વનો સમાવેશ થાય છે. એ સર્વમાં પ્રભુની સેવા મુખ્ય છે. તેમાં જ પ્રભુનું સન્મુખત્વ છે. સેવા વિના મુખ્ય ફલનો અધિકાર ન થાય, તેથી જે કોઈ પ્રભુની સેવા કરે છે તેનું સકલ કાર્ય સિદ્ધ થાય છે–એમ મનમાં નિશ્ચય સિદ્ધાન્તે રાખવો [૧૨]

શિક્ષાપત્રનું વિવેચન પૂર્ણ થતાં શ્રીગોપેશ્વરજી હરિજીવનદાસને કહે છે કે "ધન્ય છે તને! કે તારા હૃદયમાં શ્રીહરિરાયજીએ આવીને મ્હારૂં દુઃખ નિવૃત્ત કર્યું. આ શિક્ષાપત્રમાં મ્હેં જે વિવેચન કર્યું તે મ્હારી કૃતિ છે એમ ન જાણવું કારણ કે મ્હારા હૃદયમાં પ્રવેશ કરી શ્રીહરિરાયજીએ જ કર્યું છે. શ્રીહરિરાયજીના હૃદયમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી તથા શ્રીગુસાંઈજી નિરન્તર વિરાજે છે, તેથી એ ભાવ પ્રકટ થયો છે. તમે પરમ ચતુર છો તેથી એ રત્નને અત્યન્ત ગુપ્ત રાખજો. કોઈને બતાવવા યોગ્ય નથી."

॥ इति श्री हरिरायजीविरचितमेकचत्वारिंशत्तमं शिक्षापत्रं श्रीगोपेश्वरजी कृत टीकानुवाद सहितं समाप्तम् ॥४१॥

## ભાવસ્વરૂપનિરૂપણ.

મૂલ શ્લોકનાં એક પુસ્તકમાં આડત્રીસમો શિક્ષાપત્ર નવીન જ છે જે અન્ય કોઈ પુસ્તકમાં નથી એટલે જો કે શિક્ષાપત્રોની અન્દરનો નથી, તથાપિ શ્રીહરિરાયજીકૃત છે અને એનો અભિપ્રાય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ જાણવા જેવો છે તેથી તેના મૂલ શ્લોક તથા અર્થ નીચે પ્રમાણે છે:—

**મૂલમ્:—रसात्मकतया सिद्धः परमात्मा श्रुताविति ।**
**संयोगविप्रयोगाभ्यां शृङ्गाररसतो हरिः ॥१॥**

**અર્થ:**—શ્રુતિમાં રસાત્મકતાથી પરમાત્મા [શ્રીકૃષ્ણ] સિદ્ધ છે. સંયોગ અને વિપ્રયોગના ભેદથી શ્રૃંગારરસથી સરસ [રસપૂર્ણ] હરિ છે. કારણ કે વેદમાં પોતે [1][ પરમાત્મા હરિ ] રસરૂપ છે એમ કહ્યું છે, તેથી રસનું ગ્રહણ કરીને પોતે આનન્દયુક્ત થાય છે. પોતે આનન્દઘન છે. સર્વ રસમાં શ્રૃંગારરસ મુખ્ય છે એ શ્રૃંગાર સંયોગ અને વિપ્રયોગ એમ બે પ્રકારનો છે. તેથી એ બે પ્રકારના શ્રૃંગારથી પ્રભુ સરસ છે.

**મૂલમ્:—धर्मधर्मिविभेदेन तावपि द्विविधौ मतौ ।**
**धर्मरूपस्तु संयोगो बहिः प्राकट्यपालतः ॥**
**परोक्ष अन्तरा यस्तु स धर्मिरूप संमतः ॥२॥**

१. શ્રુતિ કહે છે કે—रसो वै सः । रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति । आनन्दघनः रसघन एष आत्मा । તે ( પરમાત્મા ) નિશ્ચય રસ છે. નિશ્ચે આ, રસને પ્રાપ્ત કરીને જ આનન્દી થાય છે. આ આત્મા ( પરમાત્મા ) આનન્દઘન છે, રસઘન છે. ઇત્યાદિ.

वियोगे ऽपि तथा यस्तु प्रभु प्र कट्य साध  ः।
स्वतन्त्रफलरूपो यः स्वरूपावेशतो हरेः।
धर्मिरूपः स वि .यो ना [illegible]जनः ॥३॥

અર્થઃ—સંયોગ અને વિપ્રયોગ પણ ધર્મ અને ધર્મિ એવા ભેદને લીધે બબ્બે પ્રકારના છે. તેમાં જે સંયોગ બહાર પ્રભુના પ્રાકટયથી સિદ્ધ થાય છે તે ધર્મરૂપ છે; અને પરોક્ષમાં (હૃદયની ભીતર પ્રભુ પધારે ત્યારે) ભીતરનો સંયોગ થાય છે તે ધર્મિરૂપે મનાયો છે. તેમ જ વિપ્રયોગ પણ જે પ્રભુના પ્રાકટયને સાધનારો છે; તે ધર્મરૂપ છે (જેમ રાસપંચાધ્યાયીમાં વ્રજભક્તોને વિરહ થયો ત્યારે પ્રભુ પ્રકટ થયા.) અને હૃદયમાં પ્રભુનો આવેશ થઈ જાય છે તેથી જે વિપ્રયોગ સ્વતન્ત્ર ફલરૂપ થાય છે તેને ધર્મિરૂપ જાણવો. (જેમ કે વ્રજભક્તોને વિરહ દશામાં ધર્મિરૂપ વિપ્રયોગનો અનુભવ થયો છે.) શ્રી ભાગવતના એકાદશસ્કન્ધમાં શ્રીભગવાને ઉદ્ધવ પ્રતિ કહ્યું છે કેઃ-

" ता नाऽविन्दन्मय्यनुषङ्गबद्धधियः स्वमात्मानमदस्तथेदम्।
यथा समाधौ मुनयोऽब्धितोये नद्यः प्रविष्टा इव नामरूपे "[अ. १२-१२]

અર્થ—મ્હારામાં સ્નેહથી જેમણે બુદ્ધિ બાંધી છે એવા ગોપીજનો પોતાના દેહને, પરલોકને તથા આ જગતને જાણતા ન હતા. એમાં દૃષ્ટાન્તઃ- મુનિઓ સમાધિમાં તથા નદીઓ સમુદ્રમાં પ્રવિષ્ટ થઈને પુનઃ પોતાનાં નામ તથા રૂપને કંઇ પણ જાણતા નથી, તે જ પ્રકારે ગોપીજનો પણ (ભગવદ્ધ્યાનમાં તલ્લીન થઈ જઇ), પોતાનું કંઈ પણ જાણતા ન હતા. આ પ્રકારે જે વિપ્રયોગમાં ભગવદાવેશ થઇ જાય તે (વિપ્રયોગ) ધર્મિરૂપ છે, તેમાં આવિર્ભાવનું પ્રયોજન નથી. (૩)

मूलम्ः—बहिः संवे नं वापि तदसंवेदनं तथा।
तयोरवस्थाद्वितयं भावेनैव न चान्यथा ॥४॥

શબ્દાર્થઃ—અથવા જે વિપ્રયોગમાં બહારનું જ્ઞાન રહે (અર્થાત્ સર્વ પ્રપંચનું જ્ઞાન રહે), તે ધર્મરૂપ વિપ્રયોગ છે અને જેમાં એ જ્ઞાન ન રહે (અર્થાત્ ભગવન્મય ચિત્ત થઇ જાય, અન્ય કશું જાણે નહિ,) તે ધર્મિરૂપ વિપ્રયોગ છે. આ બન્ને પ્રકારના વિપ્રયોગની ઉભય અવસ્થા ભાવથી થાય છે, અન્યથા (ભાવ વિના) થતી નથી. (૪)

मूलम्ः—वियोगात्म  रूपेण संयोगाभावव  द्वयम्।
[illegible] भावे तत्र साक्षात्तथा क्रिया ॥५॥

तदा सैव न विप्रयोगा- मव एव हि।
एवं सततं द्वावेव -- न्तरा भा -- ते ॥६॥

અર્થ:—વિપ્રયોગાત્મક સ્વરૂપે કરીને ધર્મ અને ધર્મિરૂપ એમ બે અવસ્થા છે. તે સંયોગના અભાવવાળી છે. એમાં સંયોગ નથી. જો બહારના પ્રપંચનું જ્ઞાન ન રહે એવો ભગવદાવેશ થઈ જાય તો એ વિપ્રયોગાત્મક સ્વરૂપમાં સાક્ષાત્ [ તેવી ? ] ક્રિયા છે. સંયોગમાં જેટલો આનન્દ છે તથા જેવી ક્રિયા છે, તે પ્રમાણે આ વિપ્રયોગમાં થાય છે. [૫] વિપ્રયોગ થાય ત્યારે બહારના પ્રપંચનું જ્ઞાન રહે તો કેવલ વિપ્રયોગનો જ અનુભવ થાય. ભગવદાવેશનો અનુભવ થાય નહિ. એમ નિરન્તર બે પ્રકારનો વિયોગ છે. તેને જ સ્વતન્ત્ર ભક્તિ કહી છે. [૬]

मूलम्:—भावरूपः स्वरूपात्मा निरुद्धः पूर्ण एव सः।
धर्म --वि--योगेऽपि प्रविशन्ति गुणा हरेः ॥७॥
धर्मिरूपे तत्र कृष्णः कोशवत्प्रावेशेत्पुनः।
यथा (--प्र----- मुर्त्तिः) भगव-ावेशो-र्त्तिकाशे
-रस्तथा ॥८॥

અર્થઃ—વિપ્રયોગાત્મક પ્રભુ ભાવરૂપ છે અને તે [ હૃદયમાં ] નિરૂદ્ધ થયેલા પૂર્ણ જ છે. ધર્મરૂપ વિપ્રયોગમાં પણ હરિના ગુણ એમાં પ્રવેશ કરે છે.[1] અને ધર્મિરૂપ વિપ્રયોગમાં શ્રીકૃષ્ણ મૂર્ત્તિની પેઠે[2] પ્રવેશ કરે છે. જેમ મૂર્ત્તિરૂપમાં ભગવદાવેશ થાય છે તેમ એમાં હરિનો આવેશ થાય છે. [૮—૯]

मूलम्:—तेषु भाव-यं सिद्धं स्त्रीभावः सहजः पुरा।
आविष्टभगवद्रू-ः पश्चाज्ज-ता -वि-ातः ॥९॥
तेषु धर्मा अपि तथा दृश्यन्ते -िविधा अपि।
एवमवास्मदाचार्यस्वरूपमव-ध्यताम् ॥१०॥

અર્થ:—ઉપર જે ધર્મ અને ધર્મિના ભેદ કહ્યા તેમાં બે ભાવ સિદ્ધ છે. પ્રથમ તો સહજ થયો હોય એવો સ્ત્રીભાવ છે અને પછી આવિષ્ટ થયેલા

---

૧ ધર્મરૂપ વિપ્રયોગમાં હૃદયમાં પ્રભુના ગુણનો આવેશ થાય છે અને એ ગુણોના અનુભવથી વિપ્રયોગનો અનુભવ થાય છે.

૨ મૂર્તિમાં જેમ પ્રભુનો આવેશ થાય છે, તેમ ધર્મિરૂપ વિપ્રયોગમાં શ્રીકૃષ્ણનો આવેશ થાય છે. જેમકે વ્રજભક્તોને વિપ્રયોગથી સર્વાત્મભાવ સિદ્ધ થયો હતો.

ભગવાન્નો ભાવ વિશેષતઃ થાય છે. (૯) તેમાં એવા [ બે પ્રકારના ] ધર્મ પણ દેખવામાં આવે છે. આપણા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું સ્વરૂપ પણ એવું જ જાણવું.

मूलम्:– स्वामिनीभगवद्भावयुतं चापि विलक्षणम् ।
अत एवोभयं तत्तद्ग्रन्थे विनिरूप्यते ।
प्रभुभिः स्वामिनीभावभगवद्भावयुक्ततः ॥११॥

અર્થઃ—ઉપર જે શ્રીસ્વામિનીભાવ તથા ભગવદ્ભાવનું નિરૂપણ કર્યું તે ભાવયુક્ત શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું સ્વરૂપ છે. અર્થાત્ ધર્મ અને ધર્મિરૂપ વિપ્રયોગ-ભાવયુક્ત છે. તો પણ તે વિલક્ષણ છે. તેજ પ્રકારે તે તે[1] ગ્રન્થમાં શ્રીગુસાંઈજીએ શ્રીસ્વામિનીભાવ તથા ભગવદ્ભાવયુક્તપણાથી બન્ને ભાવાત્મકનું નિરૂપણ કર્યું છે. (૧૧)

मूलम्:–'सर्वलक्षणसम्पन्न' इति नाम विराजते ।
तथा तत्रैव 'रासस्त्रीभावपूरितविग्रहः' ॥१२॥
वस्तुतः कृष्ण एवेति चोक्तं श्रीवल्लभाष्टके ।
एवं विदित्वा तद्रूपं कर्तव्यः सर्वदाश्रयः ॥१३॥

અર્થઃ-શ્રીસર્વોત્તમજીમાં 'सर्वलक्षणसम्पन्नः' [ સર્વ લક્ષણયુક્ત ] એ નામ વિરાજિત છે. તેજ પ્રમાણે અત્ર પણ 'रासस्त्रीभाव पूरितविग्रहः' રાસસ્ત્રી એટલે વ્રજભક્તો; તેમના ભાવથી જેમનું શ્રીઅંગ પૂર્ણ છે એવા ભાવાત્મક શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પોતે છે. શ્રીગુસાંઈજીએ શ્રીવલ્લભાષ્ટક ગ્રન્થમાં કહ્યું છે કેઃ-

"अज्ञानाद्यन्धकार प्रशमनपटुताख्यापनाय त्रिलोक्यामग्नित्वं
वर्णितं ते कविभिरपि सदा वस्तुतः कृष्णएव"

અર્થ:—"ત્રિલોકમાં અજ્ઞાનાદિક અન્ધકારની શાન્તિ કરવાનું ચાતુર્ય પ્રસિદ્ધ કરવાને અર્થે આપનું [શ્રીવલ્લભાચાર્યજીનું] અગ્નિત્વ કવિઓએ વર્ણવ્યું છે, પરંતુ સદા વસ્તુતઃ આપ શ્રીકૃષ્ણ જ છો." એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સ્વરૂપને જાણીને સદા સર્વદા એમનો આશ્રય કરવો. (૧૨-૧૩)

इति श्रीहरिरायजीविरचितं रसात्मकश्रीवल्लभस्वरूपाने निरूपणं समाप्तम् ॥

---

૧ 'सौन्दर्यं निजहृद्गतं प्रकटितम्—' ઇત્યાદિ શ્લોકમાં જે સ્વરૂપ નિરૂપિત છે તે અભિપ્રાય અત્ર સમજવો.